# મહમૂદુલ ફતાવા

ભાગ-૧


હઝરત મુફતી અહમદ ખાનપુરી સા. (દા.બ.)

સદર મુફતી જામિઅહ ઈસ્લામિય્યહ ડાભેલ – સિમલક



સંપાદન પ્રસ્તાવના

મુફતી અબ્દુલ કય્યુમ રાજકોટી



પ્રકાશક

મકતબએ અન્વર મહમૂદનગર

જામિઅહ ડાભેલ પાસે.

# મહમૂદુલ ફતાવા




હઝરત મુફતી અહમદ ખાનપુરી સા. (દા.બ.)
સદર મુફતી જામિઅહ ઈસ્લામિય્યહ ડાભેલ – સિમલક

સંપાદન | પ્રસ્તાવના

મુફતી અબ્દુલ કય્યુમ રાજકોટી

**—: નોંધ :—**

બે ગુજરાતી માસિક :
(૧) અલ ઈસ્લાહ (સિમલક) અને
(૨) બયાને મુસ્તફા (અક્કલકુવા) માં
પ્રગટ થયેલ ફતાવાનો સંગ્રહ.

પ્રકાશક

મકતબએ અન્વર મહમૂદનગર
જામિઅહ ડાભેલ પાસે.

કિતાબનું નામ : મહમૂદુલ્ફતાવા
(ભાગ પહેલો)

લેખક : હઝરત મુફતી અહમદ સાહબ ખાનપૂરી દામત બરકાતુહુમ

સંપાદક : મુફતી અબ્દુલ કય્યૂમ રાજકોટી (મુઈન મુફતી મદ્રસા જામિઅહ ઈસ્લામિય્યહ તાલિમુદ્દીન, ડાભેલ.)

પાના : ૬૦૦

છાપણી વર્ષ : હિ.સ. ૧૪૩૧, ઈ.સ. ૨૦૧૦

કમ્પ્યૂટરાઈઝ્ડ બાય : કુરૈશી ગ્રાફિક્સ, ભાવનગર-૧.
મો :- 9824 786 864

-: મળવાનું સ્થળ :-
મકતબએ અન્વર
મહમૂદનગર, જામિઅહ ઈસ્લામિય્યહ પાસે,
ડાભેલ - ૩૯૬૪૧૫. જિ.નવસારી, ગુજરાત.
મોબાઈલ :- ૦૯૯૨૪૬૯૩૪૭૦

# મહમૂદુલ્ફતાવાના પહેલા ભાગના વિષયો એક નજરમાં

## મહમૂદુલ્ફતાવાના દીબાચાની

# અનુક્રમણિકા

## મહમૂદુલ્ફતાવાના પહેલા ભાગના મસાઈલની

# અનુક્રમણિકા

| ક્રમ નં. | વિષયો | પાના નં. |
|---|---|---|

## (૧) ઈમાન કુફ્ર અને શિર્ક



## (૨) અકીદા

## (૩) ફિરકાઓ



## (૪) બિદઅતો અને રિવાજો

## (૫) કુર્આન અને તફસીર

## (૬) હદીસ

## (૭) તસવ્વુફ કિંવા અધ્યાત્મવાદ



## (૮) અમલિયાત કિંવા તાવીઝ-દોરા



## (૯) તબ્લીગ

## (૧૦) તારીખ કિંવા ઈતિહાસ

## (૧૧) સિયાસત કિંવા રાજકારણ



## (૧૨) ખ્વાબ



## (૧૩) પાકી–નાપાકી, વુઝૂ, ગુસ્લ

## (૧૪) અઝાન



## (૧૫) નમાઝના વખતો



## (૧૬) નમાઝ

## (૧૭) ઈમામત

## (૧૮) વિત્ર



## (૧૯) તરાવીહ

## (૨૦) સજદએ સહવ



## (૨૧) મુસાફિરની નમાઝ



## (૨૨) બીમારની નમાઝ અને ફિદયો

## (૨૩) જુમ્આ અને ઈદૈન



## (૨૪) જનાઈઝ

## (૨૫) શહીદ



## (૨૬) ઈસાલે સવાબ

# દીબાચો

## સંપાદકની વાત

-- અબ્દુલ કય્યૂમ રાજકોટી.

بسم الله الرحمن الرحيم

نحمده و نصلی علی رسوله الکریم

સઘળા વખાણ અને તારીફ અલ્લાહ તઆલા માટે છે, એણે જ આ જગતને અસ્તિત્ત્વ આપ્યું છે.

અને દુરૂદ વ સલામ અલ્લાહના અંતિમ પયગંબર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઊપર, એમણે જ આવીને દુનિયામાં સત્યનો સાદ ગુંજતો કર્યો.

ઈસ્લામી ફિકહ કુર્આન–હદીસનો નિચોડ અને ફુકહાએ કિરામના ઉચ્ચ જ્ઞાન તેમજ શ્રેષ્ઠ ચિંતન–મનનનું ફળ છે. અલ્લાહ તઆલાએ જેમને ફિકહ (ઈસ્લામી કાયદા કાનૂન અને મસાઈલ)ની સમજની નેઅમત આપી છે, એમણે દરેક ઝમાનામાં ઉમ્મતની રેહબરી ફરમાવી છે. બદલાતા સંજોગો અને રોજ–બરોજ નવીનીકરણ પામતી રીતો–પ્રણાલીઓ વિશે વ્યકિતગત કે સમુહલક્ષી, દરેક બાબતોમાં સ્પષ્ટ અને આધારભૂત આદેશો અને આદર્શો દ્વારા માર્ગદર્શન પુરૂં પાડયું છે. ચૌદસો વરસનો ઈસ્લામી ઈતિહાસ સાક્ષી છે કે ફુકહાએ કિરામે દરેક કાળે દિલનો દીપ જલાવીને કુર્આન – હદીસના

સમંદરમાં ડૂબીને, વખતો – વખત ઉપસ્થિત થતા પ્રશ્નો બાબત શરીઅતનો હુકમ અને હલ રજૂ કર્યો છે. શરીઅતનો હુકમ જાણવા – સમજવામાં જીવનની કીમતી પૂંજીનું બલિદાન આપી દીધું. અલ્લાહ તઆલાના આ નેક બંદાઓ દ્વારા ઉમ્મતને આપવામાં આવેલ આ કીમતી પૂંજી અને દોલત ઈસ્લામી વિદ્યાઓનું તત્ત્વ – સત્વ છે અને વાસ્તવમાં એ ઉમ્મતની મહામૂલી પૂંજી છે.

ઉમ્મતને મળતા આ ફિકહી માર્ગદર્શનની એક કડી કહો કે ફિકહી માર્ગદર્શનનું એક નાનકડું ઝરણું, જામિઅહ ઈસ્લામિય્યહ ડાભેલના દારુલ ઈફતાનો ફૈઝ છે. પાછલા ૮૪ વરસોથી અત્રેથી ફતવા રૂપી માર્ગદર્શન આપવામાં આવે છે. એના સોનેરી ઈતિહાસની એક ઝલક આગળ આવતા પૃષ્ઠોમાં કિતાબની પ્રસ્તાવના સ્વરૂપે આપવામાં આવી છે.

દારુલ ઈફતાના લગભગ બધા જ મુફતી સાહેબોના ફતાવા અનેક રજીસ્ટરોમાં ફેલાયેલા છે. ૮૪ વર્ષનો આ ખઝાનો રજીસ્ટરોમાં રક્ષિત–મહફૂઝ હોવા છતાં અરક્ષિત છે, કારણ કે આ ચોપડાઓ ઘણાં જ જૂના અને જર્જરિત થઈ ગયા છે. પાનાઓ ઉઠલાવવા અને ખોલીને વાંચવું પણ મુશ્કેલ છે, હજુ પણ જો આ કીમતી ખઝાના પ્રતિ ધ્યાન આપવામાં નહીં આવે તો એના નષ્ટ થવાનો ખતરો સ્પષ્ટ છે.

જામિઅહ ઊપર એક એવો કપરો કાળ આવ્યો છે, જયારે ફતાવા નકલ કરવા માટે કાગળ પણ ન હતા અને નકલ કરનાર માણસ પણ નહીં, આ જ કારણે જૂના રજિસ્ટરોમાં ઘણી જગ્યાએ સવાલ પૂછનારનો પત્ર જ રાખી મૂકીને ચોંટાડી દેવામાં આવ્યો છે. ૧૩૬૧ હિ.ના રિપોર્ટથી માલૂમ પડે છે કે ઉસ્તાદોના પગારની પણ વ્યવસ્થા ન હતી. જામિઅહની તિજોરીમાં ફકત સાડા નવ રૂપિયાની પૂંજી હતી. આવા તંગીના ઝમાનામાં ફતાવા તરફ પૂરતું ધ્યાન ન આપવામાં આવ્યું હોય એ શકય છે, પણ આજનો યુગ દરેક રીતે સમૃદ્ધ છે. આધુનિક ટેકનોલોજીથી પણ આ બધું રક્ષિત કરી શકાય છે. જરૂરત છે ફિકરમંદોએ ધ્યાન અને નઝર કરવાની.

آناں کہ بنظر خاک را قصر کنند
آیا بود کہ گوشۂ چشمے بما کنند

આપના હાથોમાં મોજૂદ આ કિતાબ 'મહમૂદુલ ફતાવા' હઝરત મુફતી અહમદ ખાનપૂરી સાહેબ દા.બ.(સદર મુફતી જામિઅહ ઈસ્લામિય્યહ ડાભેલ)ના ફતાવા છે. અલ્લાહ તઆલાએ મુફતી સાહેબને ઈલ્મ, બુઝુર્ગી, તકવા, તહારતના ઉચ્ચ સ્થાને બેસાડયા છે. તસવ્વુફમાં શયખુલ મશાઈખ હઝરત મવલાના મુહમ્મદ ઝકરિય્યા (રહ.)ના તરજુમાન અને મુરીદ છે. ફિકહમાં એમના બીજા શેખ ફકીહુલ ઉમ્મત હઝરત અકદસ મુફતી મહમૂદ હસન ગંગોહી (રહ.)ના જાનશીન અને ખલીફા છે. મુફતીએ ગુજરાત હઝરત સય્યિદ મુફતી અ.રહીમ લાજપૂરી (રહ.)ના વિશ્વાસુ છે અને ઈલ્મે હદીસમાં મુહદ્દિષે દારુલ ઉલૂમ દેવબંદ હઝરત મવલાના સઈદ અહમદ સાહેબ પાલનપૂરી દા.બ.ના શાગિર્દે રશીદ છે. પાછલા ૨૩ વરસોથી આપના ફતાવાથી એક આખી દુનિયા લાભ ઉઠાવી રહી છે. અહલે ઈલ્મમાં આપના ફતાવા મહત્ત્વપૂર્ણ સમજવામાં આવે છે. વરસોથી અનેક મેગેઝિનોમાં પણ આપના ફતાવા છપાઈ છે.

★ ગુજરાતી ફતાવા સૌપ્રથમ ૧૯૯૩માં 'બયાને મુસ્તફા' (અક્કલકુવા, મહારાષ્ટ્ર)માં છપાવા શરૂ થયા, ૨૦૦૯ સુધી આ સિલસિલો ચાલ્યો પછી બંધ કરી દેવામાં આવ્યો.

★ અલ-ઈસ્લાહ માસિક (મજલિસે ખુદ્દામુદ્દીન, સીમલક)માં ૨૦૦૦ ઈ.માં છપાવા શરૂ થયા, આજ સુધી છપાઈ છે.

★ ઉર્દૂ ફતાવા 'અઝાને બિલાલ' માસિક (આગ્રા-યુ.પી)માં અને મુંબઈના ઉર્દૂ ટાઈમ્સ દૈનિકમાં સાપ્તાહિક ધોરણે ૧૪૨૪ હિ.થી છપાઈ છે.

અખબારી ફતાવાનો આ સિલસિલો ઘણો જ લોકપ્રિય થયો, એના વડે વાચકોને ઘણી જ દીની જાણકારી અને રાહબરી પ્રાપ્ત થઈ.

અખબાર અને મેગેઝિનોનું જીવન ટૂંકું હોય છે, એનો રેકોર્ડ રાખવો અને સુરક્ષિત કરવું અઘરું છે. એટલે અમુક દોસ્તો અને મારું પણ મંતવ્ય

હતું કે આ ઈલ્મી ખઝાનાને પુસ્તક સ્વરૂપે સંગ્રહિત કરી લેવામાં આવે, જેથી અહિંયાંના પાછલા ફતાવાની જેમ રજિસ્ટરોમાં ઉધઈને હવાલે ન થઈ જાય અને ભવિષ્યની પેઢી આ ઈલ્મી ખઝાનાથી લાભ ઉઠાવી શકે. અલ્લાહ તઆલાના ફઝલો કરમથી હાલ મહમૂદુલ ફતાવા ત્રણ ભાગમાં રજૂ કરવાની સઆદત પ્રાપ્ત થઈ રહી છે.

ગુજરાતીની સાથે સાથે ઉર્દૂ ફતાવા પણ ત્રણ ભાગોમાં 'મહમૂદુલ ફતાવા'ના નામથી પ્રકાશિત થઈ ચૂક્યા છે, એમાં ઉર્દૂ પેપરોમાં છપાયેલ અથવા ઉર્દૂભાષી લોકો તરફથી પૂછવામાં આવેલ ફતાવા શામેલ છે. અમુક ફતાવા ઉર્દુ ગુજરાતી બન્નેવમાં છે, જે જરૂરતને સામે રાખી એકથી બીજી ભાષામાં અનુવાદિત કરવામાં આવ્યા છે.

આ કિતાબમાં બયાને મુસ્તફા માસિક અને અલ–ઈસ્લાહ માસિકમાં છપાયેલ ગુજરાતી ફતાવા ભેગા કરવામાં આવ્યા છે.

યાદ રહે કે મુફતી સાહેબ પાછલા ઘણા વરસોથી આંગળીની તકલીફના લઈ સ્વયં લખવાથી અશકત છે. એટલે પોતે બોલીને મુફતી રૂહુલ અમીન સાહેબ સૂરતી પાસે લખાવે છે. આ સંગ્રહમાં મુફતી સાહેબે લખેલા અને લખાવેલા, બન્ને પ્રકારના ફતાવા શામેલ છે.

પહેલાં ભાગના આરંભે મુજ નાચીઝની પ્રસ્તાવના છે, જેમાં મુફતી સાહેબ દા.બ.નું જીવન વૃતાંત કંઈક વિસ્તારથી દર્શાવવાનો પ્રયત્ન કર્યો છે.

એનું કારણ એ છે કે મુફતી સાહેબના અકીદમંતો અને મુરીદોનું વર્તુળ દિવસે–દિવસે વિસ્તરતું જાય છે. એક તરફ આપ તલબાને મુફતી બનાવનાર છે, તો ઉલમાની એક મોટી જમાઅત માટે સુલૂક–તસવ્વુફના રસ્તે ચલાવનાર રાહબર શેખ (પીર) પણ છે. આ બધી સેવાઓના ફળસ્વરૂપ આપનાં ફૈઝ અને બરકત દૂર–સુદૂર દેશ–વિદેશમાં ફેલાય રહયાં છે.

લાંબા સમયથી અકીદતમંદોની માંગણી હતી કે હઝરત અકદસ મુફતી સાહેબનું જીવનચરિત્ર પ્રગટ થઈ સામે આવવું જોઈએ, જેથી એને વાંચીને લોકોને સીધા રસ્તે ચાલવાની તોફીક મળે, અમલ અને મહેનત માટે પ્રેરણા મળે, તેમજ દઢતા–અડગતાનો સંકલ્પ થાય.

ફતાવાનું મહત્ત્વ ફતવો આપનારની કાબેલિયત અને લાયકાતના આધારે જ આંકવામાં આવે છે. આ જ કારણોસર હઝરત મુફતી સાહેબની તાલીમના બન્નેવ ઝમાના (તાલિબે ઈલ્મી અને ઉસ્તાદ તરીકે)ના અહેવાલ રજૂ કરવાનો પણ પ્રયત્ન કર્યો છે.

અલ્લાહ તઆલાના વિશેષ બંદાઓની સીરત–જીવનચરિત્ર અનેક કારણોસર મહત્ત્વ ધરાવે છે. હઝરત મવલાના મુહમ્મદ યૂસુફ લુધ્યાનવી (રહ.) (મૃત્યુ:૧૪૨૧ હિ.)એ ચાર કારણોથી એનું મહત્ત્વ દર્શાવ્યું છે.

(૧) એમની સવાનેહ–જીવનચરિત્ર, એમની સોહબત (સાથ–સંગ)ની ખોટ પૂરી કરે છે. જે સમય એના વર્ણન, વાંચન અને વિચારમાં વીતે, એ બધો સમય જાણે એમની સોહબતમાં જ પસાર થાય છે.

કોઈ લેખકની કિતાબનો અભ્યાસ એના સંગાથે રહેવાની જેમ છે, એનાથી લેખકના અંતરભાવો અને વિચારો અપ્રત્યક્ષ રીતે વાચકના દિલ–દિમાગ સુધી પહોંચે છે, આ જ પ્રમાણે કોઈના જીવનચરિત્રના વાંચનથી એના અંતરભાવો, લાગણીઓ અને વિચારો વાંચકના દિલ–દિમાગમાં પહોંચે છે.

(૨) અલ્લાહ તઆલાની વિશેષ રહમત અલ્લાહવાળાઓ અને બુઝુર્ગોની સાથે હોય છે. એટલે એમનું વર્ણન અલ્લાહની રહમત ખેંચી લાવે છે. આવું એટલા માટે થાય છે કે મહબૂબ (પ્રિયતમ)ની જેમ એનું વર્ણન પણ પ્રિય હોય છે. માટે જે લોકો અલ્લાહના નેક બંદાઓનું વર્ણન કરે છે, અલ્લાહની રહમત એમના ઊપર પણ હોય છે.

هم القوم لا يشقى بهم جليسهم

**તર્જમા** : તે એવા લોકો છે કે તેમની સાથે બેસવાવાળા બદનસીબ નથી થતાં.

(૩) એમની દઢતા–અડગતા, ઈખ્લાસ–લિલ્લાહિયત, ત્યાગ–તપસ્યા અને તવક્કુલના પ્રસંગો–ઘટનાઓ માનવતાના પંથ (રસ્તા)ના દીવાઓ છે. એના પ્રકાશ વડે માનવતાના રાહ ભૂલેલાઓને સાચો માર્ગ મળે છે. એમના પગલાં આવતી પેઢીઓ માટે રસ્તાની કેડી બને છે.

માનવતાની સફર એમના માર્ગે ચાલીને જ સફળતાની મંઝિલ સર કરે છે.

(૪) અલ્લાહના આ મકબૂલ બંદાઓનું અસ્તિત્વ દરેક કાળે ઈસ્લામની સત્યતાનું પ્રતિક અને દલીલ હોય છે, એમના વડે અલ્લાહ તઆલા દુનિયાવાળાઓ પ્રતિ સન્માર્ગે ચાલવાનો નમૂનો રજૂ કરે છે. એટલે આ બુઝુર્ગોનું વર્ણન જાણે ઈસ્લામની સદાકાળી વસંતની મનમોહક કહાણી છે. એના વડે ઈસ્લામનો ચમત્કાર વ્યકત થાય છે.

[હઝરત શૈખુલ હદીષ મવ્લાના મુહમ્મદ ઝકરિય્યા
મુહાજિરે મદની (રહ) ઔર ઉન્કે ખુલફાએ કિરામ ૨૩-૨૪]

મુફતી સાહેબ જિલ્લા ભરૂચથી સંબંધ ધરાવે છે અને આ વિસ્તાર ગુજરાતના પ્રાચીન અને પ્રખ્યાત સમુદ્રી કિનારે આવેલ છે. ભૂતકાળની યાદો એનાથી જોડાયેલી છે, આ પ્રદેશની અનેક ઐતિહાસિક હસ્તીઓ, વિશ્વ ફલકે ચમકી ચૂકી છે અને આ જ સોનેરી સાંકળની એક કડી મુફતી સાહેબ પણ છે. ગુજરાતના મશ્હૂર વિદ્વાન અને ગુજરાતના ઈતિહાસ ઊપર ઊંડું જ્ઞાન ધરાવતા હઝરત મવલાના અબ્દુલ્લાહ કાપોદ્રવી સાહેબ દા.બ.એ મુજ નાચીઝની વિનંતીથી પ્રસ્તાવનામાંથી ભરૂચના ઈતિહાસ સંબંધી માહિતીને જોઈ-વાંચીને સંતોષ વ્યકત કર્યો છે. فجزاهم الله احسن الجزاء

પ્રસ્તાવના આરંભ કરતી વખતે તે આટલી લાંબી થશે, એવી કલ્પના પણ ન હતી. પણ મીઠી યાદો અને મનમોહક અહેવાલે એવો બાંધી લીધો કે લખાણની લંબાઈનો અહેસાસ પણ થયો નહીં. વિષય બીજો હતો એટલે લાચાર કલમ રોકવી પડી.

قلم بشکن، سیاہی ریز، کاغذ سوز، دم درکش
حسن ایں قصۂ عشقت در دفتر نمی گنجد

અલ્લાહ તઆલાની બરકતવંતી ઝાતથી ઉમ્મીદ છે કે હઝરત મુફતી સાહેબના અહેવાલ અને અનુભવો ઈલ્મેદીન અને અરબી મદારિસના તલબા

તેમજ ઉસ્તાદો માટે બસીરતનો સુરમો બનશે.

وما ذلك على الله بعزيز

આ સંગ્રહનું નામ 'મહમૂદુલ ફતાવા' હઝરત મુફતી સાહેબે પોતે નક્કી ફરમાવ્યું છે. એમાં હઝરતના મહબૂબ પીર, હઝરત ફકીહુલ ઉમ્મત મવલાના મુફતી મહમૂદ હસન ગંગોહી (રહ.) પ્રતિ સંબંધ દર્શાવવાનો પવિત્ર આશય છે.

પોતાના મુર્શિદ–પીરથી ગાઢ અકીદતનો સંબંધ ધરાવતા લોકોને એમના પોતાના કામોમાં પણ પીરનો જ પ્રભાવ દેખાતો હોય છે, આપણા અકાબિરમાં હઝરત થાનવી (રહ.)ને એમના પીર હઝરત અકદસ હાજી ઈમ્દાદુલ્લાહ સાહેબ (રહ.)થી જેવો સંબંધ અને મહોબ્બત હતાં, એ કહેવાની જરૂરત નથી, એટલે જ હઝરત થાનવી (રહ.) એમના સઘળા કામોને એમના શેખના નામ સાથે જોડતા હતા. ખાનકાહનું નામ ખાનકાહે ઈમ્દાદીય્યહ, મદરસાનું નામ મદરસએ ઈમ્દાદીય્યહ અને ફતાવાનું નામ ઈમ્દાદુલ ફતાવા રાખ્યું, હઝરત મવલાના ઝફર અહમદ ઉસ્માની (રહ.)એ ત્યાં ફતાવાનું કામ શરૂ ફરમાવ્યું તો એનું નામ 'ઈમ્દાદુલ અહકામ' રાખ્યું. હઝરત મુફતી મુહમ્મદ શફીઅ સાહેબ (રહ.)એ એમના ફતાવાનું નામ 'ઈમ્દાદુલ મુફતીન' રાખ્યું.

આપણા હઝરત મુફતી સાહેબને પણ શેખ–પીરથી એવી જ અકીદત – મોહબ્બત છે, એટલે જ તો એમના દરેક કાર્યને શેખના નામ સાથે જોડે છે. જામિઅહની ખાનકાહ 'ખાનકાહે મહમૂદિય્યહ' કહેવાય છે. નવું રહેઠાણ જે જમીન પર બનાવ્યું એ સોસાયટીનું નામ મહમૂદ નગર રાખ્યું. ફતાવાનું નામ મહમૂદુલ ફતાવા નક્કી ફરમાવ્યું. સૂરતમાં જયાંથી આપની કિતાબો પ્રકાશિત થાય છે, એનું નામ 'શોબએ ફૈઝે મહમૂદ' રાખ્યું. અનેક ઈદારાઓને જામિઅહ મહમૂદિય્યહ નામ આપ્યું. અનેક સંબંધીઓને બાળકો માટે મહમૂદ નામ સૂચવ્યું. પીર – મુરીદના નામોનું મૂળ પણ એક જ છે, અને આમ હોવું એનો તકાઝો પણ છે.

تاکس نہ گوید بعد ازیں من دیگرم تو دیگری

અંતે હું આ ફતાવાના સંપાદન કાર્યમાં કોઈ પણ પ્રકારે સહકાર આપનાર દરેકનો શુક્રગુઝાર છું.

મહમૂદુલ ફતાવાની આ પ્રસ્તાવના મૂળ ઉર્દૂમાં આલેખવામાં આવી હતી, અને મહમૂદુલફતાવા ઉર્દૂના આરંભે એ મોજૂદ છે. મહમૂદુલ ફતાવા ગુજરાતી માટે આ મુકદમહ –પ્રસ્તાવનાને ગુજરાતીમાં અનુવાદ કરવાની આવશ્યકતા હતી, અમારા દારુલ ઇફતાના ફારિગ મુફતી ફરીદ અહમદ કાવી સાહેબે (મુદર્રિસ જામિઅહ ઉલૂમુલ કુર્આન જંબુસર) એનો અનુવાદ કર્યો છે.

એ જ પ્રમાણે મુફતી રૂહુલ અમીન સાહેબ સૂરતી તથા મુફતી જઅફર અલી ઈબ્ને મવલાના મુ. અન્વર ભટ્ટઈ સાહબએ પ્રુફ રીડીંગ માટે સમય અને મહેનતની કુરબાની આપવામાં કોઈ કચાસ નથી રાખી.

અલ્લાહ તઆલા એમની સેવાઓને કબૂલ ફરમાવે અને બન્નેવ જહાનમાં પોતાની શાન અને મરતબા પ્રમાણે શ્રેષ્ઠ બદલો ઇનાયત ફરમાવે અને વધુથી વધુ દીની – ઇલ્મી ખિદમાતની તોફીક નસીબ ફરમાવે. આમીન.

અંતિમ તબક્કો છપામણીનો હતો. અલ્લાહ તઆલાના ફઝલો કરમથી ફારસીની કહેવત مردے از غیب بیروں آید و کارے بکند પ્રમાણે એ પણ સરળ થઈ ગયો.

૧૪૨૯ હિ.ના અંતમાં હઝરત મુફતી સાહેબની હજસફર દરમિયાન આ લખનારે ફતાવાની છપામણી બાબત વાત કાને નાખી હતી અને હઝરતે આ માટે દુઆઓ શરૂ કરી દીધી હતી. દુઆની કબૂલિયતનો અસર એવો પ્રગટ થયો કે અરફાના દિવસે મેદાને અરફાતમાં એક માણસે આવીને સ્વયં હઝરતથી અરજ કરી કે 'હું તમારા ફતાવાની છપામણીમાં ભાગ લેવા ઇચ્છું છું.' મુફતી સાહેબે ફરમાવ્યું કે "ઘણું સારું." હજથી પાછા ફર્યા પછી પણ વારંવાર એમનો ફોન આવતો રહયો, એટલે એમની તૈયારીને અલ્લાહ તઆલા તરફથી સમજીને સ્વીકારવામાં આવી. આ તૈયારી દર્શાવનાર

સઆદતમંદ હસ્તી (ઈમામ મસ્જિદુલ હિદાયત, બ્લેકબર્ન, યુ.કે.) જનાબ મૌલાના ઈલ્યાસ જુનેદી સાહેબ મ.ઝી. છે. મવલાના ઈલ્યાસ સાહેબે અમારી આશાઓને પૂર્ણ ફરમાવી દીધી. અલ્લાહ તઆલા એમને અને એમના મારફતે જેમણે પણ આ છપામણીના નેક કાર્યમાં સહયોગ કર્યો છે, એવા દરેકને દારૈનમાં બેહતરીન બદલો ઈનાયત ફરમાવે. અને એમના સુંદર પ્રયાસોને કબૂલ ફરમાવે.

અલ્લાહ તઆલાનો અપાર એહસાન કે એણે ફકત એની મહેરબાનીથી જ આ ફતાવા સંપાદન કરવાની મને તોફીક આપી અને એ બહાને હઝરતની ખિદમતનો એક અવસર પ્રાપ્ત થયો.

کہاں میں اور کہاں یہ نکہت گل
نسیم سحر یہ سب تیری مہربانی



گر چہ از نیکاں نیم لیکن بہ نیکاں بستہ ام
در ریاض آفرینش رشتۂ گلدستہ ام

અલ્લાહ તઆલા આ ફતાવાથી દરેક મુસલમાનને ફાયદો પહોંચાડે, અને એના ઉચ્ચ દરબારમાં કબૂલિયતનું બહુમાન અર્પે.

ربنا تقبل منا إنك أنت السميع العليم ، آمين، بحرمة سيد المرسلين

صلى الله تعالى عليه و آله و صحبه و سلم تسليماً كثيراً كثيراً

અહકર : અબ્દુલ કય્યૂમ રાજકોટી.
૨૮, જમાદિલ ઊલા. ૧૪૩૦ હિ. ૨૪, મે, ૨૦૦૯
મુઈન મુફતી દારુલ ઈફતા
જામિઅહ ડાભેલ સિમલક, ગુજરાત.

## ગુજરાતના ભરૂચ શહેરમાં પવિત્ર હસ્તીઓની પધરામણી

ભારતનું ગુજરાત રાજય પુરાતન કાળથી ઐતિહાસિક અને ઈસ્લામી મહત્ત્વ ધરાવતું રાજય છે, એનું મહત્ત્વનું કારણ ગુજરાતની ધરતી પર પવિત્ર હસ્તીઓની પધરામણી છે, અર્થાત સહાબાએ કિરામ (રદી.), તાબેઈન (રહ.), મુહદ્દિષો, ફુકહાઅ, સૂફીઓ વગેરે..

ગુજરાતમાંયે ભરૂચ શહેર અને એના આસપાસના વિસ્તારોની વિશેષતા અને મહત્ત્વ આકાશને પણ આંજી દે એવાં છે, કારણ કે આ પ્રદેશને અરબસ્તાનથી આવતા 'એહલે હક'ના કાફલાઓની પહેલી પરોણાગતી કરવાની સઆદત (સદભાગ્ય) પ્રાપ્ત છે.

બીજા ખલીફા અમીરુલ મુઅમિનીન હઝરત ઉમર ફારૂક (રદી.)એ એમના ખિલાફતકાળ દરમિયાન હઝરત ઉસ્માન બિન અબુલ આસ ષકફી (રદી.)ને બહરૈન અને અમ્માનના ગવર્નર નિયુકત કર્યા હતા, એમણે સન હિજરી ૧૫માં થાણે (મુંબઈ) પ્રતિ લશ્કરની એક ટુકડી રવાના ફરમાવી, જે એના ધ્યેયમાં સફળ થઈને પરત આવી, આ લશ્કરના અમીર એમના ભાઈ હકમ બિન અબુલ આસ (રદી.) હતા, ત્યાર પછી ઉસ્માન બિન અબુલ આસ (રદી.) એ એમના ભાઈ હકમ બિન અબુલ આસ (રદિ.)ને ભરૂચ પર આક્રમણ કરવા રવાના કર્યા, લશ્કરના વડા હઝરત હકમ (રદી.) સહાબીએ રસૂલ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમ હતા.

અલ્લામહ ઈબ્ને સઅદે 'તબ્કાત' [૫/૩૭૩]માં અને અલ્લામહ અષીર જઝરીએ ઉસ્દુલ ગાબહ[૩ /૩૫]માં એમના સહાબી હોવાની સ્પષ્ટતા ફરમાવી છે. ફુતૂહુલ બુલ્દાનમાં અલ્લામહ બલાઝરીએ પણ હઝરત હકમને એમના ભાઈ તરફથી ભરૂચ મોકલવાની ઘટનાનો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે.

[ફુતૂહુલ બુલ્દાન : ૪૩૭, મુઅજમુલ બુલ્દાન : ૨ / ૪૨૬,
તારીખે ઈસ્લામ – ઝહબી : ૩/૨૨૩]

'નુઝહતુલ ખવાતિર'ના લેખક મવલાના હકીમ સય્યિદ અબ્દુલ હય (રહ.) એમના પુસ્તક 'યાદે અય્યામ' માં લખે છે કે :

"એમ કહેવું જોઈએ કે ભારતભરમાં સહુ પ્રથમ ગુજરાતને આ સદભાગ્ય મળ્યું છે કે એક ખુદા પર ઈમાન રાખનારા, એની સાથે કોઈને ભાગીદાર ન સમજનારા અને એને જ સર્વ શકિતમાન માનનારાઓના પવિત્ર ચરણોથી એ પાવન થઈ, આ જ પ્રદેશના જંગલો અને પહાડો ભારતમાં સૌપ્રથમ અલ્લાહુ અકબરના નારાથી ગુંજયા, આ પ્રથમ પધરામણીમાં જે સદભાગીઓને શહાદતની સઆદત મળી છે એમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દર્શનથી પાવન થનારા અને પવિત્ર સાથ (સત્સંગ, સોહબત) તેમજ આધ્યાત્મિક (રૂહાની) કેળવણી વડે લાભાંવિત થનારા પવિત્ર સહાબા (રદી.) પણ ચોકકસ હતા. ઈસ્લામ ખાતર પ્રાણ ન્યોછાવર કરનાર આ પવિત્ર આત્માઓ આજ ધરતીના ખોળામાં શાંતિની નીંદર માણી રહયા છે, આપણને આ છુપાયેલા ખઝાનાનું સાચું સ્થાન તો ખબર નથી, પણ એટલું ચોકકસ છે કે મુંબઈ અને ભરૂચની આસપાસના વિસ્તારોમાં આ ખઝાનો દટાયેલો છે."

[યાદે અય્યામ : ૪૪ –૪૫]

'સન. હિ. ૧૦૭, ઈ. સન. ૭૨૬માં ઉમવી ખલીફા હિશામ બિન અબ્દુલ મલિક દ્વારા સિંધમાં જુનેદ બિન અબ્દુર્રહમાન મિરીને ગવર્નર બનાવવામાં આવ્યા હતા. એમણે જમીનમાર્ગે ગુજરાતમાં આજના વિરમગામ નજીક માંડલ સુધી અને ઉત્તર ગુજરાતના ધનોજ અને દક્ષિણ ગુજરાતના ભરૂચ સુધી આગેકૂચ કરી હતી, ઉપરાંત માહિતી મેળવવા માટે તપાસ ટુકડીઓ પણ રવાના કરી હતી.'

[ગુજરાત કે ઉલમાએ હદીસ વ તફસીર : ૨]

ધનોજ અણહિલવાડ – પાટણથી આગળ રાધનપૂર નજીક એક આબાદી હતી, સન.હિ. ૧૪૦ – સન.ઈ. ૭૫૭ માં અબ્બાસી ખલીફા મન્સૂરના સમયકાળમાં પરિસ્થિતિનો કયાસ કાઢવા ઉમર બિન જમલ નામી અરબી અફસરે દક્ષિણ ગુજરાતમાં ભાડભૂત સુધી અને હિશામ બિન ઉમર

તગ્લબીએ ભરૂચની નજીક ગંધાર સુધી કાર્યવાહી કરી હતી, આ જ સમયે ભાડભૂતમાં મુસલમાનોએ પહેલી મસ્જિદ બનાવી હતી.

મવલાના કાઝી અત્હર મુબારકપૂરી (રહ.) લખે છે કે :

"સન. હિ. ૧૩૨ પછી ખલીફા અબૂ જઅફર મન્સૂરના સમયકાળમાં સિંધના ગવર્નર હિશામ બિન અમ્ર તગ્લબીએ અમ્ર બિન જમલને ગુજરાતના મિશન પર રવાના કર્યા. એમણે ભાડભૂત અને ગંધાર ઊપર સમુદ્ર માર્ગે આક્રમણ કર્યું અને ગંધારમાં એક મુર્તિસ્થાન તોડીને મસ્જિદ બનાવી. ગુજરાતમાં મસ્જિદ રૂપી ઈસ્લામની આ પહેલી નિશાની છે."

[હિન્દુસ્તાનમેં અરબોંકી હુકૂમતેં : ૬૪]

કાઝી અત્હર સાહેબ (રહ.) આગળ લખે છે :

"ભારતમાં ચેમૂરના પ્રદેશોથી ઈસ્લામ અને મુસલમાનોના સંપર્કની કહાણી એમ છે કે ફારૂકી સમયકાળ દરમિયાન સન. હિ. ૧૫માં મુસ્લિમ સૈનિકોની એક ગેરસરકારી ટુકડી થાણેમાં ઉતરી આવી, ત્યાર પછી સન. હિ. ૧૯૮ અને ૨૨૭ દરમિયાન સંજાણમાં એક સ્વતંત્ર મુસ્લિમ સલ્તનતની સ્થાપના થઈ, આને જ માહાનિયહ સલ્તનત સંજાણ કહેવામાં આવે છે."

કાઝી અત્હર સાહેબના ઉપરોકત લખાણોથી સ્પષ્ટ થાય છે કે સહુપ્રથમ મસ્જિદ અને પહેલી ઈસ્લામી સત્તાની સ્થાપનાનું બહુમાન ગુજરાતને પ્રાપ્ત છે.

સન. હિ. ૧૫૯ – ૭૭૫ ઈ.માં ખલીફા મહેદીબિલ્લાહ અબ્બાસીના સમયકાળમાં અબ્દુલ મલિક શિહાબ મસ્મઈ એક મોટી જમાઅત સાથે ભાડભૂત આવ્યા, ત્યાં રોકાણ પણ કર્યું, પણ એક પ્રાણઘાતક બિમારી પ્રસરવાથી એક હઝાર જેટલા માણસો મરી ગયા, આ બધાની કબરો ભાડભૂતમાં જ છે, એમાં જ અબૂબક્ર રબીઅ બિન સબીહ સઅદી બસરી પણ હતા, તેઓ તાબેઈ હતા અને હદીસ વિદ્યામાં સહુ પ્રથમ પુસ્તક સંપાદન કરવાનું બહુમાન પણ એમને પ્રાપ્ત છે.

ગુજરાતની ધરતીનું આ બીજું સદભાગ્ય છે કે એના ખોળામાં હદીસ વિદ્યામાં સૌ પ્રથમ પુસ્તક સંપાદન કરનાર વ્યકિત સૂઈ રહયો છે,

કશ્ફુઝઝૂનૂનના લેખક ફાઝિલ ચિલ્પીના મતે તો તેઓ મુસલમાનોમાં પુસ્તક સંપાદન કરનાર સૌપ્રથમ વ્યકિત છે.'

[ગુજરાત કે ઉલમાએ હદીસ વ તફસીર : ૨, યાદે અય્યામ : ૪૬]

ભાડભૂત અરબી સમુદ્ર અને નર્મદા નદીના કાંઠે એક ગામ છે, ભરૂચ શહેરથી ૪૮ કી.મી દૂર આવેલું છે, અહીંયાં હઝરત રબીઅ બિન સબીહનો મઝાર ઘણા સમય સુધી દરિયા કિનારે મોજૂદ હતો, પરંતુ પાછળથી દરિયાના મોજાંઓથી સમુદ્રમાં ધોવાય ગયો,

અલબત્ત, અમુક કશ્ફ ધરાવતા બુઝુર્ગો 'નર્મદા' નદીમાં એનું સ્થાન દર્શાવે છે. [સવાનિહે મુન્શી ઈસાભાઈ કાવી : ૧]

આ ઘટનાના ૪૦ વરસ પછી મામૂન રશીદના ખિલાફત કાળમાં ફઝલ બિન માહાને મુંબઈ અને સૂરત વચ્ચે સંજાણનો સમુદ્રી વિસ્તાર જીતી લીધો, સંજાણની આ મુસ્લિમ સત્તાનો વિસ્તાર અમુકના વર્ણન પ્રમાણે ધનોજ, પાલી અને ભરૂચ સુધી ફેલાયેલ હતો, પાલી ઘોઘા બંદર પાસે આવેલ છે.

[મશાઇખે અહમદાબાદ : ૧ /૧૧]

આઠમી સદી હિજરીમાં મુસલમાનોની સત્તા સ્થપાયા પછી અત્યંત ઝડપભેર દીની – ઈસ્લામી વિદ્યાઓના પ્રચાર – પ્રસાર થવાનું મોટું કારણ ગુજરાતના મુસલમાન બાદશાહો અને હાકિમોનો ઈસ્લામ અને ઈલ્મ પ્રત્યેનો પ્રેમ અને લગાવ છે, ગુજરાતના બાદશાહોએ ૧૫૦ વરસની બાદશાહતમાં જ્ઞાન, કળા અને ધર્મની જે સેવા બજાવી એનો જોટો તો દિલ્હીની ૬૦૦ વરસની મુસ્લિમ હુકૂમતમાં પણ જડી શકે એમ નથી.

અહીંયાંના બાદશાહોના પ્રોત્સાહન અને કદર કરવાના પ્રતાપે અહમદાબાદ, પાટણ, ભરૂચ અને સૂરત જેવા મોટા શહેરો તો હિજાઝ –અરબસ્તાનનો જ એક ભાગ દેખાતાં હતાં, શીરાઝ અને યમનના ચુનંદા ઉલમા ગુજરાતમાં આવીને વસી ગયા અને એમની બરકતોના પ્રતાપે ગુજરાત સમૃદ્ધ થઈગયું.

સ્વયં ગુજરાતમાં પણ ઉચ્ચ કોટિના ઉલમા પેદા થયા, જેમની જ્ઞાન સેવા અને વિદ્યાસિંચનના પ્રતાપે આ જ સુધી ભારતભરના ઈસ્લામી વિદ્યા

કેન્દ્રો તૃપ્ત થઈ રહયા છે. [યાદે અય્યામ : મોમિન કોમ : ૪૨]

ઊપરની વિગતથી સ્પષ્ટ થાય છે કે ભરૂચ અને એના આસપાસના વિસ્તારોમાં મુહદ્દિષો, સૂફીયો, ફુકહા વગેરેની પવિત્ર પધરામણી થઈ છે, આ પવિત્ર આત્માઓના રોકાણ, સંગાથ, હિદાયત – માર્ગદર્શન અને શિક્ષા કેળવણીથી દરેક પ્રકારના લોકોમાં જે જાગૃતિ આવી એના ઉદાહરણો, પરિણામો અને કારનામાઓની વિગત ઈતિહાસના પૃષ્ઠોમાં સુરક્ષિત છે.

અત્રે પરિચય ખાતર નમૂના રૂપ ટૂંકી લિસ્ટ આપવામાં આવે છે.

## ભરૂચના સૂફીયો, મુહદ્દિષો, ફુકહાઅ, કાઝીઓ અને પ્રતિષ્ઠિત વ્યકિતઓ પર એક નજર

**(૧) હઝરત સૈય્યિદ અલી (બાબા રૈહાન) ભરૂચી (મૃત્યુ : ૪૩૦ હિ.) :**

બાબા રૈહાન માવરાઉન્નહરના રહેવાસી હતા, ચાલીસ દરવેશોને લઈને ગુજરાતમાં આવ્યા, ભરૂચમાં રોકાણ કર્યું અને લોકસેવામાં પ્રવૃત્ત થઈ ગયા, એમને જ્ઞાન આપતા, અખ્લાક અને સંસ્કારોની સુધારણા કરતા, કોઈનાથી કંઈ પણ વળતર લેતા નહીં, ધીરેધીરે જરૂરત મંદોની ભીડ વધવા માંડી તો દરબારીઓએ સત્તાધીશ રાજા ભીલથી શિકાયત કરી કે આ ફકીર એનો પ્રભાવ પાથરી રહયો છે, એનું અસ્તિત્ત્વ તમારા માટે ખતરનાક છે.

ભીલ રાજાએ એક મંડળ તપાસ માટે મોકલ્યું, જેનો પ્રમુખ એનો પુત્ર કિરણ હતો, આ મંડળ બાબા સાહેબ અને એમના સાથીઓથી મળ્યું અને પરિસ્થિતિની જાણકારી મેળવી, મંડળના સભ્યો ઊપર હઝરતના અખ્લાક અને વ્યકિતત્વનો એટલો પ્રભાવ પડયો કે, રાજકુમાર કિરણ તો ત્યાં જ રોકાય ગયો. મંડળના અન્ય સભ્યો પાછા આવ્યા અને રાજાથી સઘળી પરિસ્થિતિ વર્ણવીને જણાવ્યું કે બાબાનું વ્યકિતત્વ જબરદસ્ત છે અને

એમનાથી હુકૂમતને ખતરો સ્પષ્ટ છે, માટે એમને કાઢી મુકવા જ યોગ્ય છે, અંતે રાજાએ હુકમ ફરમાવ્યો કે : "બાબા સાહેબ ભરૂચ છોડી જાય." બાબા સાહેબે ઈન્કાર કર્યો, એટલે લશ્કર મોકલવામાં આવ્યું, દુરવેશોથી લડાઈ થઈ, બન્ને તરફથી લોકો માર્યા ગયા, બાબા સાહેબના ભાઈ સય્યિદ અહમદ અને સય્યિદ મક્કી નકીબ, સય્યિદ હુસૈન અને અન્ય સાથીઓ માર્યા ગયા, સામે પક્ષે રાજાના લશ્કરને પણ ઘણું જ નુકસાન પહોંચ્યું, જેનાથી રાજા ડરી ગયો અને સુલેહ કરી લીધી અને બાબા સાહેબને રહેવાની પરવાનગી આપી દીધી.

બાબા સાહેબ ફરી પાછા લોક સેવામાં પ્રવૃત્ત થઈ ગયા, ભીલ રાજાની પુત્રી રાણી ભાગા પણ મુસલમાન બની ગઈ, જેનું નામ ઝૈબુન્નિસા રાખવામાં આવ્યું, કિરણનું નામ મલિક મુહમ્મદ રાખવામાં આવ્યું, આ બન્નેવ બાબા સાહેબના કંપાઉન્ડમાં જ દફન થયેલા છે.

'તઝકિરહ કારીયાને હિન્દ'ના લેખક ઈમાદુલ્કુર્રા જનાબ બિસ્મિલ્લાહ મિરઝા બેગ સાહેબ ઉપરોકત ઘટના વર્ણવ્યા પછી લખે છે કે :

"હું બે વાર ભરૂચ ગયો છું, પહેલીવાર ૧૯૫૨માં અને બીજીવાર ૧૯૫૭માં, ઈતિહાસમાં વાંચવમાં આવેલ ઉપરોકત ઘટનાઓનું કાઝી નૂરૂદ્દીન સાહેબથી પણ સમર્થન મળ્યું, તેઓ ભરૂચના જૂના શિરાઝીય્યહ ખાનદાનની યાદગાર છે, તેઓ ભરૂચના ઈતિહાસથી સંપૂર્ણ વાકેફ છે, એમની સંગાથે રહીને ઉપરોકત બધી જ જગ્યાઓ જોવાનો મોકો મળ્યો."

બાબા રૈહાનના સાથીઓને લડાઈમાં શહીદ થયા પછી જયાં દફન કરવામાં આવ્યા હતા, ત્યાં જ બાબા રૈહાનને પણ દફન કરવામાં આવ્યા. આ સ્થળ ભરૂચથી ચાર કિ.મી દૂર એક સુંદર ટેકરા પર આવેલું છે, ઈમાદુલ મલિકે કબરો પાકી કરાવીને પોતાના માટે પણ એક મઝાર ટેકરાના નીચેના ભાગે બંધાવ્યો હતો અને ત્યાં જ દફન પણ થયા.

## એક જીવંત કરામત

બાબા સાહેબની એક જીવંત કરામત એ છે કે હઝરતની કબ્રની પાસેના

કુવાનું પાણી અત્યંત મીઠું અને તંદુરસ્તી વર્ધક છે, સામાન્યપણે ભરૂચની વાવોમાં પીવાનું પાણી ખારું નીકળે છે, ઘણા સમયથી આ કુવો મશ્હૂર છે, અંગ્રેજોએ આ કુવાનું નામ HEROES WELL પાડયું છે, આજે પણ માલદાર લોકો પોતાના પીવા માટે આ કુવાનું પાણી વિશેષ રૂપે મંગાવે છે, આમ તો પાણી લાવવું કષ્ટદાયક છે, પણ અમુક ગરીબ સ્ત્રીઓ થોડા પૈસા લઈને આ કાર્ય કરી આપે છે. [તઝકિરએ કારીયાને હિન્દ : ૯ / ૯૧]

**(૨) શેખ શરફુદ્દીન મશ્હદી ભરૂચી. (મૃત્યુ: ૮૦૮ હિ.) :**

આપ (રહ.) સુહવર્દી મશાઈખના એક ખલીફા શેખ જમાલુદ્દીન હુસૈન અહમદ હુસૈની બુખારીના જમાઈ અને ખલીફા છે, ઈમામ મૂસા કાઝિમના વંશજ અને ઈરાનના શહેર 'મશ્હદ'થી અત્રે પધાર્યા હતા. પાટણના હિન્દુ રાજાએ આપના હાથે ઈસ્લામ સ્વીકાર્યો હતો.

ઈતિહાસકારોએ નોંધ કરી છે કે મોટી સંખ્યામાં ઉલમા અને મશાઈખે આપ (રહ.)થી લાભ ઉઠાવ્યો.

ભરૂચમાં નર્મદાના કિનારે દફન થયા. [નુઝહતુલ ખવાતિર– ૩/૮૨]

**(૩) પીર બાબા રુસ્તમ (મૃત્યુ : ૮૨૫ હિ.) :**

આબિદ (ઈબાદત ગુઝાર – ધ્યાનમગ્ન રહેનાર), ઝાહિદ (ત્યાગી) અને મજઝૂબ હતા, બાબા હૈદર ભરૂચી અને બાબા રુસ્તમનો મઝાર પરીએજ ગામમાં છે. [અકાબિરીને ગુજરાત ૧/ ૩૯૪]

**(૪) શેખ અહમદ ભરૂચી (મૃત્યુ : ૮૬૮ હિ.) :**

હઝરત ખ્વાજા નસીરુદ્દીન ચિશ્તી દહેલ્વીના ખલીફા હતા, કરામતો – ચમત્કારોમાં મશ્હૂર હતા, સુલ્તાન મહમૂદ બેગડા આપની સેવામાં હાજર થયા હતા. [અકાબિરીને ગુજરાત ૨ / ૪૭૪]

**(૫) શેખ કમાલુદ્દીન કઝવીની – ભરૂચી (મૃત્યુ : ૮૮૧ હિ.) :**

હઝરત સૈયદ મુહમ્મદ ગેસૂદરાઝથી નિસ્બત ધરાવતા બુઝુર્ગ હતા,

મોટા ગજાના આલિમ – ફાઝિલ અને તજવીદ – કિરાઅતના નિષ્ણાંત હતા.

ઈલ્મ – મઅરિફતમાં મોટા પાયાના આલિમ હતા, ઘણા જ લોકપ્રિય હતા, મોટી સંખ્યામાં ઉલમા અને મશાઈખે પણ આપથી લાભ ઉઠાવ્યો.

ભરૂચમાં આપની ખાનકાહ હતી, જયાં અહમદાબાદનો બાદશાહ શાહઆલમ ચિલ્લાની ઈબાદત માટે આવ્યો હતો, આ ખાનકાહ સત્યશોધકોથી સદા ભરેલી રહેતી.

**(૬) ખ્વાજા નસીરુદ્દીન ભરૂચી. (મૃત્યુ : ૮૮૧ હિ.)**

આપ (રહ.) નાના મીયાંથી મશ્હૂર હતા, આપના દાદા 'કમાલ' મોટા પાયાના બુઝુર્ગ હતા, એમની ખાનકાહમાં ફારસી, અરબીની તાલીમ પણ આપવામાં આવતી હતી. [અકાબિરીને ગુજરાત : ૨/ ૪૯૨]

**(૭) મવલાના અબૂબક્ર ભરૂચી.**

ઉચ્ચ કોટિના આલિમ અને ગુજરાતના બાદશાહ મહમૂદ બેગડાના દોસ્ત અને મહાન લેખક હતા.

વધુ વિગત માટે જુઓ પેજ નંબર 57

**(૮) મખ્દૂમ સય્યિદ અલી બગદાદી ભરૂચી. (મૃત્યુ : ૯૦૦ હિ.)**

ભરૂચમાં દફન થયા છે. [અકાબિરીને ગુજરાત ૧ / ૫૪૭]

**(૯) શેખ હુસૈન બિન મુહમ્મદ ભરૂચી.**

નવમી સદીના બુઝુર્ગ છે, નુઝહતુલ ખવાતિરના લેખક એમના વિશે લખે છે :

"ફિકહ અને તસવ્વુફમાં ઘણાં જ પાયાના આલિમ હતા, મોટી સંખ્યામાં ઉલમા અને મશાઈખે એમનાથી લાભ ઉઠાવ્યો." [૩/૫૬]

**(૧૦) ખતીબ કાલાનેરી ભરૂચી. (મૃત્યુ : ૯૦૫ હિ.)**

આપ (રહ.) શેખ સાલાર ચિશ્તી ભરૂચીના મુરીદ હતા, ભરૂચ માં દફન છે. [અકાબિરીને ગુજરાત ૨ / ૨૫૩]

**(૧૧) શેખ ઇબ્રાહીમ ભરૂચી. (મૃત્યુ : ૯૦૯ હિ.)**

સત્તારી સિલસિલાના વજદ – હાલ ધરાવતા બુઝુર્ગ છે, શેખ મુહમ્મદ ગૌસ ગ્વાલિયરીના ખલીફા અને કશ્ફ કરામતવાળા બુઝુર્ગ હતા, ઈતિહાસકારો લખે છે કે : "આપ લોકપ્રિયતા ધરાવતા બુઝુર્ગ હતા."

[નુઝહતુલ ખવાતિર : ૪/૬]

**(૧૨) શેખ મુબારક ચિશ્તી ભરૂચી. (મૃત્યુ : ૯૮૦ હિ.)**

શેખ બહાઉદ્દીન જોનપૂરીના મુરીદ હતા.[અકાબિરીને ગુજરાત ૩૧૩]

**(૧૩) શેખ પ્યારહ ચિશ્તી ભરૂચી. (મૃત્યુ : ૯૮૬ હિ.)**

શેખ સલીમ ચિશ્તીના ખલીફા હતા, લોકસેવાનું કેન્દ્ર હતા, નર્મદાના કિનારે વસતા હતા, અકબર બાદશાહ એકવાર શાહઝાદા જહાંગીરને લઈને આપની સેવામાં દુઆ માટે હાજર થયો હતો.

[અકાબિરીને ગુજરાત : ૨/ ૩૩૪]

**(૧૪) સય્યિદ શેખ અબ્દુલ્લાહ અલ એદરૂસ. (મૃત્યુ : ૯૯૦ હિ.)**

આપ (રહ.) હિન્દુસ્તાનમાં એડરૂસિયા સિલસિલાના સ્થાપક છે, સન. ૯૬૦ હિ. માં ભરૂચના પ્રવાસે આવ્યા હતા, એમના સુપુત્ર સૈય્યિદ અહમદ બિન શેખ (રહ.) આલિમ, આરિફ અને કુતુબ હતા, ભરૂચ બંદરે રોકાણ કર્યું હતું, ત્યાં જ મસ્જિદ અને રોઝો બનાવ્યો હતો. ૧૦૧૨ હિ.માં ઈન્તેકાલ ફરમાવી ગયા, અને ભરૂચમાં જ દફન થયા.

[હકીકતુસ્સૂરત અનુવાદિત, કારિયાને હિન્દ, દોરે શશુમ : ૧ /૧૬૬]

**(૧૫) મિયાં ગિયાસુદ્દીન ભરૂચી (રહ.). (મૃત્યુ : ૯૯૮ હિ.)**

શેખ અબ્દુલ હક મુહદ્દીષ દહેલ્વી (રહ.)એ એમની કિતાબ 'અખ્બારુલ અખ્યાર' માં એમના વિષે લખ્યું છે કે :

"મારા સરદાર, શેખ અબ્દુલ વહ્હાબ ફરમાવતા હતા કે :

"એક વાર ખ્વાબમાં મેં રસૂલુલ્લલાહ સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમથી પૂછ્યું કે યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! આ ઝમાનામાં સૌથી સારો માણસ કોણ છે?" તો જવાબ આપ્યો કે : "મિયાં ગિયાસ, પછી તમારા શેખ અલી મુત્તકી અને પછી તાહિર, આ ઝમાનામાં શ્રેષ્ઠ માણસો છે." [અખ્બારુલ અખ્યાર : ૪૬૭/૪૬૮]

નુઝહતુલ ખવાતિરમાં મિયાં ગિયાસુદીનનો પરિચય નીચેના શબ્દોમાં કરાવવામાં આવ્યો છે :

"તેઓ એક આલિમે રબ્બાની હતા, લોકોને ફાયદો પહોંચાડવામાં અને ઉપકાર કરવાનાં હેતુ એમનો સખાવતનો હાથ સદાએ ખુલ્લો રહેતો."

ભરૂચમાં ચકલા કાલા પહાડની આમલી પાસે એમનો મઝાર છે.

**(૧૬) શેખ ફત્હુલ્લાહ ભરૂચી. (મૃત્યુ : ૧૦૦૪ હિ.)**

સત્તારિયહ સિલસિલાના વજદ – હાલવાળા બુઝુર્ગ હતા.

[નુઝહતુલ ખવાતિર ૫/૩૦૪]

**(૧૭) મવલાના સિબ્ગતુલ્લાહ બિન રૂહુલ્લાહ ભરૂચી, મદની (રહ.). (મૃત્યુ : ૧૦૧૫ હિ./ ૧૬૦૬ ઈ.)**

ભરૂચના રેહવાસી હતા, અહમદાબાદના હઝરત શાહ વજીહુદીન અલવી (રહ.)ના શાગિર્દ હતા, મોટા દરજાના આલિમ અને તરીકતના શેખ રૂપે ગુજરાત ઉપરાંત દક્ષિણ ભારત અને હિજાઝમાં આપ ખ્યાતિ ધરાવતા હતા.

બયઝાવીની તફસીર અનવારૂત્તન્ઝીલ ઊપર આપ (રહ.) એ લખેલ હાશિયહના તુર્કીના આલિમોએ પણ વખાણ કર્યા હતા.

આ વિશે વધુ વિગત પેજ 59 ઊપર આવી રહી છે.

મવલાના સિબ્ગતુલ્લાહ સાહેબે ગુજરાતમાં દરેક પ્રકારની વિદ્યાઓની તાલીમ મેળવી અને વિવિધ વિષયોમાં કાબેલિયત પ્રાપ્ત કરી.

હઝરત શાહ વજીહુદીનના અવસાન પછી એમના જાનશીન પણ બન્યા અને દક્ષિણ ભારતના બીજાપૂર શહેરમાં જઈ ઇલ્મ – અને દીનનો પ્રચાર – પ્રસાર ફરમાવ્યો.

ભારતમાં ઘણા લોકો આપના મુરીદ થયા અને આપનાથી કેળવણી પ્રાપ્ત ફરમાવી.

પહેલી વાર તેઓ ૯૯૯ હિ. ૧૫૯૧ ઈ.માં હજ માટે તશ્રીફ લઈ ગયા અને ગુજરાત પરત આવ્યા, પરંતુ થોડા જ સમય પછી હિજાઝ તશ્રીફ લઈ ગયા, આ વેળા મદીનામાં વસવાટ અપનાવી લીધો અને એ નબવી શહેરમાં જ ખાનકાહ બનાવી લીધી.

કહે છે કે હરમૈન શરીફૈનના સામાન્ય અને પ્રતિષ્ઠિત દરેક પ્રકારના લોકોએ આપ (રહ.)થી ભરપૂર લાભ ઉઠાવ્યો.

[ગુજરાત કે ઉલમાએ હદીસ વ તફસીર :૧૦૪]

## સિબ્ગતુલ્લાહ અમારો ફરઝંદ છે.

ગોષી વર્ણવે છે કે એક રાત્રે ખાતિમુલ્અંબિયા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ હરમે નબવીના ખાદિમોને ઈજાઝત અતા ફરમાવી કે : "સય્યિદ સિબ્ગતુલ્લાહ અમારો ફરઝંદે અરજુમંદ છે, અરબ – અજમના બીજા ઝિયારત કરનારાઓની જેમ સમજીને એને રાત્રે અમારા હરમથી બહાર ન રાખજો, જેથી તે જુમ્અહની રાત્રે પરોઢ થવા સુધી નમાઝ અને દુરૂદ અદા કરતો રહે, અને આ પણ ઈજાઝત આપી કે, એના દોસ્તોમાંથી જેને ચાહે તેને પોતાની સાથે હરમમાં રાખે."

આજ સુધી કોઈ માણસને આવી વિશેષ ઈનાયતથી નવાઝવામાં આવ્યો નથી, આપના કમાલાત – હાલાત અને કરામાત લખી પણ શકાય નહીં એટલા વધારે છે. ૧૦૧૫ હિ. / ૧૬૦૬ ઈ.ના કોઈ મહીનામાં મદીના મુનવ્વરહની ધરતીમાં દફન કરવામાં આવ્યા.

[મશાઈખે અહમદાબાદ :૨ /૨૯૮]

**(૧૮) શેખ મુહમ્મદ બિન અબ્દુલ્લાહ હઝરમી. (મૃત્યુ : ૧૦૩૦ હિ.)**

એડરૂસિય્યહ સિલસિલાના બુઝુર્ગ હતા. ઈલ્મ, અમલ, તકવા, ત્યાગ,

કાર્ય અને કથન દરેક બાબતે ઉચ્ચ સ્થાન ધરાવતા હતા, અનેક મશાઇખથી આપ (રહ.)એ તસવ્વુફની ઈજાઝત પ્રાપ્ત કરી હતી, આ જ પ્રમાણે અનેક મશાઇખથી હદીસ શરીફ પઢવાની સઆદત મેળવી હતી.

૯૯૮ હિ. માં ભરૂચ આવ્યા અને ઘણા મહીનાઓ સુધી રોકાણ કર્યું.

[મશાઇખે અહમદાબાદ : ૨ /૩૧૧]

**(૧૯) મવલાના મુહમ્મદ ઇસ્હાક ભરૂચી.**

અગિયારમી સદી હિ.માં એમના સયમના વિશાળજ્ઞાની અને બેનમૂન કારી ગણાતા હતા, એમના વિશે વધુ વિગત પેજ 65 પર આવી રહી છે.

[કારીયાને હિન્દ : ૧૮૪]

**(૨૦) હકીમ અબ્દુલ લતીફ સાહેબ. (મૃત્યુ : ૧૨૩૫)**

તબીબ (ડૉક્ટર), આલિમ અને આરિફ બુઝુર્ગ હતા, ઉજજૈનથી ભરૂચ – સૂરત ચાલ્યા આવ્યા હતા. [હકીકતુસ્સૂરત : ૧૩૬]

**(૨૧) સય્યિદ નથ્થન શાહ. (મૃત્યુ : ૧૨૫૮ હિ.)**

મજઝૂબ બુઝુર્ગ હતા, ભરૂચ બંદર ખાતે રહેતા હતા.

પાછળથી સૂરત ચાલ્યા ગયા હતા. [હકીકતુસ્સૂરત : ૨૦૬]

**(૨૨) શેખ મુહમ્મદ ભરૂચી.**

પોતાના સમય કાળના મશાઇખમાં એમની ગણના થતી હતી, શેખ સય્યિદ કમાલ ભરૂચીના મુરીદ હતા. [અકાબિરીને ગુજરાત ૨ / ૨૭૧]

**(૨૩) સૈય્યિદ શરીફ શેખ.**

એડરૂસિય્યહ સિલસિલાના સાદાત (સય્યિદો)માં ‘સય્યિદ શરીફ શેખ’ ઘણા જ વિનમ્ર બુઝુર્ગ હતા, એમના સાહબઝાદહ સય્યિદ અબ્દુલ્લાહ ભરૂચમાં દફન છે. [મશાઇખે અહમદાબાદ :૪/ ૧૮૦]

**(૨૪) શેખ અબ્દુલવહ્હાબ ભરૂચી.**

**(શેખ અબ્દુલ હક મુહદ્દિષ દહેલ્વી (રહ.)ના ઉસ્તાદ)**

ગુજરાતના પાટણ શહેર (અણહિલવાડ) અહમદાબાદ, ભરૂચ અને

સુરતમાં હિજરી સનની નવમી સદીમાં હદીસ વિદ્યા (ઈલ્મે હદીસ) પ્રચલિત થઈ ગઈ હતી, ભરૂચના સૂફીઓની લિસ્ટમાં જયાં એવો ઉલ્લેખ આવે છે કે એમનાથી મોટી સંખ્યામાં લોકોએ ઈલ્મ – વિદ્યાનો લાભ ઉઠાવ્યો, તો આ ઈલ્મ – વિદ્યાઓમાં હદીસ વિદ્યા પણ શામેલ છે, માટે સૂફીઓની યાદીમાં આવેલ ઘણા બુઝુર્ગો એમના સમયકાળમાં તસવ્વુફના શેખ હોવાની સાથે હદીસ વિદ્યાઓના પણ શેખ હતા, આ બુઝુર્ગો સિવાય મુહદ્દિષોની યાદીમાં એક નામ શેખ અબ્દુલ્લાહ વહાબ બિન ફત્હુલ્લાહ ભરૂચીનું જોવા મળે છે.

આપ (રહ.) શેખ અલી મુત્તકી (રહ.)ના શાગિર્દ અને શેખ અબ્દુલ હક મુહદ્દિષ દહેલ્વી (રહ.)ના ઉસ્તાદ હતા, મવલાના અબ્દુલ હય હસની (રહ.) નુઝહતુલ ખવાતિરમાં લખે છે :

"શેખ અબ્દુલ વહાબ ભરૂચી, ગુજરાતી , શેખ અલી મુત્તકીના શાગિર્દ (શિષ્ય) છે, મક્કાની સફરે ગયા અને લાંબો સમય શેખ અલી મુત્તકીની સોહબતમાં રહયા હતા, એમનાથી જ હદીસ પઢી, પછી એમનાથી શેખ અબ્દુલ હક દહેલ્વી અને અન્ય લોકોએ આ ઈલ્મ (ઈલ્મે હદીસ) મેળવ્યું."

## ભરૂચના કાઝીઓ

**(૧) કાઝી અલી બિન અબ્દુલ મલિક ભરૂચી. (મૃત્યુ : ૮૯૪ હિ.)**

ભરૂચ શહેરમાં કાઝીના હોદ્દા પર બિરાજમાન હતા. શેખ કમાલુદ્દીન કઝવીની – ભરૂચીના મુરીદ અને ખલીફા હતા, એમના વિશે નુઝહતુલ ખવાતિરના લેખક લખે છે કે : "ઈલ્મ અને મઅરિફતના ઉચ્ચ કક્ષાના આલિમ હતા."

[અકાબિરીને ગુજરાત ૧ /૫૩૪]

**(૨) કાઝી સદરુદ્દીન લાહોરી ભરૂચી. (મૃત્યુ : ૯૯૦ હિ.)**

દરેક વિદ્યા – ઈલ્મમાં નિષ્ણાંત અને એમના સમયના મહાન ફકીહ હતા. અકબર બાદશાહે એમને ભરૂચ ખાતે કાઝીનો હોદો સુપરત કર્યો હતો,

ભરૂચની ધરતીમાં દફન છે.

નુઝહતુલ ખવાતિરમાં એમનો ઉલ્લેખ કરતા લખવામાં આવ્યું છે કે :

'ફિકહ, અકાઈદ, ઉસૂલ અને અરબી ભાષા વગેરે વિદ્યાઓના વિશેષજ્ઞ હતા, વાતચીતની ઢબ ઘણી જ મીઠી અને વાતો સંશોધનાત્મક અને પાકી રહેતી, જ્ઞાન – સાહિત્યના વિષય પર ઊંડું જ્ઞાન ધરાવતા હતા અને સઘળો સમય સંશોધન અને અભ્યાસમાં પસાર કરતા હતા.'

**(૩) મવલાના અબ્દુલ લતીફ બિન મુહમ્મદ, ઉર્ફે દબીર. (મૃત્યુ : દસમી સદી હિજરી)**

ભરૂચના ઘેરાવ વખતે રુસ્તમની સાથે હતા.

[મશાઈખે અહમદાબાદ ૨/૨૪૧]

**(૪) કાઝી અબ્દુલ અહમદ (અસલી નામ અહમદ હતું) સૂરતી. (મૃત્યુ : ૧૨૨૫ હિ.)**

બાઅકઝા કબીલાના હતા, શેખ અબ્દુલ્લાહ હુસૈની લાહોરી સૂરતીના શાગિર્દ હતા, ભાષા, સાહિત્ય અને કાવ્યવિદ્યાઓના નિષ્ણાંત હતા, ભરૂચના કાઝી હતા, નુઝહતુલ ખવાતિરમાં છે કે ગુજરાતમાં ભરૂચ શહેરના કાઝી બનાવવામાં આવ્યા. [૭ / ૨૩૦] [હકીકતુસ્સૂરત : ૧૨૬]

**(૫) તુર્કી સમુદ્રી બેડાના વડા, સય્યિદ અલી ચિલ્પી.**

'મુહીત' અને 'મિરઆતુલ મમાલિક'ના લેખક.

૧૯૫૪ ઈસ્વીમાં ભરૂચના પ્રવાસે આવ્યા હતા, આ પ્રવાસ દરમિયાન જ સુલ્તાન અહમદ બીજાએ એમને ભરૂચની ગવર્નરીની ઓફર કરી હતી, પરંતુ એમણે સ્વીકારી નહીં. [મશાઈખે અહમદાબાદ : ૨ / ૨૩૭]

## પ્રતિષ્ઠિત અને ખ્યાતિ ધરાવતી હસ્તીઓની ભરૂચમાં પધરામણી

**(૧) સય્યિદ સઈદ સુલ્તાની હબશી હનફી. (મૃત્યુ :**

૯૮૪ હિ.)

આપ (રહ.) મોટા ગજાના ફકીહ અને અનેક વિદ્યાઓના જાણકાર હતા. ઈબ્ને હજર હયષૂમી (રહ.)ના શાગિર્દ હતા, સુલ્તાન મહમૂદના નિકટના માણસોમાં ઘણા બહાદૂર ગણાતા હતા, વિવિધ લડાઈઓમાં અનોખી સિધ્ધીઓ મેળવી હતી, એમની વિશેષ કાબેલિયતના કારણે જ નાસિર જંગે એમને ભરૂચના હાકિમ ચંગેઝખાન પાસે એલચી બનાવીને મોકલ્યા હતા.

[મશાઈખે અહમદાબાદ : ૨ / ૧૫૮]

**(૨) શેખ અબ્દુલ કાદિર હઝરમી. (મૃત્યુ : ૧૦૩૮ હિ.)**

'સીરતે હલબિય્યહ' અને 'અન્નૂરુસ્સાફિર અન અખબારિલ કરનિલ આશિર'ના લેખક નૂરુદીન હલબી (રહ.)ના સમકાલીન હતા. ભરૂચમાં એક વરસ બે માસ રોકાયા, એ દરમિયાન ભરૂચમાં જ એમના પુત્ર 'શેખ' નો જન્મ થયો હતો. [મશાઈખે અહમદાબાદ ૨ /૩૨૫]

**(૩) કવકબ બિન કમરખાન બિન મીર અબ્દુલ લતીફ કઝવીની.**

આપ (રહ.) 'મજમઉલ મઝામીન'ના લેખક છે. સૈફી સય્યિદોમાંથી હતા, પહેલાં ડક્કનના લશ્કરમાં હતા, ભરૂચની યાત્રા કરતાં અહમદાબાદ આવ્યા, કવકબના દાદા મીર અબ્દુલ લતીફ અકબર બાદશાહના ઉસ્તાદ અને પાકા સુન્ની હતા. [૨ / ૩૮૦]

**(૪) હકીમ રૂહુલ્લાહ ભરૂચી. (મૃત્યુ : ૧૦૩૨ હિ.)**

શાહ વજીહુદીન અલવી (રહ.)ના શાગિર્દ અને ખલીફા હતા, એમના વિશે નુઝહતુલ ખવાતિરમાં લખ્યુ છે કે મન્તિક, (તર્કશાસ્ત્ર) અને તબીબીવિદ્યા સહિત અનેક વિદ્યાઓ – કળાઓમાં નિષ્ણાંત અને કાબેલ હતા, મુહમ્મદપૂરા– ભરૂચમાં દફન છે.

## ભરૂચની ઈલ્મી ખિદમતો

ઊપર વર્ણવવામાં આવેલ ઇલ્મ – વિદ્યાના નિષ્ણાંતોના નામોથી

અંદાઝો લગાવી શકાય છે કે ભૂતકાળમાં ભરૂચમાં ખૂબ જ ઈલ્મી પ્રગતિ રહી ચૂકી છે, અને જયાં ઈલ્મપ્રેમીઓ (ઉલમાએ કિરામ) હોય ત્યાં મદરસાઓ અને દીની કિતાબોનું લેખનકાર્ય જારી હોય એ નક્કી છે.

સદીઓ વીતી ગયા પછી આજે પણ ઈતિહાસના પૃષ્ઠોમાં રક્ષિત આ ઉલમાએ કિરામ દ્વારા લખવામાં આવેલ પુસ્તકો અને ગ્રંથો તેમજ એમણે સ્થાપેલા અને શરૂ કરેલા મદરસાઓ બાબત જે કંઈ વિગતો મળી તેને ટુંકાવીને અત્રે રજૂ કરવામાં આવે છે.

**(૧) 'ફત્હે મુબીન' : તરજુમહ 'હિસ્ને હસીન' :**

હિસ્ને હસીન દુઆઓની મશ્હૂર કિતાબ છે, શમ્સુદીન અબુલખૈર મુહમ્મદ અલજઝરી (રહ.) દ્વારા અરબીમાં લખાયેલ છે, મવલાના અબૂબક્ર ભરૂચીએ પહેલીવાર ફારસીમાં એનો અનુવાદ કર્યો.

મવલાના અબૂબક્ર ભરૂચી વિશે વિસ્તારથી કોઈ જાણકારી ઉપ્લબ્ધ નથી, પણ એટલું ચોક્કસ છે કે આપ (રહ.) ગુજરાતના ઉચ્ચ કોટિના આલિમ હતા અને સુલ્તાન મહમૂદ બેગડા જેવા ઈલ્મપ્રેમી બાદશાહના દરબારથી સંકલિત હતા.

સ્વયં મવલાના અબૂબક્ર (રહ.) એ હિસ્ને હસીનના ફારસી અનુવાદમાં આ મજાની જાણકારી દર્શાવી છે કે અલ્લામહ શમ્સુદીન અબુલ ખૈર મુહમ્મદ અલજઝરી (રહ.) (મૃત્યુ : ૭૩૩ હિ. / ૧૪૨૯ ઈ.)એ નબવી હદીસો પર આધારિત એમની કિતાબ 'હિસ્ને હસીન' સંપાદિત ફરમાવી અને ગુજરાતના સુલ્તાન અહમદશાહ પહેલાના ઈલ્મપ્રેમની ખ્યાતિ સાંભળીને એની એક પ્રત શાફેઈ આલિમ મવલાના નજીબુલ્લાહ મારફતે સુલતાનની સેવામાં મોકલાવી હતી. સુલતાન અહમદશાહ પછી એમના પૌત્ર મહમૂદ બેગડાનો ઝમાનો આવ્યો, આ સુલતાન પણ ઈબાદત ગુઝાર હતો અને ઝિક્ર – દુઆઓમાં પ્રવૃત્ત રહેતો હતો. એને જઝરી (રહ.) દ્વારા સંપાદિત કિતાબ 'હિસ્ને હસીન' વિશે ખબર પડી, તુરંત જ પોતાના જૂના ખાદિમ મવલાના અબૂબક્ર ભરૂચીને હુકમ આપ્યો કે 'હિસ્ને હસીન'નો ફારસીમાં તરજૂમો કરવામાં આવે. એટલે મવલાના ભરૂચીએ એનો ફારસીમાં

તરજુમો અને શર્હ (વિવરણ) લખ્યું. અને એનું નામ 'ફત્હે મુબીન તરજૂમએ હિસ્ને હસીન' રાખ્યું.

મવલાના અબૂબક્ર ભરૂચી (રહ.)એ હિસ્ને હસીનના તરજુમા ઉપરાંત એક મહત્ત્વનું બીજું કાર્ય પણ અંજામ આપ્યું છે. એટલે કે કિતાબમાં વર્ણવવામાં આવેલ દરેક હદીસના રાવીનું નામ પણ શોધીને લખી દીધું. મૂળ અરબી કિતાબમાં આમ હતું નહીં, હિસ્ને હસીનનો આ ફારસી અનુવાદ ૨૪ ઝિલ્હજ, ૯૧૦ હિજરી, ૨૮ મે ૧૫૦૫ ઇ.ના દિવસે પૂરો કરીને સુલતાન મહમૂદ બેગડાની સેવામાં રજૂ કરવામાં આવ્યો.

**(૨) અયનુલ્વફા, તરજુમએ શિફા :**

મવલાના અબૂબક્ર (રહ.)એ કાઝી અયાઝ (રહ.) (મૃત્યુ : ૫૪૪ હિ. – ૧૧૪૯ ઈસ્વી)ની પ્રખ્યાત કિતાબુશિફા બિતઅરીફિ હુકૂકિલ્મુસ્તફાનો ફારસી અનુવાદ પણ કર્યો હતો, જેનું નામ 'અયનુલ વફા તરજૂમએ શિફા' રાખ્યું હતું. [ગુજરાતકે ઉલમાએ હદીસ વ તફસીર ૨૭ /૨૮]

**નોટ** :– મવલાના સય્યિદ અબૂ ઝફર નદવી સાહેબે મવલાના અબૂબક્ર બિન અહમદ ભરૂચીને કાજી અયાઝ ('શિફા'ના લેખક)ના સમકાલીન બતાવ્યા છે, જે ખોટું છે.

સય્યિદ અબૂઝફર સાહેબ લખે છે કે : "અયનુલ વફા તરજુમએ શિફા, કાઝી અયાઝ (મૃત્યુ : ૫૪૪ હિ.) દ્વારા લખવામાં આવેલ સીરતવિદ્યાની મશહૂર કિતાબ છે, 'અયનુલ વફા'ના નામથી અબૂબક્ર બિન અહમદ (પિતાનું નામ મુહમ્મદ છે) ભરૂચીએ લેખકના નિર્દેશ પર ફારસીમાં એનો અનુવાદ – તરજુમો કર્યો હતો, આનાથી સ્પષ્ટ થાય છે કે કાઝી અયાઝ અને અબૂબક્ર ભરૂચી (રહ.) બન્ને સમકાલીન હતા."

[ગુજરાતકી તમદ્દુની તારીખ : ૨૩૨ – ૨૩૩]

સય્યિદ અબુ ઝફર સાહેબના લખવા પ્રમાણે અબૂબક્ર ભરૂચી (રહ.) છઠ્ઠી સદી હિજરીના આલિમ છે અને તે એટલા માટે કે કાઝી અયાઝ સન હિજરી ૫૪૪માં મૃત્યુ પામ્યા છે.

પણ વાસ્તવિકતા એ છે કે અબૂબક્ર બિન મુહમ્મદ ભરૂચી નવમી કે દસમી હિજરી સદીના આલિમ છે, આના બે પુરાવા છે :

(૧) મવલાના અબૂબક્ર ભરૂચીએ હિસ્ને હસીનનો પણ અનુવાદ કર્યો છે, અને હિસ્ને હસીનના લેખક અલ્લામહ શમ્સુદ્દીન અબુલ ખૈર મુહમ્મદ અલ જઝરી (રહ.)નું મૃત્યુ વર્ષ : ૭૩૪ હિજરી છે, કાતિબ ચિલ્પી (રહ.)એ પણ કશ્ફુઝઝુનૂનમાં એમનું મૃત્યુ વર્ષ ૭૩૪ હિ. દર્શાવ્યું છે. [કશ્ફ : ૧ / ૪૩૯]

(૨) અબૂબક્ર ભરૂચીએ સુલતાન મહમૂદ બેગડાના હુકમથી હિસ્ને હસીનનો અનુવાદ કર્યો છે અને સુલ્તાન મહમૂદ બેગડાનો જન્મ ૮૪૯ હિજરી અને મૃત્યુ ૯૧૭ હિજરીમાં છે.

નુઝહતુલ ખવાતિરમાં મવલાના અબ્દુલ હય હસની (રહ.)ના લખવા પ્રમાણે સુલ્તાન મહમૂદ બેગડા ૧૦, રમઝાન ૮૪૯ હિજરીના પેદા થયા અને ૨, રમઝાન ૯૧૭ હિજરી સોમવારે સાંજે વફાત પામ્યા. [નુઝહતુલ ખવાતિર : ૪ / ૩૪૧ – ૩૪૭]

**(૩) હાશિયહ તફસીરે બયઝાવી :**

મવલાન સિબ્ગતુલ્લાહ (રહ.)એ મદીના શરીફમાં રહીને તફસીરે બયઝાવી પર હાશિયહ સંપાદન કર્યો હતો. આ હાશિયહની એક માત્ર હસ્તપ્રત (કલમી નુસ્ખો) કલકત્તાની એશિયાટિક સોસાયટીના કુતુબખાનામાં રક્ષિત છે.

ડૉક્ટર સાલિમ કિડવાઈ આ વિશે લખે છે કે : “આ હાશિયહ ફકત સૂરએ ફાતિહાની તફસીર સુધી સિમિત છે, એમ લાગે છે કે લેખક એને પૂર્ણ કરી શક્યા નથી, પણ એનો મુકદ્દમો (પ્રસ્તાવના) ઘણો મહત્ત્વનો છે, એમાં તફસીરવિદ્યાના અર્થ – વ્યાખ્યા અને એની શર્તોનું વર્ણન છે, આ હાશિયહના ૯૫ પેજ છે, જેમાં સૂરએ ફાતિહા છોડીને બીજા બધા જ પેજ પ્રસ્તાવના (મુકદ્દમા) પર આધારિત છે, બયઝાવીના હાશિયહ ઉપરાંત આપ (રહ.) દ્વારા સંપાદિત કરવામાં આવેલ અમુક બીજી કિતાબોના નામ પણ મળે છે.”

**(૪) ઇરાદતુદકાઇક ફી મિરઆતિલ હકાઇક :**

**(૫) કિતાબુલ વહદત.**

**(૬) માલા યસઉ લિલ્મુરીદિ તરકુહૂ કુલ્લ યવ્મ મિન સુનનિલક્વ્મ :**

**(૭) તઅરીબુલ્ જવાહિરુલ્ ખમ્સહ :**

હઝરત શેખ મુહમ્મદ ગૌષ ગ્વાલિયરી (રહ.) (મૃત્યુ : ૯૭૦ હિજરી ૧૫૬૨ ઈસ્વી)એ ફારસીમાં 'જવાહિરે ખમ્સહ' નામની એક કિતાબ તસવ્વુફના વિષયમાં સંપાદિત કરી હતી, મવલાના સિબ્ગતુલ્લાહે એનો અરબીમાં અનુવાદ કર્યો, જેનું નામ 'તઅરીબુલ જવાહિરુલ ખમ્સહ' રાખ્યું, એની હસ્તપ્રતો ભારતમાં રામપૂર અને કલકત્તા ઉપરાંત વિદેશમાં લંડન, પેરિસ, બર્લિન અને કેરોમાં પણ ઉપ્લબ્ધ છે.

[ગુજરાતકે ઉલમાએ હદીસ વ તફસીર ૫ / ૧૭૬]

**(૮) તહરીમુ શુરબી દુખાન :**

મવલાના મુહમ્મદ ઈસ્હાક ભરૂચી (રહ.)ની કલમે એક કિતાબ 'તહરીમુ શુરબિ દુખાન' નામની તંબાકૂ પીવાના હરામ હોવાના વિષય ઊપર લખવામાં આવી છે, એની એક પ્રત મવલાના કારી નૂરુદીન ભરૂચી સાહેબના કુતુબખાનામાં અને બીજી પ્રત ઈસ્માઈલ કોલેજ મુંબઈમાં છે.

[કારિયાને હિન્દઃ ૨ / ૧૮૫]

**(૯) મઝહરુલ હક :**

શેખ કમાલુદ્દીન કઝવીની ભરૂચી દ્વારા લખાયેલ એક કિતાબ મઝહરુલ્હક જામેઅ મસ્જિદ મુંબઈના કુતુબખાનામાં મોજૂદ છે.

**(૧૦) જવાહિરે મશહદી :**

સય્યિદ શરફુદ્દીન મશહદી ભરૂચીની લખેલ કિતાબ છે, આ કિતાબ લેખકના વંશ – ખાનદાનના વર્ણન અને તસવ્વુફની બાબતો પર આધારિત છે.

[અકાબિરીને ગુજરાત]

**(૧૧) નિસાબુલ એહતિસાબના કાતિબ (લેખક) :**

ફિકહની મશહૂર કિતાબ 'નિસાબુલ એહતિસાબ' શેખ ઉમર બિન

મુહમ્મદ બિન અવઝ દ્વારા લખાયેલ છે, ૧૦૮૨ હિજરીમાં અબ્દુલ મલિક વલદ કરીમ મુહમ્મદ બિન રાઝી મુહમ્મદ બિન હસન મુહમ્મદ ભરૂચીએ એની કિતાબત – લેખનકાર્ય કર્યું છે. [ગુજરાત કી તમદ્દુની તારીખ : ૨૩૧]

**(૧૨) હાશિયએ કુર્આન મજીદ :**

કારિયાને હિન્દના લેખક લખે છે કે :

"હાજી શેખ કિરમાની ભરૂચી એમના સમયના મહાન યોદ્ધા હતા, સમુદ્રી રસ્તેથી ૫૯૬ હિ.માં ભરૂચ પહોંચ્યા, લાંબો સમય લોક સેવામાં પ્રવૃત્ત રહયા, સાથે કુર્આન શરીફની એક પ્રત લાવ્યા હતા, એના પર તફસીરનો એક હાશિયહ હતો, હાલમાં એ પ્રતનું બાઈન્ડિંગ કરાવવામાં આવ્યું તો એ હાશિયહ કાપી નાખવામાં આવ્યો. ૧૮ × ૧૨ ઈંચની સાઈઝની આ પ્રત છે, લાઈનની વચ્ચે ફારસી તરજૂમો છે. ખત(લિપી) કૂફી અને બહરની વચ્ચેની છે.

હાજી શેખ કિરમાનીનો મઝાર ભરૂચમાં નર્મદાના કિનારે સુંદર આબોહવાવાળા સ્થળે છે, કુર્આનની આ પ્રત મુજાવર પાસે આજે પણ ઉપલબ્ધ છે, મેં પણ જોઈ છે." [તઝકીરહ કારિયાને હિન્દ ૨ / ૬૭ –૬૮]

**(૧૩) ફવાઇદુલ્ઇન્સાન :**

ફવાઈદુલ્ઈન્સાન તબીબી વિદ્યાની કિતાબ છે, અકબર બાદશાહના હુકમથી હકીમ રૂહુલ્લાહ ભરૂચીએ લખી હતી, એમાં દવાઓના નામ, એના ગુણ, બનાવવાની રીત વગેરે ફારસીમાં કાવ્ય રૂપે લખવામાં આવ્યા છે.

**(૧૪) અમુક રસાઇલ :**

મુન્શી સય્યિદ અમીર અલી મશહદી કાઝમી હુસૈની ભરૂચી (મૃત્યુ : ૧૩૧૫ હિ.) તેમના સમયમાં ફારસીના એક માન્ય શિક્ષક અને લેખક હતા. એમણે લખેલ ફારસી – અંગ્રેજી વ્યાકરણના પુસ્તકો કેટલાયે વરસો સુધી સરકારી સ્કૂલોના કોર્સમાં શામેલ હતા. એમણે ઉર્દૂ – ગુજરાતીમાં અનેક ઉપયોગી રસાઈલ ( પુસ્તિકાઓ) સંપાદિત કરી છે.

[અકાબિરીને ગુજરાત : ૪ /૧૨૫]

**(૧૫) તજવીદે મશ્હદી - દિલનવાઝ મુબ્તદી :**

આ કિતાબમાં લેખક મવલાના સય્યિદ તજમ્મુલ હુસૈન મશ્હદી ભરૂચીએ તઅલીમુલ ઈસ્લામની જેમ સવાલ જવાબની ઢબે તજવીદને સમજાવ્યું છે, કિતાબ પર તજવીદ વિદ્યાના ઉસ્તાદે હિન્દ અલ્લામહ કારી અબ્દુર્રહમાન સાહેબ ઈલાહાબાદીએ અભિપ્રાય લખ્યો છે, કિતાબની પ્રસ્તાવનાથી માલૂમ પડે છે કે લેખકે અન્ય પુસ્તકો પણ લખ્યા છે, લેખકના શબ્દો આ પ્રમાણે છે કે :

'હું દક્ષિણ આફ્રિકાની સફરના ઈરાદે ૧૩૩૪ હિજરીના વરસે ઘરેથી નીકળ્યો છું, ત્યારથી આજ સુધી જયારે ૧૩૩૬ હિજરીનું વરસ શરૂ થઈ રહયું છે, મારા અલ્પ પુસ્તકોમાં અન્ય વિવિધ લેખનકાર્યો ઉપરાંત આ છઠ્ઠું પુસ્તક છે.'

## ભારતની સૌથી જુની મસ્જિદો ભરૂચમાં છે

ભરૂચમાં આલમગીરના ઝમાનાનું યાદગાર એક ખાનદાન છે, અહીંયાં કાઝીનો હોદ્દો આ ખાનદાન સંભાળતું હતું, આ ખાનદાનની ઈમારતોની લાઈનમાં એક નાનકડી મસ્જિદ છે, આ જ પ્રમાણે પથ્થરોથી બનાવવામાં આવેલ જામેઅ મસ્જિદ પણ ઘણી જ પુરાણી છે.

સય્યિદ સુલૈમાન નદવી (રહ.) લખે છે કે : "એમની ઈમારતોની લાઈનમાં એક નાનકડી મસ્જિદ છે, જેના પર ૪૩૦ હિ. પથ્થર ઊપર કોતરાયેલું છે અને લખ્યું છે કે : 'આ પુરાણી ઈમારત ૪૩૦ હિ.માં બનાવવામાં આવી હતી.'

લખાણથી સ્પષ્ટ છે કે આ પથ્થર પાછળથી લગાડવામાં આવ્યો હશે, પણ આ પથ્થરનું લખાણ પુરાવા આધારિત હોય તો કહી શકાય કે આ મસ્જિદ ગુજરાત પ્રદેશમાં ઈસ્લામના આગમનની સૌ પ્રથમ યાદગાર છે અથવા એમ કહી શકાય કે મહમૂદ ગઝનવીના ગુજરાત ઊપર આક્રમણના

અમુક વરસો પછીની છે. આ આક્રમણ જ હતું, કોઈ ફતેહ કે જીત ન હતી.

આ સિવાય ભરૂચ શહેરમાં ઈસ્લામની બીજી યાદગાર પથ્થરવાળી જામેઅ મસ્જિદ છે, આ જામેઅ મસ્જિદના બાંધકામનું વરસ પથ્થર ઊપર ૪૫૮ હિજરી કોતરાયેલું છે, ત્યાર પછી મુહમ્મદ તઘલકના ઝમાનામાં ૭૨૧ હિજરીમાં દરવાઝા ઊપર એક ગુંબજ બનાવવામાં આવ્યો, આ ગુંબજ 'સંગેખારા'થી બનાવવામાં આવ્યો હતો અને એના ઊપર નીચે પ્રમાણે લખાણ છે.

در عہد سلطان عالم غیاث الدین والدنیا محمد تغلق ہفت وصد بست و یک

કદાચ ભારતભરમાં આ મસ્જિદોથી વધુ પુરાણી મસ્જિદ હશે નહીં."

[મકાલાતે સુલયમાન ૨ / ૩૮૪]

## અંકલેશ્વરની ખાનકાહ મસ્જિદ

ભરૂચ જિલ્લામાં અંકલેશ્વર ટાઉન પણ ઐતિહાસિક મહત્ત્વ ધરાવે છે, સય્યિદ સુલૈમાન નદવી (રહ.) લખે છે કે :

"અહીંયાં પણ શાહી ઝમાનાની યાદગાર એક ખાનદાન જીવંત છે, ખાનદાનના વડવા શાહ અબ્દુલ હલીમ ભંડારી સાહેબ છે, તેઓ અકબર બાદશાહના સમકાલીન છે, ૧૦૦૫ હિજરીમાં એમની વફાત થઈ, એમની ખાનકાહ અને મસ્જિદ અહીંયાં જ આવેલાં છે. ખાનદાનના વર્તમાન જાનશીનનું નામ સય્યિદ હૈદર અલી ગુલામ અલી ઈનામદાર છે, એમની પાસે ખાનદાનના સન્માનની જૂની યાદો અને પુરાણી કિતાબોનું એક કબાટ છે, એમાં અમુક અરબી અને બીજી ફારસીમાં, બધી જ તસવ્વુફની કિતાબો છે. ગુજરાતી અને ઉર્દૂમાં પણ અમુક કિતાબો હતી."

આ ખાનદાન પાસે ઉપલબ્ધ અમુક દુર્લભ વસ્તુઓ :

અરબી કિતાબોમાં સહુથી વધારે દુર્લભ વસ્તુ તબીબીવિદ્યાની એક કિતાબ 'તકવીમુલ અદવિયહ' છે. સન. હિ. ૫૮૮માં એને લખવામાં આવી હોવાનું વર્ણન છે. 'ખત્તે અરબ' (અરબ લિપિ)માં ખજૂરની શાહીથી

લખવામાં આવી છે અને હજુ સુધી સારી સ્થિતિમાં છે.'

[મકાલાતે સુલયમાન : ૨/ ૩૮૪]

## ભરૂચના કુતુબખાના

મવલાના સય્યિદ અબૂઝફર નદવી (રહ.) લખે છે કે : "ભરૂચ ગુજરાતનું જૂનું અને મોટું શહેર છે, યૂનાનનું લશ્કર ભારત પર ચઢી આવ્યું ત્યારે પણ આ શહેર અસ્તિત્ત્વમાં હતું, અહીંયાં સદા કાજીની અદાલત કાર્યરત રહેતી, છેલ્લા ઝમાનામાં આ હોદ્દો મવલાના સય્યિદ અહમદ શીરાઝીના ખાનદાનમાં હતો, એક મોટું કુતુબખાનું પણ હતું, જેના કંઈક અંશો એમના વારસદારો પાસે આજે પણ મોજૂદ છે."

## હકીમ રૂહુલ્લાહ ભરૂચીનું કુતુબખાનું

'ફવાઈદુલ્ઈન્સાન' ના લેખક હકીમ સય્યિદ રૂહુલ્લાહ ભરૂચના રહેવાસી હતા, નિષ્ણાંત તબીબ અને ખ્યાતિપ્રાપ્ત આલિમ હતા, અકબર, જહાંગીર અને શાહજહાં ત્રણેવ બાદશાહોનો ઝમાનો જોયો હતો, જહાંગીર અને નુરજહાંની સારવાર કરતા હતા. જહાંગીરે એમને એક પરવાનો લખી આપ્યો હતો, જે એમણે એડરૂસ ખાનદાનના એક માણસ પાસે મૂકયો હતો.

એમનું એક કુતુબખાનું હતું, જે નષ્ટ થઈ ગયું, પરંતુ એમના વારસદારો પાસે થોડી કિતાબો રહી ગઈ છે.

મવલાના ઈસ્હાક ભરૂચીનું પણ કુતુબખાનું હતુ જે નષ્ટ થઈ ગયું, અમુક કિતાબો હજુ સુધી બાકી છે.

[ગુજરાત કી તમદ્દુની તારીખ ૨૨૯ / ૨૩૫]

## ભરૂચના મદરસાઓ

ભરૂચ શહેર ઉલમાનું કેન્દ્ર રહયું છે, એટલે અહીંયાં અનેક મદરસા બન્યા હશે, પરંતુ અફસોસ ! ઈતિહાસથી એ વિશે કોઈ માહિતી મળતી નથી, મારી અલ્પ તપાસ પછી મને અમુક મદરસાઓનું વર્ણન મળ્યું છે, જે

નીચે પ્રમાણે છે.

(૧) બાબા રૈહાને ૪૩૦ હિજરીમાં એક મદરસાની સ્થાપના કરી હતી, એમાં કુર્આની વિદ્યાઓ શીખવાડવામાં આવતી હતી, આ મદરસાની ઈમારત પર નીચે પ્રમાણે લખાણ હતું :

هذه العمارة القديمة فی شهور ثلاثين و أربع مائة

વચ્ચે થોડા સમય માટે આ મદરસો જૈનોના કબ્જામાં ચાલ્યો ગયો હતો.

નવાબ મુર્તઝાખાને ફરી મરમ્મત કરાવી, એની મરમ્મતનું વર્ષ ૯૧૧ હિ. مسجد قاضی ના આંકડા પ્રમાણે બને છે. એમાં સુખડના લાકડાના ચાર થાંભલાઓ છે, 'સંગે મરમર'નું તળિયું છે, મોગલ બાદશાહો એની સંભાળ રાખતા હતા, મવલાના મુહમ્મદ ઈસ્હાક ભરૂચીએ ૧૦૩૨ હિ.માં આ મદરસાનું પ્રમુખપદ સ્વીકાર્યું હતું, ચાલીસ વરસ આ મદરસાની સેવા કરીને ૧૦૭૨ હિજરીમાં અવસાન પામ્યા અને મદરસાના કંપાઉન્ડમાં જ દફન થયા.

"رکن دین رحلت نموده" ના આંકડા પ્રમાણે ૧૦૭૨ હિજરી વફાતનું વરસ છે.

આપના બે સુપુત્રો (૧) મવલાના મુહમ્મદ મુસ્તફા (૨) અને મવલાના મુહમ્મદ હતા, મવલાના ઈસ્હાકની વફાત પછી મવલાના મુહમ્મદે મદરસાની જવાબદારી સંભાળી અને ત્રીસ વરસ સુધી આ મદરસાની ખિદમત અંજામ આપી, એમનો ઈન્તેકાલ ૧૧૦૩ હિજરીમાં થયો , ત્યાર પછી મલવાના મુહમ્મદ ઈસ્હાક બીજાએ મદરસો સંભાળ્યો, પછી મવલાના મુહમ્મદ ઈસ્હાકના શાગિર્દ સય્યિદ ખતીબ સાહેબે આ મદરસાની સેવા – સંભાળ રાખી.

[તઝકિરએ કારિયાને હિન્દ : ૧/ ૧૯૦ –૯૧, ૨/૧૮૪ – ૧૮૫]

મવલાના અબૂ ઝફર નદવી સાહેબ લખે છે કે : "૧૯૨૧માં હું મારા ઐતિહાસિક સંશોધન માટે ભરૂચ ગયો હતો, ત્યારે આ મદરસો બંધ થઈ ચૂકયો હતો, મકાનો ખાલી પડયા હતા." [ગુજરાત કી તમદ્દુની તારીખ : ૨૦૦]

પરંતુ ૧૯૫૨ માં 'તઝકિરહ કારિયાને હિન્દ'ના લેખકે ભરૂચનો પ્રવાસ કર્યો ત્યારે આ મદરસામાં તાલીમ ચાલુ હતી.

[જુઓ : તઝકિરએ કારિયાને હિન્દ : ૯૧]

(૨) તજ્વીદ વિદ્યાના નિપૂણ શેખ કમાલુદ્દીન કઝવીનીએ એમના મુરશિદ (પીર) સય્યિદ મુહમ્મદ ગેસૂદરાઝની પરવાનગીથી ભરૂચમાં એક મદરસાની સ્થાપના કરી હતી, જીવનનો ઘણો ભાગ એમાં તઅલીમ – તરબિયતમાં જ વીતાવ્યો, સન. હિ ૮૮૯માં એમની વફાત પછી એમના પુત્ર અમીનુર્રહમાને મદરસો ચાલૂ રાખ્યો, એમની વફાત પછી એમના પૌત્ર નસીરુદ્દીન ઉર્ફે નન્નુમીયાં જાનશીન બન્યા અને મદરસો ચાલુ રાખ્યો, શેખ કમાલુદ્દીનના નવાસા સિબ્ગતુલ્લાહે પણ આ મદરસામાં દર્સ આપ્યો છે, સય્યિદ સિબ્ગતુલ્લાહની વફાત ૧૦૧૫ હી.માં થઈ છે, ઊપરના ત્રણ બુઝુર્ગોના મઝારો શહેરની બહાર એક ટેકરા પર છે, અને મદરસાના ખંડેર પણ પાસે છે, અહીંયાં જ આ ખાનદાનના ત્રણ બુઝુર્ગોએ દોઢસો વરસ સેવા આપી હતી. આ બુઝુર્ગોના વારસદારો હજુ પણ ભરૂચમાં વસે છે.

[તઝકિરએ કારિયાને હિન્દ : ૨ / ૧૧૨]

(૩) ૧૩૨૬ હિ.માં ભરૂચ બંદર નજીક મદરસા તઅલીમુલ મુસ્લિમીનની શરૂઆત મવલાના સય્યિદ અબુલ ફઝલ તજમ્મુલ હુસૈન સાહેબ ફઝલી મશ્હદી દ્વારા કરવામાં આવી હતી, એના પહેલાં વાર્ષિક જલસામાં મવલાના અહમદ હસન ભામ સીમલકી (રહ.) (ડાભેલ જામિઅહના સ્થાપક) પધાર્યા હતા અને અસરકારક તકરીર ફરમાવી હતી, આ મદરસામાં ફારસી સુધી તઅલીમની વ્યવસ્થા હતી, મદરસા તઅલીમુલ મુસ્લિમીનની રિપોર્ટમાં પરીક્ષક તરીકે આવનાર ઉલમાઓમાં સૂફી આબિદ મિયાં ઉસ્માની ડાભેલી, મવલાના અહમદ હસન ભામ સીમલકી, મવલાના મુહમ્મદ ઈસ્હાક સાહેબ ડાભેલી અને મવલાના મરગૂબ લાજપૂરી સાહેબના નામો મળે છે. આ લોકોએ પરીક્ષાની રિપોર્ટ પણ લખી છે, જેનાથી સ્પષ્ટ થાય છે કે આ મદરસાનો ડાભેલના ઉલમા સાથે વિશેષ સંબંધ હતો.

વિષયના અનુસંધાનમાં આ મદરસાની રિપોર્ટનો એક અંશ અત્રે નકલ કરીએ છીએ :

'યાદ રહે કે આજથી પચાસ વર્ષ પહેલાં ભરૂચ શહેરમાં ઈલ્મે દીનની કેટલી બધી પ્રગતિ હતી, અને આજે કેવી દયનીય સ્થિતિ છે, એની તુલના જોઈ – સાંભળીને કરી શકાય છે, પાછલી ઈલ્મી – દીની પ્રગતિને જોઈ ચૂકેલા અને આજની પડતીને પણ જોનારા હજુ મોજૂદ છે, મારા સાંભળવા પ્રમાણે દીનીયાતના મકાતિબ દરેક જગ્યાએ, દરેક મહોલ્લામાં કાર્યરત હતા, જેમ કે આજે એનાથી વિપરીત જોવામાં આવી રહયું છે.'

[રિપોર્ટ નં : ૧ મદરસા તઅલીમુલ મુસ્લિમીન બંદરગાહ, ભરૂચ,૧૪]

ભરૂચના વિદ્વાનો અને નિષ્ણાંતો તેમજ એમની ઈલ્મી યાદગારો પર એક દ્રષ્ટિ નાંખતા સ્પષ્ટ થઈ જાય છે કે અમદાવાદ – સુરતની જેમ ભરૂચ પણ ઈલ્મી મરકઝ – જ્ઞાન કેન્દ્ર રહયું છે. નિષ્ણાંતો અને નિપૂણ લોકોની મોટી સંખ્યા અત્રે રહેતી હતી, ઈલ્મે જાહેરીના નિષ્ણાંતો ઉપરાંત અલ્લાહવાળાઓ અને વલીઓની એક મોટી જમાઅત આ ધરતીના ખોળામાં દફન છે, ઐતિહાસિક રીતે નર્મદા નદીની ચારેવ તરફ જોવામાં આવે તો સ્પષ્ટ થાય છે કે અમુક અલ્લાહવાળાઓ તો અહીંયાં વરસો સુધી ખુદાના ઝિક્રનો બોલ બોલ્યા છે, એમની ખાનકાહો, આબાદ રહી છે, નર્મદાની આસપાસ અનેક બુઝુર્ગોના મઝાર જોવા મળે છે.

## 'નર્મદા' પર અલ્લામહ સય્યિદ સુલૈમાન નદવી (રહ.)નું એક ગીત

જુલાઈ ૧૯૩૩ ઈ.માં ગુજરાતના મશ્હૂર શહેર બરોડાની મજલિસે સીરતના અનુસંધાનમાં મવલાના સય્યિદ સુલૈમાન નદવી (રહ.)એ ગુજરાતનો પ્રવાસ કર્યો હતો, સફર દરમિયાન જયારે ભરૂચ – નર્મદાના કિનારે પહોંચ્યા તો એમણે તુરંત અમુક શેર કહયા, આ શેર ભરૂચની ધરતીના ઐતિહાસિક અને દીની મહત્ત્વને વ્યકત કરે છે, સય્યિદ સાહેબ

લખે છે :

"સફર દરમિયાન હું જયારે ભરૂચ પહોંચ્યો અને નર્મદાના કિનારે આવ્યો તો કલ્પનાની આંખોએ ૧૩૩૬ વરસો પહેલાનું દશ્ય મારી સામે કરી દીધું. એમ તો હું શાયર નથી પણ લાગણીઓના આવેશે એક સુંદર ગીતનું રૂપ ધારણ કરી લીધું :

نربدا !اے نربدا!اے زادہ بحر عرب — گرچہ تو ہندی ہے لیکن زادہ بحر عرب

جانتا ہے تو مری تاریخ کا پوشیدہ راز — تیرے دروازہ پر ٹھہرا تھا مرا پہلا جہاز

تو گذشتہ کاروانوں کا نشان راہ ہے — ہند میں اسلام کی تاریخ سے آگاہ ہے

رشتۂ ہند و عرب تجھ سے ہوا تھا استوار — تیرے ساحل کا ہر ایک ذرہ ہے اس کی یادگار

ہند میں اسلام کے انجام کا آغاز تو — چار صدیوں تک رہا اسلام کا دم ساز تو

آج کس کو یاد ہے وہ داستانِ پاستاں — تیرے ساحل پر جب اترا تھا عرب کا کارواں

تو ہے دریائی پری یا شاہد عالم ہے تو — اس سمندر کے گلے کی شہ رگِ اعظم ہے تو

تیرا ہر قطرہ حیات نو کا اک سرشار جام — اس تن آبی میں تیرا خون دورانا ہے کام

اے بھروچ!اے خاتم انگشت رود نربدا — عہد ماضی کی تری عزت رہے باقی سدا

توتیائے چشم ظاہر آج تیری خاک ہے — ذرہ ذرہ پر تو خورشید ذی لولاک ہے

یادگار عہد خیر القرون ہے تری زمین — مطلع انوار ذی النورین ہے تیری جبیں

چشم عبرت کی نگاہیں جب تیری جانب اٹھیں — تیری موجیں کہنہ افسانوں کی سطریں بن گئیں

[મકાલાતે સુલયમાની ૨/ ૩૮૧]

ત્યાર પછી સમયનું ચક્ર ફરતાં ભરૂચમાં અજ્ઞાનતાનો કાળ આવ્યો, લોકો અજ્ઞાનતાના કારણે બિદઅતો – કુરિવાજોમાં સપડાયા, દીનના નામે

ધતીંગો થવા લાગ્યા, મુહર્રમની દસમી તારીખે શોક, માતમ કરવામાં આવતો, રાત્રે નગારાઓ પીટવામાં આવતાં, હુસૈન (રદિ.)ની યાદમાં તાઝિયાઓ બનાવવામાં આવતા, કોઈના મૃત્યુ પર કુર્આનખ્વાની, ત્રીજું, વરસી અને અનેક પ્રકારના રિવાજો કરવામાં આવતાં, શાદી – વિવાહના મોકા પર ઢોલ, નગારા, સાથે જાન આવતી, દુલ્હાને ઘોડા પર બેસાડીને આખા ગામમાં ફેરવવામાં આવતો વગેરે...

આ જ ભરૂચ, જયાં ૧૨૭૬ હિજરીમાં દરેક મહોલ્લામાં મકતબ હતા, ત્યાં પૂરા જિલ્લામાં એક પણ આલિમ નહીં હતો, મકતબની દીની તાલીમ અને ઈમામત માટે સહીહ રીતે પઢાવનાર મળવો મુશ્કેલ હતું.

## પાનખર બાદ વસંત

## ભરૂચનું પુનઃરૂત્થાન

પવિત્ર હસ્તીઓની પધરામણી જે ધરતી પર થઈ હોય, અલ્લાહના વલીઓના વતન અને રોકાણસ્થળ હોવાનું સદભાગ્ય જેને પ્રાપ્ત હોય, રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મહેમાનો અને 'રાહે સુલૂક'ના મુસાફરોનું જયાં આગમન થયું હોય, દિલમાં ખુદાની યાદ ધરાવતા બુઝુર્ગો – મહાત્માઓની તહજ્જુદની દુઓઓથી જયાંની જમીન નૂરાની થઈ હોય, અલ્લાહ અને રસૂલના કથનોની પુકાર જયાં ગુંજી હોય, અલ્લાહના ઝિક્રના બોલ જયાં બોલાયા હોય, વહેલા – મોડા આ બધાંની અસર અને પવિત્ર હસ્તીઓના બરકતવંતા આગમનની બરકતોનો પ્રભાવ પ્રગટ થઈને જ રહે, એ સ્પષ્ટ છે. ઈતિહાસ આવા ઉદાહરણોથી ભર્યો પડયો છે.

## શૈખુલ ઈસ્લામ હઝરત મવલાના સય્યિદ હુસૈન અહમદ મદની (રહ.)નો ફૈઝ અને બરકત

શૈખુલ ઈસ્લામ હઝરત મવલાના સય્યિદ હુસૈન અહમદ મદની (રહ.)

૧૯૨૩માં અમદાવાદની સાબરમતી જેલમાંથી છુટયા તો સીધા એમના એક અકીદતમંદ મુન્શી ઈસા સાહેબ (મૃત્યુ : ૧૯૮૨)ના ગામ કાવી તશ્રીફ લઈ ગયા, મુન્શી સાહેબે અકીદતના આ સંબંધને ભરૂચ જિલ્લાની સુધારણા માટે ખૂબ સારી રીતે ઉપયોગમાં લીધો, વારંવાર હઝરત શૈખુલ ઈસ્લામ (રહ.)ને આમંત્રણ આપતા, આમ હઝરત શૈખુલ ઈસ્લામ વારંવાર ભરૂચ અને આસપાસના અન્ય વિસ્તારોમાં પધાર્યા, જેની બરકતોથી ભરૂચ ઉપરાંત આખા ગુજરાતને ખૂબ જ લાભ થયો.

મવલાના અબ્દુર્રહમાન હવાલદાર સાહેબ (કઠોર, જિ. સુરત) ગુજરાતની સફરોમાં વધુ પડતા હઝરત શૈખુલ ઈસ્લામની સંગાથે રહેતા, તેઓ લખે છે કે :

"૧૯૪૭ના ભાગલા પહેલાં હઝરત (રહ.)એ કોઈ નોંધપાત્ર પ્રવાસ ગુજરાતનો કર્યો નથી, અમુક વિશેષ અને જાણીતા સ્થળો જેમ કે ડાભેલ, રાંદેર વગેરે સ્થળોએ પધાર્યા હતા, એકવાર અમદાવાદ જેલથી છુટીને મવલાના સય્યિદ મુર્તઝા હુસૈન સાહેબ સાથે કઠોર પણ આવ્યા હતા, પરંતુ ૧૯૪૭ના ભાગલા પછી ગુજરાત હઝરત(રહ.)ની વિશેષ તવજ્જોહનું મરકઝ બની ગયું, હવે લગાતાર ગુજરાતના પ્રવાસ કર્યા અને હઝારો અકીદતમંદોને પોતાના સિલસિલામાં બયઅત ફરમાવ્યા."

[શૈખુલ ઈસ્લામ અલજમઈય્યત નં. ૯૭]

હઝરત શૈખુલ ઈસ્લામ (રહ.)ની પધરામણીથી સામાન્ય અને પ્રતિષ્ઠિત દરેક પ્રકારના લોકોમાં વિશેષ રૂપે દીન પ્રત્યે જાગૃતિ આવી, અકાઈદ – આ'માલ દુરૂસ્ત થયા, સમજદારોનું કહેવું છે કે ભરૂચ જિલ્લામાં હઝરત શૈખુલ ઈસ્લામ (રહ.) જયાં પણ ગયા બયાન, તકરીર ફરમાવી, ત્યાં લોકોમાં ઘણી જ દીની તરક્કી – પ્રગતિ થઈ, અકાઈદ સુધર્યા અને બિદઅતોનો ખાતમો થયો.

ત્યાર પછી ૧૯૬૧ અને ૧૯૬૪માં કાવી ખાતે ઘણાં જ સફળતાપૂર્વક તબ્લીગી ઈજતેમાનું આયોજન થયું, મોટી માત્રામાં જમાઅતો અલ્લાહના રસ્તામાં નીકળી, નજીકના તેમજ દૂરના વિસ્તારોમાં આ જમાઅતોના આવવા

જવાથી સામાન્ય માણસોમાં પણ દીન પ્રત્યે લગાવ અને લાગણી ઉત્પન્ન થઈ, ધીરે ધીરે મકતબો અને મદરસાઓનું ચલણ વધ્યું અને દરેક ગામના યુવાનો દીની ઇલ્મ પ્રાપ્ત કરીને મોલ્વી બનવા માંડયા, ધીરે ધીરે આ સિલસિલો એટલો વધી ગયો કે દરેક ગામમાં આલિમો થઈ ગયા, કંઈ નહીં તો એટલું જરૂર કહી શકાય કે ભરૂચના ઉલમા આજે દેશમાં ઉપરાંત વિદેશમાં પણ દીનની સેવા આપી રહયા છે.

ગુજરાતના દીની મદારિસ ઉપરાંત દૂર – અંતરિયાળના ગામડાઓની મસ્જિદો અને મકતબોમાં ભરૂચ કે પાલનપૂરના ઉલમા જ સેવા આપતા દેખાય છે, આ બધું ભરૂચમાં આરામ ફરમાવી રહેલ અલ્લાહવાળાઓ અને પવિત્ર હસ્તીઓની જ બરકત છે.

## હઝરત અકદસ મુફતી અહમદ સાહેબ ખાનપૂરી દા.બ.નું જીવનચરિત્ર

હિજરી સનની ૧૪ મી સદીમાં આ ધરતી ઊપર એવી અનેક હસ્તીઓ સામે આવી છે, જેમની વિશેષતા અને ખૂબીઓને ઇલ્મી દુનિયાએ સ્વીકારી છે, તેઓ જમીનના માથે ચમકતા તારાઓની જેમ પ્રગટ થયા અને દૂર સુધી એમનો પ્રકાશ પ્રસર્યો અને હજુ પ્રસરી રહયો છે.

હઝરત અકદસ મવલાના મુફતી અહમદ ખાનપૂરી સાહેબ દા.બ. આ જ સોનેરી સિલસિલાની એક કડી છે, અલ્લાહ તઆલાએ એમને ઇલ્મ, ફઝલ, તકવા, તહારતના જે ઉચ્ચ સ્થાન પર બિરાજમાન કર્યા છે એને એક વિશ્વ સ્વીકારે છે, પાછલા ત્રેવીસ વરસોથી આપ જામિઅહ ડાભેલના સદર મુફતીના હોદ્દા પર ખિદમત બજાવી રહયા છે, આપના ફતાવા આધારભૂત ગણાય છે, ફતવા ઉર્દૂમાં હોય કે ગુજરાતીમાં, સચોટ અને વિષયને આવરી લેતા સર્વગ્રાહી હોય છે.

આપના ફતાવા 'મહમૂદુલ ફતાવા' નામે પ્રગટ કરવાના અવસરે વિચાર આવ્યો કે ટૂંકમાં આપનું જીવનચરિત્ર સંપાદન કરીને લોકો સમક્ષ રજૂ કરી દેવામાં આવે, દોસ્તો અને સંબંધીઓની પણ આ ઇચ્છા હતી, ઘણા લોકો વારંવાર પૃચ્છા કરતા કે જીવનચરિત્ર કયારે છપાવાનું છે ? આ જીવનચરિત્ર સંપાદન કરવા પાછળ આ લોકોની તમન્ના પૂરી કરવી પણ એક મકસદ છે.

### જન્મ

આપનો જન્મ ૨૭ શવ્વાલ ૧૩૬૫ હિજરી, મુતાબિક ૨૪ સપ્ટેમ્બર ૧૯૪૬ ઈ. મંગળવાર રાત્રે દસ વાગ્યે થયો હતો, જન્મ સ્થળ ખાનપૂર દેહ, જંબુસરથી આઠ કિલોમીટર દૂર આવેલું છે.

## વાલિદ સાહેબ

આપના દાદા મૂળ સારોદ, જિ. ભરૂચના રહેવાસી હતા. ખાનપૂરમાં શાદી કરી હતી, મુફતી સાહેબના વાલિદ સાહેબ દૂધ પીતા નાના બાળક હતા એ દિવસોમાં દાદાનો ઈન્તેકાલ થઈ ગયો. દાદાના ઈન્તેકાલ પછી અમુક કારણોસર આપના દાદીમાં એમના બાળકોને લઈ ખાનપૂર પીયર ચાલ્યાં આવ્યાં અને ખાનપૂરમાં જ રહેવું નક્કી કરી લીધું. મુફતી સાહેબના વાલિદ સાહેબ જયારે કંઈક મોટા થયા અને તાલીમ તરબિયતની ઉંમરે પહોંચ્યા તો એમની વાલિદહ મોહતરમહ (મુફતી સાહેબના દાદીમાં)એ એમને અમદાવાદના મશ્હૂર 'સુલ્તાન અહમદ યતીમ ખાના'માં તાલીમ અર્થે મોકલી દીધા.

નામ મુહમ્મદ હતું.

આલિમ ન હતા, પણ નમાઝ, રોઝહ તહજ્જુદના પાબંદ અને દીનદાર હતા.

શૈખુલ ઈસ્લામ હઝરત મવલાના હુસૈન અહમદ મદની (રહ.)થી બયઅત હતા, ૧૯૫૬માં જમીઅતે ઉલમાએ હિન્દનો ઓગણીસમો 'ઈજસલાસે આમ' (અધિવેશન) સુરતમાં યોજાયો હતો, પ્રમુખપદ હઝરત મદની (રહ.)એ સંભાળ્યું હતું, ત્યાંથી જ મવલાના મદની (રહ.) ભરૂચ જિલ્લાના ગામેગામ ફર્યા હતા, તે વેળાએ એક જાહેરસભામાં હઝરત મુફતી સાહેબના વાલિદ મુહમ્મદભાઈ મવલાના મદની(રહ.)ના હાથ પર બયઅત થયા હતા, બાળપણમાં હઝરત મુફતી સાહેબે પણ હઝરત મદની (રહ.)ની ઝિયારત કરી છે.

ગણિત અને ગુજરાતી ભાષાના નિષ્ણાંત હતા, અનેક શાળાઓમાં શિક્ષક તરીકેની સેવા બજાવ્યા પછી છેલ્લે ખાનપૂર કન્યાશાળામાં માસ્તર હતા, સેવાની મુદત પૂરી થતાં ત્યાંથી જ રિટાયર્ડ થયા.

## તરબિયત

કેળવણી બાબતે કડક સ્વભાવ ધરાવતા હતા, સાંજે ખાતી વેળા પુત્રોને

દસ્તરખાન પર બેસાડતા પહેલાં મસ્નૂન દુઆઓ અને નમાઝની રીત સાંભળતા – શીખવાડતા, પછી ખાવું કાઢવાનો હુકમ ફરમાવતા, એમની તરબિયતના પ્રતાપે મુફ્તી સાહેબને બાળપણથી જ તહજ્જુદની આદત થઈ ગઈ હતી.

## ઘડતર

કેળવણી બાબતે કડક સ્વભાવ હતો, એટલે મુફ્તી સાહેબની તરબિયતમાં એમણે અપનાવેલ રીતને અમુક કિસ્સાઓ દ્વારા રજૂ કરવામાં આવે છે.

## નાજાઈઝ જોડા-ચપ્પલ પહેરવામાં સાવચેતી

વાલિદ સાહેબે બાળપણથી જ નમાઝના પાબંદ બનાવ્યા હતા, એક દિવસે એવું થયું કે મુફ્તી સાહેબે ઈશાની નમાઝ પછી બહાર નીકળીને જોયું તો ચપ્પલ ગાયબ ! થોડી વાર રાહ જોઈ કે કદાચ કોઈ ભૂલથી પહેરીને ચાલી ગયું હશે, એને યાદ આવશે એટલે પાછા મૂકી જશે, પણ સાથે આપના ચપ્પલ જેવી બીજી એક જોડ પડેલી હતી, એટલે આ શંકા પાકી થઈ જતી હતી કે કદાચ આનાથી જ બદલાઈ ગયા હશે.

મુફ્તી સાહેબે વધુ સાવચેતી રાખી મસ્જિદમાંથી બધા જ નમાઝીઓના નીકળી જવાની રાહ જોઈ અને બહાર બેસી રહયા, જયારે મસ્જિદ ખાલી થઈ ગઈ, એક પણ નમાઝી બાકી ન રહયો તો પેલી શંકા પાકી થઈ ગઈ અને એમ સમજી ને કે આ ભાઈ જ મારા ચપ્પલ પહેરી ગયા છે, એમણે એ ચપ્પલ પહેરી લીધા, ઘરે પહોંચ્યા અને વાલિદ સાહેબને આ બાબતની ખબર પડી તો ફરમાવ્યું કે : "આ જોડીનો માલિક આવીને એનો ચપ્પલ શોધશે અને નહીં મળે તો પરેશાન થશે, એની શું ગેરંટી કે તમારા ચપ્પલ એ માણસ જ લઈ ગયો છે ?"

આમ ચપ્પલ પાછા મસ્જિદમાં મૂકી આવવાની આજ્ઞા ફરમાવી.

અનુભવસિદ્ધ બાબત છે કે બાળપણની કેળવણીનો આખા જીવન પર

પ્રભાવ રહે છે, આ કેળવણીનો જ પ્રભાવ કહી શકાય કે એક વાર ડાભેલથી દેવબંદ જતી વેળા મુફતી સાહેબ હાજી મન્સૂર સાહેબના મકાને રોકાયા હતા.

હાજી સાહેબ હઝરત ફકીહુલઉમ્મત મુફતી મહમૂદ હસન ગંગોહી (રહ.)ના વિશેષ મેઝબાન હતા, હઝરત ફકીહુલઉમ્મત(રહ.)ની સેવામાં આવતા જતા લોકો માટે એમનું મકાન ખાસ ઉપયોગી નીવડતું અને તેઓ પણ દરેકની ખૂબ સેવા ચાકરી ફરમાવતા.

અમુક દિવસો પછી મને હાજી સાહેબના મકાન પર રોકાવાનું થયું તો હાજી સાહેબે સંભળાવ્યું કે મુફતી સાહેબના જોડા સુવ્વરના ચામડાથી બનાવેલ હતા, મુફતી સાહેબને એની જાણ ન હતી, જ્યારે બતાવવામાં આવ્યું તો તુરંત કાઢી નાખ્યા, અને બીજા જોડા કે ચપ્પલ પહેરી લીધા, અત્યંત કિંમતી અને ઈમ્પોર્ટેડ જોડા પણ નાજાઈઝ હોવાની ખબર પડી એટલે થોડીવાર પણ એને પગમાં રાખવા પસંદ ન ફરમાવ્યું.

## આખી રાત ઘરના ઉંબરે

વાલિદ સાહેબના કડક સ્વભાવનો એક બીજો કિસ્સો પણ જાણવા જેવો છે. બાળકોને રખડેલ બનવાથી બચાવવા ખાતર વાલિદ સાહેબ તરફથી દરેક પુત્રોને રાત્રે ઈશા પછી તુરંત ઘરે આવવાના પાબંદ કરી દેવામાં આવ્યા હતા, નક્કી સમયે ઘરનો દરવાજો બંધ કરી દેતા.

બાળપણમાં એક દિવસ સંજોગોવસાત મુફતી સાહેબ રાત્રે મોડેથી ઘરે પહોંચ્યા, ઘરનો દરવાજો બંધ થઈ ગયો હતો, દરવાજો ખખડાવ્યો, પણ કોઈ જવાબ મળ્યો નહીં, એટલે અંતે આખી રાત ઘરના ઓટલે પડી રહયા, સવારે ફજરની નમાઝ પછી ઘરમાં અંદર આવવાની પરવાનગી મળી.

વાલિદ સાહેબની આર્થિક સ્થિતિ મધ્યમ કક્ષાની હતી, સ્કૂલટીચર હતા, ત્યાં સુધી પગાર ઊપર, પછી પેન્શનથી ઘર ચાલતું હતું, છતાં અલ્લાહ તઆલાએ આવી સ્થિતિમાં હજની સઆદત નસીબ ફરમાવી.

૧૩૮૭ હિજરી મુતાબિક ૧૯૬૭ ઈ.માં દરયાઈ માર્ગે હજની સફરે ગયા, આ સફરમાં એમણે અવલાદ માટે ખૂબ દુઆઓ કરી, પત્ર દ્વારા એની

બધાંને જાણ પણ કરતા. આમાં બયતુલ્લાહની સામે કે છાયડામાં બેસીને કરેલ એક દુઆ આ પણ હતી કે :

"હે અલ્લાહ ! મારી બધી જ અવલાદને હજની સઆદત નસીબ ફરમાવો !"

અલ્હમ્દુલિલ્લાહ, એમની દુઆ કબૂલ થઈ અને સઘળી અવલાદને હજની સઆદત પ્રાપ્ત થઈ, જે સમયે દુઆ કરવામાં આવી હતી ત્યારે આર્થિક પરિસ્થિતિ જોતાં દૂર સુધી કલ્પનાને પણ અવકાશ નહીં હતો કે અવલાદમાંથી કોઈ હજની સફરે જઈ શકશે, પણ હજની સફર માણસના હાથની કે આયોજનની વાત નથી, બલકે ખુદાની તવફીક પર આધારિત છે, જેની પણ દુઆ સાંભળી લીધી એને કોઈ આધાર વગર પણ તોફીક આપી દેવામાં આવે છે, અને હવેલીઓ, મહેલોમાં રહેનારાઓને પૂરતા સાધનો, માધ્યમો અને સધ્ધરતા છતાં રબ્બે કરીમના દરબારમાં હાજરીની તોફીક નથી મળતી.

મુફ્તી સાહેબના હકમાં વાલિદ સાહેબની દુઆ સૌથી વધારે કુબૂલ થઈ છે, અને એમને બધા જ ભાઈ બહેનોથી વધારે હજની સઆદત મળી છે.

૧૪૨૭ હિજરીમાં તો સંપૂર્ણ સન્માન સહિત સઊદી સરકારના શાહી મહેમાન તરીકે બોલાવવામાં આવ્યા, અને બયતુલ્લાહ શરીફની અંદરથી ઝિયારતનો મોકો મળ્યો. 'ફત્હે મકકા' વેળા નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે જે થાંભલાઓ વચ્ચે નમાઝ પઢી હતી ત્યાં જ સુન્નત તરીકા પ્રમાણે નમાઝ પઢવાની તોફીક નસીબ થઈ.

વાલિદ સાહેબ ૧૯૬૮માં ખાનપૂર ખાતે અવસાન પામ્યા, જુમ્આના દિવસે વફાત થઈ, પોતે એની જ તમન્ના રાખતા હતા અને અન્યોથી પણ એવી દુઆ કરવાની દરખાસ્ત કરતા રહેતા હતા, એમના અવસાન પછી મવલાના ઈસ્માઈલ ભાયજી સાહેબે મુફ્તી સાહેબના નામે એક પત્ર લખ્યો હતો, જેના શરૂના વાકયો આ પ્રમાણે છે :

'વાલિદ સાહેબની મોત સાચે જ કાબિલે રશ્ક છે, એક તો જુમ્આનો

દિવસ, જે બાબત મગફિરતનો વાયદો. બીજું સવારનો સોનેરી સમય, બધાંથી મોટી વાત એ હતી કે મોત સુધી એક નમાઝ કઝા નથી થઈ, ઈશાની નમાઝ પઢીને સૂઈ ગયા અને ફજરની અઝાન સાંભળતાં સાંભળતાં આ ક્ષણભંગૂર દુનિયાથી સિધાવી ગયા, ન તો ઘરવાળાઓને કોઈ તકલીફ, ન પારકાઓને.

સવારે ઉઠીને બધાએ જોયું – જાણ્યું કે વફાત થઈ ગઈ છે....'

લી. ઈસ્માઈલ અહમદ ભાયજી.

## પ્રાથમિક શિક્ષણ

મુફતી સાહેબે પ્રાથમિક દીની – દુન્યવી શિક્ષણ વતન ખાનપૂરના જ મકતબ અને સ્કૂલમાં મેળવ્યું, ખાનપૂર મકતબમાં નીચે પ્રમાણેના ઉસ્તાદોથી તાલીમ મેળવી.

તખ્તી– કાએદહ – હાફિઝ ઈબ્રાહીમ કાજી સાહેબ

પારએ અમ્મ અને થોડું નાઝિરહ – હાફિઝ હસન શાહ ખાનપૂરી

કુર્આનશરીફ નાઝિરહ અને ઉર્દૂની પ્રાથમિક કિતાબો – મવલાના મુહમ્મદ અમીન ઈસ્માઈલ કાજી સાહેબ ટંકારવી (રાંદેર દા.ઉ. અશરફિયહના ફાઝિલ)

વાલિદ સાહેબનો ઈરાદો પહેલેથી જ આપને દીની તાલીમ અપાવવાનો હતો, એટલે આપની દીની તાલીમ પ્રત્યે વિશેષ ધ્યાન આપવામાં આવતું હતું, નાઝિરહ કુર્આન પૂરું થયું એ દિવસે ઘરમાં હર્ષોલ્લાસનું વાતાવરણ હતું, આ ખુશીમાં ઘરમાં ખીર અને હલ્વો પણ બનાવવામાં આવ્યો, આમ કરવાનો અસલ મકસદ બાળક અહમદને પ્રોત્સાહિત કરવાનો હતો.

સ્કૂલની એકથી સાત સુધીની પૂરી તાલીમ ખાનપૂરમાં જ પૂરી ફરમાવી, વાલિદ સાહેબ પોતે અનુભવી શિક્ષક હતા, વરસો સુધી કન્યાશાળામાં ભણાવવાનો અનુભવ હતો, માટે સ્કૂલનું લેસન – ઘરકામ પોતાની દેખરેખ હેઠળ કરાવતા, ઘડિયા પણ મોઢે સાંભળતા, ઘણી વાર આમાં જ સ્કૂલ જવાનું મોડું થઈ જતું એટલે સ્કૂલના શિક્ષકો મુફતી સાહેબની

હોશિયારીને લઈ એમને બોલાવવા માટે સ્કૂલના બીજા છોકરાઓને ઘરે મોકલતા, તે છોકરાઓ આવીને જોતા કે આપ તો વાલિદ સાહેબ પાસે ભણી રહયા છે. ઘણીવાર તેઓ વાલિદ સાહેબની તાલીમનો અનોખો અંદાઝ જોઈને પોતે પણ ત્યાં શામેલ થઈ જતાં.

સ્કૂલના શિક્ષકોના નામ નીચે પ્રમાણે છે :

(૧) માસ્તર હસન સાહેબ (આપના માસા)

(૨) માસ્તર મુહમ્મદ મૂસા ખાનપૂરી – આછોદી

(૩) માસ્તર ઈસ્માઈલ અહમદ પટેલ જનાબ

સાતેવ ધોરણની પરીક્ષામાં ઊંચા ગુણથી પાસ થયા, સાતમાં ધોરણની પરીક્ષા જંબુસર આપવાની રહેતી, સાતમાં ધોરણની પરીક્ષા તે સમયે 'ફાઈનલ' કહેવાતી અને ત્યાર પછી સરકારી નોકરી પણ મળી શકતી.

તાલીમ પૂરી થઈ ગઈ તો મોટા ભાઈ જનાબ ઈબ્રાહીમે આપને અમદાવાદ લઈ જવાની ઈચ્છા દર્શાવી, તેઓએ ઉચ્ચ શિક્ષણ મેળવ્યું હતું, અમદાવાદ રહેતા હતા, અને કોન્ટ્રાકટર તરીકે મકાન બાંધકામનો વ્યવસાય કરતા હતા, એમની ઈચ્છા ઉચ્ચ દુન્યવી શિક્ષણ અપાવવાની હતી, એમણે વારંવાર વાલિદ સાહેબને કહયું કે : 'એને અમદાવાદ મોકલી દો, હું એને અંગ્રેજી ભણાવવા માંગુ છું.'

આવા સમયે એક દીની સ્વભાવ રાખનાર વાલિદનો જવાબ એ જ હતો જે મવલાના મુહમ્મદ મંઝૂર નોમાની (રહ.)ના વાલિદ સાહેબે એક અંગ્રેજી કલેકટરને આપ્યો હતો, કલેકટરે આગ્રહ પૂર્વક કહયું કે : 'આ બાળક (મવલાના નોમાની રહ.)ને હાઈસ્કૂલમાં ભણવા મોકલો અને પછી મામલતદાર અને ડેપ્યુટી કલેકટર બનાવવાની આશાઓ જગાડવાનો પ્રયત્ન કર્યો હતો.'

મવલાના નોમાની (રહ.)ના વાલિદ સાહેબનો છેલ્લો જવાબ આ જ હતો કે :

'હું એને દીની તાલીમમાં લગાડવાની કોશિશ કરીશ, જેથી મને કબરમાં અને ત્યાર પછી પણ કંઈક મળતું રહે.'

મુફ્તી સાહેબના વાલિદ સાહેબે પણ મોટા પુત્ર ઈબ્રાહીમને આવો જ જવાબ આપ્યો :

'મેં અહમદને મારી આખિરત માટે રાખ્યો છે, માટે એને મોકલી શકતો નથી.'

વાલિદ સાહેબનો તે વેળાનો આ નિર્ણય કદાચ મોટા ભાઈને ગમ્યો ન હોય, પણ આજે એની કિંમત અને મહત્ત્વ બતાવવા માટે શબ્દો ખૂટી પડે છે.

એમનો નિર્ણય એમના માટે તો અલ્લાહ તઆલાનું મોટું ઈનામ અને આખિરત માટે ઘણો લાભદાયી હતો એ નક્કી કહી શકાય, ઉપરાંત અન્ય લોકો માટે પણ આ નિર્ણય અલ્લાહ તઆલાની મોટી નેઅમત પૂરવાર થયો.

આજે અલ્લાહ તઆલાએ મુફ્તી સાહેબને મોટા જનસમૂહ માટે હિદાયતનું માધ્યમ અને સબબ બનાવ્યા છે.

روح پدرم شاد کہ دباستادمرا گفت-- کہ فرزندمرا عشق بیاموزدگر ہیچ

## મુફ્તી સાહેબ રાંદેરમાં

ખાનપૂરમાં પ્રાથમિક શિક્ષણ મેળવ્યા પછી આપ દારુલ ઉલૂમ અશરફિયહ રાંદેર આવ્યા. ગુજરાતમાં તે સમયે ચાર મોટા મદરસાઓ હતા :

(૧) દારુલ ઉલૂમ અશરફિયહ રાંદેર.

(૨) જામિઅહ હુસૈનિયહ રાંદેર.

(૩) જામિઅહ ઈસ્લામિય્યહ ડાભેલ.

(૪) મદરસા તાલીમુલ ઈસ્લામ આણંદ

મકતબની તાલીમ પૂર્ણ કર્યા પછી વધુ તાલીમના ઈચ્છુક તલબા સામાન્ય રીતે આ જ દર્સગાહોમાં આવીને તૃપ્ત થતા હતા, જીવનના સોનેરી દિવસો મદરસાઓના તાઝગી ભર્યા અને ઈમાનવર્ધક માહોલમાં વિતાવતા હતા અને ઈલ્મના ઝરણાઓથી ખુદાની તવફીક પ્રમાણે દિલને ઠંડું કરતા.

શોખ – લગનની લાગણીએ મુફ્તી સાહેબને પણ ખેંચ્યા, એમાંયે રાંદેરને એટલા માટે પ્રાથમિકતા આપવામાં આવી કે મોટી બહેનની શાદી

રાંદેર મુકામે મુન્શી બેકાર સાહેબના મોટા પુત્ર સાથે થઈ હતી, મુન્શી બેકાર સાહેબ મૂળ તો ખાનપૂરના જ હતા, પણ પાછળથી રાંદેરને વતન બનાવી લીધું હતું, મુફતી સાહેબના વાલિદ મુન્શી બેકાર સાહેબના જીગરી દોસ્ત હતા, મુન્શી બેકાર સાહેબનું નામ ઈબ્રાહીમ હતું અને 'બેકાર' એમનું તખલ્લુસ – ઉપનામ હતું.

ગુજરાતી ભાષાના સાહિત્યકાર અને લેખક હોવાની સાથે કવિ પણ હતા, વિશેષ કરીને 'ગઝલ' માં પંકાયેલા હતા, સાફ, સરળ શૈલીમાં ગુજરાતી લખતા હતા, ગુજરાતીમાં અનેક વિષયો પર એમણે પુસ્તકો લખ્યા છે, મવલાના અ. રહીમ ગુલામ મુહમ્મદ સાદિક (રહ.)ના મશ્હૂર 'તરજુમએ કુર્આન મજીદ'માં ભાષાકીય સુધારણા વગેરેની સઆદત મુન્શી બેકાર સાહેબને જ પ્રાપ્ત છે.

મુન્શી સાહેબ ઘણા જ કામના માણસ હતા. તે સમયના ગુજરાતીના મશ્હૂર સામાયિક 'પટેલ'ના તંત્રી હતા, એક બીજા મેગેઝીન 'સાદિક'ના સહતંત્રી પણ હતા, તેઓ એમની વિશેષ શૈલીના કારણે ઘણાં જ પ્રખ્યાત હતા, એમ તો એમની અટક પટેલ હતી, પણ કવિ હોવાના નાતે 'બેકાર' ઉપનામ અપનાવ્યું હતું અને એનાથી જ ઓળખાતા હતા, મવલાના અહમદ અશરફ સાહેબ મોહતમિમ દારુલ ઉલૂમ અશરફિયહથી નિકટનો સંબંધ ધરાવતા હતા, એટલે જ મુફતી સાહેબના વાલિદ સાહેબે એમને રાંદેરમાં તાલીમ અર્થે મોકલવાનો નિર્ણય ફરમાવ્યો. કાયદા પ્રમાણે આપના વાલિદ સાહેબે મદરસાના મોહતમિમ સાહેબની સેવામાં દરખાસ્ત રૂપે ખાનપૂરથી રાંદેર એક પત્ર લખ્યો, પત્ર નીચે પ્રમાણે છે :

તા. ૨૬/૪/૫૮

મહેરબાન મોહતમિમ સાહેબ,

દારુલ ઉલૂમ અશરફિયા રાંદેર

સલામ મસ્નૂન બાદ હું નીચે સહી કરનાર આપને નમ્રપણે અરજ ગુજારું છું કે મારો છોકરો નામે અહમદ મુહમ્મદ અકુજી જેની ઉંમર ૧૨ વરસની લગભગ છે, એણે ચાલુ વરસમાં સાત ચોપડી પૂરી કરી ફાઈનલની

પરીક્ષા પણ દીધી છે, ગુજરાતી સાત ચોપડીની સાથે ઉર્દૂ પણ સારી રીતે જાણે છે. તાલીમુલ ઈસ્લામ તથા દીની તાલીમના બબ્બે ભાગ પૂરા કર્યા છે. કુરઆને શરીફ નાઝેરા થયેલો છે. એને મોલ્વીનો કોર્સ કરાવવાનો હોઈ આપના મદ્રેસામાં રાખવાની વિનંતી કરીએ છીએ. છોકરો મહેનતુ ને અભ્યાસમાં ખંત રાખીને કામ કરે એવો છે. માટે ચાલુ સાલમાં આપના મદ્રેસામાં એને દાખલ કરી આભારી કરશો. અમારી હાલતથી રાંદેરમાં મુન્શી 'બેકાર' સાહેબ સારી રીતે વાકેફ છે. માટે તેમનાથી તજવીજ કરશો. જવાબ આપી એહસાનમંદ બનાવશો. ખુદાના ફઝલો કરમથી આ તરફ ઈલ્મનો ઝોક, શોક વધતો જાય છે, તેને ઉત્તેજન આપવું જોઈએ. આપ જેવા ગુજરાતના મહાન આલિમની દેખરેખ નીચે છોકરો સારી તાલીમ પ્રાપ્ત કરશે એવી આશાએ 'બેકાર' સાહેબના કહેવાથી અમે આ અરજી રવાના કરીએ છીએ. તેને મંજૂર કરશોજી.

લી. ખાકસાર.

૨૬ એપ્રીલ, ૧૯૫૮.

દરખાસ્ત સ્વીકારવામાં આવી એટલે સફરની તૈયારી કરી વાલિદ સાહેબ સંગાથે રાંદેર પહોંચ્યા.

મે, ૧૯૫૮ના દિવસે દારુલ ઉલૂમ અશ્રફીયહ રાંદેરમાં દાખલ થયા.

ફારસી અવ્વલથી દવરએ હદીસ શરીફ સુધી દર્સે નિઝામીની સંપૂર્ણ તાલીમ દારુલ ઉલૂમ અશરફિયહમાં મેળવી. ઘણી જ મહેનતથી પઢયા. પરીક્ષાઓમાં ઉચ્ચ ગુણ મેળવી સફળ થતા, પરીક્ષા પછી રિઝલ્ટ વાલિદ સાહેબને બતાડવું પડતું, એમાં મોડું થતું તો પત્ર લખીને ટકોર કરતા.

# વિવિધ કલાસોમાં મેળવેલ માર્કસ

**ફારસી અવ્વલના માર્કસ :**

| | ત્રિમાસિક પરીક્ષા | | છમાસિક પરીક્ષા | |
|---|---|---|---|---|
| | મંગળ - બુધવાર | | ૫ - ૬ - ૭ | |
| | ૧૩૭૮ હિજરી | | જમાદિલઊલા - ૧૩૭૮ હિજરી | |
| **ક્રમ** | **કિતાબોના નામ** | **ગુણ** | **કિતાબોના નામ** | **ગુણ** |
| ૧ | ચહલ સબક | ૪૮ | ગુલઝારે દબિસ્તાં | ૪૭ |
| ૨ | સફવતુલ મસાદિર | ૫૦ | કરીમા | ૫૦ |
| ૩ | રેહબરે ફારસી | ૪૭ | પંદનામહ | ૫૦ |
| ૪ | લેખન | ૫૦ | મસ્દરે ફુયૂઝ | ૪૯ |
| ૫ | | | લેખન | ૪૯ |

વાલિદ સાહેબના પત્રના જવાબમાં એક વાર મદરસાવાળાઓ તરફથી વાર્ષિક પરીક્ષાના માર્કસની જાણ કરતાં લખવામાં આવ્યું હતું કે :

પત્ર મળ્યો, પરિસ્થિતિની જાણકારી મળી, તમારા ફરઝંદે ઉચ્ચ ગુણોથી સફળતા પ્રાપ્ત કરી છે, ચિંતા કરવાની જરૂરત નથી, તેની કલાસમાં ૧૮ તલબા હતા, એ ચોથા નંબરે ઉત્તિર્ણ થયો છે.

**માર્કસ નીચે પ્રમાણે છે :**

| ક્રમ | કિતાબોના નામ | ગુણ |
|---|---|---|
| ૧ | ચહલ સબક | ૫૦ |
| ૨ | આમદનામહ | ૪૮ |
| ૩ | રહબરે ફારસી | ૪૯ |
| ૪ | કરીમા | ૫૦ |
| ૫ | પંદનામહ | ૫૦ |
| ૬ | નામે હક | ૫૦ |

| | | |
|---|---|---|
| ૭ | ગુલઝારે દબિસ્તાં | ૫૦ |
| ૮ | મસ્દરે ફુયૂઝ | ૫૦ |
| ૯ | લુગાતે ફારસી | ૪૮ |
| ૧૦ | લેખન | ૫૦ |

અખ્લાક સારા છે, પઢવામાં ખૂબ મહેનત કરે છે અને લગનથી પઢતો રહે છે, ચિંતા કરશો નહીં, આવતા વરસે ફરીથી દરખ્વાસ્ત આપવાની જરૂરત નથી, ખાનપૂરમાં મુલાકાત વેળા વધુ વિગતથી જણાવીશ.

ચિંતા ન કરશો, જલ્સા પછી બે માસની રજા રહેશે. બધાંને સલામ.

૧૨/ ફેબ્રુઆરી/ ૧૯૫૯ ઈ. લી. મુહમ્મદ રજબ તડકેશ્વરી.

---

**ફારસી દોમના માર્કસ :**

| | ત્રિમાસિક પરીક્ષા | | છમાસિક પરીક્ષા | |
|---|---|---|---|---|
| ક્રમ | કિતાબોના નામ | ગુણ | કિતાબોના નામ | ગુણ |
| ૧ | બોસ્તાં | ૪૮ | મા લા બુદ મિન્હુ | ૫૦ |
| ૨ | ગુલિસ્તાં | ૫૦ | બોસ્તાં | ૫૦ |
| ૩ | ચહાર બાબ | ૪૮ | ગુલિસ્તાં | ૫૦ |
| ૪ | લેખન | ૫૦ | અખ્લાકે મુહસિની | ૫૦ |
| ૫ | | | લેખન | ૫૦ |
| | કુલ માર્કસ ૨૦૦ માંથી | ૧૯૬ | કુલ માર્કસ ૨૫૦ માંથી | ૨૫૦ |

**વાર્ષિક પરીક્ષામાં મેળવેલ ગુણ :**

| ક્રમ | કિતાબોના નામ | ગુણ |
|---|---|---|
| ૧ | મા લા બુદ મિન્હુ | ૫૦ |
| ૨ | ગુલિસ્તાં | ૪૯ |

| | | |
|---|---|---|
| ૩ | ચહાર બાબ | ૫૦ |
| ૪ | અખ્લાકે મુહસિની | ૫૦ |
| ૫ | બોસ્તાં | ૫૦ |
| ૬ | મસ્દરે ફુયૂઝ | ૫૦ |
| ૭ | લેખન | ૫૦ |
| | ૩૫૦ માંથી મેળવેલ કુલ ગુણ | ૩૪૯ |

**નોંધ** :– અહમદનો ફારસી કોર્ષ પૂરો થયો.

લખનાર : અહકર સચ્યિદ અહમદ બુખારી બમ્બવી

તા : ૧૭/૨/૧૯૬૦

---

**અરબી અવ્વલના માર્કસ :**

(વાર્ષિક પરીક્ષા – પ્રથમ નંબરે સફળ)

| ક્રમ | કિતાબોના નામ | ગુણ |
|---|---|---|
| ૧ | મુઅલ્લિમુલ ઈન્શાઅ | ૪૯ |
| ૨ | લેખન | ૪૯ |
| ૩ | સર્ફ મીર | ૫૦ |
| ૪ | મીઝાને મુન્શઈબ | ૫૦ |
| ૫ | અરબી જબાન કા કાઈદહ | ૫૦ |
| ૬ | મુફીદુત્તાલિબીન | ૪૫ |
| ૭ | ઈલ્મુન્નહવ | ૪૫ |
| ૮ | રવઝતુલ અદબ | ૫૦ |
| ૯ | અરબીકા મુઅલ્લિમ | ૫૦ |
| | કુલ ૪૫૦માંથી મેળવેલ ગુણ | ૪૩૮ |

---

**અરબી દોમના માર્કસ :**

મુફતી સાહેબે વાલિદ સાહેબને ત્રી માસિક પરીક્ષા પછી માર્કસની જાણ કરતાં પત્ર દ્વારા જણાવ્યું કે :

સલામ બાદ, અરજ કે અમારી ત્રિમાસિક પરીક્ષા પૂરી થઈ ગઈ છે, એમાં હું પ્રથમ નંબરે સફળ થયો છું, માર્કસ નીચે પ્રમાણે છે.

| ક્રમ | કિતાબોના નામ | કુલગુણ | મેળવેલ ગુણ |
|---|---|---|---|
| ૧ | કલ્યૂબી | ૫૦ | ૪૬ |
| ૨ | નૂરુલ ઈઝાહ | ” | ૪૯ |
| ૩ | ઈલ્મુસ્સગ્ગહ | ” | ૫૦ |
| ૪ | શર્હે મિઅતે આમિલ | ” | ૫૦ |
| ૫ | મુઅલ્લિમુલ ઈન્શા | ” | ૫૦ |
| ૬ | તયસીરુલ મન્તિક | ” | ૪૬ |
| ૭ | સુગ્રા | ” | ૪૫ |
| ૮ | લેખન | ” | ૪૪ |
| | મેળવેલ ગુણ | ૪૦૦ | ૩૮૦ |

ઈસ્માઈલ મામા અને ઘરવાળાઓને સલામ.

ફકત, અહમદ.

માહે સફર હિ. ૧૩૮૧

---

**અરબી સોમના માર્કસ :**

| ક્રમ | કિતાબોના નામ | કુલગુણ | ત્રિમાસિક | છ માસિક | વાર્ષિક |
|---|---|---|---|---|---|
| ૧ | કન્ઝુદકાઈક | ૫૦ | ૫૧ | ૪૮ | ૫૦ |
| ૨ | શર્હે જામી | ૫૦ | ૫૦ | ૪૫ | ૪૯ |
| ૩ | ઉસૂલુશ્શાશી | ૫૦ | ૫૦ | ૪૮ | ૫૦ |
| ૪ | નફહતુલ અરબ | ૫૦ | – | ૫૦ | ૫૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૫ | દુરૂસુત્તારીખ | ૫૦ | – | – | ૪૬ |
| ૬ | શર્હે તહઝીબ | ૫૦ | – | – | ૫૧ |
| ૭ | મિરકાત | ૫૦ | – | – | ૫૦ |
| ૮ | લેખન | ૫૦ | ૫૦ | ૪૮ | ૪૮ |
| | | ૪૦૦ | ૨૦૧ | ૨૩૯ | ૩૯૪ |

---

**અરબી ચહારુમના માર્કસ :**

| ક્રમ | કિતાબોના નામ | ત્રિમાસિક | છ માસિક | વાર્ષિક |
|---|---|---|---|---|
| ૧ | નૂરુલ અન્વાર | ૫૦ | ૫૧ | ૫૦ |
| ૨ | શર્હે વિકાયહ | ૫૦ | ૫૦ | ૫૦ |
| ૩ | મકામાતે હરીરી | ૪૮ | ૪૮ | ૪૫ |
| ૪ | કુત્બી | ૫૧ | ૪૩ | ૪૯ |
| ૫ | તરજુમએ કુર્આન મજીદ | – | ૫૦ | ૪૯ |
| ૬ | લેખન | ૫૦ | ૫૦ | ૪૩ |
| ૭ | મીઝાનુત્તિબ | – | – | ૪૩ |

દરેક પરીક્ષામાં પ્રથમ નંબર મેળવ્યો.

અહમદ મુહમ્મદ મુન્શી

---

**અરબી પંજુમના માર્કસ :**

આપના વાલિદ સાહેબે મોહતમિમ સાહેબના નામે પત્ર લખ્યો હશે, જેનો જવાબ નીચે પ્રમાણે આપવામાં આવ્યો.

રાંદેરથી,

મોહતરમ જનાબ મુન્શી મુહમ્મદ સાહેબ

અસ્સલામુ અલયકુમ વ.વ.

સલામ મસ્નૂન બાદ

તમારું કાર્ડ મળ્યું, તમારો ફરઝંદ હોશિયાર, મેહનતુ છે, એને અમે પણ ઓફિસના કામકાજ માટે બોલાવીએ છીએ, વાર્ષિક પરીક્ષાના માર્કસ નીચે પ્રમાણે છે. અમારે ત્યાં કુલ ૫૦ માર્કસમાંથી માર્કસ આપવામાં આવે છે, અહમદની જમાઅતમાં કુલ ૯ તલબા હતા, જેમાં અહમદ પ્રથમ નંબરે કામયાબ થયો છે.

| ક્રમ | કિતાબોના નામ | માર્કસ |
|---|---|---|
| ૧ | તરજુમએ કુર્આન મજીદ | ૫૦ |
| ૨ | મુતનબ્બી | ૫૧ |
| ૩ | હદિયહ સઈદીય્યહ | ૪૬ |
| ૪ | ફલસફા | ૪૯ |
| ૫ | લેખન | ૪૯ |
| ૬ | હિદાયહ અવ્વલૈન | ૪૮ |
| ૭ | મુખ્તસરુલ મઆની | ૪૮ |
| ૮ | શર્હે અકાઈદ | ૫૦ |
| ૯ | હુસ્સામી | ૫૦ |
| ૧૦ | તજવીદની કિતાબ | ૫૦ |
| ૧૧ | મશ્કે કિરાઅત | ૪૮ |

ફકત વસ્સલામ

લી. અહમદ આરિફ અશ્રફ રાંદેરી ગુફિરલહૂ

મોહતમિમ – દારુલ ઉલૂમ અશરફિયહ રાંદેર જિ.સુરત

---

**અરબી શશુમના માર્કસ :**

| ક્રમ | કિતાબોના નામ | ત્રિમાસિક | છ માસિક | વાર્ષિક |
|---|---|---|---|---|
| ૧ | જલાલૈન શરીફ | ૫૧ | ૪૫ | ૪૮ |
| ૨ | મિશ્કાત શરીફ | ૫૧ | ૫૧ | ૪૮ |

| | | | | |
|---|---|---|---|---|
| ૩ | હિદાયહ આખીરૈન | ૫૦ | ૪૫ | ૫૧ |
| ૪ | સિરાજી | ૪૫ | ૫૧ | ૪૯ |
| ૫ | અલફવઝુલ કબીર | ૪૯ | – | ૫૦ |
| ૬ | નુખ્બતુલ ફિકર | ૪૭ | – | ૫૦ |
| ૭ | લેખન | – | – | ૪૯ |

**દરજએ કિરાઅતની વાર્ષિક પરીક્ષાના માર્ક્સ :**

| | |
|---|---|
| તજવીદ | ૫૦ |
| કિરાઅત | ૪૭ |

અહમદ મુહમ્મદ ખાનપૂરી
૭ શાબાન, ૧૩૮૫ હિજરી
૧ ડિસેમ્બર, ૧૯૬૫ ઈસ્વી

---

**દવરએ હદીસ, વાર્ષિક પરીક્ષા :**

દારુલ ઉલૂમ અશરફિયહ રાંદેર (સુરત)
૨૮ / રજબથી ૩ / શાબાન ૧૩૮૬ હિજરી
મુતાબિક ૧૩ થી ૧૮ નવેમ્બર ૧૯૬૬ ઈ. સુધી–

| ક્રમ | કિતાબોના નામ | માર્ક્સ |
|---|---|---|
| ૧ | બુખારી શરીફ | ૫૧ |
| ૨ | તિરમિઝી શરીફ | ૫૧ |
| ૩ | મુસ્લિમ શરીફ | ૪૭ |
| ૪ | નસાઈ શરીફ | ૫૦ |
| ૫ | અબૂદાવૂદ શરીફ | ૫૧ |
| ૬ | તહાવી શરીફ | ૫૦ |
| ૭ | મુઅત્તા શરીફ | ૪૫ |
| ૮ | મુઅત્તા ઈમામ મુહમ્મદ | ૫૦ |
| ૯ | ઈબ્ને માજહ શરીફ | ૫૦ |

| ૧૦ | બયઝાવી શરીફ | ૫૦ |
|---|---|---|
| | કુલ ગુણ ૫૦૦ માંથી | ૪૯૫ |

અહમદ ખાનપૂરી.
દરજએ અરબી – ૭

---

દારુલ ઉલૂમ અશરફિયહના વિદ્યાર્થીકાળમાં મુફતી સાહેબે જે મહેનત અને ધગશથી તાલીમ પ્રાપ્ત કરી એનો અંદાઝો પરીક્ષાઓના પરિણામોથી લગાવી શકાય છે, હોશિયારી અને સમજદારી અલ્લાહ તઆલાએ આપને આપેલી વિશેષ નેઅમત છે, બીજા ગુણોની જેમ આ ગુણમાં પણ અન્ય સાથીઓમાં વિશેષતા ધરાવતા હતા.

યાદ શકિત પણ ગજબની હતી અને છે. એક વાર કોઈ વાત વાંચી લીધી કે કોઈનાથી સાંભળી લીધી તો વરસો સુધી યાદ રહેતી, નેકી – તકવાનો સ્વભાવ પહેલેથી જ છે, બાજમાઅત નમાઝની પાબંદી, દર્સની હાજરી અને દર્સમાં ઉસ્તાદોનો સબક (તકરીર) ધ્યાનથી સાંભળીને પછી એ જ પ્રમાણે તકરાર (ફરીવારના અભ્યાસ)માં દોહરાવવો વગેરે.. એક હોશિયાર તાલિબે ઈલ્મના દરેક ગુણો આપ ધરાવતા હતા. સાથીઓ ઉપરાંત ઉસ્તાદોએ પણ આપની ખૂબીઓની ગવાહી આપી છે, આપનું સદભાગ્ય હતું કે તે સમયના મહાન ઉસ્તાદો અને ઈલ્મી હસ્તીઓથી ઈલ્મ પ્રાપ્તિની સઆદત આપને મળી, આ લખનારે પાંચેક વર્ષ પહેલાં આપના એક ઉસ્તાદ હઝરત મવલાના મુફતી મુસ્લિહુદીન અહમદ બરોડવી કાસમી (શૈખુલ હદીસ જામિઅહ તાલીમુલ મુસ્લિમીન – ડયુઝબરી યુ. કે.)થી પત્ર વડે જાણવા ઈચ્છયું કે વિદ્યાર્થીકાળમાં મુફતી સાહેબ એમના ઉસ્તાદોની નજરોમાં કેવા ગણાતા હતા ? એમણે લખનાર પર એહસાન કરીને મને જે જવાબ આપ્યો એ એમના જ શબ્દોમાં નીચે પ્રમાણે છે :

# મુફતી અહમદ ખાનપૂરી સાહેબનો વિદ્યાર્થીકાળ (દોરે તાલિબે ઈલ્મી)

## (હઝરત મૌલાના મુસ્લિહુદ્દીન સાહેબનું લખાણ)

નિ:શંક હઝરત મુફતી સાહેબ આજના સમયમાં ગુજરાત (ભારત)ના ઉલમાએ હકમાં વિશેષ સ્થાન ધરાવે છે, અલ્લાહ તઆલાએ એમને જાહેરી – બાતિની ઉલૂમ અને ઈલ્મી – અમલી, કમાલ – પૂર્ણતાના ગુણોથી ગુણવંત બનાવ્યા છે, ગુજરાત અને ગુજરાત બહાર, બલકે ભારતથી આગળ વિદેશમાં પણ મુફતી સાહેબના જાહેરી – બાતિની વિવિધ પ્રકારના ફૈઝનું ઝરણું જારી છે, અલ્લાહ તઆલા વધારેથી વધારે પ્રગતિથી નવાઝે, અને લાંબા સમય સુધી ફૈઝના આ સિલસિલાને બાકી રાખે – આમીન.

મુફતી અહમદ ખાનપૂરી (ઝી.મ.)એ ફારસી– અરબીની તાલીમ પહેલેથી છેલ્લે, દવરએ હદીસ સુધી મદરસા અશરફિયહ રાંદેર – સૂરત ગુજરાતમાં મેળવી છે. (અહીંયાંથી ફારિગ થઈ દેવબંદ કે સહારનપૂર વધુ ઈલ્મ પ્રાપ્ત કરવા માટે જવાનું થયું) દા.ઉ. મદરસા અશરફિયહ રાંદેરમાં ઈલ્મ પ્રાપ્તિના ઝમાનામાં હઝરત મવલાના મુહમ્મદ રઝા અજમેરી સાહેબ, હઝરત મવલાના મુફતી અબ્દુલ ગની કાવી સાહેબ, હકીમ અબુશિફા હબીબુર્રહમાન અજમેરી સાહેબ, મવલાના મુફતી સઈદ અહમદ પાલનપૂરી સાહેબ (દારુલ ઉલૂમ દેવબંદમાં નિયુકિત પહેલાં તેઓ મદરસા અશરફિયહ રાંદેરમાં ખિદમત આપતા હતા) વગેરે ઉસ્તાદોથી તાલીમ મેળવી, આ બધા જ લોકો ઈલ્મ, અમલ અને અખ્લાકના ગુણોથી સંપૂર્ણ સજજ હતા.

જે વિદ્યાર્થી (તાલિબે ઈલ્મ)માં અલ્લાહ તઆલાએ લાયકાત અને કાબેલિયત મૂકી હોય છે, તે ઘણો જલદી તેના ઉસ્તાદોની ખૂબીઓને પકડીને ચાલી પડે છે, હઝરત મુફતી અહમદ ખાનપૂરી સાહેબનો આ જ હાલ હતો, એમના અંદર એમના ઉસ્તાદોની વિશેષતાઓ – ગુણોની ઝલક આજે પણ

જોઈ શકાય છે.

**હિન્દીમાં કહેવત છે : 'પૂત કે પેર પાલને સે નઝર આતે હૈં'**

અર્થાત : બાળક માતાના ખોળામાં હોય ત્યારથી જ એની હરકત એના ઉજ્જવળ ભવિષ્ય પ્રતિ ઈશારો કરે છે.

بالائے سرش ز ہوش مندی

می تافت ستارۂ سر بلندی

હોશિયારી, અકકલ, યાદશકિત ઉપરાંત નેકી – તકવા, તકરાર, મુતાલઆ (અભ્યાસ), બાજમાઅત નમાઝની પાબંદી, સબકમાં હાજરીની પાબંદી અને ઉસ્તાદના સબકને ધ્યાનથી સાંભળવો, ઉસ્તાદોનો અદબ – ઈકરામ (વિવેક – સન્માન), એમની ખિદમત, નમ્રતા વગેરે એવા ગુણો છે જે ઈલ્મ પાપ્તિ માટે અને કોઈ પણ પ્રકારના ઈલ્મી – અમલી કમાલ માટે ઘણા જ જરૂરી અને બુનિયાદી હેસિયત ધરાવે છે, મુફતી અહમદ ખાનપૂરી સાહેબનું વ્યકિતત્વ બાળપણ અને વિદ્યાર્થીકાળથી જ આ ગુણોથી ગુણવંત હતું, એના લઈ ઉસ્તાદોની એમના પર વિશેષ નજર હતી, તાલીમ દરમિયાન અને પછી પણ બધા જ ઉસ્તાદોની નજરમાં એમને માન અને પ્યારનું સ્થાન પ્રાપ્ત રહયું.

ایں سعادت بزور بازو نیست

تا نہ بخشد خدائے بخشندہ

૧૩૭૮ હિજરી માં અહકર દા.ઉ. દેવબંદથી ફારિગ થયો એના પછીના વરસે સબા, અશરહ પૂર્ણ કરવા સાથે ઈફતા કલાસમાં દાખલો લઈને મુફતી સય્યિદ મહેદી હસન શાહજહાંપૂરી સાહેબ (રહ.)થી ઈફતાની કિતાબો પઢી અને ફતવા લખવાની પ્રેકટીસ કરી.

વરસના અંતમાં જ દારુલ ઉલૂમ મદરસા અશરફિયહ રાંદેરમાં અરબી મુદર્રિસની હેસિયતથી અહકરની નિયુકિત કરી દેવામાં આવી હતી, શાબાન–રમઝાનની રજાઓ બરોડા વિતાવીને ૧૩૭૯ મુતાબીક ૧૯૬૦

ઈ. શવ્વાલમાં અહકર મદરસા અશરફિયહ રાંદેર ખાતે હાજર થયો.

હઝરત મવલાના અહમદ અશરફ રાંદેરી (રહ.)એ હિદાયહ આખિરૈન વગેરે ઉચ્ચ દરજાની કિતાબો નક્કી ફરમાવી. અહકરે અરજ કરી કે : "તમારો હુકમ હોય તો હું પઢાવી દઈશ, પણ મારા સ્વભાવ વિરૂધ્ધ વાત છે. હું દરેક વિષયની પ્રારંભિક કિતાબો પઢાવતાં પઢાવતાં આગળ વધવા માગુ છું."

અરબીની પહેલી કલાસ તો મવલાના સય્યિદ મુહયુદ્દીન રાંદેરી મર્હૂમ પાસે હતી અને જીવનના અંત સુધી એમની પાસે જ રહી, એટલે મોહતમિમ સાહેબે દરજએ અરબી દોમ સંપૂર્ણ ઉપરાંત શર્હે વિકાયહ, નફહતુલ અરબ, મિરકાત, શર્હે તહઝીબ વગેરે કિતાબો મારા માટે નક્કી ફરમાવી, બે વરસ સુધી આ કિતાબો હું પઢાવતો રહયો.

હઝરત મુફતી અહમદ ખાનપૂરી સાહેબે અરબી દોમની બધી જ કિતાબો મારાથી પઢી છે, એ સિવાય કોઈ બીજી કિતાબ મારી પાસે પઢવાનું મને યાદ નથી. ૧૯૬૨માં હઝરત મવલાના મુહમ્મદ સઈદ બુઝુર્ગ સીમલકી (રહ.)એ આગ્રહપૂર્વક મને જામિઅહ ઈસ્લામિય્યહ ડાભેલ તદરીસ માટે (ઉસ્તાદ તરીકે) બોલાવ્યો એટલે હું ડાભેલ ચાલ્યો ગયો.

હઝરત મુફતી અહમદ ખાનપૂરી સાહેબ બાળપણથી જ સીધા સ્વભાવના – સમજદાર, હોશિયાર, અકલમંદ અને મજબૂત યાદશકિત ધરાવતા વિદ્યાર્થી હતા. ઉપરાંત નેકી, તકવા અને સીધા સ્વભાવના કારણે મને એમનાથી દિલી લગાવ હતો.

મેં અમુક કિતાબો મારા વાલિદ સાહેબથી પઢી હતી, એમની પઢાવવાની રીત એ હતી કે કિતાબનો મુતાલઅહ (અભ્યાસ) કરીને આગલા દિવસનો સબક સમજવા અને ઉકેલવાની ઝિમ્મેદારી અમારા જ માથે રેહતી. ઈબારત (અરબી લખાણ) સહી રીતે પઢીને એનો તરજુમો, મતલબ અમારે જ બતાવવાનો રહેતો, કંઈક વધારે સમજાવવાની કે સ્પષ્ટતા કરવાની જરૂરત જણાતી તો વાલિદ સાહેબ (રહ.) કંઈક બોલતા, નહીંતર કહી દેતા કે બરાબર છે, આગળ ચાલો, જો કોઈ દિવસ મતલબ વર્ણવવામાં ભૂલ થઈ જતી તો સખત માર પડતો, એમ કહીને કે આજે તમે બરાબર પૂર્વ અભ્યાસ નથી

કર્યો અને યથાશકિત પ્રમાણે સમજવાના પ્રયત્નો કર્યા નથી.

સ્પષ્ટ છે કે આ તાલીમ – તરબિયતનો અસર મારી તબિયત પર અવશ્ય હોય, ઉપરાંત તે સમયે હું યુવાન અને નવો ફારિગ થઈને આવ્યો હતો, એટલે દરરોજ તલબાથી સબક સાંભળતો હતો અને યાદ ન હોય તો કડક પૃચ્છા કરતો અને માર પણ મારતો, હઝરત મુફતી અહમદ ખાનપૂરી સાહેબ દરરોજ પાબંદીથી સમયસર કલાસમાં હાજર થઈ જતા, સબક યાદ કરીને સારી રીતે સંભળાવી દેતા, હું એનાથી ઘણો જ ખુશ થતો, પરિણામે સ્વભાવિક રીતે જ મારો સ્વભાવ એમના તરફ ઢળી ગયો હતો.

એક વાર સંજોગોવસાત એમને સબક યાદ ન હતો મને વિચાર આવ્યો કે આ તાલિબે ઈલ્મ તો ઘણો જ હોશિયાર, સમજદાર અને યાદશકિતવાળો છે, એ ચાહે તો ઘણી આસાનીથી સબક યાદ કરી શકે છે, આમ વિચારીને મેં એમને સબક યાદ ન હોવાને એમની સુસ્તી અને લાપરવાહી સમજી અને ગુસ્સામાં આવીને હાથમાં જે નેતરની લાકડી હતી એનાથી પિટાઈ કરી નાખી. ગુસ્સો ઠંડો થતાં વિચાર આવ્યો કે આમ સબક યાદ ન હોય એને સુસ્તી અને લાપરવાહી સમજવું ખોટું અને વાસ્તવિકતાથી ઉલટું હોય તો એમાં મારા તરફથી અતિરેક થયો કહેવાય.

આજે જયારે એ ઘટના યાદ આવે છે તો અફસોસ અને પસ્તાવો થાય છે, અલ્લાહ તઆલા મને માફ કરે, મુફતી સાહેબના દરજાઓ બુલંદ ફરમાવે, પરંતુ આ ઘટના પછી મારી સાથેના એમના વર્તાવમાં કોઈ ફરક આવ્યો ન હતો.

તે સમયે દારુલ ઉલૂમ અશરફિયહની વર્તમાન ઈમારત બંધાઈ હતી નહીં, અને મદરસાએ વિવિધ ઈમારતો ભાડે લઈ રાખી હતી, જેમાં કલાસ પ્રમાણે તલબાને રાખવામાં આવતા હતા, તલબાના રહેવાની વ્યવસ્થા એક જ જગ્યાએ ન હોવાથી તેઓ કોઈ એક જ મસ્જિદમાં નમાઝ પઢવાના પાબંદ હતા નહીં અને દરેક તાલિબે ઈલ્મ રેહઠાણ નજીકની મસ્જિદમાં પાંચેવ સમયની નમાઝ પઢવાનો પાબંદ હતો, અહકર એ સમયે તાઈવાડામાં રહેતો હતો અને પાંચેવ સમયની નમાઝ તાઈવાડાની જામેઅ મસ્જિદમાં જ પઢતો

હતો.

મુફતી અહમદ સાહેબ ત્યારે ૧૫– ૧૬ વરસના હતા અને ઈશાની નમાઝ વધુ પડતી એ જ મસ્જિદમાં પઢતા હતા, બાજમાઅત નમાઝની પાબંદી કરતા હતા, ઈશાની જમાઅત પછી જામેઅ મસ્જિદની ડાબી બાજુ ખુણામાં જયાં તેઓ સુન્નત, નફલ પઢતા હતા, તે ખુણો આજે પણ મને યાદ છે, હું એમને ધ્યાનથી જોતો હતો, શાંતિથી સુન્નત નફલ પઢીને તેઓ ચિત્ત લગાવી દુઆમાં મશ્ગૂલ થતા હતા અને ખૂબ સારી રીતે દુઆ ફરમાવતા. મને ત્યારથી જ એમની આ રીત ઘણી પસંદ હતી.

ઘણી વાર સફરમાં પણ સાથે રહયો છું. સફરના સાથીઓની રાહત, આરામનો ઘણો ખ્યાલ રાખતા, ઘણી વાર સાથીઓનો સામાન પોતે જ ઉઠાવી લેતા, કોઈને પણ તકલીફ આપવાથી દૂર રહેતા. તવાઝુઅ, નમ્રતા, સંસ્કાર, અન્યોને ઉપયોગી બનવાની ધગશ વગેરે ખૂબીઓથી અલ્લાહ તઆલાએ એમને નવાઝયા છે. હું આજે પણ દરેક આવનાર – જનારથી મુફતી સાહેબની ખેરિયત પૂછતો રહું છું.

અલ્લાહ તઆલા વર્તમાનનાં કપરા સંજોગોને દૂર ફરમાવે અને સિહત આફિયત સાથે એમને સહી – સલામત રાખે.

ટુંકમાં અમુક યાદો અને જાણકારી, જે યાદ હતી તે લખી દીધી છે.

વસ્સલામ
સય્યિદ મુસ્લિહુદીન અહમદ બરોડવી કાસિમી
ખાદિમે હદીસ જામિઅહ તાલીમુલઈસ્લામ
ડયુઝબરી – મરકઝ યુ.કે.(ઈંગ્લેન્ડ)
૨૦ રબીઉલ્અવ્વલ, ૧૪૨૫ હિજરી
મુતાબિક ૧૦/ ૫/ ૨૦૦૪, સોમવાર.

લખનારાઓએ એમના વડીલો બાબત ઘણું લખ્યું છે, વાંચનારાઓએ ઘણું વાંચ્યું પણ હશે, પણ શાગિર્દ બાબત ઉચ્ચ મરતબા, અકકલ, સમજ, હોશિયારી, નેકી, તકવો અને ખુદાઈ કાબેલિયતની ગવાહી આવા ઈર્ષા અને જુથબંધીના દોરમાં કદાચ જ જોવા મળી શકે છે.

હઝરત મવલાના સય્યિદ મુસ્લિહુદ્દીન સાહેબ દા.બ.એ એમના ઉપરોકત લખાણ દ્વારા શાગિર્દો ઊપર હેત – પ્રેમ અને પ્રોત્સાહન બાબત અકાબિરે દેવબંદ અને અસ્લાફ (નેક પૂર્વજો)નો નમૂનો જીવંત કરી દીધો છે, હઝરત મવલાનાના દિલમાં આ શાગિર્દના ઇલ્મ – ફતવા પર કેટલો વિશ્વાસ છે, એનો અંદાઝો આ વાત પરથી લગાવી શકાય છે કે :

૧૪૨૧ હી. માં એમની કિતાબ 'અનમોલ હજ' પ્રકાશિત થઈ, તો છાપતાં પહેલાં અમુક અહલે – ઇલ્મ પાસે એની હસ્તપ્રત અભિપ્રાય અને ચકાસણી અર્થે મોકલી, આ કિતાબ બાબત જે ઉલમાએ કિરામે અભિપ્રાય લખી મોકલ્યા, એમાં મુફતી સાહેબના અભિપ્રાયને સૌથી પહેલાં સ્થાને રાખ્યો.

મુફતી સાહેબે તકરીઝમાં લખ્યું કે :

"ઉસ્તાદે મોહતરમ હઝરત મવલાના મુફતી સય્યિદ મુસ્લિહુદ્દીન અહમદ સાહેબ દા.બ. એ પણ હજની બદલાયેલી પરિસ્થિતિ અને જરૂરતોને અનુલક્ષીને 'અનમોલ હજ' નામી કિતાબ લખીને આ વિષયનો હક અદા કરી દીધો છે." [અનમોલ હજ – ૪]

કિતાબો પર મોટા જ્ઞાની અને વિદ્વાન લોકોના અભિપ્રાય લખાવવાના આજના સમયમાં ઉસ્તાદની કિતાબ પર શાગિર્દના અભિપ્રાયનું આ દુર્લભ ઉદાહરણ છે.

આ વાતને અહીંયાં જ પડતી મુકીને હવે મુફતી સાહેબના ઉસ્તાદો પ્રતિ વાત આગળ વધારું છું, આપને દારુલ ઉલૂમ અશરફિયહમાં જે ઉસ્તાદોથી ઇલ્મ પ્રાપ્તિનું સદભાગ્ય મળ્યું, એમનો ટુંકો પરિચય અત્રે આપવામાં આવે છે.

## હઝરત મુફતી સાહેબના ઉસ્તાદો

### (૧) મવલાના યૂસુફ સાહેબ બોધાનિયા (કેનેડા)

મુફતી સાહેબના દરજએ ફારસીના ઉસ્તાદ મવલાના યૂસુફ સાહેબ બોધાનિયા મ.ઝિ. આજકાલ કેનેડા ખાતે મુકીમ છે, આ લખનારે એમના

વિશે જાણકારી મેળવવા એક પત્ર એમને લખ્યો હતો, મવલાનાએ એનો જે જવાબ આપ્યો એ પૂરેપૂરો રજૂ કરવામાં આવે છે.

નહ્મદુહૂ વનુસલ્લી અલા રસૂલિહિલ્કરીમ

અસ્સલામુ અલયકુમ વ.વ.

મોહતરમ મુફતી સાહેબ.

સલામ બાદ ખેરિયત.

આપ જનાબે મારા અને મુફતી અહમદ ખાનપૂરી સાહેબ વિશે જાણકારી માંગી છે, અહકરના દિમાગમાં અમુક વાતો છે, તે કાગળ પર ઉતારી દઉં છું, માફ કરશો.

મારું નામ : યૂસુફ ઇસ્માઈલ બોધાનિયા.

ગામ : ઉમરવાડા, તાલુકો : અંકલેશ્વર, જિલ્લો : ભરૂચ.

જન્મ : ૧૪ મે /૧૯૩૪ ઇ.

પ્રાથમિક તાલીમ ગામના મકતબ 'નૂરુલઉલૂમ'માં મેળવી.

**ઉસ્તાદો :**

(૧) હાફેજ ઇસ્માઈલ ચાંદ શાહ સાહેબ, આલુંજ.

(૨) હાફેજ ઇસ્માઈલ પાંચભાયા સાહેબ, લુહારવી.

(૩) મવલાના મૂસા કરોડિયા ઉમરવાડા સાહેબ.

ગામની સ્કૂલમાં ધોરણ ૫ સુધીની તાલીમ મેળવી.

દસ વરસની ઉંમરે દારુલ ઉલૂમ અશરફિયહ રાંદેરમાં દાખલ થયો, સન. ૧૯૪૪ ઈસ્વીમાં બીજા વિશ્વયુદ્ધનો સમય હતો, અનાજ વગેરે રેશનકાર્ડ પર મળતું હતું, લાલ જુવાર અને મકાઈની રોટી ખાવા મળતી, બધી જ વસ્તુઓની અછત હતી, અઠવાડિયામાં એક દિવસ ચાવલ રાંધવામાં આવતા.

આજકાલ તલબાને જે રાહતો પ્રાપ્ત છે તે બધી ત્યારે હતી નહીં, છતાં અલ્હમ્દુલિલ્લાહ તલબા મહેનતથી પઢતા હતા, તલબાની સંખ્યા ફકત ૮૦-૯૦ હતી, આવું ખાણું ખાઈને કોઈ શિકાયત વગર તાલીમ મેળવી.

એપ્રિલ ૧૯૫૩ માં દારુલ ઉલૂમ અશરફિયહથી ફરાગત થઈ, જૂન ૫૩માં દારુલ ઉલૂમ દેવબંદમાં દાખલ થયો, દવરએ હદીસ પુરૂં કરીને

રમઝાનમાં વતન ઉમરવાડા પરત આવ્યો.

**દારુલ ઉલૂમ અશરફિયહના ઉસ્તાદો :**

(૧) મવલાના અશરફ અહમદ સાહેબ રાંદેરી (રહ.)
(૨) શૈખુલ હદીસ મવલાના મુહમ્મદ રઝા અજમેરી સાહેબ. (રહ.)
(૩) મુફતી અબ્દુલ ગની સાહેબ કાવી. (રહ.)
(૪) મવલાના અ. સમદ કાલાકાછવી સાહેબ (રહ.)
(૫) મવલાના શેર મુહમ્મદ સાહેબ ખુરાસાની. (રહ.) (ઈરાન)
(૬) કારી અ. રહમાન રંગૂની સાહેબ (રહ.)
(૭) મવલાના યૂસુફ સાહેબ પટેલ તરાજવી. (રહ.)

**દારુલ ઉલૂમ દેવબંદના ઉસ્તાદો :**

(૧) શૈખુલ હદીસ હઝરત મવલાના હુસૈન અહમદ મદની (રહ.)
(૨) શૈખુલ અદબ હઝરત મવલાના એઅઝાઝ અલી સાહેબ (રહ.)
(૩) અલ્લામહ ઈબ્રાહીમ બલ્યાવી સાહેબ (રહ.)
(૪) કારી મુહમ્મદ તય્યિબ સાહેબ (રહ.)
(૫) મવલાના ફખ્રુલહસન સાહેબ (રહ.)
(૬) મવલાના ઝુહૂરુલ હસન સાહેબ (રહ.)

૧૩૭૪ હિજરી, મુતાબિક ૧૯૫૩ ઈ.માં દવરએ હદીસ પૂર્ણ કરીને વતન પહોંચ્યો.

૧૯૫૪ ઈસ્વીમાં મોહતમિમ મવલાના અહમદ અશરફ સાહેબે એમની દેખરેખ હેઠળ ગામડાઓમાં ચાલતા મકતબોમાં મને વિઝિટ માટે મોકલ્યો, મારા કામથી અને ઉર્દૂ ગુજરાતીના સુંદર લખાણથી પ્રભાવિત થઈને ફારસી અવ્વલ-દોમ પઢાવવા માટે મને મુદર્રિસ નિયુકત કર્યો,

ત્યાર પછી અરબી અવ્વલ, દોમ, સોમની કિતાબો પણ પઢાવવા માટે આપી.

ત્યાર પછી મોહતમિમ સાહેબે એમની બીમારીના દિવસોમાં પરીક્ષાઓ અને તઅલીમાતની ઝિમ્મેદારી પણ સોંપી હતી, એમાં વાર્ષિક

જલ્સાની તૈયારી વગેરે ખૂબ સારી રીતે પાર પાડી. ૧૯૫૪થી ૧૯૮૭ સુધી એ એક જ મદરસામાં રહયો, કોઈ મદરસો બદલ્યો નથી. એ જ પ્રમાણે તાલીમ પણ ફારસી અવ્વલથી દવરએ હદીસ સુધી અશરફિયહમાં જ મેળવી. يك در گير محكم گير

૧૯૮૭ માં કેનેડા આવ્યો, અહીંયાં બે વરસ મકતબમાં ખિદમત આપી, પરંતુ અતિશય ઠંડી અને બરફવર્ષાના કારણે મદરસો છોડી દીધો, ત્યારથી ફુરસતનું જીવન વિતાવી રહયો છું, કુટુંબ આખું અહીંયાં જ છે, એટલે હવે કેનેડાને જ વતન બનાવી લીધું છે.

**મવલાના અહમદ સાહેબ ખાનપૂરી :**

એમણે મારાથી ફારસી અવ્વલ અને દોમ પઢયું છે, ઘણાં મહેનતુ અને હોશિયાર હતા, મને યાદ છે ત્યાં સુધી ફારસીથી લઈ દવરએ હદીસ સુધી પહેલાં નંબરે જ કામિયાબ થતા હતા, સજજન અને ચરિત્રવાન હતા, લડાઈ ઝઘડો, બોલચાલ વગેરે એમના નવ વર્ષના વિદ્યાર્થીકાળમાં જોયો નથી, ઉસ્તાદો તેમનાથી ઘણાં જ ખુશ હતા, ઉસ્તાદોની ઈઝઝત, અદબ બરાબર કરતા, મદરસાના નિયમોના પણ ઘણાં જ પાબંદ હતા, ગેર હાજરી નહીંવત હતી, આજે ઈલ્મ ઈઝઝતના જે ઉચ્ચ સ્થાને છે એનાથી મને ઘણી જ ખુશી છે.

કેનેડાના સફરમાં એમણે દુનિયા અને માલ પ્રત્યે બિલકુલ લાલચ બતાવી નહીં, બલકે સ્પષ્ટ ઈનકાર કરી દીધો કે મને કશાની જરૂરત નથી, આવા જ અખ્લાક શૈખુલ હદીસ મવલાના અજમેરી (રહ.)ના હતા.

અલ્લાહ તઆલા એમના ઈલ્મ, ઈઝઝતમાં ખૂબ બરકત આપે, ખુદાની મખ્લૂકને વધુથી વધુ લાભ પહોંચાડે અને કબૂલ ફરમાવે.

હજુ વધારે દિલની સફાઈ, પવિત્રતા અને એકાંત નસીબ ફરમાવે. આમીન સુમ્મ આમીન વસ્સલામ.

યૂસુફ બોધાનિયા ગુફિરલહુ, કેનેડા,
૨૫ / ઝિલ્કઅદહ, ૧૪૨૯ હિજરી.
૨૪ નવેમ્બર ૨૦૦૮ ઈસ્વી.

**(૨) મવલાના સય્યિદ મુહયુદ્દીન કાજી**

આપ (રહ.) રાંદેરના મશ્હૂર આલિમ, અનેક કિતાબોના લેખક, કાજી રહમતુલ્લાહ સાહેબ (રહ.)ના પૌત્ર અને મુફતીએ ગુજરાત હઝરત સય્યિદ મુફતી અ. રહીમ લાજપૂરી સાહેબ (રહ.)ના જમાઈ છે.

૧૯૨૪ ઈ.માં રાંદેરમાં જન્મ થયો, નાઝિરહ કુર્આન અંજુમને ઈસ્લામ રાંદેરમાં હઝરત અકદસ મુફતી અ. રહીમ લાજપૂરી સાહેબથી અને પછી સંપૂર્ણ 'દર્સે નિઝામી' દારુલ ઉલૂમ અશરફિયહમાં પઢયા, ૧૯૪૯ ઈસ્વીમાં ફારિગ થયા, શૈખુલ ઈસ્લામ હઝરત મવલાના સય્યિદ હુસૈન અહમદ મદની (રહ.)થી બયઅત હતા.

**ખૂબીઓ - વિશેષ ગુણો :**

ઘણાં જ વિનમ્ર અને મિલનસાર હતા, તલબા સાથે હેત – પ્રેમના વર્તાવના કારણે સર્વપ્રિય હતા, થોડા વિનોદી સ્વભાવના હતા, ઉસ્તાદોનું જ નહીં, શાગિર્દોનું પણ સન્માન, અદબ જાળવતા. શાગિર્દો સમક્ષ પણ સ્વયંને તુચ્છ સમજતા, હઝરત મુફતી સાહેબ પ્રત્યે મહોબ્બત અને નાઝ – ગર્વ ધરાવતા હતા, કહેતા હતા કે :

જો અલ્લાહ તઆલા પૂછશે કે મુહયુદ્દીન શું લાવ્યા છો ?

તો જવાબ આપીશ કે બે મુહદ્દિષ અને ત્રણ દાઈ છોડીને આવ્યો છું, બે મુહદ્દિષ એટલે.....

(૧) મુફતી અહમદ ખાનપૂરી સાહેબ દા.બ. જેઓ લાંબા સમયથી હદીસની કિતાબો અને બુખારી શરીફ પઢાવે છે.

(૨) હઝરત મવલાના યાકૂબ સાહેબ સારોદી દા.બ.

(શૈખુલ હદીસ, દારુલ ઉલૂમ કંથારીયા)

ત્રણ દાઈ એટલે.....

(૧) હઝરત મવલાના અહમદ લાટ સાહેબ દા.બ.

(૨) હઝરત મવલાના ઈબ્રાહીમ દેવલ્વી સાહેબ દા.બ.

(૩) હઝરત મવલાના સુલૈમાન ઝાંઝી મરહૂમ (રહ.)

આ પાંચેવ બુઝુર્ગો કાજી સાહેબના શાગિર્દો છે.

૧૪ / સપ્ટેમ્બર, મંગળવાર ૧૯૯૯ ફજરની અઝાન વેળા રાંદેરમાં ઈન્તેકાલ થયો. મશ્હૂર કબ્રસ્તાન 'ગોરે ગરીબાં' રાંદેરમાં એમના હમઝુલ્ફ સાઢુભાઈ મવલાના સય્યિદ અબરાર અહમદ ધુલ્યવી (રહ.)ની બાજુમાં આરામ ફરમાવી રહયા છે.

**(૩) હઝરત મવલાના સય્યિદ મુસ્લિહુદ્દીન સાહેબ દા.બ.**

આપ હઝરત મવલાના મુફ્તી શમ્સુદ્દીન બરોડવી (રહ.) (વફાત : સન હિ. ૧૩૭૮) ના બીજા નંબરના પુત્ર છે.

૧૪, એપ્રિલ, ૧૯૩૭ના દિવસે પેદા થયા, પ્રાથમિક તાલીમ ઘરે વાલિદ સાહેબથી મેળવી અને જામિઅહ ડાભેલમાં હિફઝ પુરૂં ફરમાવ્યું.

હી. ૧૩૭૦માં દારુલ ઉલૂમ અશરફિયહમાં દાખલ થયા, ત્યાં ફારસી અવ્વલથી દોમ સુધી તાલીમ મેળવીને ૧૩૭૨માં દારુલ ઉલૂમ દેવબંદ તશ્રીફ લઈ ગયા. ૧૩૭૮ હિ.માં ફખરુલ મુહદ્દિષીન મવલાના સય્યિદ ફખ્રુદ્દીન અહમદ સાહેબ મુરાદાબાદી (રહ.)થી દવરએ હદીસ પઢયા, દરેક વિષયમાં હંમેશા ઉચ્ચ ગુણથી પાસ થતા, દવરએ હદીસમાં ૧૭૫ તલબા હતા, એમાં બીજા નંબરે પાસ થયા, તાલિબે ઈલ્મીના ઝમાનાથી ઉસ્તાદોની વિશેષ કેળવણી, ધ્યાન, વિશ્વાસ અને હેત – પ્રેમ મેળવ્યો, ફારિગ થઈને ઈફતા અને અન્ય વિષયો (ફુનૂન)ની કિતાબો દારુલ ઉલૂમમાં પઢી.

**તદરીસી ખિદમત :**

દારુલ ઉલૂમ અશરફિયહ અને જામિઅહ ડાભેલમાં બજાવેલી સેવાનું વર્ણન એમની જ કલમે પેજ 89 પર આવી ગયું છે, આપ 'સબ્અહ' અને 'અશરહ'ના નિષ્ણાંત કારી છે, યુવાનીમાં અવાજ પણ યુવાન હતો, તિલાવત ઘણી જ મીઠી, સાફ અને મનમોહક ફરમાવતા. જામિઅહ ડાભેલમાં પઢાવવાના સમય દરમિયાન જામિઅહની મસ્જિદમાં અવારનવાર ફજરની નમાઝ પઢાવતા, એમાં સુન્નત પ્રમાણે લાંબી કિરાઅત ફરમાવતા, ઘણી જ મોહક તિલાવત ફરમાવતા, સુંદર અને મનમોહક તિલાવત સાંભળી તલબા

પણ અંદરો અંદર ચર્ચા કરતા.

૧, જાન્યુઆરી ૧૯૬૫થી દારુલ ઉલૂમ બરોડા તાંદલજામાં તદરીસી સેવાઓ આપી, એમાં સદર મુદર્રિસ (પ્રિન્સીપાલ) પણ રહયા અને છેલ્લા લગભગ ૧૨ – ૧૩ વરસ શૈખુલ હદીસ પણ રહયા.

૧૪૧૮ હિજરીથી આજ સુધી જામિઅહ તઅલીમુલ ઈસ્લામ ડયુઝબરી, તબ્લીગી મરકઝ ઈંગ્લેન્ડ (યુ.કે)માં શૈખુલ હદીષ તરીકે સેવા આપી રહયા છે, વિવિધ વિષયો પર ફિકહી મકાલાત – સંશોધનલેખો પણ લખ્યા છે, જે છપાઈ ચૂક્યા છે, ઉપરાંત અનેક પુસ્તિકાઓ આપની કલમે લખાઈને લોકપ્રિય થઈ ચૂકી છે, ખુલાસો એ છે કે ગુજરાતના શ્રેષ્ઠ ઉલમામાં આપની ગણના થાય છે. અને અહલે ઈલ્મ–વિદ્વાનોમાં આપને સન્માનની નજરે જોવા–ઓળખવામાં આવે છે.

રાંદેર અને ડાભેલના સમયકાળમાં વર્તમાન સમયના અનેક નામાંકિત ઉલમાએ કિરામે આપથી તાલીમ મેળવી છે, એમાં હઝરત અકદસ મુફતી અહમદ સાહેબ ખાનપૂરી સાહેબનું નામ સૌથી મોખરે છે, મવલાના સય્યિદ મુસ્લિહુદ્દીન સાહેબ (મ.ઝિ.)થી મુફતી સાહેબે દરજએ અરબી દોમની તાલીમ પ્રાપ્ત ફરમાવી છે.

વધુ વિગત માટે જુઓ 'સવાનિહે મવ. મુફતી સય્યિદ શમ્સુદ્દીન બરોડવી'.

## (૪) હઝરત મવલાના હકીમ અબુશિફા હબીબુર્રહમાન સિદ્દીકી બલ્યાવી (રહ.)

### જન્મ અને તાલીમ :

હઝરત મવલાના હકીમ અબુશિફા હબીબુર્રહમાન સિદ્દીકી સાહેબ ૧૯૧૯ઈ.માં ઉમરગંજ મહોલ્લા, બલ્યા શહેર, યુ.પીમાં પેદા થયા.

ત્રણ વરસની ઉંમરે દાદા મવલાના શેખ ફઝલુર્રહમાન સિદ્દીકી અને મોટા દાદા શેખ અઝીઝુર્રહમાન સિદ્દીકી સાથે કલકત્તા તશરીફ લઈ ગયા, દાદા સાહેબે ત્યાં વાલિદ સાહેબની પ્રાથમિક તાલીમની વ્યવસ્થા ફરમાવી, ત્યાં રહીને દસ વરસની ઉંમરે કુર્આન પાક નાઝિરહ અને હિફઝની સઆદત

પ્રાપ્ત ફરમાવી.

૧૧ વરસની ઉંમરે વધુ દીની તાલીમ માટે દારુલ ઉલૂમ દેવબંદ તશ્રીફ લઈ ગયા, દારુલ ઉલૂમમાં ૮ વરસ રહીને સનદે ફરાગત પ્રાપ્ત કરી, ત્યાર પછી જામિઅહ ઈસ્લામિય્યહ ડાભેલમાં પણ એક વરસ તાલીમ મેળવીને સનદે ફરાગત પ્રાપ્ત ફરમાવી.

૧૯ વરસની ઉંમરે દીની તાલીમ પ્રાપ્તિનો સિલસિલો પૂર્ણ ફરમાવ્યો.

**અસાતિઝહ :**

હઝરત મવલાના શબ્બીર અહમદ ઉસ્માની દેવબંદી (રહ.), અલ્લામહ બદરે આલમ સાહેબ મેરઠી (રહ.), અલ્લામહ ઈબ્રાહિમ બલ્યાવી (રહ.), શૈખુલ અદબ અલ્લામહ એઝાઝ અલી સાહેબ (રહ.), અને હકીમુલ ઈસ્લામ મવલાના કારી મુહમ્મદ તય્યિબ સાહેબ (રહ.) આપના ઉસ્તાદો છે.

**દર્સ – તદરીસ :**

૧૯ વરસની ઉંમરે ગુજરાતની એક પ્રાચીન દીની દર્સગાહ દારુલ ઉલૂમ અશરફિયહ અરબીયહ ઈસ્લામીયહ રાંદેર, જિ. સુરતમાં મુદર્રિસ તરીકે જોડાયા, અહીંયાં પહેલાં ફારસી – અરબીની પ્રાથમિક કિતાબો અને પછી ફિકહ તેમજ હદીસની કિતાબો પૈકી અબૂદાવૂદ શરીફ, નસાઈ શરીફ, ઈબ્ને માજહ શરીફ, તહાવી શરીફ, મિશ્કાત શરીફ, હિદાયહ, શર્હેવિકાયહ, કન્ઝુદ્દકાઈક વગેરેનો સફળ દર્સ આપતાં ૪૫ – ૪૬ વરસની લાંબી મુદ્દત સેવા આપી.

હકીમ અબુશિફા ઘણા જ સંસ્કારી, સજ્જન માણસ હતા. અલ્લાહ તઆલા ઊપર ભરોસો અને તવક્કુલનો વિશેષ ગુણ ધરાવતા હતા. બચરવાળ હોવા છતાં કોઈનાથી શિકાયત કે લાલચ રાખતા ન હતા, ઉલટાની એમની સખાવત મશ્હૂર હતી, જે કોઈ ઘરે આવતો, આલિમ કે ગેર આલિમ, તાલિબે ઈલ્મ કે અન્ય કોઈ, દરેક માટે ચા–નાશ્તાની વ્યવસ્થા ફરમાવતા, મોકાનુસાર ખાણું પણ ખવડાવતા, કોઈવાર કોઈ તાલિબે ઈલ્મનું ખાણું મદરસાથી બંધ

થતું તો એને ઘરે બોલાવી ખવડાવતા, અથવા ઘરેથી ખાણું મોકલાવતા, તબિયતમાં ઘણી જ સાદગી હતી, સાદો લિબાસ પહેરતા, ઉપરાંત સ્વભાવમાં સંયમનો ગુણ પ્રભાવી હતો, તલબા – વિદ્યાર્થીઓની મસ્તી – ભૂલ પ્રત્યે ઘણો જ સંયમ વર્તતા.

આપ આલિમે દીન હોવા ઉપરાંત તિબ્બે યુનાનીના અનુભવી નિષ્ણાંત હકીમ પણ હતા, દારુલ ઉલૂમ અશરફિયહ રાંદેર ગુજરાતમાં તબીબી વિદ્યા પણ ભણાવતા હતા, હકીમ અબુશિફા સાહેબે એમની મિશ્કાત શરીફની સનદ સ્વયં મુફતી સાહેબને લખેલ એક પત્રમાં દર્શાવી છે. તેઓ લખે છે :

"અરજ છે કે નાચીઝે મિશ્કાત શરીફ સંપૂર્ણ તમારા જ મદરેસા જામિઅહમાં મવલાના બદરે આલમ રહ.થી પઢી છે, એમણે મવલાના ખલીલ અહમદ સાહેબ (રહ.)થી સહારનપૂરમાં. અને એમનાથી આગળની સનદ મશ્હૂર છે.

ફરીવાર દારુલ ઉલૂમ દેવબંદ આવ્યો તો التعليق الصبيح ના લેખક અને અન્ય કિતાબોના મારા ઉસ્તાદ મવલાના મુહમ્મદ ઈદરીસ સાહેબ કાંધલવી (જેમને હવે અમુક મહીનાઓથી રહમતુલ્લાહી અલય્હ લખવામાં આવે છે) પાસે એમની પરવાનગીથી એમના દર્સમાં જોડાયો, ઘણો ખરો સમય થઈ ગયો પછી એમને ખબર પડી કે હું ફરીવાર દર્સમાં જોડાયો છું, તો ફરમાવ્યું કે : 'સમય ન બગાડો, ચાહો તો મારી પાસે જ તફસીરની કિતાબોના દર્સમાં જોડાય જાઓ.' તમારી ફરમાઈશ ઊપર આ બધું જાહેર કરી દીધું, પહેલાં આવી વાતોનું ઘણું જ મહત્ત્વ હતું, જયારથી જહાલત – અજ્ઞાનતા ફેલાઈ છે ત્યારથી જાહેર કરતો નથી, અલ્લાહ આ બીમારીથી છુટકારો આપે, આમ તો દરેક કિતાબો, વિશેષ કરીને હદીસની કિતાબોની ઈજાઝત મવલાના અલ્લામહ ઈબ્રાહીમ બલ્યાવી (રહ.), મવલાના શબ્બીર અહમદ ઉસ્માની (રહ.), હઝરત શેખ મદની (રહ.) અને મવલાના બદરે આલમ મેરઠી (રહ.)થી પ્રાપ્ત છે, આમાં ગર્વની કોઈ વાત નથી, પણ ગર્વ કરવામાં આવે તો પણ પ્રસંશનીય છે. અલ્લાહ તઆલા અભિમાન અને અહંકારથી બચાવે.

અલ્લાહ તઆલા તમારા ઈલ્મ – અમલમાં તરક્કી નસીબ ફરમાવે, કંઈક કરજ માથે છે, દુઆઓમાં યાદ રાખશો."

વસ્સલામ – – અહકર અબુશિફા

મુફતી સાહેબ વિદ્યાર્થીકાળ દરમિયાન હકીમ સાહેબના ઘરના અમુક કાર્યો, જેમ કે દૂધ લાવવું, મહીનો પૂરો થયે રકમની ચૂકવણી, પત્રો લખવા, વગેરે પણ કરતા હતા, હકીમ સાહેબ પણ મુફતી સાહેબથી ઘણી મુહબ્બત અને શફકત (પ્રેમ – હેત) ફરમાવતા હતા અને અવાર – નવાર વ્યકિતગત કામોમાં પણ સલાહ – મશ્વેરો ફરમાવતા.

મુફતી સાહેબે હકીમ અબુશિફા સાહેબથી મિશ્કાત શરીફ, શર્હે તહઝીબ, મકામાતે હરીરી, મીઝાનુત્તિબ, કલ્યૂબી, મિશ્કાત શરીફ પઢી છે.

**વફાત :**

૧૧,મહોર્રમુલ હરામ, ૧૪૧૦ હિજરી, મુતાબિક ૧૯૮૫, બુધવારે આપની વફાત થઈ, વફાત સમયે ચેહરો ખીલેલો હતો, અજીબ સ્મિત મુખ પર હતું, આ દશ્ય જોઈને ઉચ્ચ દરજાના ઉસ્તાદ એવા હઝરતના એક શાગિર્દે નીચેના અશ્આર દોહરાવ્યા હતા.

یاد داری کہ وقت زادن تو
ہمہ خنداں بودند و تو گریاں
آں چناں زی کہ وقت مردن تو
ہمہ گریاں بودند تو خنداں

### (૫) મવલાના હબીબુલ્લાહ સાહેબ (રહ.)

અરબી ત્રીજામાં ઉસૂલે ફિકહની કિતાબ ઉસૂલુશ્શાશી મવલાના હબીબુલ્લાહ સાહેબ હરદેવાસની (રહ.) પાલનપૂરી (વફાત મુહર્રમ ૧૪૩૧ હિ.)થી પઢી, આ લખનારને મવલાના હબીબુલ્લાહ સાહેબના હાલાત મળ્યા નથી, પાલનપૂરના ઉલમાથી દરખાસ્ત છે કે એમની ઈલ્મી સેવાઓ અને

જીવનચરિત્રની જાણકારી ઉપલબ્ધ કરાવે, એમનો ઘણો આભાર માનીશ.

**(૬) મવલાના આદમ પાલનપૂરી સાહેબ (રહ.)**

અબુલ ફઝલ, મવલાના મુહમ્મદ આદમ તાલેઅપૂરી (પાલનપૂરી) (રહ.) જામિઅહ ડાભેલથી ૧૩૬૧ હિજરીમાં ફારિગ થયા, ફારિગ થઈને લાહોર ગયા અને ઈલ્મે તફસીર પ્રાપ્ત કર્યું, મવલાનાએ દારુલ ઉલૂમ અશરફિયહ રાંદેર અને જામિઅહ ઈસ્લામિય્યહ ડાભેલમાં ઉસ્તાદ–શિક્ષક તરીકે સેવાઓ આપી છે, હદીસ વિદ્યાના નિષ્ણાંત હતા, ગુજરાતના વિદ્વાનોને એમની કાબેલિયત પર ગર્વ હતો, એમનો મુસ્લિમ શરીફનો દર્સ પ્રખ્યાત હતો, અલ્લામહ શબ્બીર અહમદ ઉસ્માની (રહ.)ના દર્સે મુસ્લિમની યાદ તાજી કરી દેતો, તલબા એમની નિકટતાને પસંદ કરતા.

એમના એક વિશેષ શાગિર્દે બતાવ્યું કે :

એમના દર્સમાં પહેલાં તાલિબે ઈલ્મ ઈબારત પઢતો, પછી ઉસ્તાદ સરળ રીતે સબકની સમજ આપતા, આ તકરીર–સમજ એટલી સરળ અને દિલચસ્પ હોતી કે ગમે તેવો નબળો વિદ્યાર્થી એનો ખુલાસો સમજી જતો, સબકમાં જયારે કોઈ અઘરી ચર્ચા આવતી તો પહેલાં એક ટુચકો સંભળાવીને તલબાના દિલ દિમાગને ફ્રેશ કરી દેતા, પછી સરળ રીતે ચર્ચા સમજાવતા, સમજણ પછી પૂછતા કે 'સમજમાં આવ્યું ?' કદી કદી કોઈ તાલિબેઈલ્મથી ચર્ચા દોહરાવતા અને જયારે સંતોષ થઈ જતો કે તલબા સમજી ગયા છે, તો પછી ફરમાવતા કે : "આ તે સ્થાન છે જેને લોકો મુશ્કેલ કહે છે, પરંતુ કદી કોઈ મુશ્કેલ સ્થાન – ચર્ચા વિશે પહેલેથી બતાવતા નહીં કે આ અઘરી ચર્ચા છે."

દર્સે મુસ્લિમમાં અનેક વાર ફરમાવતા કે : "કોઈ હદીસની તાવીલ કરું તો મારો હાથ પકડી લેજો." હદીસ શરીફ ઊપર એટલું વિશાળ અને ઊંડું જ્ઞાન–ઈલ્મ ધરાવતા હતા કે હદીસોમાં વિરોધાભાસની નોબત જ આવતી નહીં અને દરેક હદીસનો યોગ્ય અર્થ – ભાવાર્થ વર્ણવીને સમજાવવાનો પ્રયત્ન ફરમાવતા.

'તારીખે જામિઅહ ડાભેલ'માં છે કે મવલાના એમની ઈલ્મી કાબેલિયતથી મોટી અને અઘરી ચર્ચાઓને સરળ કરી દેતા. નરમ સ્વભાવ,

ઉચ્ચ અખ્લાક, મિલનસાર અને હસમુખ વ્યકિતત્વ ધરાવતા હતા.

[તારીખે જામિઅહ ૧૬૮]

પૂરી વિદ્વત્તા છતાં આનંદી સ્વભાવ ધરાવતા હતા, અને રમૂજમાં પણ વિદ્વત્તા અને ઈલ્મની ઝલક દેખાતી. બે રમૂજી ટુચકાઓ રજૂ કરું છું.

(૧) ઈલ્મે તફસીર પઢવા – પ્રાપ્ત કરવા લાહોર ગયા હતા તે સમયનો કિસ્સો સંભળાવતા કે :

મેં લાહોરમાં એક ગામડિયાથી પૂછયું કે તમે લોકો નાશતામાં શું ખાઓ છો ? એણે કહયું કે અમે ગરીબોનો નાશ્તો શું હોય ? સવારે ઉઠીને કુદરતી હાજતે જંગલમાં જઈએ છીએ, ત્યાંથી બદામ–ચિલગુઝહ, અખરોટ લાવીને ઘી મધમાં ભેળવીને ખાય લઈએ છીએ, સાથે મરઘીનું એક બચ્ચું પણ હોય છે. આ અમારો નાશ્તો.

(૨) તલબા – વિદ્યાર્થીઓની કોઈ કલાસને કોઈક કારણસર એક ઉસ્તાદે કહી દીધું કે તમે બધા નાલાયક છો, કલાસના કોઈ વિદ્યાર્થીએ મવલાના આદમ સાહેબથી શિકાયત કરી કે ફલાણા ઉસ્તાદ સાહેબે અમને નાલાયક કહયા, એમની વાત સાંભળીને મવલાના આદમ સાહેબે માથું પકડી લીધું, ઈન્નાલિલ્લાહ પઢયું અને ફરમાવ્યું : “હું તો તમને લાયક કહેવાથી પણ શરમ અનુભવું છું.”

[ફુઝલાએ જામિઅહ : ૨૨૮]

જામિઅહ ઈસ્લામિય્યહ ડાભેલના વાર્ષિક જલ્સાની રિપોર્ટ હંમેશા તેઓ જ તૈયાર ફરમાવતા, ૧૩૮૩ હિજરીમાં હઝરત મુફતી સાહેબ જામિઅહમાં આવ્યા, તે વરસથી આ ઝિમ્મેદારી મુફતી સાહેબને હવાલે કરવામાં આવી, મુફતી સાહેબે આ વેળા અશકિત દર્શાવી કે મારામાં એની લાયકાત નથી, તો ફરમાવ્યું કે અમને ખબર છે કે તમારામાં એની આવડત છે કે નહીં, મુફતી સાહેબની વાત સ્વીકારી નહીં, ત્યાર પછીથી વર્ષો સુધી વાર્ષિક રિપોર્ટ તૈયાર કરવાની સેવા મુફતી સાહેબ અંજામ આપતા રહયા.

જીવનના છેલ્લા એક–બે વરસો બીમાર રહયા, પણ ખબર અંતર પૂછનાર દરેકને એમ જ કહેતા કે સારો છું.

તકદીર પર રાજી રહેવું આપનો વિશેષ ગુણ હતો, જામિઅહમાં મુદર્રિસ

તરીકે પ્રવૃત્ત હતા, એ દરમિયાન અઠવાડિયું બીમાર રહીને ૧૩૯૧ હિજરીમાં વતન તાલેઅપૂરમાં અવસાન પામ્યા, ઈન્તેકાલ પછી એક શાગિર્દે મસ્નદે દર્સ પર જોયા, તો પૂછ્યું કે

તમારી સાથે શું વર્તાવ થયો ?

મવલાનાએ પાસે મૂકેલ હદીસ શરીફની કિતાબો તરફ ઈશારો કરીને ફરમાવ્યું કે : "આના તુફેલ – બરકતથી બખ્શિશ થઈ ગઈ."

[હુસ્ને ખાતિમહ કે પાંચસો વાકિઆત : ૪૯૦]

મુફતી સાહેબે મવલાના આદમ સાહેબ (રહ.)થી શર્હે વિકાયહ, તરજુમએ કુર્આન મજીદ, હદીયહ સઈદિય્યહ અને દીવાને મુતનબ્બી પઢી છે.

### (૭) હઝરત મવલાના મુફતી અબ્દુલગની સાહેબ કાવી (રહ.)

મુફતી અબ્દુલ ગની સાહેબ (રહ.) જિલ્લા ભરૂચના એક ઐતિહાસિક ગામ કાવીમાં ૧૩૩૮ હિજરી, ઈ.સ ૧૯૧૯માં પેદા થયા.

પ્રાથમિક તાલીમ કાવીમાં પ્રાપ્ત કરીને જામિઅહ ઈસ્લામિય્યહ ડાભેલમાં દાખલો લીધો, જામિઅહનો સુવર્ણકાળ ચાલતો હતો, અને દરેક વિષય – વિદ્યાના નિષ્ણાંતો જામિઅહમાં સેવા આપતા હતા, હઝરત મવલાના શબ્બીર અહમદ ઉસ્માની (રહ.), બાબા અ. રહમાન અમરોહી (રહ.), મવલાના ઈબ્રાહીમ બલ્યાવી (રહ.), મુહાજિરે મદની હઝરત મવલાના બદરે આલમ મેરઠી (રહ.), હઝરત અલ્લામહ યૂસુફ બિન્નોરી (રહ.), હઝરત મવલાના અહમદ બુઝુર્ગ (રહ.), મવલાના મુફતી ઈસ્માઈલ બિસ્મિલ્લાહ (રહ.), મવલાના અ. અઝીઝ કેમલપૂરી (રહ.) અને મવલાના નૂર મુહમ્મદ સાહેબ જેવી મહાન હસ્તીઓ પાસેથી આપે ઈલ્મ પ્રાપ્ત કર્યું.

**સેવા :**

ડાભેલથી ૧૩૬૧માં ફારિગ થઈને ૧૯૪૪ ઈસ્વીમાં એમણે રાંદેર દારુલ ઉલૂમ અશરફિયહને સેવા સ્થાન બનાવ્યું અને વફાત સુધી ત્યાં જ સેવા

આપતા રહયા, કુલ ૪૪ વરસની લાંબી મુદત મવલાનાએ ગણનાપાત્ર સેવા આપી.

અબૂ દાવૂદ શરીફ, મિશ્કાત શરીફ, નુરૂલ અન્વાર, સિરાજી, હિદાયહ, મુસ્લિમ શરીફ જેવી મહત્ત્વની કિતાબો આપ પઢાવતા હતા, ઉપરાંત પ્રાથમિક કલાસોની પ્રાથમિક કિતાબો પણ આપે પઢાવી હતી, એટલે તેઓ અનેક વિષયમાં નિપુણતા ધરાવતા હતા.

દર્સ – તદરીસ સાથે ફતાવા લખવાની જિમ્મેદારી પણ અદા ફરમાવતા હતા, લગભગ ૩૦ વરસ સુધી દારુલ ઉલૂમ અશરફિયહમાં રહીને ફતાવા લખવાની ખિદમત આપી, 'વહોરા વેલ્ફેર' માસિકમાં આપના ફતાવા પ્રગટ થતા હતા અને લોકપ્રિય હતા, પાછળથી આ ફતાવા પુસ્તક સ્વરૂપે 'ફતાવા અબ્દુલ ગની' નામે પ્રકાશિત થયા છે.

આ ઉપરાંત મદરસાના નાઝિમે તાલીમાત અને નાઝિમે ઈમ્તેહાનાતની સેવાઓ પણ આપી છે, દારુલ ઉલૂમના મુફતી અને શૈખુલ હદીસ પછીના બીજા નંબરના ઉચ્ચ ઉસ્તાદના હોદ્દા પર આપ બિરાજમાન રહયા છે, ઉપરાંત અનેક દીની – મિલ્લી સંસ્થાઓથી સંકળાયેલા હતા, મજલિસે તહફ્ફુઝે ઈસ્લામ, રૂયતે હિલાલ કમીટી, શરઈ પંચાયત અને ઈમારતે શરઈય્યહ જેવી સંસ્થાઓથી સંકળાયેલા હતા, આમ વિવિધ પ્રકારની દીની – મિલ્લી સેવાઓ આપ (રહ.)એ બજાવી છે.

**વિશેષ ગુણો :**

ગુજરાતના પ્રસિદ્ધ વિદ્વાનો–ઉલમામાં આપની ગણના થાય છે, દરેક વિષયના નિષ્ણાંત હતા, ઈલ્મે ફિકહ સાથે વિશેષ સંબંધ હતો, આ જ કારણે એમના ફતાવા અત્યંત ટુંકા પણ સર્વગ્રાહી, અર્થસભર અને સંતોષજનક રહેતા.

સમયની પાબંદી આપનો વિશેષ ગુણ હતો, મદરસાનો સમય શરૂ થવાની પાંચ મિનીટ પહેલાં જ દર્સગાહમાં હાજર થઈ જતા અને સબક શરૂ ફરમાવી દેતા, ગાગરમાં સાગરની જેમ સબક ઘણો જ અર્થ સભર અને ટુંકો રહેતો.

તલબાને પણ પોતાની જેમ સમયની પાબંદી કરવાની તાકીદ કરતા, ઘણા જ ઓછા બોલા, ખામોશ સ્વભાવ અને શાંતચિત્તે પોતાના કાર્યમાં પ્રવૃત્ત રહેનાર હતા, તહજજુદ અને અન્ય મામૂલાતના ખૂબ પાબંદ હતા, એકાંત પસંદ ફરમાવતા હતા અને શક્ય એટલા લોકોથી દૂર રહેતા, નમાઝમાં હંમેશા પહેલી સફમાં રહેતા અને તકબીરે તહરીમહ પણ છૂટવા દેતા નહીં.

સબકમાં કદી ગેર હાજરી ન કરતા, એક વાર સીડી પરથી પડી જવાના લઈ કમરના હાડકામાં તકલીફ થઈ ગઈ, પરિણામે કપડાં પણ પહેરી શકતા ન હતા, છતાં શાલ ઓઢીને દર્સગાહમાં તશરીફ લાવ્યા અને સબક પઢાવ્યો, દર્સમાં બિનજરૂરી વાતોથી દૂર રહેતા, તલબાનું ધ્યાન રહે એ માટે કદી થોડી રમૂજ ફરમાવતા.

ઈબારત – કિતાબ વાંચનમાં ભૂલ સાંખી લેતા નહીં, જો કોઈ તાલિબે ઈલ્મ સબકમાં ધ્યાન ન આપતો તો ફરમાવતા 'બોર્ડ પર શા માટે ચડી રહયા છો ?'

હઝરત મવલાના શૈખુલ હદીસ મુહમ્મદ રઝા અજમેરી (રહ.) એમની એક વિશેષતા વર્ણવે છે કે અમારી સાથે ૪૪ વરસથી વધારે સમય મરહૂમનો સંબંધ રહયો, પરંતુ કદી એકબીજાના દિલમાં કડવાશ નથી આવી, નહીંતર ભાઈભાઈ વચ્ચે પણ કડવાશ આવે છે, આ મરહૂમની ખૂબી હતી.

**વફાત :**

૬, રબીઉલ અવ્વલ, ૧૪૦૮ હી. ૨૯/૧૦/૧૯૮૭ જુમ્અહની તે રાત સમગ્ર વિશ્વ માટે વિશેષ કરીને ગુજરાત માટે માતમની રાત હતી, ઈશાની નમાઝથી ફારિગ થઈને સુન્નતો સાથે વિત્ર પણ અદા કરી લીધી, સામાન્ય આદત વિત્રની નમાઝ સુન્નત તરીકા પ્રમાણે તહજજુદ સાથે પઢવાની હતી, આ રાત્રીએ જાણે તેમને પહેલેથી જ ખબર હોય એમ વિત્ર ઈશા પછી જ પઢી લીધી, રોજની આદત પ્રમાણે ઈશા પછી છત પર આંટા ફેરા માર્યા અને છેલ્લી રાત્રીએ પણ મુસ્લિમ શરીફના પેપરની ચાર જવાબ વહીઓ તપાસીને સૂઈ ગયા, જે ફરજની અદાયગી પ્રત્યેની એમની સભાનતા દર્શાવે છે. લગભગ ચાર વાગ્યે ઈસ્તિન્જા માટે ઉઠયા અને પાછા સૂઈ ગયા,

અને બસ સદા માટે આંખો બંધ કરી લીધી,
દારેફાનીને અલવિદા કહીને માલિકે હકીકીથી જઈ મળ્યા.

چھپ گیا آفتاب شام ہوئی ---ایک مسافر کی رہ تمام ہوئی

مثل ایوان سحر مرقد فروزاں ہو تیرا---نور سے معمور یہ خاکی شبستاں ہو تیرا

الہی ان کی تربت خلد زار نور ہو جائے---نسیم سحر خموشاں شمیم حور ہو جائے

મુફતી સાહેબે એમનાથી હિદાયહ અવ્વલૈન, અખિરૈન, મુખ્તસરુલ મઆની, શર્હે અકાઈદ, સિરાજી, નૂરુલ અન્વાર, મુસ્લિમ શરીફ અને મુઅત્તા ઈમામ મુહમ્મદ પઢી છે.

**(૮) મુહદ્દિષે કબીર હઝરત મવલાના મુફતી સઈદ અહમદ પાલનપૂરી સાહેબ દા. બ.**

મવલાના મોસૂફ વિશે કંઈ લખવું સૂર્ય સામે દીપ ધરવા સમાન છે, પણ જેમનું જીવનચરિત્ર અત્રે દર્શાવવાનો હેતુ છે, એમના જીવન ઘડતર અને કેળવણીમાં ફાળો આપનાર દરેક વ્યકિતનો ઉલ્લેખ ન આવી જાય ત્યાં સુધી એ જીવનચરિત્ર પણ અધૂરું ગણાય, એટલે અત્રે ટુંકમાં હઝરત મવલાના મુફતી સઈદ સાહેબનો ઝિક્રે ખૈર કરવામાં આવે છે.

આપ સાહેબ ૧૩૬૦ હિજરી મુતાબિક ૧૯૪૧ ઈ.માં કાલેડા, જિ. બનાસકાંઠા, ઉત્તર ગુજરાતમાં પેદા થયા, પ્રાથમિક તાલીમ કાલેળાના મકતબમાં મેળવી, ફારસીની તાલીમ દારુલ ઉલૂમ છાપી અને મામા મવલાના અ. રહમાન શેરાથી પ્રાપ્ત કરી, ત્યાર પછી પાલનપૂર શહેરમાં હઝરત મવલાના મુહમ્મદ નઝીર મિયાં સાહેબના મદરસામાં દાખલ થયા. ત્યાં ચાર વરસમાં અરબીની પ્રાથમિક અને માધ્યમિક કિતાબો (શર્હે જામી સુધી)ની તાલીમ મેળવી, પાલનપૂર પછી ૧૩૭૭ હિજરીમાં મઝાહિર ઉલૂમ સહારનપૂરમાં દાખલો લીધો, ત્યાં નહ્વ (અરબી વ્યાકરણ) અને મન્તિક (અરબી તર્કશાસ્ત્ર)ના નિષ્ણાંત મવલાના સિદ્દીક અહમદ સાહેબ જમવી

(રહ.)થી નહ્વ, મન્તિક અને ફલસફાની કિતાબો પઢી.

૧૩૮૦ હિજરીમાં દારુલ ઉલૂમ દેવબંદમાં દાખલો લઈને ફિકહ, હદીસ, તફસીર અને અન્ય વિદ્યાઓની તાલીમ પ્રાપ્ત ફરમાવી, ૧૩૮૨માં દવરએ હદીસથી ફારિગ થયા, દવરહમાં પહેલાં નંબરે સફળતા મેળવી.

પહેલી ઝિલ્કઅદહ ૧૩૮૨ માં દારુલ ઈફતા દારુલ ઉલૂમ દેવબંદમાં દાખલો લીધો અને હઝરત મવલાના મુફતી સય્યિદ મહેદી હસન સાહેબની દેખરેખ હેઠળ ફતાવાની કિતાબોના અભ્યાસ અને ફતાવા લખવાની પ્રેકટીસ શરૂ ફરમાવી, ઝિલ્કઅદહ ૧૩૮૪ હિજરીથી શાબાન ૧૩૯૩ હિજરી નવ વરસ સુધી દારુલ ઉલૂમ અશરફિયહ રાંદેર, સુરતમાં દર્સે નિઝામીની અનેક કિતાબો પઢાવી.

રાંદેરના સમયકાળ દરમિયાન કિતાબો લખવાનો સિલસિલો ચાલુ રહયો.

શવ્વાલ ૧૩૯૩ હિજરીમાં દારુલ ઉલૂમ દેવબંદમાં તકર્રુર (નિયુકિત) થઈ, દારુલ ઉલૂમના ૩૭ વરસના સેવાકાળમાં તદરીસ – તાલીમ, ઈફતા વિભાગની દેખરેખ, ફતવા લખવા, મજલિસે તહફફુઝે ખત્મે નુબુવ્વતની ઝિમ્મેદારી અને લેખન કાર્ય – કિતાબો લખવા ઉપરાંત વિવિધ રીતે સેવા આપી રહયા છે.

હઝરત મુફતી અહમદ સાહેબ દા.બ. દારુલ ઉલૂમ અશરફિયહમાં જે વરસે મિશ્કાત શરીફ પઢતા હતા, તે જ વરસે મવલાના સઈદ સાહેબ મુદર્રિસ તરીકે નિયુકિત પામીને રાંદેર આવ્યા હતા, આપના દર્સના મકબૂલ – સુંદર હોવાના લઈ મુફતી સાહેબ અને અન્ય સાથીઓએ પ્રયાસ કર્યો કે મિશ્કાત શરીફ મુફતી સઈદ સાહેબ પાસે પઢવાની મળે, પણ એમાં સફળતા મળી નહીં, એટલે પ્રાઈવેટ રીતે મુખ્તસરુલ મઆની એમનાથી પઢીને જ્ઞાનની તરસ છીપાવી, મુફતી સાહેબ ત્યારથી જ મવલાના પાલનપૂરી સાહેબથી દિલી સંબંધ ધરાવે છે, તાલીમ પછીના સમયમાં એમની સેવામાં હાજરી આપતા અને લાભાંવિત થતા, ફારિગ થયા પછી વધુ તાલીમ મેળવવાનો મશ્વેરો પણ એમણે જ આપ્યો હતો, જેની વધુ વિગત આગળ આવે છે.

મવલાના પાલનપૂરી (મ.ઝિ.)ના હાથોએ લખાયેલ પત્રો મુફ્તી સાહેબના પત્રસંગ્રહનો કિંમતી ભાગ છે, એમનો કોઈ સામાન્ય પત્ર પણ નષ્ટ નથી થયો. આ પત્રોમાં ઈલ્મી સવાલોના જવાબ છે, કોઈ નવી કિતાબ કે લેખ છપાયાના સમાચાર છે અને આ બધા પત્રોથી એક શિક્ષક – ઘડવૈયાનું હેત સ્પષ્ટ તરી આવે છે, અમુક બરકતવંતા પત્રો આગળ યોગ્ય સ્થળે વર્ણવવામાં આવશે.

**હલાલ રોઝીની બરકત :**

મવલાના પાલનપૂરી સાહેબના વાલિદ સાહેબ જનાબ 'યૂસુફભાઈ' જામિઅહ ડાભેલના જુના તાલિબે ઈલ્મ છે, ઘરેલુ પરિસ્થિતિઓના કારણે તાલીમ પૂર્ણ કરી શક્યા ન હતા, પણ એમની અવલાદમાં ઉલમા પેદા થયા, તેનું અસલ કારણ એમનું હરામ માલથી બચવું છે, આ લખનારે એની વિગત એમના પુત્ર જનાબ મવલાના હબીબુર્રહમાન યૂસુફ પાલનપૂરી (ઉસ્તાદે હદીસ દારુલ ઉલૂમ અશરફિયહ, રાંદેર)થી સાંભળી છે, જે એમના જ શબ્દોમાં અત્રે રજૂ કરું છું.

શૈખુલ ઈસ્લામ મવલાના શબ્બીર અહમદ ઉસ્માની (રહ.), મુહદ્દિષે કબીર અલ્લામહ મુહમ્મદ યૂસુફ બિન્નોરી (રહ.) અને મવલાના બદરે આલમ મેરઠી (રહ.) જે દિવસોમાં ડાભેલમાં પઢાવતા હતા, ત્યારે વાલિદ સાહેબ ડાભેલના તાલિબે ઈલ્મ હતા અને હઝરત મવલાના બદરે આલમ મેરઠી (રહ.)ના વિશેષ ખાદિમ–સેવક હતા, વાલિદ સાહેબ કહેતા હતા કે મેં કન્ઝુદકાઈક મવલાના બદરે આલમ મેરઠીથી પઢી છે અને હમેંશા કલાસમાં આગળ પહેલી લાઈનમાં ઉસ્તાદ સામે જ બેસતો હતો.

એક દિવસ ઉસ્તાદે મોહતરમ મવલાના બદરે આલમ સાહેબ સબક પઢાવવા માટે આવ્યા, કિતાબ ખોલી પછી બંધ કરી દીધી અને ફરમાવ્યું કે "આજે તમને કંઈક નસીહત કરવી છે." ઉસ્તાદ સાહેબે આ દિવસે તઅલીમ – તરબિયત વિશે ઘણી વાતો દર્શાવી.

એક મહત્ત્વની વાત આ દર્શાવી કે : "આજે ચૌદમી સદીમાં જો કોઈને સહાબાની ઝિંદગીનો નમૂનો જોવો હોય કે એમનું જીવન કેવું સાદું હતું તો

એની એક ઝલક પાલનપૂરમાં રેલવે લાઈનની પૂર્વ બાજુએ વસતા લોકોનું જીવન જુઓ, એમને જોઈને સહાબાની યાદ તાજી થઈ જાય છે.''

વાલિદ સાહેબે ફરમાવ્યું કે : ''ઉસ્તાદે મોહતરમ મવલાના બદરે આલમ સાહેબે સાથે એ પણ ફરમાવ્યું કે 'એમનામાં કોઈ સારો આલિમ પેદા નથી થતો.''

આ વેળા વાલિદ સાહેબ સામે પહેલી લાઈનમાં જ હતા, એમણે ઉસ્તાદથી પૂછ્યું કે : ''હઝરત ! એક તરફ તો તમે આ કોમની આટલી બધી તારીફ – વખાણ કરો છો કે એમનું જીવન સહાબા જેવું છે અને સાથે કહો છો કે એમનામાં કોઈ સારો આલિમ પેદા નથી થતો, એનું કારણ શું છે ?''

તો ઉસ્તાદે મોહતરમે ફરમાવ્યું કે : ''એમની કમાણી હલાલ નથી.'' ત્યારે આખો સમાજ વાણિયાઓના વ્યાજમાં ફસાયેલો હતો. મવલાના બદરે આલમ સાહેબે આ બાબતની સ્પષ્ટતા કરી પછી ફરમાવ્યું કે :

''યૂસુફ ! જો તમે તમારા પુત્રોને સારા આલિમ બનાવવા માંગતા હોય તો હરામ અને નાજાઇઝ માલથી પરહેઝ કરશો અને પુત્રોને પણ એનાથી બચાવજો, કેમ કે ઇલ્મ એક નૂર છે, નાજાઇઝ અને હરામ માલથી જે શરીર વધે છે, એમાં આ નૂર પ્રવેશતું નથી.''

વાલિદ સાહેબે ફરમાવ્યું કે : ''ઉસ્તાદ સાહેબની આ નસીહત સાંભળીને દિલને ધ્રાસકો લાગ્યો અને મેં એ જ વેળા નક્કી કરી લીધું કે આ માટે ચાહે જેટલી કુરબાની આપવી પડે, બાપથી જુદું થવું પડે, ભુખ્યા રહેવું પડે, ગમે તેવા સંજોગો આવે, પણ હરામ અને શંકાસ્પદ માલને હાથ નહીં લગાડું.''

વાલિદ સાહેબની તાલીમના સમયકાળ દરમિયાન જ દાદાએ વાણિયાથી વ્યાજે કરજ લઈને એક જમીન ભાડે લીધી, વાલિદ સાહેબ આ વેળા ડાભેલમાં પઢતા હતા, ખબર પડી તો દાદાથી વિરોધ કર્યો, દાદાએ નારાજ થઈને ચાલુ તાલીમે શાદી પહેલાં જ ઘરબારથી અલગ કરી દીધા, આવી ઘરેલુ પરિસ્થિતિઓને લઈ વાલિદ સાહેબ તાલીમ પૂર્ણ કરી શક્યા નહીં અને હરામથી બચવાના દઢ નિશ્ચયના કારણે લાચારીએ એવું વિચારીને

તાલીમ છોડી દીધી કે ભલે આપણું જીવન ગમે તેમ ગુજરે, છોકરાઓને જરૂર હરામ અને શંકાસ્પદ માલથી દૂર રાખીશ જેથી હલાલ અને પવિત્ર માલથી ઉછેર પામીને તેઓ સારા અને નેક આલિમ બને.

અલ્લામહ શબ્બીર અહમદ ઉસ્માની (રહ.), મવલાના બદરે આલમ મેરઠી (રહ.) અને મવલાના યૂસુફ બિન્નોરી (રહ.) જેવા આલિમ બનાવવાની નેક નિય્યત દિલમાં રાખીને અમને બધા પુત્રોને નાજાઈઝ અને હરામ માલથી બચાવ્યા એટલે અલ્લાહ તઆલાએ એમના સપનાં સાકાર ફરમાવ્યાં.

અલ્લાહ તઆલા મરહૂમની મગફિરત ફરમાવે, જન્નતુલ ફિરદૌસના રહેવાસી બનાવે અને એમની કબ્રને નૂરથી ભરી દે.

આમીન યા રબ્બલ આલમીન.

અહકર હબીબુર્રહમાન યૂસુફ પાલનપૂરી ઉફિય અન્હુ
ખાદિમ દારુલ ઉલૂમ અશરફિયહ રાંદેર – સૂરત
૨૯ / રજબ – ૧૪૨૯ હિ. ૨ / ઓગષ્ટ, ૨૦૦૮

મુફતી સાહેબે મવલાના સઈદ અહમદ સાહેબ મ.ઝિ.થી મુખ્તસરુલ મઆની, અબૂદાવૂદ શરીફ, નસઈ શરીફ પઢી છે.

અલ્લાહ તઆલા ઉસ્તાદ–શાગિર્દની ઉંમરમાં બરકત નસીબ ફરમાવે અને એમના ફેઝને દીર્ઘકાળી બનાવી આપણને લાભ પહોંચાડે. આમીન.

**(૯) બરકતે ગુજરાત, શૈખુલ હદીસ હઝરત મવલાના મુહમ્મદ રઝા અજમેરી રાંદેરી સાહેબ (રહ.)**

અફઘાનિસ્તાનના સરહદી પ્રદેશમાં એક એવી જગ્યાએ જયાં કોઈ ઈલ્મી માહોલ હતો નહીં, આપ (રહ.) ૧૯૧૨માં પેદા થયા.

વતનમાં તાલીમ–શિક્ષણની કોઈ વ્યવસ્થા હતી નહીં, પોતે ઈલ્મ માટે તરસતા હતા, વાલિદ સાહેબ બાળપણમાં જ ગુજરી ગયા હતા, એટલે ચુપચાપ બાળપણમાં જ ઈલ્મ પ્રાપ્તિ માટે લાહોર આવી પહોંચ્યા, થોડો સમય લાહોરમાં નોકરી કરી અને સોળ વરસની ઉંમરે અજમેર પહોંચીને

ત્યાં મદરસહ મુઈનીયહ ઉસ્માનીયહ નામના એક દારુલ ઉલૂમમાં દાખલો લીધો, અહીંયાં દરેક વિષયના નિષ્ણાંત ઉલમા હતા, આઠ – દસ વર્ષનો નિસાબ (કોર્સ) પાંચ વરસમાં પૂર્ણ કર્યો અને ૧૯૪૨માં ફારિગ થયા, પછી ત્રણ વરસ 'નાગોર'માં તઅલીમ અને ઈમામતની સેવા આપી.

૧૯૪૫માં દારુલ ઉલૂમ અશરફિયહ રાંદેરમાં બોલાવવામાં આવ્યા અને ફારસી – અરબીની કિતાબો આપવામાં આવી. ફારસીના નિષ્ણાંત હતા. છેલ્લી ઉંમર સુધી ગુલિસ્તાં–બોસ્તાં અને મષનવી સાથે લગાવ રહયો અને વાંચનમાં રાખી. ગુલિસ્તાં–બોસ્તાંના પૂરા વાકયો અને કિસ્સાઓ મોઢે હતા.

અહીંયાં થોડી મુદ્દત પછી આપને ઊપરની કલાસની કિતાબો પઢાવવા માટે આપવામાં આવી.

ભારતની આઝાદી અને ભાગલા પછી દારુલ ઉલૂમ અશરફિયહના ઉસ્તાદ શૈખુલ હદીસ મવલાના અ. હક સાહેબ પેશાવરી અશરફિયહ છોડીને પાકિસ્તાન ચાલ્યા ગયા, એટલે આપને બુખારી શરીફ પઢાવવા માટે આપવામાં આવી ત્યારથી છેલ્લા શ્વાસ સુધી આ જ હોદ્દા પર સેવા આપતા રહયા, એક જ મદરસામાં ૫૪ વરસ સેવાના વિતાવ્યા, જેમાં ૫૦ વરસ બુખારી શરીફ પઢાવી.

દર્સ (સબક) સર્વગ્રાહી, અર્થસભર અને ટુંકો રહેતો.

મદરસાના સમયની પાબંદીનો પૂરતો ખ્યાલ રાખતા.

સફરમાં અને મુકામે સદાયે વુઝૂથી રહેતા અને તલબાને પણ વુઝૂથી રહેવાની તાકીદ ફરમાવતા. ફરમાવતા કે : "બેવુઝૂ મુસલમાનનો દરજ્જો–સ્થાન એટલું ઘટી જાય છે કે તે કુર્આનને હાથ લાગાડવાને પણ પાત્ર રહેતો નથી, માટે સદાયે વુઝૂથી રહો."

પોતાનું કામ પોતે જ અંજામ આપતા, જીવનભર કોઈ તાલિબે ઈલ્મને ખાદિમ બનાવ્યો નહીં, તલબા પોતે ખિદમતની સઆદત–ભાગ્ય પામવાનો પ્રયત્ન કરતા તો સિફતપૂર્વક ટાળી દેતા. મુફતી સાહેબ દા.બ.ની વિશેષતા અને સદભાગ્ય કહેવાય કે મુફતી સાહેબના દવરહના વરસે જયારે આંખના ઓપરેશન માટે મવલાના અજમેરી (રહ.)ને હોસ્પિટલમાં દાખલ કરવામાં

આવ્યા તો એમને ખિદમત – સેવાનું સદભાગ્ય મળ્યું.

મારું મન ઇચ્છે છે કે આ આખી ઘટનાને મુફતી સાહેબના જ શબ્દોમાં વર્ણન કરું, એનાથી તકદીર પર રાજી રહેવાના મવલાના અજમેરી (રહ.)ના ગુણની પણ જાણકારી મળે છે.

મવલાના અજમેરી (રહ.)ની વફાત પછી રાંદેરના તઅઝિયતી બયાનમાં મુફતી સાહેબે આ ઘટના વર્ણવી હતી.

## તકદીર પર રાજી રહેવા વિશેની એક ઘટના

તાલીમ દરમિયાન મારું દવરહનું વર્ષ હતું, ત્યારે હઝરત (રહ.)ની આંખના મોતિયાનું ઓપરેશન કરવાનું થયું, હઝરત (રહ.)એ ઓપરેશન કરાવવાનું સ્વીકાર્યું, તો એક ડૉક્ટરના દવાખાનામાં દાખલ કરવામાં આવ્યા, અલ્લાહ તઆલાએ મને આ વેળા હઝરતની ખિદમતનું સદભાગ્ય આપ્યું.

હું હઝરતની શી ખિદમત કરતો ? અને શું કહું ?

ખાવું વગેરે આવતું તો હું એમને ખવડાવું એનાથી વધારે તેઓ મારો ખ્યાલ રાખતા હતા અને મારી જરૂરતો સામે રાખતા હતા.

ઓપરેશન થઈ ગયું, તો એક મુદત સુધી મને ખ્યાલ પણ ન આવ્યો કે ઓપરેશનનું પરિણામ–ફળ શું આવ્યું છે ? પાછળથી ખબર પડી કે જે આંખમાં ઓપરેશન કરવામાં આવ્યું હતું એનાથી દેખાતું નથી અને હઝરતને પણ આ વાતનો પહેલાથી જ અંદાઝો – બીક હતી.

થયું એવું હતું કે હઝરતની નજીક એક બીમાર સ્ત્રી હતી, એની આંખોમાંથી પણ મોતિયા કાઢવામાં આવ્યા હતા, ઓપરેશન પછી એની આંખોનો પાટો ખોલવામાં આવ્યો તો એ બુમો પાડવા માંડી કે મને દેખાતું નથી, એને એમ કહીને શાંત કરી દેવામાં આવી કે ધીરે – ધીરે દેખાવા માંડશે, તે ઓરતની ઘટનાથી હઝરતને આંખ જતી રહેવાની બીક–ભીતિ હતી, પાછળથી મને ચોક્કસ ખબર પડી કે એ આંખથી જોવાની શકિત ખતમ થઈ ગઈ છે, હઝરતને મળનારા ઘણા લોકો એવા હશે જેમને આ બાબતની જાણ કે અંદાજો નહીં હોય.

ઓપરેશનના કેટલાયે વરસો પછી મેં પૂછયું કે કદાચ તમને આંખે દેખાતું નથી, તો વાતને ટાળી દીધી અને આદત પ્રમાણે કોઈ બીજો જવાબ આપી દીધો, જેનાથી હું એમ જ સમજયો હતો કે આંખમાં દ્રષ્ટિ છે.

અંદાઝો લગાવો કે રઝા—બર કઝા (તકદીર પર રાજી રહેવાનો) આવો ઉચ્ચ નમૂનો કયાં છે, જે રજૂ કરી શકાય ? [તઝકિરતુર્રઝા ૧૨૪ – ૧૨૫]

આપનો ઈસ્લાહી – બયઅતનો સંબંધ શૈખુલ ઈસ્લામ હઝરત મવલાના હુસૈન અહમદ મદની (રહ.)થી હતો, એક સફરમાં મવલાના મદની (રહ.) રાંદેર પધાર્યા હતા, ત્યારે રાંદેર 'મસ્જિદે કુવ્વતુલ ઈસ્લામ'માં હઝરત અકદસ સય્યિદ મુફતી અ. રહીમ સાહેબ લાજપૂરી (રહ.) અને હઝરત મવલાના મુહમ્મદ રઝા અજમેરી (રહ.)ને બયઅત ફરમાવ્યા હતા.

૨૪ નવેમ્બર ૧૯૯૪ જુમ્અહની રાત્રે સૂરતની હયાત નામની હોસ્પિટલમાં ખુદાનું ઉધાર જીવન પૂરું ફરમાવી ખુદા તઆલા પાસે પાછા ચાલ્યા ગયા, મુસ્કાન ચહેરા પર, આંગળી આસ્માન તરફ ઊંચી અને કલિમએ તવહીદનો ઝિક્ર કરતાં કરતાં આ ફાની દુનિયાથી સદાની દુનિયા—જીવન તરફની સફરે રવાના થયા.

ہزاروں سال نرگس اپنی بے نوری پہ روتی ہے

بڑی مشکل سے ہوتا ہے چمن میں دیدہ ور پیدا

હઝરત અજમેરી (રહ.)ના પત્રો પણ એમના વ્યકિતત્વની જેમ સાદા, સરળ, નિખાલસતા અને પ્રેમથી ભરપૂર રહેતા, મુફતી સાહેબના નામે સત્તર પત્રોની હારમાળા છે, બકરત રૂપે બે પત્રો અત્રે રજૂ કરવામાં આવે છે, સદભાગ્યે બન્નેવ પત્રો હદીસ શરીફની સનદ બાબત છે, પહેલાં પત્ર ઊપર ૯/૧૦/૧૯૬૮ની તારીખ છે.

મુફતી સાહેબે દારુલ ઉલૂમ દેવબંદમાં તાલીમ દરમિયાન હદીસ શરીફની સનદ દર્શાવવાની દરખાસ્ત કરી હશે એના જવાબમા લખ્યું કે :

"સનદ મેળવવી રિવાજ પ્રમાણે એક સારું કાર્ય ગણાય છે,

મુસલમાનોમાં એની પરંપરા છે, એક બરકતવંતી બાબત છે, એનાથી વધારે નહીં. અસલ વાત તો બુઝુર્ગોની સોહબત, સંગત અને ફૈઝ છે, જેને આ દોલત મળી જાય અને અલ્લાહ તઆલા કુબૂલ પણ ફરમાવી લે તો સમજો કે મોટી નેઅમત અને દોલત છે, વિશેષ સનદો પણ આ જ હેતુએ મેળવવામાં આવે છે.

આ વસ્તુ અલ્લાહ તઆલાના ફઝલથી સારા અને ઉચ્ચ બુઝુર્ગ ઉલમાએ કિરામથી પ્રાપ્ત કરી શકાય છે, એમની પાસે દરેક પ્રકારનો કમાલ – પૂર્ણતા છે, લોકોમાં સ્વીકૃતિ અને ખ્યાતિ પણ છે, હઝરત શેખ ઝકરિય્યા (રહ.) અને હઝરત શેખ ફખરુદ્દીન (રહ.) અને ત્યાં સેવા આપતા તમામ અન્ય ઉસ્તાદોથી હદીસો સાંભળી અને ફાયદો ઉઠાવીને સનદો મેળવી લેજો. ત્યાં એની પ્રથા પણ છે, હું તો કંઈ નથી. તમે બધા મને સારી રીતે ઓળખો છો, આંધળામાં કાણો સરદારવાળી વાત છે, અહીંયાં બેસીને અમુક દાણાથી માથાફોડી કરી રહયો છું, જેમનામાં કાબેલિયત હોય છે એમને અસલ મરકઝ (કેન્દ્ર) પ્રતિ ધ્યાન અપાવું છું, જે લોકો ભાગ્યશાળી હોય છે તેઓ સમજી જાય છે અને શોખથી અસલી મુકામ પર પહોંચીને એમનો હક મેળવી લે છે.

બસ, અહીંયાં બધા સંબંધીઓ સલામ કહે છે અને વાલિદે મરહૂમના દુઃખદ અવસાન પર અફસોસ – આઘાત વ્યકત કરે છે.''

ફકત વસ્સલામ,<br>
દુઆઓ કરનાર અને દુઆનો તલબગાર<br>
મુહમ્મદ રઝા

બીજા પત્ર પર ૪/૭/૧૯૭૪ની તારીખ છે, ડાભેલ જામિઅહમાં મુફતી સાહેબને જયારે મુઅત્તા પઢાવવાની ઝિમ્મેદારી સોંપવામાં આવી તો એની સનદ જણાવવા પત્ર લખ્યો, મુફતી સાહેબે મુઅત્તા ઈમામ માલિક હઝરત અજમેરી (રહ.)થી પઢી હતી, એટલે કિતાબની એમની સનદ જણાવવાની દરખાસ્ત કરી હતી, પત્રના દરેક શબ્દથી વિનમ્રતા અને આજિઝી સ્પષ્ટ દેખાઈ આવે છે.

અઝીઝમ મોલ્વી અહમદ ખાનપૂરી સાહેબ

સદા ખેર આફિયતથી રહો !

અસ્સલામુ અલયકુમ વરહમતુલ્લાહિ વ બરકાતુહૂ

ઉમ્મીદ છે કે ખેરિયતથી હશો.

પત્ર મળ્યો, પરિસ્થિતિ જાણી. મુઅત્તા ઘણી સારી કિતાબ છે, 'તવાતુર'થી સાબિત છે, હઝરત શાહ વલીયુલ્લાહ તો એને ઘણું જ મહત્ત્વ આપે છે.

મેં તો સનદની પરંપરા રાખી જ નથી, મોટા મોટા લોકો મોજૂદ છે, જે આ પરંપરા જાળવે છે, હું કંઈ જ નથી, મારી પાસે લખેલ કોઈ સનદ જ નથી, મેં કદી એનો કોઈ પ્રબંધ– એહતિમામ નથી કર્યો, મેં મવલાના મુહમ્મદ યૂનુસ મેરઠી (રહ.)થી આ કિતાબ દારુલ ઉલૂમ ઉસ્માનીયહ અજમેર શરીફમાં લગભગ ૧૯૪૨માં પઢી હતી, તેઓ ઘણા જ નેક સાલેહ બુઝુર્ગ હતા, મવલાના અહમદ હસન અમરોહી (રહ.)થી ફૈઝ પ્રાપ્ત કરનાર હતા અને તેઓ મવલાના નાનોત્વી (રહ.)ના વિશેષ શાગિર્દ હતા. અન્ય ઉસ્તાદોનો સિલસિલો શાહ વલીયુલ્લાહ (રહ.) સુધી પહોંચે છે અને એમનાથી આગળનો સિલસિલો બધા જાણે છે.

તમે પઢાવો, આ મુબારક સિલસિલો છે, 'અવજઝ'થી લાભ ઉઠાવતા રહેશો, હઝરત શેખ પાકિસ્તાન પહોંચી ગયા છે, તમને ખબર હશે જ.

દુઆ કરતા રહેશો.

– ખુદા હાફિઝ

– મુહમ્મદ રઝા

છેલ્લે હઝરત અજમેરી (રહ.)ના પવિત્ર લખાણ પર આ લેખ પૂરો કરું છું, આ લખાણ વાસ્તવમાં એક સનદ જ છે, મુફતી સાહેબની દરખાસ્ત પર હઝરત અજમેરી (રહ.)એ સનદનું લખાણ પોતે લખી મોકલાવ્યું હતું. અને મારા મતે બુઝુર્ગ ઉસ્તાદે બુઝુર્ગ શાગિર્દ માટે કરેલી દુઆઓ અને ઉમ્મીદો અક્ષરસઃ પૂરી થઈ છે. માટે સનદના લખાણને ઈલ્હામી કહી શકાય.

بسم الله الرحمن الرحيم

الحمد لله رب العالمين والصلوة والسلام على حبيبه وخليله الكريم الامين وعلى آله وأصحابه وعلى من تبعه إلى يوم الدين أما بعد

મોહતરમ ભાઈ મવલાના અલ્હાજ અહમદ બિન અલ્હાજ મુહમ્મદ ખાનપૂરીએ નાચીઝ પાસે દવરએ હદીસની ઘણી ખરી કિતાબો પઢી છે, અને ઘણી મહેનત–ધગશથી કાર્ય કર્યું છે, અલ્લાહ તઆલાએ પૂર્ણ પાત્રતાથી નવાઝયા છે, કલાસના સાથીઓ અને દોસ્તોમાં સદા આગળ રહયા છે, ઉસ્તાદો અને દોસ્તો એમના ઉચ્ચ અખ્લાકથી સદા પ્રભાવિત રહયા.

એમના વ્યકિતત્વથી આશા છે કે કોમ–મિલ્લતને ઘણો જ લાભ પહોંચાડશે, અને નેક પૂર્વજોના પગલે ચાલી–અનુસરીને નબવી વિદ્યાઓ – ઈલ્મના નૂરને ફેલાવવામાં પોતાના કીમતી જીવનને પ્રવૃત્ત અને મશ્ગૂલ રાખશે.

અલ્લાહ તઆલા આપણ સહુને તવફીક આપે કે હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને અનુસરીને આ ફાની જીવનને પુરૂં કરીએ અને રબ્બુલ આલમીન આપણાથી રાજી રહે.

હદીસના મારા અનેક ઉસ્તાદો છે, પણ આ ત્રણ બુઝુર્ગોથી મેં વધારે લાભ ઉઠાવ્યો છે

૧, હઝરત અલ્હાજ મવલાના મુહમ્મદ શરીફ ઈલાહાબાદી (રહ.)

૨, મવલાના અલ્હાજ મુહમ્મદ યૂનુસ મેરઠી (રહ.)

૩, મુફતી ઈમ્તિયાઝ અહમદ બિહારી (રહ.)

અહકરુલ ઈબાદ :

મુહમ્મદ રઝા અજમેરી, ઉફીય અન્હૂ

-----

મુફ્તી સાહેબે મવલાના અજમેરી સાહેબ (રહ.)થી અરબી –૬માં જલાલૈન શરીફ, દવરહમાં બુખારી શરીફ સંપૂર્ણ, તિરમિઝી શરીફ, મુઅત્તા માલિક અને ઈબ્ને માજહ પઢી છે.

## રાંદેરના જીવન કાળ પર એક નજર

મુફ્તી સાહેબે ૧૨ વરસની ઉંમરે ૧૮ મે, ૧૯૫૮ દારુલ ઉલૂમ અશરફીયહમાં દાખલો લીધો અને ૧૮ નવેમ્બર ૧૯૬૬ સુધી એટલે કે નવ વરસ ત્રણ માસમાં દર્સે નિઝામીનો કોર્સ પૂર્ણ ફરમાવ્યો.

તાલિબે ઈલ્મી – વિદ્યાર્થીકાળમાં પૂરી લગન અને મહેનતથી તાલીમ અને સબકમાં મગ્ન રહયા, ઉસ્તાદોના લખાણો એનો પુરાવો છે.

કલાસ અને તાલીમ સિવાયના સમયે ઉસ્તાદોની સેવામાં હાજરી અને એમના ઘરના કાર્યો પૂરા કરવામાં મદદ કરવાની આદત હતી, આ વિશેષ ગુણોના કારણે જ ઉસ્તાદોનો હેત અને કેળવણી આપને મળતી રહી, જે ઉસ્તાદોથી ઈલ્મ મેળવ્યું એ બધા પોતે બુઝુર્ગ હતા, એટલે મુફ્તી સાહેબને બુઝુર્ગોથી મુહબ્બત થઈ જાય એ સ્વભાવિક છે.

રાંદેરના રોકાણ દરમિયાન મુફ્તીએ આઝમ ગુજરાત હઝરત મવલાના મુફ્તી સય્યિદ અ. રહીમ લાજપૂરી સાહેબ (રહ.)થી પણ સંબંધ જોડાયો, આ સંબંધ અને મુહબ્બત રોજ વધતી જ રહી, આગળ એનું વર્ણન આવી રહયું છે.

અહીંયાં એટલું વર્ણવી દઈએ કે તલબાને બપોરે જમ્યા પછી આરામ માટે આપવામાં આવતો સમય મુફ્તી સાહેબે હઝરત લાજપૂરી (રહ.)ની ખિદમત માટે ફાળવી દીધો હતો, હઝરતના ઘરે હાજર થતા અને રજિસ્ટરમાં ફતાવા નકલ ફરમાવતા હતા. હઝરત લાજપૂરી (રહ.) પાસે દેશ – વિદેશથી ફતવાઓ પૂછવામાં આવતા, એમની પાસે નકલ કરવાની કોઈ વ્યવસ્થા હતી નહીં, તલબા સઆદત સમજીને આ ખિદમત બજાવતા હતા, મુફ્તી સાહેબને આ સઆદત પ્રાપ્ત થઈ.

મુફ્તી સાહેબ લખે છે :

"મને બાળપણમાં જ (જયારે હું દારુલ ઉલૂમ અશરફિયહ રાંદેરમાં પઢતો હતો) મુફતી સાહેબની સેવામાં હાજરીની સઆદત મળી હતી, આ સમયે હઝરતના ફતાવા નકલ કરવા માટે હઝરતના ઘરે દરરોજ હાજર થતો અને ફારિગ થતાં સુધી આ સિલસિલો રહયો. હઝરત પણ મુજ નાચીઝ સાથે વાલિદની જેમ મુહબ્બત – શફકતનો વર્તાવ કરતા હતા." [પ્રસ્તાવના : હયાતે અબ્દુર્રહીમ : ૩૦]

એક વાર વેકેશન પૂરું હઝરત મુફતી લાજપૂરી સાહેબ (રહ.)ના ઘરે પસાર કર્યું, ખાવું – પીવું, ઉઠવું – બેસવું, ચોવીસ કલાક હઝરતના સંગાથ અને નેક સોહબતમાં પસાર કર્યા.

---

## શયખુલ મશાઈખ હઝરત મવ. ઝકરિય્યા (રહ.)થી સબંધ

મુફતી સાહેબના જીવનમાં તે દિવસ ઘણો જ પવિત્ર અને મુબારક હતો જયારે એમને શયખુલ મશાઈખ હઝરત મવલાના મુહમ્મદ ઝકરિય્યા કાંધલ્વી સાહેબ (રહ.)થી પરિચય અને સંપર્કની દોલત મળી, ખુદાની નિકટતા પામવા અને અલ્લાહવાળાઓની સેવામાં હાજર થવા–ખિદમત કરવાનો શોખ જાગ્યો, આ ઘણી મોટી દોલત અને નેઅમત છે, બલકે અમુક સત્ય પારખુઓના મતે આ જ અસલ દોલત છે.

نشان منزل جاناں ملے نہ ملے

مزے کی چیز ہے یہ ذوق جستجو میرا

કહે છે કે જેની રોઝી જયાં લખાયેલી હોય છે, ત્યાં જ મળે છે, એને દેશ – પરદેશનું કોઈ બંધન નથી, આ કાયદો દીની – દુન્યવી, ભૌતિક અને આધ્યાત્મિક, બન્નેવ પ્રકારની રોઝી – ખોરાકને લાગુ પડે છે.

કયાં ખાનપૂરનો એક સામાન્ય તાલિબે ઈલ્મ અને કયાં સહારનપૂરના

કુતુબે આલમ,

કન્ઝુદકાઈકનો તાલિબે ઈલ્મ અને હકાઈકના જાણભેદુ,

શર્હે જામીના તાલિબે ઈલ્મ અને શરીઅત, તરીકતના ઈલ્મના આલિમ,

શર્હે તહઝીબનો વિદ્યાર્થી અને તહઝીબ શીખવાડનાર મુરબ્બી,

આ બધામાં સ્પષ્ટ રીતે દેખાતી કોઈ કડી નથી, પરંતુ જેનું નસીબ ઉઘડી ગયું હોય એના માટે સંજોગોથી વિપરીત પણ અસબાબ – સાધન ઉપલબ્ધ થઈને રહે છે.

એટલે ઉલમાએ દેવબંદને અનુસરીને મુફતી સાહેબે ફકત જાહેરી વિદ્યાઓ પ્રાપ્ત કરવા ઊપર સંતોષ ન કર્યો, બલકે તાલિબે –ઈલ્મીના સમયકાળમાં જ અલ્લાહવાળાઓથી સંબંધ જોડયો, આનો આરંભ એવી રીતે થયો કે રાંદેરમાં તાલિબે ઈલ્મ હતા, એ સમયમાં મુફતી સાહેબ પર અમુક પરેશાનીઓ આવી પડી, એને દૂર કરવાની દુઆ અને તવજજુહ માટે શયખુલ હદીસ હઝરત મવલાના મુહમ્મદ ઝકરિય્યા (રહ.)ની ખિદમતમાં એક પત્ર લખ્યો.

## શયખુલ હદીસ હઝરત અકદસ મવલાના મુહમ્મદ ઝકરિય્યા (રહ.)ની સેવામાં પત્ર

રાંદેરથી અહમદ મુહમ્મદ ખાનપૂરી,

અસ્સલામુ અલયકુમ

બુઝુર્ગ અને મહેરબાન, દિલોની દુનિયા સુધારનાર, હઝરત મવલાના મુહમ્મદ ઝકરિય્યા સાહેબ દા.બ.

ઉમ્મીદ છે કે તબિયત તંદુરસ્ત હશે.

નાચીઝ મદરસા અશરફિયહ રાંદેરનો એક તાલિબે ઈલ્મ છે, કન્ઝુદકાઈક, ઉસૂલુશ્શાશી, શર્હે જામી, શર્હે તહઝીબ વગરે પઢું છું, આજે તમારા દરબારમાં પત્ર વડે હાજર થવાને સઆદત સમજું છું, આશા અને દરખાસ્ત છે કે પરિસ્થિતિ પર વિચાર કરશો.

તે આ છે કે કિતાબોના સબકમાં દિલ લાગતું નથી, અલ્હમ્દુલિલ્લાહ

સબક યાદ તો થઈ જાય છે, પણ દિલ લાગતું નથી, બલકે નમાઝમાં પણ દિલ નથી લાગતું, નિતનવા વિચારો આવ્યા કરે છે, સાથીઓના મહેણા – ટોણાથી નિરાશ થઈ ગયો છું, આત્મહત્યા કરી લઉં એવો વિચાર આવે છે, દોસ્તો તરફથી જૂઠા આરોપો થોપવામાં આવી રહયા છે, ફકત કુર્આન શરીફમાં દિલ લાગે છે, કોઈ બીજી વસ્તુમાં દિલ લાગતું નથી, આ બાતિની – દિલના રોગની વાત થઈ.

એક શારીરિક રોગ પણ એવો છે, જેનાથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પનાહ માંગી છે, એટલે કે કોઢની બીમારી છે, જે પ્રારંભિક તબક્કામાં છે, દુઆ કરશો અને કોઈ વઝીફો બતાવશો કે એ આગળ ન વધે.

અને ઉપરોકત દિલની બીમારીઓ બાબત જે યોગ્ય હોય એ જણાવશો, ખેરની દુઆ કરશો કે અલ્લાહ તઆલા એની મરજી પ્રમાણે ચલાવે અને નારાઝગીના કામોથી હિફાઝત ફરમાવે અને ઈલ્મની કદર કરનાર બનાવે.

દુઆનો મોહતાજ :
અહમદ ખાનપૂરી – પોતે
૨૬ / રબીઉલ આખર / ૮૨ હિજરી
જવાબ માટે પરબિડીયું હાજર છે.

## હઝરત શેખ (રહ.)નો જવાબ

## કોઢ, તાલીમમાં દિલ નહીં લાગવા અને દોસ્તોના મહેણા-ટોણાનો ઈલાજ

મહેરબાન સલ્લમહૂ,
સલામ મસ્નૂન બાદ !

પત્ર મળ્યો, બીમારી જાણી દુઃખ થયું, હું, નાકારહ દુઆ કરું છું કે અલ્લાહ તઆલા એની મહેરબાની અને કરમથી સંપૂર્ણ, સદાની અને સત્વરે તંદુરસ્તી અતા ફરમાવે, દરેક નમાઝ પછી સાત વાર :

اَللّٰهُمَّ اِنِّیۡ اَعُوۡذُ بِكَ مِنَ الۡبَرَصِ وَالۡجُزَامِ وَالۡجُنُوۡنِ وَمِنۡ سَیِّیءِ الۡاَسۡقَامِ [૧]

પહેલાં–પછી ત્રણ વાર દૂરૂદ શરીફ પઢશો.

હું પણ દુઆ કરૂ છું કે અલ્લાહ તઆલા તમને દરેક પ્રકારની બીમારીઓથી તંદુરસ્તી આપે.

તાલીમ – અભ્યાસમાં દિલ નહીં લાગવાનો ઈલાજ આ છે કે તાલીમ –અભ્યાસમાં જોડાઈ જાઓ, ઈન્શાઅલ્લાહ દિલ જામી જશે, સાથીઓના મહેણા–ટોણાથી ખોટું લગાડવાની જરૂરત નથી, તેઓ તમારા ઊપર એહસાન કરે છે કે એમની નેકીઓ તમને આપે છે, જો એમની પાસે નેકીઓ નથી તો તમારા ગુનાહો માથે લે છે, હા, એમના મહેણા –ટોણાથી એટલું વિચાર – મંથન જરૂર કરશો કે તે ખામીઓ તમારામાં હોય તો એને છોડવાનો પ્રયત્ન કરવામાં આવે.

આ માટે મુજ અલપજ્ઞનો રિસાલો (પુસ્તિકા) 'અલ ઈઅતિદાલ'[૨] વાંચનમાં રાખવો લાભદાયી રહેશે.

અલ્લાહ તઆલા એના ફઝલો કરમથી તમને એની ખુશી અને મહોબ્બત નસીબ ફરમાવે, એની મરજી પ્રમાણે અમલ કરવાની વધારે તોફિક આપે, અને નારાજગીના કાર્યોથી હિફાજત ફરમાવે, ફકત વસ્સલામ.

– ઝકરિય્યા, બ કલમ હામિદ હુસૈન,
૧૬ / જમાદિલ ઊલા / ૮૨ હિજરી

---

**૧.** આ હદીસ શરીફની દુઆ છે, તરજુમો : હે અલ્લાહ ! હું તારી પનાહ માંગુ છું શરીર ઊપર સફેદ દાઘ પડવાથી અને કોઢથી અને પાગલપણાથી અને બીજી જેટલી ખરાબ બીમારીઓ છે, એ બધાથી. [હિઝબુલ આઝમ : સોમવાર]

**૨.** الاعتدال فی مراتب الرجال (ઇસ્લામી સિયાસત) વાસ્તવમાં આ કિતાબ એક લાંબો પત્ર છે, જે હઝરત શેખ (રહ.)એ વર્તમાન વિષયો બાબત સાત પશ્નોના ઉત્તરરૂપે એમના એક નિખાલસ ખાદિમ અને શાગિર્દને કુર્આન અને હદીસની રોશનીમાં ઘણી જ સ્વચ્છતા અને શાંતિથી શાબાન ૧૩૫૭ હી.માં લખ્યો હતો.

બકરીના દિમાગમાંથી નીકળતા કીડાને સુવ્વરની જાંઘના હાંડકામાં ભેળવીને કોઢના દાગ પર લગાડવાથી અમુક જ દિવસોમાં કોઢનું નિશાન પણ નહીં રહે. અનેક વારનો અનુભવ છે, એનાથી બેહતર કોઢનો ઈલાજ ઉપલબ્ધ નથી, જયાં સુધી આ ઈલાજ રહે, લીંબું વધારે ખાવામાં આવે અને દૂધ માછલીથી પરહેઝ.

------

## પહેલો ખ્વાબ

મુફતી સાહેબે રાંદેર હતા ત્યારે એક ખ્વાબ જોયો એની તાબીર જાણવા માટે હઝરત શૈખુલ હદીસ સાહેબ(રહ.)ની સેવામાં પત્ર લખ્યો :

મેદાને હશ્ર છે, લોકો હેરાન – પરેશાન છે, ખ્વાબમાં જ મને મવલાના મુહમ્મદ સઈદ સાહેબ રાંદેરી (રહ.)એ ફરમાવ્યું કે : ગભરાશો નહીં, અલ્લાહ તઆલા પોતાના બંદાઓ સાથે રહમ, કરમનો વર્તાવ ફરમાવશે, ત્યાર પછી ફરિશ્તાઓ અલ્લાહ તઆલાનો અર્શ લઈને ઉતર્યા અને અલ્લાહ તઆલાની તજલ્લી પ્રગટ થઈ.

## ખ્વાબની તાબીર

## (તમારી મગફિરતની ખુશખબર)

મહેરબાન સલ્લમહુ

સલામ મસ્નૂન બાદ,

પત્ર મળ્યો, તમારો ખ્વાબ ઘણો જ મુબારક છે, એમાં એક તરફ તો ચેતવણી છે કે માણસે મોત અને હિસાબ – કિતાબ સદા યાદ રાખવા જોઈએ, આ વસ્તુઓ થઈને જ રહેશે.

બીજી તરફ ઈન્શાઅલ્લાહ તમારી મગફિરતની ખુશખબર છે, ઉપરાંત મવલાના મુહમ્મદ સઈદ સાહેબ રાંદેરીના ઉચ્ચ સ્થાન પ્રતિ ઈશારો છે, એમની ખિદમતમાં કદી કદી જતા રહો, મારા તરફથી પણ સલામે મસ્નૂન

કહી દેજો. ફકત વસ્સલામ.

મુહમ્મદ ઝકરિય્યા, બ કલમ શમીમ
૧૭/ રબીઉલ આખર – ૮૩ હિજરી

## બીજો ખ્વાબ

રાંદેરના તાલિબે ઈલ્મીના સમયકાળમાં જ એક બીજો ખ્વાબ જોયો. ખ્વાબ અને તાબીર ધ્યાનથી વાંચો.

હું અમારી હોસ્ટેલથી નીકળી રહયો છું, જયારે કંપાઉન્ડના મુખ્યગેટથી બહાર આવ્યો તો જોયું કે એક તાલિબે ઈલ્મ ઘોડા પર સવાર થઈ રહયો હતો, ઘોડો આકરો અને માથાભારે હતો, એના કાબૂમાં આવતો ન હતો, એટલે એણે ઈરાદો બદલી નાખ્યો, એ ઉતરવા જતો હતો એટલે મેં કહયું કે ચડી જાઓ, કેમ ગભરાઓ છો ? ઘોડા તો આવા જ હોય છે, એટલે એ ફરી ચડી ગયો, હું પણ એની સાથે પગપાળા ચાલવા લાગ્યો.

ઘોડો એક સીધા રસ્તેથી પસાર થઈ એક ગલીમાં ઘુસ્યો, ત્યાંથી ફરી એક મેદાનમાં ગયો, અહીંયાં માથા સુધી ઘાસ ઉગેલું હતું, ત્યાં જોયું તો ઘોડો એક મોટા અજગરને જોઈ ભડકી ઉઠયો, મેં અજગરને મારવા એનો પીછો કર્યો, પણ મારી પાસે કોઈ હથિયાર ન હતું, એટલે હું એને પથ્થરથી મારવા માંડયો, અજગર ઘાસમાં સંતાવા લાગ્યો, એક બીજો માણસ પણ એને પથ્થર મારવા લાગ્યો. મેં હવે પથ્થર મારવાનું બંધ કર્યું અને બંદૂક શોધવા ગયો, એટલામાં પેલા માણસે સમજયું કે જે કોઈ અજગરને છેડશે એને ડંખશે, એટલે એણે પથ્થર મારવાનું છોડી દીધું અને બોલ્યો કે હું એને છેડીશ નહીં, એણે મારું શું બગાડયું છે ?

બંદૂક શોધવા ગયો તો મારી સાથે એક બીજો માણસ પણ હતો, હું એને ઓળખતો ન હતો, એણે સાપનો સળવળાટ સાંભળ્યો, તો પાસે ગયો, જોયું તો અજગરનું બચ્ચું હતું, તે પાસે ગયો તો એનાથી કહેવા માંડયું કે ક્યારના શા માટે તમે લડી રહયા છો ? ચાલો સુલેહ કરી લઈએ .

મેં જયારે સાંભળ્યુ તો હું પણ એની પાસે ગયો, અને કહયું કે સારું

ચાલો, જયારે હું, પેલો માણસ અને અન્ય કોઈ ત્રીજો માણસ પણ સાથે હતો, બધા એની પાસે સુલેહ માટે બેસ્યા, તો થોડી આમ તેમની વાતચીત પછી એ બચ્ચાએ મારા હાથ પર ડંક માર્યો અને કહયું કે તમારે એકની તો કુરબાની આપવી જ પડશે, ત્યાર પછી મુજ પર જાણે બેહોશી છવાઈ ગઈ અને હું મરવા લાગ્યો, પછી ખ્વાબ પુરો થઈ ગયો.

## ખ્વાબની તાબીર

## તમારા કારણે ઈસ્લામના દુશ્મનોને નુકસાન

મહેરબાન સલ્લમહુ

પત્ર મળ્યો, ખ્વાબ ઈન્શાઅલ્લાહ મુબારક છે, એની તાબીર એ છે કે પેલા મોલ્વી સાહેબને તમારાથી દીની ફાયદો પહોંચશે અને તમારા કારણે ઈસ્લામના દુશ્મનોને નુકસાન પહોંચશે, પણ અજગરના બચ્ચાએ પીઠ પર જે ડંખ માર્યો છે, તે એને પોતાને પણ નુકસાનકર્તા છે, અલ્લાહ તઆલા તમને બુરાઈઓથી મહફૂઝ રાખે. ફકત વસ્સલામ.

ઝકરિય્યા ઉફિય અન્હૂ

બકલમ : મુહમ્મદ શફીક ૧૬ / રજબ

હઝરત શૈખુલ હદીસ (રહ.)થી આમ પત્ર દ્વારા દૂરથી જ સંબંધ બંધાય ચુકયો હતો, પછી રાંદેરના દિવસોમાં જ એક વાર સૂરત સ્ટેશન પર હઝરત શેખ (રહ.)ની ઝિયારત પણ ફરમાવી.

હઝરત શેખ અને હઝરતજી મવલાના મુહમ્મદ યૂસુફ (રહ.) (અમીર તબ્લીગી જમાઅત) હજના સફરે રવાના થઈ રહયા હતા અને દિલ્હીથી મુંબઈફ્રન્ટીયર મેલથી જવાના હતા, આસપાસના સંબંધીઓને શેખુલ હદીષ (રહ.) અને હઝરતજી (રહ.)ના આવવાના સમાચાર મળી ગયા, એટલે ઈશા પછીથી જ હઝારો મુલાકાતીઓ, અને દીદારના શોખીનો સૂરત રેલવે સ્ટેશન પર ભેગા થવા શરૂ થઈ ગયા, એમાં જામિઅહ હુસૈનિયહ રાંદેર, દારુલ ઉલૂમ અશરફિયહ રાંદેર અને જામિઅહ ઈસ્લામિય્યહ ડાભેલના

તલબા–ઉસ્તાદો ઉપરાંત હઝારો લોકો પૂરા શોખથી રાતના આરંભે જ સૂરત પહોંચી ગયા હતા, ગાડીના સૂરત રોકાણનો સમય માત્ર ત્રણ મીનીટ હતો, સવારે ચાર વાગ્યાને અમુક મિનિટે ટ્રેન સૂરત પહોંચી, ભીડ જોઈને રેલવે અફસરોએ ૧૫ મિનીટ ગાડી રોકાવી દીધી, અને દીદાર – દર્શનના તરસ્યાઓ માટે તૃપ્તિની વ્યવસ્થા કરી આપી.

આ વેળા મવલાના મુહમ્મદ યૂસુફ કાંધલ્વી (રહ.)એ ટ્રેનના દરવાજે ઉભા રહી બયાન કર્યું, જે ટ્રેન રવાના થતાં સુધી ચાલુ રાખ્યું, જયારે ટ્રેન ચાલવા લાગી તો બધાના દિલ કાંપવા લાગ્યા, આંસુઓ વહી પડયા, ઊંચા અવાજે રડવા માંડયા, અમુક માણસો તો બેહોશ થઈ ઢળી પડયા.

[હઝરત શેખુલ હદીસ ઔર ઉન્કે ખુલફાએ કિરામ – ૧/ ૨૬૭]

આવું રૂહાની દૃશ્ય જોઈ સહારનપૂર જવા અને હઝરત શેખના કદમોમાં પડી જવાનો શોખ કોને ન થાય ?

આવા અનેક પરિબળોથી પ્રેરાયને મુફતી સાહેબે અરબી ચહારુમ પછી મઝાહિર ઉલૂમ જવાનો નિર્ણય કર્યો, પરંતુ વાલિદ સાહેબની ઈચ્છા વગર મદરસો બદલવું શક્ય ન હતું, એમને સહારનપૂરના ઈરાદાની ખબર પડી તો અશરફિયહના ઉસ્તાદોને કહેડાવ્યું કે એને સહારનપૂર જવા દેવામાં આવે નહીં, એટલે દવરએ હદીસ સુધીની તાલીમ અશરફિયહમાં જ પૂર્ણ ફરમાવી.

વાલિદ સાહેબનો આશય એ હતો કે એક જગ્યાએ તાલીમ પૂર્ણ ફરમાવવામાં આવે, મદરસો બદલવાથી તાલીમનું નુકસાન અને દિલ નહીં ચોંટવાની શક્યતા રહે છે, માટે એમના ફેસલા પ્રમાણે મુફતી સાહેબે પૂરી તાલીમ દારુલ ઉલૂમ અશરફિયહમાં જ પૂરી ફરમાવી.

રાંદેર હતા એ દિવસોમાં મુફતી સાહેબની તરબિયત પર વાલિદ સાહેબની કડક દેખરેખ રહી, ખાનપૂરથી રાંદેર આવતા, લાયકપુત્રના ઉસ્તાદો અને મદરસાના ઝિમ્મેદારોથી મળતા, અખ્લાક, સંસ્કાર અને પરીક્ષાના પરિણામો જાણતા, કદી એમના દોસ્ત અને સાથી 'બેકાર' સાહેબ(એમનું વર્ણન આગળ આવી ગયું છે) અને પોતાની પુત્રી (મુફતી

સાહેબના મોટાં બહેન)ના નામે પત્ર લખતાં કે અહમદનો ખ્યાલ રાખે.

પહેલાં આવી ગયું છે કે તેઓ તરબિયત – કેળવણી બાબતે ઘણા જ કડક હતા, મુફતી સાહેબનો સ્વભાવ દીની બનાવવામાં એમની તરબિયતનો વિશેષ ફાળો છે.

જે લોકોથી અલ્લાહ તઆલાને ભવિષ્યમાં દીનનું કામ લેવું મંજૂર હોય છે, બાળપણમાં એમની તરબિયત માટે એ જ પ્રમાણે કુદરતી વ્યવસ્થા કરવામાં આવે છે, હઝરત શૈખુલ હદીસ (રહ.)ની 'આપવીતી' ભાગ–૧માં કેળવણી બાબત અમુક કિસ્સાઓ પેજ : ૪૩ થી પપ જેમણે વાંચ્યા છે, તેઓ જાણે છે કે એમના વાલિદ સાહેબ મવલાના યહયા સાહેબે ઘણી જ કડક રીતે તરબિયત ફરમાવી, ત્યારે તેઓ 'શેખે વકત' બન્યા છે, મુફતી સાહેબના વાલિદ માજિદ આલિમ ન હતા પણ દીનદાર જરૂર હતા, બાળપણથી જ અવલાદને દીની સ્વભાવ અને દૃઢતા ઊપર તેમજ સાદા સ્વભાવમાં ઢાળવા માંગતા હતા.

## તરબિયતના ત્રણ કિસ્સાઓ

વાલિદ સાહેબ દ્વારા મુફતી સાહેબની તરબિયત સંબંધી ત્રણ કિસ્સાઓ રજૂ છે :

(૧) આ ઘટના રાંદેરના સમયની છે, દુન્યવી રીતે વાલિદ સાહેબની પરિસ્થિતિ મધ્યમ કક્ષાની હતી, અને કરકસરનો સ્વભાવ રાખતા હતા. એક વાર એમણે ખાનપૂરથી બે જોડી કપડાં સિવડાવી રાંદેર મોકલ્યાં, કાપડ હલકી કક્ષાનું હતું, ગામડાના ગરીબ લોકોના ઉપયોગનું કાપડ હતું, મેલું થયા પછી ધોવાથી ખેંચાય જતું હતું, આજકાલની જેમ તે સમયે ઈસ્ત્રી કરેલાં કપડા પહેરવાનો રિવાજ પણ ન હતો અને શકય પણ ન હતું. મુફતી સાહેબ પાસે આ કપડાં પહોંચ્યા તો શર્મ અને ક્ષોભ અનુભવ્યો, અમુક સાથીઓએ કહયું પણ કે તું આવું હલકું કાપડ પહેરીશ ?

એમના કહેવાથી અને ઉશ્કેરવાથી મુફતી સાહેબનો ક્ષોભ અને શર્મ વધુ મજબૂત બન્યા, એટલે મુફતી સાહેબે રાંદેરથી વાલિદ સાહેબની સેવામાં

પત્ર લખ્યો કે તમે જે કપડાં સિવડાવી મોકલ્યા છે તે મને પસંદ નથી.

જવાબમાં ખાનપૂરથી વાલિદ સાહેબનો એક પત્ર વીજળી બનીને ત્રાટકયો, એમાં કડક શબ્દોમાં લખ્યું હતુ કે : "મેં મારી સ્થિતિ પ્રમાણે કપડાં સિવડાવીને મોકલ્યા છે, જો તમને પસંદ ન હોય તો ત્યાં સૂરત – રાંદેર વચ્ચે તાપી નદી છે એમાં ફેંકી દેજો."

એટલે ન ચાહવા છતાં વાલિદ સાહેબના દબાણવશ એ કપડાં પહેરવા પડયા.

મુફતી સાહેબે તાલિબે ઈલ્મી દરમિયાન કદી ગેર હાજરી કરી નથી, પણ બે વાર એવા પ્રસંગ આવ્યા જેમાં લાચારીવશ વતન જવું પડયું.

(૨) એકવાર બીમાર પડયા, રાંદેરમાં ઈલાજ કર્યો પણ સંતોષજનક ફાયદો થયો નહીં, એટલે મોહતમિમ સાહેબ (હઝરત મવલાના અહમદ અશ્રફ રાંદેરી સાહેબ)થી રજા લઈ ખાનપૂર આવી ગયા, ઘરે પહોંચ્યા તો વાલિદ સાહેબે તુરંત તાલીમના દિવસોમાં ઘરે આવી જવા બાબત પૂછપરછ કરી, બીમારીનું કારણ બતાવ્યું તો ફરમાવ્યું કે : "ખાનપૂર કરતાં રાંદેરમાં ઈલાજ–સારવારના સાધનો વધારે છે, ત્યાં જ સારવાર કરાવવી જોઈએ." ઘણું બધું કહેવા છતાં એકેય વાત સાંભળી નહીં, નારાજ થઈ ગયા, સાથે ખાણું પણ ખાધું નહીં અને એ જ દિવસે મદરસે પાછા રવાના કરી દીધા, એક દિવસ પણ ખાનપૂરમાં રહેવા દીધા નહીં.

(૩) બીજી ગેર હાજરી એક શાદીના અવસરે થઈ, મામાની છોકરીની શાદી હતી, શાદીમાં શરીક થવા મદરસાથી રજા લઈ ખાનપૂર પહોંચ્યા, વાલિદ– સાહેબથી મુલાકાત થઈ, આવવાનું કારણ પૂછયું તો બતાવ્યું, પણ તેઓ મુફતી સાહેબના આવવા અને શાદીમાં શરીક થવાથી ખુશ ન હતા, પાછા જવાનું કહી દીધું, રિશ્તેદારોએ વાલિદ સાહેબને ઘણા મનાવ્યા, કહયું કે : "એક દિવસ તો રોકાવા દો, કાલે ચાલ્યો જશે." પણ કોઈની પણ વાત સાંભળી નહીં, અને એ જ દિવસે મદરસા પાછા મોકલી દીધા.

મુફતી સાહેબ રજાના દિવસોમાં રાંદેરથી ખાનપૂર આવતા ત્યારે વાલિદ સાહેબ વેકેશનના આ સમયગાળાને પણ પૂરો વસૂલ કરતા, તે દિવસોમાં

'અલફુરકાન' માસિક લખનઉથી દર મહિને આવતું હતું, સવારે નાશ્તા પછીથી લગભગ ૧૧ વાગ્યા સુધી જરૂરી હતું કે આ મેગેઝિન કે કોઈ અન્ય કિતાબ ઈચ્છાનુસાર વાંચીને સંભળાવવામાં આવે, ત્યાર પછી જ રજા મળતી.

اس کو چھٹی نہ ملی جس نے سبق یاد کیا

અહીંયાં તો સબક પણ યાદ, ઉચ્ચ માર્કસ, બલકે અવ્વલ નંબરે પાસ છતાં વેકેશનમાં પણ રજા નહીં.

## ફરાગત પછી

તે સમયે દીની મદરસાઓના ફારિગ તલબા આગળની વધારે તાલીમ મેળવવા માટે દારુલ ઉલૂમ દેવબંદ કે મઝાહિર ઉલૂમ સહારનપૂર જતા, પણ મુફતી સાહેબને અરબી અદબ (ભાષા સાહિત્ય) પઢવાનો શોખ હતો.

કારણ પણ સ્પષ્ટ છે કે જે ઉસ્તાદોથી અરબી પઢયા હતા બધા એ વિષયના નિષ્ણાંત હતા

આપના ઉસ્તાદોમાંથી મવલાના સય્યિદ મુસ્લિહુદ્દીન સાહેબ મ.ઝિ. એ પોતે લખેલ વાતોમાં આવી ગયું કે એમણે એમના વાલિદ સાહેબથી કેવી રીતે પઢયું અને શાગિર્દોને પઢાવવા માટે એમણે કેવી રીત અપનાવી હતી, મવલાના સય્યિદ મુસ્લિહુદ્દીન સાહેબના જીવનના અહેવાલ બાબત લખ્યું છે કે :

"૧૩૭૨ હી.માં દારુલ ઉલૂમ દેવબંદમાં દાખલો લીધો, પ્રવેશ પરીક્ષા શૈખુલ અદબ હઝરત મવલાના મુહમ્મદ એઅઝાઝ અલી (રહ.)એ લીધી, અને ૪૮ નંબર આપીને પાસ કર્યા, પછી ફરમાવ્યું કે : 'હજુ તમારી ઉંમર શું છે ? આ જ કિતાબોને ફરીવાર પઢી લો.' એટલે એમના મશ્વેરા પ્રમાણે હિદાયતુન્નહવ વગરે કિતાબો ફરીવાર પઢી, આ મવલાના મુસ્લિહુદ્દીન સાહેબ મુફતી સાહેબના અરબી-૨ ના ઉસ્તાદ છે."

ફખ્રે ગુજરાત હઝરત મવલાના સઈદ અહમદ પાલનપૂરી સાહેબ મ.ઝિ.ના વર્ણનમાં આવી ગયું કે એમણે નહ્વ – મન્તિકના ઈમામ અને

નિષ્ણાંત હઝરત મવલાના સિદીક અહમદ સાહેબ જમવી (રહ.)થી નહવ અને મન્તિકની ઘણી બધી કિતાબો ત્રણ વરસ સુધી પઢી હતી. મુફતી સાહેબે એમનાથી અન્ય કિતાબો ઉપરાંત મુખ્તસરુલ મઆની પઢી છે.

હઝરત મવલાના આદમ પાલનપૂરી (રહ.)થી મુફતી સાહેબે દીવાને મુતનબ્બી પઢી છે, મવલાના આદમ સાહેબ બાબત એમના અમુક શાગિર્દોથી સાંભળ્યું કે અરબી શબ્દજ્ઞાન અને સાહિત્ય પર ઊંડી જાણકારી ધરાવતા હતા, મુતનબ્બીના દર્સમાં અરબી – ઉર્દૂના અનેક શેર સંભળાવતા હતા, બલકે મુતનબ્બીના દર્સમાં વર્ણન શૈલી અને વાકછટાથી લાગતું કે "મવલાના પોતે જ મુતનબ્બી છે."

ઉપરોકત ઉસ્તાદો દ્વારા સહજતાથી અરબી ભાષાની તાલીમ પ્રાપ્ત થવાથી અરબી ભાષાની નીરસતા કે કંટાળાપણું અને બોજ ખતમ થઈ ગયો હતો, આ જ કારણે મુફતી સાહેબને મુતનબ્બીના અનેક શેર યાદ છે, કદી – કદી તકરીર અને વાતચીતમાં જીભે આવી જાય છે, ઝાડ એના ફળ વડે ઓળખાય છે એ સ્પષ્ટ છે.

ખુલાસો એ છે કે કોર્સ (દર્સે નિઝામી)ની અરબી કિતાબો વિષયના નિષ્ણાંત અને વિદ્વાન ઉલમાથી પઢવાના કારણે અરબીમાં રૂચિ આવી ગઈ હતી, પ્રિય ઉસ્તાદ હઝરત મવલાના સઈદ અહમદ સાહેબ પાલનપૂરી મ.ઝિ.થી અરબી અદબ – સાહિત્યની વધુ તાલીમ બાબત મશ્વેરો કર્યો, તો મવલાનાએ ફરમાવ્યું કે : "મવલાના અબ્દુલ્લાહ કાપોદ્રવી સાહેબથી મશ્વેરો કરીને એમના માધ્યમથી નદવતુલ ઉલમા લખનઉ અરજી મોકલી આપો."

હઝરત મવલાના અબ્દુલ્લાહ સાહેબ તે સમયે ફલાહે દારૈન તડકેશ્વરના સક્રિય મોહતમિમ હતા, અરબી અદબ – ભાષા સાહિત્યમાં ઘણી રૂચિ અને પાત્રતા ધરાવે છે. અરબી, ઉર્દૂ અને ગુજરાતી પર સારી પકડ ધરાવે છે, લેખન શૈલી સીધી, સરળ અને મનમોહક છે, ત્રણેવ ભાષામાં એમણે પુસ્તકો લખ્યા છે, અને મનમોહક શૈલી તેમજ અર્થસભરતાના કારણે ઉલમામાં કદરની નજરે જોવાય – વંચાય છે. મવલાના નૂર આલમ અમીની સાહેબ મ.ઝિ. મવલાના અબ્દુલ્લાહ સાહેબ દ્વારા અનુવાદિત કિતાબ 'દીવાને

ઈમામ શાફઈ' ની પ્રસ્તાવનામાં એમના વિશે લખે છે કે : "તેઓ ગુજરાતી ઉલમામાં અરબી ભાષા અને સાહિત્યથી અનહદ રૂચિ રાખતા હોવાથી વિશેષ સ્થાન ધરાવે છે." [પેજ : ૨૧]

આ ઉચ્ચ ગુણો અને ઈલ્મી વિશેષતાઓના કારણે એક વિદ્વાન આલિમે મવલાના વિશે આ લખનારથી કહયું કે "મવલાના ગુજરાતના અલી મિયાં છે." એક મુલાકાતમાં આ વાકય મેં મવલાના અબ્દુલ્લાહ સામે રજૂ કર્યું તો આદત પ્રમાણે મુસ્કુરાયને ચુપ રહયા.

નદવતુલ ઉલમા લખનઉથી એમના સારા સંબંધો છે. આ જ કારણે હઝરત મૌલાના પાલનપૂરી મ. ઝિ. એ મવલાના અબ્દુલ્લાહ સાહેબથી સંપર્ક કરવાનો મશ્વેરો આપ્યો.

શવ્વાલની રજાઓમાં તડકેશ્વર જઈ મશ્વેરો કરવા અને નદવહની પરીક્ષાની તૈયારી કરવા બાબત મવલાના અબ્દુલ્લાહ સાહેબના નામે મુફ્તી સાહેબે પત્ર લખ્યો હતો, મવલાના અબ્દુલ્લાહ તરફથી જે જવાબ આવ્યો હતો એ નીચે પ્રમાણે છે.

## નદવતુલઉલમા લખનઉમાં અરજી મોકલવા વિશે અકાબિરીન સાથે પત્ર વ્યવહાર

### મવલાના અબ્દુલ્લાહ સાહેબ કાપોદ્રવીનો પત્ર

અઝીઝમ મોલ્વી અહમદ સાહેબ

અસ્સલામુ અલયકુમ વ.વ.

સલામ બાદ,

હું કાલે સાંજે તડકેશ્વર પહોંચ્યો તો તમારો પત્ર પણ મળ્યો, સુરતના આલમી ઈજતેમા પછી તમે આવશો તો ઈન્શાઅલ્લાહ મેગેઝિનો અને સામાયિકો બતાવીશ, હઝરત મવલાના સઈદ અહમદ પાલનપૂરી સાહેબનો

પત્ર મારી પાસે આવ્યો નથી, તમે આવીને નિઃસંકોચ મેગેઝિન લઈ લેશો અને શક્ય એટલો લાભ ઉઠાવશો.

મને તમારા શોખ અને રૂચિથી ખૂશી થઈ, અલ્લાહ તઆલા તમને ઈલ્મ – અમલમાં તરક્કી નસીબ ફરમાવે અને દીનની સેવા માટે કબૂલ ફરમાવે, મારા માટે પણ દુઆ ફરમાવતા રહેશો, વસ્સલામ

તમારો દીની ભાઈ

૧૯ / શાબાન – ૧૩૮૬ હિજરી –

૩ / ડિસેમ્બર ૧૯૬૬ ઈસ્વી

આ વેકેશનમાં મવલાના સઈદ પાલનપૂરી સાહેબથી બરાબર સંપર્કમાં રહયા, પત્ર દ્વારા નદવહમાં દાખલા માટેની તૈયારી સંબંધી માર્ગદર્શન મેળવતા રહયા, હઝરત મવલાના પાલનપૂરી સાહેબ મુફતી સાહેબના પત્રોનો બરાબર જવાબ આપતા રહયા, એમના પત્રોના સંગ્રહમાંથી અત્રે વિષયને અનુરૂપ ચાર પત્રો નકલ કરવામાં આવે છે. મૌલાનાના પત્રોમાં છલકતો પિતાનો પ્રેમ અને મુરબ્બીનો હેત જોઈને નાનાઓ પ્રતિ અકાબિરની શફકતોના કિસ્સાઓની યાદ તાજી થઈ જાય છે.

## હઝરત મવલાના સઈદઅહમદ સાહેબ પાલનપૂરીના પત્રો

(૧)

બિરાદરે અઝીઝ સલ્લમહુ

પ્રિય બિરાદર, અલ્લાહ તમને સલામત રાખે.

વઅલયકુમુસ્સલામ વરહમતુલ્લાહિ વ બરકાતુહૂ

તમારો મોકલેલ કાર્ડ મળ્યો , તમારે જવાબી કાર્ડ મોકલવાની જરૂરત નથી, ફકત પત્ર જ લખશો, તમારો તાવ વગરે ખુદા કરે ઉતરી ગયો હોય, શર્દીથી બચવું જોઈએ, હાલ તો ઘરે જ છું, લગભગ રમઝાન પણ અહીંયાં જ વિતાવીશ, અહીંયાં પહોંચીને સુસ્તી – આળસ પ્રભાવી થઈ ગયાં, બે –

ચાર સિવાય કોઈને પત્ર લખી શક્યો નથી, મવલાના અબ્દુલ્લાહ સાહેબને આજે જ પત્ર લખું છું, સુરતના ઈજતેમામાં ભાગ લેવા મોટી સંખ્યામાં લોકો રવાના થયા છે, હું એકલો જ અંતરનો આંધળો આ રૂહ પરવર ઈજતેમાથી મહરૂમ છું..... કદાચ તમે ગયા હોય તો વિગતવાર રિપોર્ટ લખો તો સારૂં. વાલિદ સાહેબ પણ એમાં ગયા છે.

જંબુસરના શા હાલ છે ? શક્ય હોય તો લખશો, તમારે દારુલ ઉલૂમ નદવતુલ ઉલમાના નાઝિમ (પ્રિન્સિપાલ)ના નામે એક પત્ર લખવો જોઈએ, એમાં તમારી તાલીમ વિશે ટુંકી જાણકારી દર્શાવી એમનાથી જાણકારી મેળવો કે ત્યાં અરબીના વિશેષ વર્ગોમાં તમારો દાખલો થશે કે નહીં ? અને ક્યારે પહોંચવાનું રહે છે ? જો નિયમો છપાયેલા હોય તો તે પણ મંગાવી લેવા જોઈએ.

મોલ્વી અબ્દુલ્લાહ સાહેબથી પણ આ બાબતે જાણકારી મળી શકે છે, પણ તમારે આ બધું જલ્દી કરવું જોઈએ.

હું ખેરિયતથી છું, વાલિદ સાહેબને સલામ કહેશો, ભાઈને પણ, અને કોઈ ઓળખીતો કે પૂછતો હોય તેને પણ.

મોલ્વી ઈબ્રાહીમ આછોદી ક્યાં છે? જાણી શકાય તો જણાવજો.

સઈદ અહમદ અફલ્લાહુ અન્હુ

૪ / ૧૨ / ૬૬

(૨)

પ્રિય બિરાદર, અલ્લાહ તમને સલામત રાખે.

સલામ મસ્નૂન

(૧) તમારું લખેલ પરબિડિયું મળ્યું, જાણકારી મળી, મોલ્વી અબ્દુલ્લાહ સાહેબને મેં પણ એવું જ લખ્યું હતું, પરંતુ હવે તો અભ્યાસ–તૈયારીનો સમય નીકળી ગયો છે, આ માટેના મેગેઝિન–કિતાબો વગેરે લાવ્યા ન હોય તો હવે એ મશ્વેરાને દિમાગમાંથી કાઢી નાખો, કુર્આન શરીફ અને અન્ય ઉપલબ્ધ કિતાબોમાં સમય પસાર કરો.

(૨) નદવતુલ ઉલમામાં એક તો સનદ રજૂ કરવાની રહેશે નહીં, બલકે

અરબી મદરસાઓના રિવાજ પ્રમાણે પ્રવેશ પરીક્ષા આપવાની રહેશે, છતાં એની જરૂરત પડશે ત્યારે જોઈશું, તમે લખનઉથી મારા નામ ઊપર તાર કરી દેશો, હું ફરાગત બાબતના બધા સર્ટીફિકેટ લઈને રવાના કરી દઈશ, અને વર્તમાન સનદ ત્યાં રજૂ કરવાની હશે તો બસ થઈ રહેશે, બહરહાલ એ ચિંતામાં ન પડો, ઓફિસવાળાઓની માનસિકતા એમાં વધારે દેખાશે, અલ્લાહ તઆલા એમને સમજે.

(૩) એક શરીક થનાર ભાઈએ દોઢ લાખનો અંદાઝો લગાવ્યો હતો, એવી રીતે કે કુલ ૮૫ સફો હતી, અને દરેક સફમાં ૧૫૦૦ માણસો હતા, ઉપરાંત ઘણા લોકો બહાર હતા.

(૪) હાલ તો હું ખેરિયતથી છું, કુર્આને કરીમ વગેરે કાર્યોમાં સમય વિતાવું છું.

(૫) તમારે વહેલી તકે લખનઉ પહોંચવાના પ્રયત્નો કરવા જોઈએ, વાલિદ સાહેબની સફરે હજથી પહેલાં જ જવાનું હોય તો મોડું ન કરો.

વાલિદ સાહેબ ક્યારે જઈ રહયા છે ? તારીખ નક્કી થઈ કે નહીં ?

ભાઈ, વાલિદ સાહેબ વગેરેને સલામ અને દોસ્તો – પૂછપરછ કરનારાઓને પણ સલામ. વસ્સલામ.

સઈદ અહમદ પાલનપૂરી
૨૧ / ૧૨ / ૬૬

(૩)

પ્રિય બિરાદર, અલ્લાહ તમને સલામત રાખે.

સલામ મસ્નૂન

૨૧ / રમઝાનુલ મુબારકનો કાર્ડ મળ્યો, જો સ્પેશ્યલ અરબી પ્રથમવર્ષની સ્થિતિ લખવા પ્રમાણેની છે તો પછી થોડી મહેનત કરવાથી બીજા વર્ષમાં પ્રવેશ મળી જશે અને તમારા માટે એ જ યોગ્ય રહેશે, ત્યાં પહોંચીને રાબેઅ સાહેબ અને અલીમિયાં સાહેબથી પહેલાં મુલાકાત કરવી જોઈએ અને બધી જ વિગત–વિસ્તારથી રાંદેરના સરનામે રવાના કરો, હું લગભગ દસ શવ્વાલ સુધી રાંદેર પહોંચી જઈશ.

વાલિદૈન અને ભાઈઓને સલામ.

સઈદ અહમદ અફલ્લાહુ અન્હુ

૨૮ / રમઝાન

(૪)

પ્રિય બિરાદર અલ્લાહ તમને સલામત રાખે

સલામ મસ્નૂન

તમારો ૪ રમઝાનનો પોસ્ટ કરેલ કાર્ડ અને પાઠયક્રમ સૂચિ આજે ૧૪ રમઝાનના દિવસે ૧૦ દિવસ પછી મળ્યાં, સારું છે કે બધું પહોંચી ગયું, મારા મતે તમારા માટે અરબી સાહિત્ય અને ભાષામાં વિશેષજ્ઞ બનવું યોગ્ય છે, એમાં પણ જો તમે પ્રથમ વર્ષનો અભ્યાસ પોતે કરી લ્યો અને પછીના બે વરસો માટે પ્રવેશ મેળવો તો ઘણું સારું! પણ એ અભ્યાસ કરવો કેવી રીતે? વતનમાં તમારી પાસે કિતાબો નહીં હશે, હા, એક રીત આ છે કે તમે ઈદ પછી તુરંત લખનઉ ચાલ્યા જાઓ, અને પ્રથમ વર્ષનો અભ્યાસ અછડતો પણ કરી લ્યો, અને એનાથી પ્રવેશ પરીક્ષા આપીને બીજા વરસમાં પ્રવેશ મેળવી લ્યો, જો આ શક્ય ન હોય તો ત્રણ વરસ રહીને પણ આ વિશેષ કોર્સ પૂરો કરી લ્યો.

લગભગ ૩૦ જ સાચું છે, કારણ કે, ૧૯૫૮માં બંધારણ છપાયેલું છે, રૂપિયાની કિંમત ઘટવાથી આ જ ૧૫ વધીને ૩૦ થઈ ગયા છે, એટલે એમણે સુધારો કરવો પડયો.

જંબુસરવાળાઓનો એક કાર્ડ મળ્યો હતો, જવાબ લખ્યો નથી, સમય પણ નથી, મુલાકાત થાય તો સલામ દુઆ કહેશો.

બંધારણ રવાના છે.

વાલિદ સાહેબ કે ભાઈને વાલી તરીકે લખાવજો, ૭/શવ્વાલ સુધી નવા તલબાએ હાજર થઈ જવું જોઈએ, માટે તમારે ૫/શવ્વાલે નીકળવું જોઈએ, કદાચ રમઝાન પછી મુલાકાત ન થાય. હા, તે લંગડી સનદ જરૂર લઈ જજો, નિયમ પ્રમાણેનો સામાન પણ જરૂર લઈ જવો.

વસ્સલામ

સઈદ અહમદ

નદવતુલ ઉલમા લખનઉમાં અરબી અદબ – સાહિત્યની તાલીમ માટે જે અરજી કરી હતી એના જવાબમાં આવ્યું કે ફારિગ થયાનું પ્રમાણ પત્ર જરૂરી છે, માટે પ્રમાણપત્ર અને તસ્દીક માટે ઉસ્તાદ, શેખુલ હદીસ હઝરત મવલાના મુહમ્મદ રઝા અજમેરી સાહેબને પત્ર લખ્યો.

## મવલાના મુહમ્મદ રઝા અજમેરી સાહેબની સેવામાં મુફ્તી સાહેબનો પત્ર

બુઝુર્ગ અને મહેરબાન, ખૂબીઓ અને ગુણોના સ્વામી, હઝરત મવલાના સાહેબ متع الله علينا بطول بقائكم

અસ્સલામુ અલયકુમ વ.વ

સલામ મસ્નૂન બાદ અરજ કે હું ખેરિયતથી છું અને તમારી ખેરિયત માટે અલ્લાહ તઆલાથી હર હંમેશા દુઆ કરુ છું.

વધુમાં મેં નદવતુલ ઉલમા (લખનઉ) મારા દાખલા માટે પત્ર લખ્યો હતો, ત્યાંથી જવાબ આવ્યો કે તમે એક દરખાસ્ત લખીને રવાના કરો, જેમાં મદરસા અશરફિયહના મોહતમિમ કે સદર મુદર્રિસ તરફથી મારી ફરાગતની તસ્દીક (પ્રમાણ પત્ર) હોય, માટે આ સાથે દરખાસ્ત લખીને તમારી સેવામાં રવાના કરી રહયો છું.

જેથી આપ એને પ્રમાણિત કરી આપો, એમાં એમ પણ લખ્યું છે કે : “જો મારી જેમ બીજી ચાર – પાંચ અરજીઓ આવશે તો જ તેઓ આ વિષયના વર્ગો શરૂ કરશે, એટલા માટે કે જો શરૂથી પાંચ – છ હોય તો કોર્સ પૂરો થતાં સુધી ચાર વિદ્યાર્થીઓ બાકી રહે, નહીંતર એક બે માટે વિશેષ વર્ગ શરૂ કરવો શક્ય નથી, આ સૂરતમાં તેઓ મને ‘ના’ નો જવાબ લખશે.”

હવે તમે દર્શાવો કે આવી સૂરતમાં હું કઈ રાહ અપનાવું ? મારે કોઈ પણ રીતે આગળની તાલીમ લેવી છે, આશા છે કે માર્ગદર્શન આપીને મુજ પર એહસાન ફરમાવશો, તસ્દીક પણ મજબૂત, ધારદાર રીતે કરશોજી, જેથી તેઓ વિશેષ ધ્યાન આપે, તમારો મોટો એહસાન રહેશે.

વાલિદ સાહેબ અને ભાઈ સાહેબ તરફથી સલામ કબૂલ કરશો.
તમારી દુઆઓમાં જરૂર યાદ રાખશો.

ફકત, વસ્સલામ
તમારા જૂતા ઉઠાવનાર
અહમદ ખાનપૂરી

## મવલાના મુહમ્મદ રઝા અજમેરી સાહેબનો

## જવાબ

મુહમ્મદ રઝા અજમેરી તરફથી
રાંદેરથી કિનારહ મસ્જિદ
૨૫ / રમઝાનુલ મુબારક – ૭ / જાન્યુઆરી – ૧૯૬૭
પ્રિય મોલ્વી અહમદ સાહેબ
સદા ખેર – ખુશીથી રહો, અસ્સલામુ અલયકુમ વ.વ.

અલ્લાહના ફઝલથી અહીંયાં આફિયત છે, અલ્લાહ તઆલાથી તમારા લોકો માટે ખેર – આફિયતની દુઆ છે.

મુબારક દિવસો પૂરા થઈ રહયા છે, દુઆ કરતા રહેશો, ઈમાનની દોલત, સુકૂન – શાંતિ મળે, તમારા કહેવા પ્રમાણે અમુક વાકયો લખી દીધા છે, જે કાફી છે, તમારી યોગ્યતા પ્રમાણે કંઈક વધારે લખીશ તો તેઓ કદાચ વધારે સમજશે, માટે ઈરાદા પૂર્વક ટુંકમાં લખ્યું છે.

જો તમને ઈચ્છિત વિભાગમાં પ્રવેશ ન મળે તો તમારા શોખ પ્રમાણે કોઈ બીજા કોર્સમાં પ્રવેશ મેળવી લેજો, તમારા શોખ અને રૂચિની બાબત છે, મારો શોખ તો તફસીર કે હદીસ નહીં તો ફિકહમાં વિશેષતા કેળવવાનો છે.

તમારા વાલિદ સાહેબ, ભાઈઓને સલામ કહેશો, તમારા મામા સાહેબને પણ સલામ કહેશો. ફકત વસ્સલામ.

ગુનેગાર : મુહમ્મદ રઝા અજમેરી.

# નદવતુલ ઉલમા લખનઉમાં અરબી અદબ (સાહિત્ય)ના વિશેષ વર્ગમાં દાખલાની અરજી

અહમદ મુન્શી
મુ. પો. ખાનપૂરદેહ, તાલુકો જંબુસર, જિ. ભરૂચ ગુજરાત
સેવામાં :
હઝરત મોહતમિમ સાહેબ,
દારુલ ઉલૂમ નદવતુલ ઉલમા લખનઉ.
અસ્સલામુ અલયકુમ વ.વ.

સલામ મસ્નૂન બાદ અરજ કે મેં આ વરસે દારુલ ઉલૂમ અશરફિયહ રાંદેરથી ફઝીલતનો કોર્સ પૂરો કર્યો છે, એની વિધિવત સનદ (સર્ટી) પણ મેળવી છે, હવે મારો ઈરાદો તાલીમી સિલસિલો આગળ વધારીને તમારા દારુલ ઉલૂમમાં અરબી અદબના વિશેષ વર્ગોમાં દાખલો મેળવવાનો છે, ઉમ્મીદ છે કે તમે મારી આ દરખાસ્તને કબૂલ ફરમાવી મને એનો મોકો આપશો. વસ્સલામ.

જવાબનો અભિલાષી
અહમદ ખાનપૂરી

## તસ્દીકનું લખાણ

الحمد لله و كفى وسلام على عبا ده الذين اصطفى اما بعد

પ્રિય મોલ્વી અહમદ ખાનપૂરી, આ વરસે અલ્લાહના ફઝલથી દારુલ ઉલૂમ અશરફિયહના દવરએ હદીસથી ફારિગ થયા છે અને અલ્લાહના ફઝલથી એમના બધા જ સાથીઓમાં આગળ હતા, પહેલાં નંબરે પાસ થયા છે, શોખ – રૂચિ પણ ઘણી સારી છે, એમની કાબેલિયતથી મને પણ સારી આશાઓ બંધાયેલી છે.

લખનાર : મુહમ્મદ રઝા અજમેરી
મુઅલ્લિમ : દારુલ ઉલૂમ અશરફિયહ
૭ / જાન્યુઆરી / ૧૯૬૭

## લખનઉ અરજીનો જવાબ

પ્રિય મવલવી અહમદ ખાનપૂરી.

વ અલયકુમુસ્સલામ.

તલબાની પૂરતી સંખ્યા નહિં થવાથી વિશેષ વર્ગો શરૂ થઈ શક્યા નથી, કોઈ બીજા મદરસાના ફારિગ તલબાને અહીંયાં ફઝીલત દીનીયાતના પ્રથમ વર્ષમાં દાખલ કરવામાં આવ્યા છે, આ વર્ગના અમુક દીનીયાતના વિષયોથી એમને તારવીને અરબી સાહિત્ય – અદબ પઢાવવામાં આવે છે, નિયમ પ્રમાણે એમનો દાખલો ફઝીલતમાં જ ગણાય છે અને સનદ પણ એની જ મળશે, તમે આવવા ઈચ્છો અને આ પ્રમાણે દાખલો યોગ્ય સમજો તો આવી જાઓ, ઈન્શાઅલ્લાહ તમારો દાખલો થઈ જશે.

સંતોષ રાખશો.

જવાબમાં મોડું થવાનું કારણ આ જ હતું કે અમુક બીજા તલબા આવી જાય તો એ બધા માટે અરબી અદબનો પ્રથમ વર્ગ શરૂ કરી દેવામાં આવે.

વસ્સલામ.

– અબુલ ઈરફાન નદવી

મોહતમિમ, દારુલ ઉલૂમ નદવતુલ ઉલમા – લખનઉ

૬ / ૨ / ૬૭

નદવતુલ ઉલમામાં દાખલાની રાહ જોવામાં દિવસો પસાર થતા રહયા, રમઝાનુલ મુબારક પૂરો થવાના આરે હતો, આવતા વર્ષનો પ્રોગ્રામ નક્કી કરવાની ચિંતા હતી, ઉસ્તાદે મોહતરમ મવલાના સઈદ સાહેબથી ફરી મશ્વેરો કર્યો, એમણે દેવબંદ જવાનો મશ્વેરો આપ્યો, એમણે એક પત્ર લખ્યો, જે એમની મહોબ્બત, શફકત પુરવાર કરે છે.

પત્રથી અંદાજો થાય છે કે દેવબંદના સફર માટે પૂરતા ભાડાની વ્યવસ્થા

ન હતી એટલે મવલાનાએ હિમ્મત અપાવી. ઉલમાએ સલફના અનેક કિસ્સાઓ સાંભળ્યા અને વાંચ્યા છે કે તેઓ પોતાની અવલાદની જેમ એમના શાગિર્દો ઊપર પણ ખુલ્લા હાથે ખર્ચ કરતા હતા, આવું જ એક ઉદાહરણ મવલાના પાલનપૂરીએ પૂરૂં પાડયું, યાદ રહે કે રાંદેરના રોકાણ દરમિયાન મવલાના પાલનનપૂરી મ. ઝિ. નું ગુજરાન મદરસાથી મળતા પગાર ઊપર જ ચાલતું હતું, એનાથી જ ઘર ચાલતું, અશરફીયામાં પઢતા એમના અન્ય ભાઈઓ એમની જ દેખરેખ અને ભરણપોષણ હેઠળ રહેતા હતા, તંગી–કટોકટીનો આ સમય હતો, વિશાળતા – વિપુલતા હોય ત્યારે ખર્ચ કરવો સરળ છે, પણ પહેલી તારીખે કે પગારની રાહ જોવાના ઝમાનામાં કોઈના ઊપર ખર્ચ કરવો મર્દાના હિમ્મતનું કામ છે.

## મવલાના સઈદ અહમદ સાહેબનો પત્ર

## દારુલ ઉલૂમ દેવબંદ જવાનો મશ્વરો

એક પરબિડિયું રવાના કર્યું હતું, પણ અધૂરું, આ એની પૂર્તિ છે, હવે મારું દિમાગ લગભગ ચિંતાઓથી ખાલી થઈ ગયું છે.

(૧) મુફતી સાહેબથી મુલાકાત થઈ હતી, તો ખબર પડી કે એમણે તમને રાંદેર આવવા બાબત લખ્યું છે, જો ઈરાદો હોય તો ઘણું સારું, મુલાકાત પણ થઈ જશે, પરંતુ હું રમઝાનમાં સફર નથી કરતો, માટે તમને પણ એનો મશ્વેરો નહીં આપું.

(૨) તમારે જરૂર દેવબંદ જવું જોઈએ, વાલિદ સાહેબ ૩૦ આપે તો બેહતર, બાકીના ૨૦ની સઆદત હું મેળવીશ, પરંતુ રકમની પરેશાનીથી તાલીમ પર કોઈ પ્રકારનો અસર ન પડવો જોઈએ, ભાઈ સાહેબ, વાલિદ સાહેબથી મશ્વેરો કરીને જાણ કરશો.

(૩) 'ઈત્હાફ'ની નકલ માટે ઘણો જ આભાર, રમઝાન પછી બાઈન્ડિંગ કરાવીને વાંચી લઈશ અને સાચો શુક્રીયહ ત્યારે જ અદા કરીશ.

(૪) આ મહીનાના (ડિસેમ્બરના) અંકમાં 'મઆરિફ'માં મારો લેખ

છપાયો છે, પરંતુ ૨૦ ડિસેમ્બરના મોલ્વી ઈબ્રાહીમ વડાનવી (હાલ મુદર્રિસ ડાભેલ) મુંબઈથી આવ્યા હતા અને બે દિવસ રોકાઈને રાત્રે જ તેઓ ઘરે ગયા, આ અંક પહેલાં બુખારી સાહેબ પાસે, પછી મવલાના શમ્સુદીન પાસે અને પછી મોલ્વી ઈબ્રાહીમને તેઓ ઘરે જવાના હતા ત્યારે મળ્યો, એમણે આગ્રહ કરીને એ અંક લઈ લીધો અને ઘરે લઈ ગયા, એટલે ત્યાંથી આવે એ પહેલાં મોકલવાથી અશક્ત છું, બાકી વાલિદૈન – ભાઈઓને સલામ કહેજો. વસ્સલામ.

– સઈદ અહમદ પાલનપૂરી

હઝરત મુફતી સાહેબના સંબંધીઓ – અહબાબ અને દોસ્તોથી કહેવાનું કે ખુશહાલી–સમૃદ્ધિના આ દિવસોમાં ઉપરોકત પત્રમાં વર્ણન થયેલ તંગી કરકસરના સમયને પણ સામે રાખે.

---

દારુલ ઉલૂમ દેવબંદ જઈને ફુનૂન (વિવિધ વિષયો)માં દાખલો લેવાનો ઈરાદો હતો અને દાખલા માટે સિફારિશ આવશ્યક હતી. આ દિવસોમાં હકીમુલ ઈસ્લામ હઝરત કારી મુહમ્મદ તય્યિબ સાહેબ (રહ.) (મુહતમિમ દારુલ ઉલૂમ દેવબંદ) અનેકવાર ભરૂચના પ્રવાસે આવતા હતા, કાવી, જિ.ભરૂચના મુન્શી ઈસાભાઈ સાહેબ (મૃત્યુઃ૧૯૮૨ ઈ.)ના હકીમુલ ઈસ્લામ સાહેબથી ગાઢ સંબંધો હતા. મુન્શી સાહેબ આલિમ ન હતા, પણ અલ્લાહ તઆલાએ અર્પેલ લાયકાત, અકાબિરીનથી સંબંધ, મોહબ્બત, અકીદત અને એમની તવજ્જુહ, ઉપરાંત દીની કિતાબોના વાંચનના કારણે પૂર્ણ દીની સ્વભાવ અને ઈસ્લામી બસીરત ધરાવતા હતા. ભરૂચ જિલ્લાને દેવબંદના અનેક અકાબિરીનથી લાભાંવિત કરવામાં એમનો મોટો ફાળો છે. 'પયગામ' નામના એમના ગુજરાતી માસિકની પણ અનેક સેવાઓ છે.

મુન્શી સાહેબ પોતે પણ મુફતી અ.રહીમ લાજપૂરી સાહેબથી નિખાલસતા અને અકીદતનો સંબંધ ધરાવતા હતા, મુફતી સાહેબના ગુજરાતી ફતાવા 'પયગામ'માં પ્રકાશિત થતા હતા, પયગામમાં ફતાવા છપાતાં પહેલાં હઝરત લાજપૂરી (રહ.) 'રાંદેરની મોટી મસ્જિદના ખતીબ' તરીકે મશ્હૂર

હતા. એમને મુફતી તરીકે કોઈ ઓળખતું ન હતું. 'પયગામ' શરૂ થયું તો મુફતી સાહેબ ઈફતાની દુનિયામાં 'પયગામના મુફતી' તરીકે સામે આવ્યા. ફતાવા રહીમિય્યહનો પ્રથમ ભાગ પયગામમાં છપાયેલ ફતાવા ઊપર જ આધારિત છે. એટલે મુફતી લાજપૂરી સાહેબ(રહ.)ના કહેવાથી મુન્શી સાહેબે એક ભલામણપત્ર હકીમુલ ઈસ્લામ કારી મુહમ્મદ તય્યિબ સાહેબ(રહ.)ના નામે લખી દીધો. મુફતી સાહેબ આ પત્ર સાથે ખાનપૂરથી સફરનો સામાન બાંધી દારુલ ઉલૂમ માટે રવાના થયા.

## દારુલ ઉલૂમ દેવબંદમાં

૮/શવ્વાલ ૧૩૬૬ હિ.ના આરંભે દેવબંદ પહોંચ્યા. ત્યાં દાખલાની કાર્યવાહીમાં આઠ–દસ દિવસ લાગી જાય છે. આ દિવસોમાં ફરી એકવાર નદવહથી સંપર્ક કર્યો, પણ એમનો જવાબ એ જ હતો કે અરબી અદબ માટે હજુ કોઈ નવી અરજી નથી આવી, માટે આ કલાસ શરૂ થશે નહીં. અંતે ત્યાંથી નિરાશ થઈને દેવબંદમાં જ દાખલો લેવાનું નક્કી કર્યું. હું લખી ચુકયો છું કે રોઝી જેની જયાં મુકદ્દર હોય ત્યાં જ મળે છે, મુફતી સાહેબે અરબી અદબ–સાહિત્ય પઢીને અરબી અદીબ (સાહિત્યકાર) બનવાનું વિચાર્યું હતું. આ માટે દોડધામ પણ કરી, પણ તકદીરમાં આપને કોઈ બીજા જ મેદાનના 'અદીબ' બનાવવાનો ફેસલો લખાઈ ચુકયો હતો. મુફતી સાહેબ જબાન–કલમને સુંદર–સુશોભિત કરવા ઈચ્છતા હતા, પણ ભાગ્ય લખનારે આપના માટે દિલના સુંદર–સુશોભિત કરવા અને એ લાઈનથી જોડવાનું લખી રાખ્યું હતું. નદવહ અને દેવબંદને અકબર ઈલાહાબાદીએ એક શેરમાં સુંદર રીતે વર્ણન કર્યા છે.

ہے دل روشن مثال دیوبند

اور ندوہ زبان ہوش مند

ખુલાસો એ કે નદવહના બદલે દેવબંદનો સંબંધ જ તકદીરમાં લખાયેલ હતો.

## દાખલા ઈમ્તિહાન (પ્રવેશ પરીક્ષા)

દેવબંદ પહોંચ્યા તો ફુનૂનમાં દાખલા માટે મવલાના ફખ્રુલ હસન મુરાદાબાદી(રહ.) એ પરીક્ષા લીધી.

હઝરત મવલાના ફખ્રુલ હસન (રહ.) ગુજરાતીઓથી પરિચિત હતા, દારુલ ઉલૂમ છાપીની પરીક્ષા અને જલ્સા માટે આવતા રહેતા હતા, મવલાનાએ પુછયું : 'મન્તિકમાં કઈ કિતાબો પઢી છે?'

બતાવ્યું કે મિરકાત વગેરે.

મવલાનાએ સુલ્લમુલ ઉલૂમ અને મૈબઝીની પરીક્ષા લેવાનું નક્કી કર્યું. મુફતી સાહેબે આ કિતાબો કદી જોઈ પણ હતી નહીં. પઢવા–વાંચવાનો સવાલ જ નથી.

"સુલ્લમુલ ઉલૂમ" કાઝી મુહિબ્બુલ્લાહ બિહારી (રહ.) (મૃત્યુ:સન ઈ.૧૧૧૯)ની લખેલ કિતાબ છે. આપ દરેક વિષયના નિષ્ણાંત–વિશાળજ્ઞાની અને મન્તિક (તર્કશાસ્ત્ર)ના ઈમામ હતા. એમની આ કિતાબે મન્તિકના વિષયને વધુ મહત્ત્વનો અને જીવંત કરી દીધો છે. ખરી રીતે જોઈએ તો આ કિતાબ અલ્લામહ બિહારી(રહ.)નો ઈલ્મી ચમત્કાર છે. આ કિતાબ દરેક અરબી મદરસાઓમાં પૂરા મહત્ત્વ અને ધ્યાનથી પઢવા–પઢાવવામાં આવે છે.

"મૈબઝી"–કારી કમાલુદીન મૈબઝી (મૃત્યુ:૧૦૯૦ હિ.)એ લખેલ કિતાબ છે. શર્હુલ હિકમત ઉર્ફે મૈબઝી પણ દર્સે નિઝામીના કોર્સમાં શામેલ છે.

આ બન્નેવ કિતાબો કોર્સની અઘરી કિતાબો ગણાય છે. મવલાનાએ પહેલાં સુલ્લમ ખોલી અને ઈબારત વાંચી એનો મતલબ સમજાવવાનો હુકમ કર્યો. મુફતી સાહેબે સડસડાટ ઈબારત પઢી નાંખી. એટલામાં મવલાના પાસે કોઈ માણસ આવ્યો અને મવલાનાથી વાતો કરવા માંડયો, મુફતી સાહેબે મોકો ગનીમત સમજીને કિતાબના હાશિયા પર ઉડતી નજર કરી લીધી અને પછી મતલબ સમજાવી દીધો. મવલાનાએ ફરમાવ્યું : "અચ્છા હે."

સુલ્લમ પછી મૈબઝીની પરીક્ષા પણ આવી જ રીતે થઈ. બન્નેવ કિતાબોમાં સારા માર્કસથી પાસ થયા અને ફુનૂનમાં દાખલો મળી ગયો.

હું પહેલાં લખી ચુકયો છું કે મુફતી સાહેબ વિદ્યાર્થીકાળથી જ કલાસના અન્ય સાથીઓમાં આગળ ગણાતા હતા, આ ખૂબીના પૂરાવા રૂપે સુલ્લમ અને મૈબઝીની આ પરીક્ષા કાફી છે. મન્તિક અને ફલસફા જેવા કંટાળાજનક વિષયો અને તે વિષયની અઘરી કિતાબોને પઢી – વાંચી પણ હતી નહીં, છતાં સડસડાટ પરીક્ષા આપી દીધી.

મુફતી સાહેબે દારુલ ઉલૂમમાં બે વરસ તાલીમ મેળવી, પહેલાં વરસે ફુનૂન (વિવિધ વિષયો જેમ કે મન્તિક તર્કશાસ્ત્ર, યુનાની ફિલોસોફી, ખગોળશાસ્ત્ર વગેરે) અને બીજા વરસે ઈફતા.

## પહેલું વરસ ફુનૂન

**(૧) મવલાના નસીર અહમદ ખાં સાહેબ. (રહ.) (મૃત્યુઃ૧૪૩૧ હિ.)**

ખગોળશાસ્ત્રના વિશેષજ્ઞ છે. આ વિષયની એક કિતાબ 'ફત્હીય્યહ'પર હાશિયો પણ લખ્યો છે અને દારુલ ઉલૂમ દેવબંદના પાઠયક્રમમાં શામેલ છે.

મુફતી સાહેબે મવલાનાથી (૧) તસ્રીહ (૨) શર્હે ચગ્મીની (૩) રિસાલહ મારદીનીયહ (૪) બિસ્તબાબ, કિતાબો પઢી. એક જ પિરિયડમાં ચારેવ કિતાબો વારાફરતી પઢી.

મુફતી સાહેબે એક વાર ફરમાવ્યું હતું કે : "હઝરત ઉસ્તાદ દરેક વિષયના નિષ્ણાંત હતા. સબક એટલી સરસ રીતે સમજાવતા કે મજા આવી જતી. એમના સબકથી ખગોળશાસ્ત્રથી રૂચિ વધી. સબક પછી આખી જમાઅતને ફરીવાર સબકની તકરાર (સમજણ) હું કરાવતો. દારુત્તફસીર પર ગોળો લઈ જઈ એની મદદથી સમજણ આપતો. પરિણામે આ કિતાબો એટલી પાકી યાદ થઈ ગઈ કે કોઈ ઊંઘમાંથી ઉઠાડીને પૂછે તો પણ બતાવી દઉં. આ કિતાબોની પરીક્ષામાં પણ પહેલો નંબર આવ્યો."

**(૨) મવલાના મુહમ્મદ હુસૈન બિહારી (રહ.) (મૃત્યુ:૧૪૧૨ હિ.)**

અમુક વિશેષતાઓના કારણે દેવબંદના વર્તૂળમાં એમને ઘણા જ માનની નજરે જોવામાં આવતા હતા. નાના મોટા દરેકથી સરખો પ્રેમ–હેતનો વર્તાવ, આનંદી, નિઃસંકોચ સ્વભાવ, કદી કદી પ્રેમ ભર્યો ગુસ્સો. આવી અનેક ખૂબીઓના સ્વામી હતા. રાત્રિ ઈબાદત, સવારે વહેલા ઉઠી તહજ્જુદ, દુઆ ઉપરાંત બાજમાઅત નમાઝ અને સબકના પૂરા પાબંદ હતા. મુફતી સાહેબે એમનાથી (૧) શમ્સે બાઝિગહ (૨) સુદરા (૩) મુસામરહ (૪) મુસલ્લમુસ્સુબૂત કિતાબો પઢી.

**(૩) મવલાના ઇસ્લામુલ હક કોપાગંજી આઝમી (મૃત્યુ:૧૩૯૨ હી.)**

જામિઅહ ડાભેલના ભૂતપૂર્વ ઉસ્તાદ, કાબેલ, એકાંતવાસી, અને પૂર્ણ ઈલ્મી સ્વભાવના માણસ હતા, દેવબંદમાં રહીને મુલ્લા હસન, મૈબઝી, અને મુકદમએ મુસ્લિમની શર્હો લખી. મુફતી સાહેબે એમનાથી ઉસૂલે ફિકહમાં 'તવઝીહ–તલ્વીહ'નો સબક પઢયો છે.

**(૪) મવલાના શરીફ હસન સાહેબ દેવબંદી (મૃત્યુ:૧૩૯૭ હી.)** (જામિઅહ ડાભેલના ભૂતપૂર્વ શૈખુલ હદીસ)

અનેક વિષયોમાં કાબેલ અને નિષ્ણાંત હતા. તલબા એમના દર્સથી સંતોષિત થઈને જ ઉઠતા. મુફતી સાહેબે એમનાથી (૧) સબ્અહ મુઅલ્લકહ અને (૨) દીવાને હમાસહ, બન્નેવ કિતાબો એક પિરિયડમાં પઢી.

**(૫) મવલાના વહીદુઝ્ઝમાન કીરાનવી (રહ.) (મૃત્યુ : ૧૯૯૫ ઈ.)**

અરબી ભાષા સાહિત્યમાં મવલાનાનું વ્યકિતત્વ એક પ્રમાણપત્રનું સ્થાન ધરાવે છે. દારુલ ઉલૂમમાં અરબી ભાષાને જીવંત કરવા અને આધુનિક અરબીની મહેફિલની સજાવટ મવલાનાની અણથક મહેનતનું જ ફળ છે. દારુલ ઉલૂમના માધ્યમથી અરબી સાહિત્યની જે વસંત વર્તમાન સમયમાં

ખીલી રહી છે, તે મવલાના અને એમના લાયક–કાબેલ શાગીર્દોની મહેનતનું જ ફળ છે. મવલાના ઉચ્ચ દરજાના હોશિયાર અને ધારદાર વકતૃત્વ તેમજ લેખનકળાના માલિક હતા.

પહેલાં આવી ગયું કે મુફતી સાહેબને અરબી અદબ, ભાષા અને સાહિત્યથી વિશેષ રૂચિ હતી અને એટલા માટે જ દારુલ ઉલૂમ અશરફિયહ રાંદેરથી ફારિગ થઈને 'નદવતુલ ઉલમા'માં આ વિષયના સ્પેશ્યલ કોર્સ માટે ઘણા પ્રયત્નો કર્યા હતા, પરંતુ અરબી ભાષા સાહિત્ય સંપૂર્ણ નહીં તો થોડું – ઘણું પઢવાનો મોકો દેવબંદમાં મળી ગયો.

મશ્હૂર છે કે શોધનારને એની વસ્તુ જડીને જ રહે છે. સાચી તલબ હોય તો મોડેથી પણ મંઝિલે પહોંચી જવાય છે. ફુનૂનના વરસે અરબી સાહિત્યનો વિષય નિયમ પ્રમાણે પિરિયડમાં આવતો ન હતો, એટલે મગરિબ પછીના સમયે મવલાના કીરાનવી(રહ.)ની સેવામાં અન્ય તલબા સાથે હાજરી આપતા, મવલાના એમના વિશેષ તરીકાથી નોટ બુકમાં અરબી વાકયો લખવાની પ્રેકટીસ કરાવતા, મવલાનાની મજાની તાલીમના પ્રતાપે અરબી અદબ–સાહિત્યથી સંબંધ અને પાત્રતા આવી ગઈ.

مالایدرك كله لایترك كله

આ અરબીની તાલીમનો જ અસર કહી શકાય કે મુફતી સાહેબે જરૂર પડયે અમુક ફતવાઓ અરબીમાં પણ લખ્યા છે.

**(૬) હકીમુલ ઇસ્લામ કારી મુહમ્મદ તય્યિબ સાહેબ (રહ.) (મૃત્યુ:૧૪૦૩ હિ.) (મુહતમિમ દારુલ ઉલૂમ દેવબંદ)**

કારી સાહેબ (રહ.)ને હઝરત શાહ વલીયુલ્લાહ દહેલ્વી(રહ.)ના ઉલૂમ બાબત પૂરી સમજણ અને અભ્યાસ હતો. દારુલ ઉલૂમમાં તેઓ હઝરત શાહ સાહેબ(રહ.)ની વિશ્વવિખ્યાત કિતાબ 'હુજજતુલ્લાહિલ્ બાલિગહ'ના અમુક પ્રકરણો પઢાવતા હતા. હઝરત હકીમુલ ઈસ્લામ (રહ.)એ આ કિતાબ ક્રાંતિકારી આલિમ જનાબ મવલાના ઉબૈદુલ્લાહ સિંધી (રહ.)થી પઢી હતી. દારુલ ઉલૂમનો જે તાલિબે ઈલ્મ આ કિતાબના દર્સમાં શામેલ થવા ઈચ્છતો

હોય એણે પહેલાં અરજી આપવી પડતી, જેની અરજી સ્વીકાર કરવામાં આવે, એને જ શામેલ થવાની પરવાનગી રહેતી. ફુનૂનના વરસે મુફતી સાહેબે હઝરત હકીમુલ ઈસ્લામ(રહ.)થી ફૈઝ પામવા માટે હુજજતુલ્લાહ પઢવાની અરજી આપી, જે સ્વીકારવામાં આવી.

હકીમુલ ઈસ્લામ (રહ.) એક પછી એક સફરે આવતા જતા. હાજર હોતા ત્યારે દિવસે સાડા અગ્યિારથી ૧૨ વચ્ચે હુજજતુલ્લાહનો દર્સ આપતા, સફરમાં હોય ત્યારે છુટ્ટી. આમ હુજજતુલ્લાહના અમુક પેજ પઢવાની સઆદત પણ પ્રાપ્ત થઈ.

(૭) એક પિરિયડ 'ખુશખતી' સુલેખનનો હતો. મુફતી સાહેબ તો અક્ષરો સીધા – સુંદર લખવાનું કામ તો રાંદેરમાં જ શીખી ચુક્યા હતા, આપના ફારસીના ઉસ્તાદ મવલાના યૂસુફ બોધાનિયા આ વિષયના કાબેલ હતા. શાગિર્દ પર એનો પ્રભાવ પડે એ સ્વભાવિક છે. અશરફિયહના મોહતમિમ સાહેબ પણ આ બાબતે ઘણો ભાર આપતા હતા. મોહતમિમ સાહેબ પોતે પણ તલબાની સ્લેટ અને નોટબુકો મંગાવીને ચેક કરતા હતા. ગલત લખાણ પર સુધારો સુચવતા. વિશેષ કરીને નામ બરાબર લખવા બાબત ઘણી ટકોર ફરમાવતા અને ભૂલ હોય તો સુધારીને સુંદર અક્ષરે બે ચાર રીતે નમૂના રૂપ લખી આપતા. દારુલ ઉલૂમ દેવબંદના કાતિબ સાહેબે હુરૂફે તહજ્જી (અલિફ–બા) લખાવવામાં જ ઘણા દિવસો પસાર કરી દીધા. 'જીમ' સુધી એમની પાસે શીખ્યા, પછી છોડી દીધું. કાતિબ સાહેબ સ્વભાવે નરમ હતા.

દારુલ ઉલૂમની તાલીમના પહેલાં વરસના ઉસ્તાદો પર નજર નાંખીએ તો સ્પષ્ટ થાય છે કે મુફતી સાહેબને એમના સમયના ઉચ્ચકક્ષાના વિદ્વાનોથી લાભ મેળવવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું હતું. એમાં અમુક તો એવી પ્રતિભાશાળી વ્યકિતઓ છે કે એમની લખેલ કિતાબો દારુલ ઉલૂમ દેવબંદના પાઠયક્રમમાં શામેલ છે.

નદવતુલ ઉલમામાં દાખલો નહીં થવાનો ફાયદો હવે સમજી શકાય છે કે ત્યાં ફકત એક વિશેષ વિષયની તાલીમ મેળવવાની હતી, જયારે દારુલ

ઉલૂમમાં એક જ વરસમાં અનેક વિષયોના અનેક વિદ્વાનોથી તૃપ્ત થવાનો મોકો મળ્યો. એટલે કે ખગોળ (હયઅત), કલામ(અકાઈદ), ઉસૂલે ફિકહ, અહકામે શરઈની હિકમતો – લાભો, વગેરે વિષયોનું જ્ઞાન મેળવ્યું. ભવિષ્યમાં ફતાવા લખવા માટે આ વિદ્યાઓની જરૂરત પડવાની હતી. ફુનૂનના વરસે ૧૩૮૬ હિ.ની વાર્ષિક પરીક્ષામાં પહેલાં નંબરથી સફળતા મેળવી. કિતાબોના નામ અને પ્રાપ્ત કરેલ માર્કસ નીચે પ્રમાણે છે.

| ક્રમ | કિતાબોના નામ | માર્કસ |
|---|---|---|
| ૧ | સુદરા | ૪૮ |
| ૨ | તસ્રીહ | ૪૫ |
| ૩ | મુસામરહ | ૪૮ |
| ૪ | તવઝીહ–તલ્વીહ | ૪૫ |
| ૫ | હિમાસહ | ૪૦ |
| ૬ | મૌખિક પ્રેકટીસ | ૪૫ |
| ૭ | હુજજતુલ્લાહ | ૪૦ |
| ૮ | શર્હે ચિગ્મીની | ૪૪ |
| ૯ | મુસલ્લમુસ્સુબૂત | ૪૭ |
| ૧૦ | બિસ્તબાબ | ૪૫ |
| ૧૧ | શમ્સેબાઝિગહ | ૪૭ |
| ૧૨ | સબ્અહ મુઅલ્લકહ | ૪૦ |
| ૧૩ | લેખિત પ્રેકટિસ | ૪૪ |
| ૧૪ | સુલેખન | ૩૫ |

## બુઝુર્ગોની મજલિસમાં હાજરી

ઈસ્લામના શરૂ સમયથી આજ સુધી દરેક કાળે અલ્લાહની મખ્લૂકની તાલીમ–તરબિયત અને ઈસ્લાહ–સુધારણા માટે ઉલમા અને અલ્લાહવાળા ઓની મજલિસો કારગર ઉપાય પુરવાર થઈ છે. ઉલમાએ દેવબંદમાં પણ

આ પરંપરા ચાલતી આવી છે. હકીમુલ ઈસ્લામ હઝરત કારી મુહમ્મદ તય્યિબ સાહેબ (ખલીફા હકીમુલ ઉમ્મત હઝરત થાનવી રહ.)ની મજલિસો વિદ્વતાભરી અને લાભદાયી હતી, દારુલ ઉલૂમના ઉસ્તાદો અને તલબા એમાં અનેક પ્રશ્નો પૂછતા અને હઝરત દરેકને સંતોષજનક જવાબ આપતા, સાંજે અસર પછી આ મજલિસ થતી. મુફતી સાહેબ એમાં પણ પાબંદીથી હાજર થતા. જનાબ મુન્શી ઈસાભાઈ કાવીવાળાને લખેલ એક પત્રમાં સ્વયં હઝરત હકીમુલ ઈસ્લામે આ વાતનો ઉલ્લેખ કર્યો છે. મુન્શી ઈસાભાઈએ હઝરત મુફતી સાહેબના નામે લખેલ એક પત્રમાં એનું વર્ણન કર્યું છે.

## મુન્શી ઈસાભાઈનો પત્ર

## મુફતી સાહેબના નામે

૭૮૬

કાવીથી તા.૧૭/માર્ચ. ૫/ઝિલ્હજ

મુકર્રમી જનાબ મોલ્વી અહમદ સાહેબ ખાનપૂરી ઝિ.મ.

સલામ મસ્નૂન બાદ, ખેરિયતથી છું અને ખેરિયતનો તલબગાર.

મહોબ્બતભર્યો પત્ર મળ્યો, તમારા ઈમ્દાદી દાખલાથી ખૂશી થઈ, હઝરત મોહતમિમ સાહેબનો પત્ર પણ તમારા પત્ર સાથે જ મળ્યો હતો, આજે એમની સેવામાં પણ શુક્રિયહનો પત્ર લખી દીધો છે.

હઝરત મોહતમિમ સાહેબના પહેલાં પત્રમાં લખ્યું હતું કે ‘સાંજની મજલિસમાં મોલ્વી અહમદ શરીક થાય છે, આ મજલિસ સંપૂર્ણ દીની ચર્ચાની હોય છે’.

તમે એની પાબંદી કરજો, તમારી ઈલ્મી પ્રગતિ માટે ફાયદાકારક રહેશે. આશા છે કે તબિયત સારી હશે.

મોહતમિમ સાહેબની સેવામાં પણ સલામ પહોંચાડશો. ફકત

નિયાઝમંદ

ઈસાભાઈ

મુફતી સાહેબના ફુનૂનના વરસે હઝરત મુફતી મહેદી હસન સાહેબ શાહજહાંપૂરી (રહ.)(મૃત્યુ:૧૩૯૬ હિ.)નો દારુલ ઉલૂમ ખાતે છેલ્લો દોર ચાલતો હતો. ગુજરાતી તલબા હઝરત મુફતી મહેદી હસન સાહેબથી વધારે પરિચિત હતા, કારણ કે મુફતી મહેદી હસન સાહેબને એમના ઉસ્તાદ હઝરત મવલાના કિફાયતુલ્લાહ સાહેબ દહેલ્વી (રહ.) (મૃત્યુ:૧૩૭૨ હિ.)એ ફરાગત પછી ગુજરાતની પ્રતિષ્ઠિત દીની દર્સગાહ દારુલ ઉલૂમ અશરફિયહ રાંદેર–સુરત મોકલ્યા હતા. ગુજરાતમાં લાંબો સમય ઈફતા અને તદરીસની સેવા આપીને મુફતી સાહેબ ગુજરાત વાસીઓને પોતાના તરફ આકર્ષી ચુક્યા હતા. એમાં વળી મુફતી સાહેબ એ જ મદરસાના ફારિગ હતા, જયાં મુફતી મહેદી હસન સાહેબે પહેલાં સેવા આપી હતી. એટલે મુફતી સાહેબથી પરિચય વધુ ગાઢ થઈ ગયો. ગુજરાતી તલબા સાથે મુફતી સાહેબને પણ એમની મજલિસમાં હાજરીની સઆદત પ્રાપ્ત થઈ.

મુફતી સાહેબના દારુલ ઉલૂમમાં દાખલો લેવાના ૧૭ માસ પહેલાં માહે જમાદીલ અવ્વલ ૧૩૮૫ હિ.માં ફકીહુલ ઉમ્મત હઝરત મુફતી મહમૂદ હસન ગંગોહી સાહેબ (રહ.)(મૃત્યુ:૧૪૧૬ હિ.)ની પધરામણી કાનપૂરથી દારુલ ઉલૂમ દેવબંદમાં થઈ ચૂકી હતી. મુફતી સાહેબે ફુનૂનમાં દાખલો લીધો હતો અને આ વરસે હઝરત ફકીહુલ ઉમ્મતથી કોઈ કિતાબ પઢવાનો મોકો મળ્યો હતો નહીં, ગુજરાતી તલબા સાથે કદી એમના રૂમ પર (દારુલ ઉલૂમની મસ્જિદથી અડીને રૂમ નં.૧૪, વર્ષો સુધી જયાં શૈખુલ અદબ હઝરત મવલાના એઝાઝ અલી (રહ.)રહયા હતા) હાજરીની સઆદત મળી હતી. એ હાજરીની બરકત કહો કે પાછળના વરસોમાં ફકીહુલ ઉમ્મત(રહ.)થી એવો સંબંધ જોડાયો કે બેનમૂન !

## રાંદેરના ઉસ્તાદોથી સંબંધ

پیوستہ رہ شجر سے امید بہار رکھ

હઝરત મુફતી સાહેબની ઈલ્મી તરક્કી–પ્રગતિમાં ઉસ્તાદોની

દુઆઓનો વિશેષ દખલ છે. એની ગવાહી આપતા મુફતીએ ગુજરાત હઝરત સય્યિદ મુફતી અ.રહીમ સાહેબ લાજપૂરી (રહ.) લખે છે :

"એમના ઉસ્તાદો, વિશેષ કરીને મવલાના અજમેરી સાહેબ (રહ.)ની આંખોમાં વસેલા અને પ્રિય શાગીર્દ છે. હઝરત મવલાનાની એમના પર વિશેષ નજર હતી." [હદીસ કે ઈસ્લાહી મઝામીન. અભિપ્રાય:૧/૨૩]

દેવબંદની તાલીમ દરમિયાન રાંદેરના ઉસ્તાદો, બુઝુર્ગોથી પત્ર વ્યવહારનો સંબંધ બરાબર જારી હતો. એમને પણ મુફતી સાહેબની સ્થિતિ અને ઈલ્મી પ્રવૃતિઓ, પ્રગતિ બાબત મહેરબાન પિતાની જેમ આતુરતા રહેતી. આ ઉસ્તાદોના પત્રો વાંચવાથી હેત અને કેળવણી ભાવનાનો અંદાઝો લગાવી શકાય છે. અકાબિરીનના કિસ્સાઓમાં વારંવાર વાંચીએ –સાંભળીએ છીએ કે તે ઝમાનામાં શાગીર્દોનો સંબંધ ઉસ્તાદો સાથે ફકત સબક પૂરતો સિમિત ન હતો. આ સંબંધ સઆદતમંદ અવલાદ જેવો, જાન–નિસાર સેવકો જેવો પણ હતો. પત્રોથી આ વાતોનો અંદાઝો કરી શકાય છે.

ઉસ્તાદોના પત્રોમાંથી નમૂના રૂપે અમૂક રજૂ કરવામાં આવે છે :

## ઉસ્તાદોના પત્રોમાંથી અમૂક નમૂના

### હઝરત મવલાના મુફતી અબ્દુલગની કાવી (રહ.)ના પત્રો

#### પત્ર નંબર-૧

حامداً و مصلیاً و مسلماً
મુદર્રિસ, અશરફિયહ રાંદેર.
મુકર્રમ મોલ્વી અહમદ સાહેબ ઝી.મ.
વ અલયકુમુસ્સલામ વ રહમતુલ્લાહિ વ બરકાતુહૂ.
અલ્હમ્દુલિલ્લાહ, બંદો ખૈરિયતથી છે અને તમારી ખૈરિયતનો

તલબગાર,

ગઈકાલે તા. ૮–માર્ચ, ૧૯૬૭ ઈ. બુધવારે તમારો અહેવાલપત્ર મળ્યો. મોહતમિમ સાહેબ (કારી તય્યિબ સાહેબ)ના ધ્યાન નહિં આપવાની બાબતથી દુઃખ થયું. મુન્શી સાહેબના ભલામણપત્ર છતાં ધ્યાન ન આપવું નવાઈ કહેવાય.

ફુનૂન અને અરબી કલાસમાં દાખલો થવાથી ખુશી થઈ. ખુદાવંદે કુદ્દૂસ તમને કામ્યાબી આપે. ઈલ્મની દોલતથી માલામાલ ફરમાવે. જો ઈફતાની મશ્ક – પ્રેકટીસનો મોકો મળે તો સારું છે. એ બહાને ફિકહની કિતાબો પર નજર થઈ જાય. સમયની કદર કરશો. સહેલાણી, પ્રવાસી, અને આવારા છોકરાઓના સંગાથથી પરહેઝ કરશો. તમે સમજદાર છો, અકલમંદને ઈશારો કાફી છે. બાકી બધું બરાબર છે. મવલાના અજમેરી સાહેબ સલામની ભેટ મોકલાવી રહયા છે. ફકત

અબ્દુલગની કાવી.

મદરસહ અશરફિયહ રાંદેર–સુરત

**પત્ર નંબર–૨**

અબ્દુલગની કાવી.

મદરસહ અશરફિયહ, રાંદેર. તા.૨૩/મહોર્રમ ૧૩૮૭ હિ.

મુકર્રમ મોલ્વી અહમદ સાહેબ ઝી.મ.

વ અલયકુમુસ્સલામ વ રહમતુલ્લાહિ વ બરકાતુહૂ

ઈલ્મ–અમલમાં તરક્કીની દુઆ બાદ,

બંદો અલ્હમ્દુલિલ્લાહ ખેરિયતથી છે અને તમારી આફિયત ઈચ્છે છે.

તા.૨૭ એપ્રિલ ૬૭ ઈ.ના દિવસે અહેવાલ દર્શાવતો પત્ર મળ્યો. ત્રિમાસિક માટે ભરપૂર તૈયારી કરો, જેથી ઉચ્ચ માર્કસ મળે, ઉસ્તાદોની મહત્ત્વની વાતોને લખી લ્યો, જેથી સદાને માટે કામ આવે. મકસદ હંમેશા સામે રાખો. તમારો સમય ઘણો કિંમતી છે. અકલમંદને ઈશારો કાફી છે. સાંભળ્યું છે કે હઝરત મોહતમિમ સાહેબ આજે ત્યાંથી સવાર થશે,

અઠવાડિયા–દસ દિવસમાં ઈન્શાઅલ્લાહ પહોંચી જશે. ત્યાર પછી એક પત્ર તમે એમના નામે ખેરિયત પૂછવા સારું લખજો.

એમના આવ્યા પછી જ ઈન્શાઅલ્લાહ પરીક્ષાઓ યોજાશે.

બધા ઉસ્તાદો તરફથી સલામ. ફકત વસ્સલામ

અબ્દુલગની કાવી.
મદરસહ અશરફિયહ રાંદેર

## હઝરત મવલાના
## મુહમ્મદ રઝા અજમેરી સાહેબના પત્રો

### પત્ર નંબર–૧

પ્રિય મોલ્વી અહમદ,

અલ્લાહ તમારી હિફાઝત ફરમાવે.

અસ્સલામુ અલયકુમ વ.વ.

આશા છે કે તબિયત સારી હશે.

પત્ર મળ્યો, યાદ કરવા બદલ આભાર, મને તમારા અહેવાલની જાણકારી મળી ચૂકી હતી, ઘણું સરસ કહેવાય કે અલ્લાહ તઆલાએ તમને એ પવિત્ર જમીન પર મોકલ્યા. ઉમ્મીદ છે કે તમારી નેક તબિયત ત્યાંના ઐતિહાસિક મહત્ત્વને સામે રાખશે.

સામાન્યપણે બંધ વાતાવરણ અને માહોલમાં તબિયત કદી–કદી ઉચાટ અનુભવે છે, પણ સમજદાર માણસો એને વધુ મહત્ત્વ આપતા નથી. તમે તમારો અસલી મકસદ સામે રાખજો.

ગઈકાલે તમારા ભાઈ આવ્યા હતા, વાલિદૈનને છોડવા માટે આવ્યા હતા, તમે ફુનૂનમાં દાખલો લીધો એ સારું કર્યું, ત્યાંનું જીવન કંઈક મહેનતભર્યું હશે, પણ જીવનની એ શૈલી જ અત્યંત લાભદાયી હોય છે.

બધા અહબાબ ખેરિયતથી છે, સલામ લખાવે છે. દુઆ કરતા રહેશો, હઝરત શેખ (રહ.)ની સેવામાં શક્ય હોય તો સલામ પહોંચાડશો અને

શૈખુલ હદીસ સાહેબની સેવામાં પણ સલામ પહોંચાડશો, શક્ય હોય તો.
તમારી સાથે બીજા કોણ છે ? તે ખબર નથી.

રઝા અજમેરી–રાંદેર.
મદરસહ અશરફિયહ ૭/૯/૬૭ ઈ.

## પત્ર નંબર-૨

પ્રિય મોલ્વી અહમદ,
સદા ખેરિયત–ખુશીથી રહો. સલામ મસ્નૂન.
અલ્લાહનો શુક્ર કે તમે ખેરિયતથી છો. અહીંયાં પણ અલ્લાહના ફઝલથી ખેર–આફિયત છે. તમે યાદ કર્યા એ બદલ ઘણો શુક્રિયહ, બધા અહબાબ યાદ કરે છે, અને દુઆ માટે કહે છે. તમારી ખેર–ખેરિયતની જાણકારી મળતી રહે છે. જરૂરત વગર પત્ર લખવો ફુઝૂલ છે. તમારી નિખાલસભાવના સમજું છું. તમે તો મારા ઊપર મોટું એહસાન કર્યું છે. વારંવાર તમારા માટે દિલથી દુઆઓ નીકળે છે. અલ્લાહ તઆલા કબૂલ ફરમાવે. તમે પણ કદી દુઆમાં યાદ કરતા રહેશો.
મવલાના આઝાદ મરહૂમે લખેલા શેર યાદ આવે છે :

می بینمت عیاں ودعامی فرستمت [૧]

---

૧. મવલાના આઝાદ(રહ.) અને સદરયારજંગ મવલાના હબીબુર્રહમાન ખાં શેરવાનીના પત્રોનો સંગ્રહ 'કારવાને ખ્યાલ'નામે પ્રકાશિત થયો છે. એમાં એક બીજાની યાદ પર મોહબ્બત ભર્યા અશ્આર લખવામાં આવ્યા છે. એમાં મવલાના આઝાદનો એક શેર છે :

اے غائب از نظر کہ شدی ہم نشین دل
می بینمت عیاں ودعامی فرستمت

હે નજરોથી દૂર, જે દિલનો રહેવાસી બની ચૂકયો છે.
હું તને સામે જ જોઉં છું અને દુઆ આપું છું.
[કારવાને ખયાલ:૧૨૩]

તમારી તબિયતની પરિસ્થિતિ તમે દર્શાવી નથી. ખબર નથી હવે તે બીમારી છે કે નહીં ? અલ્લાહ તઆલા એને દૂર ફરમાવે.

રશીદ અહમદ માટે દુઆ કરતા રહેશો, એ પણ સલામ કહે છે. ૧૫ એપ્રિલ ૧૯૬૭ ઈ.ના દિવસે આંખના ઓપરેશનને એક વરસ પુરૂં થયું.

ખબર નથી તમે ક્યા દરજામાં શામેલ થયા છો ? લાભ ઉઠાવવાનો સારો મોકો છે. અલ્લાહ તઆલા તોફીક આપે.

અહીંયાંનું કોઈ કામ હોય તો જરૂર લખશો.

મુહમ્મદ રઝા અજમેરી,

૨૦/એપ્રિલ—૬૭ ઈ. ૯,મહોર્રમ—૮૭ હિ. જુમેરાત.

## પત્ર નંબર-૩

પ્રિય મોલ્વી અહમદ,

સદા ખેરિયત, બરકત અને ખુશીથી રહો.

સલામ મસ્નૂન મોમિનનો બેહતરીન તોહફો છે.

પત્ર મળ્યો.

યાદ કરવા બદલ આભાર. મને પણ જાણકારીની આતુરતા હતી, વિચારતો હતો કે તબિયત કેવી હશે ? પત્ર દ્વારા સંતોષ—શાંતિ થઈ. અલ્હમ્દુલિલ્લાહ અહીંયાં પણ બધા અહબાબ ખેરિયતથી છે. સલામ કહે છે અને દુઆના ઈચ્છુક છે. દવરહના તલબા પણ યાદ કરે છે.

મવલાના અ.ગની સાહેબ, હકીમ સાહેબ, મવલાના સઈદ વગેરે ખેરિયતથી છે, સલામ કહે છે.

અહીંયાં પણ અલ્લાહના ફઝલથી વરસાદનો સિલસિલો ચાલુ છે. લોકો ખુશ છે. ગયા વરસે જયાં જયાં પાણીના કારણે પરેશાની હતી, ત્યાં પણ ખૂબ વરસાદ થયો છે. فلله الشكر والحمد

'અય ગાઈબ અઝ નઝર'[1]ને વાંચી લેશો. દુઆ કરતા રહેશો કે અલ્લાહ તઆલા દુનિયાની ગંદકીથી પાક રાખે. દોસ્તોને સલામ કહેશો.

---

૧. અર્થાત્ પત્ર નંબર—૨ વાળા શેરને વાંચી લેશો.

આશ્ચર્ય : તમને પત્ર લખ્યા પછી જોયું કે તમારો કાર્ડ જવાબી હતો.

## પત્ર નંબર-૪

પ્રિય મોલ્વી અહમદ.

સદા ખેર-ખુશીથી રહો,

સલામ મસ્નૂન પછી,

ઉમ્મીદ છે કે તબિયત સારી હશે, તમારું આ કાર્ડ સામે આવી ગયું, એણે તમારી યાદ તાજી કરી દીધી, અલ્લાહના ફઝલથી અહીંયાં બધું જ ખેરિયતથી છે. અલ્લાહ તઆલા તમને પણ દોસ્તો સહિત ખેરિયતથી રાખે.

આ વરસે આદતથી વિપરિત ઘણો જ સખત તાવ આવ્યો હતો, તબિયત ઘણી જ કમઝોર થઈ ગઈ હતી. હજુ પણ કંઈક અસર છે. અલ્હમ્દુલિલ્લાહ હવે બરાબર છું. તમારી શું હાલત છે, ખબર નથી. થઈ શકે તો જાણકારી આપશો. બીમારીમાં તમે યાદ આવો છો, કારણ કે તમે બીમારીમાં મહેરબાન દોસ્ત છો. બધા દોસ્તો ખેરિયતથી છે, સલામ કહે છે. મોલ્વી હમીદ સાહેબ આફ્રિકા જઈ રહયા છે. આ જ અઠવાડિયામાં જશે. દોસ્તોને સલામ કહેશો.

ફકત

મુહમ્મદ રઝા અજમેરી.

મદરસા રાંદેર, ૮ ઓકટોબર ૬૭ ઈ.

## પત્ર નંબર-૫

પ્રિય મોલ્વી અહમદ સાહેબ.

સદા ખેરિયત – ઈઝઝતથી રહો.

સલામ મસ્નૂન પછી,

એહસાનપત્ર મળ્યો અને અંતર-મનની પ્રસન્નતા આપી ગયો. યાદ કરવા બદલ ઘણો આભાર.

અહીંયાં રજાઓ પડી ગઈ છે. જલ્સા પણ થઈ ગયા છે. હઝરત કારી સાહેબ તશરીફ લાવ્યા હતા. ખબર હશે જ.

અલ્લાહ તઆલા હકીકી-મજાઝી (દુનિયા-આખિરત) બન્નેવ

પરીક્ષાઓમાં સફળતા આપે. રોકાઈ જવાનો ઈરાદો ઘણી જ સારી વાત છે. હઝરત શેખ ઝકરિય્યા(રહ.)ની સેવામાં રહેજો. આવો મોકો વારંવાર ક્યાં મળે છે? અલ્લાહ તઆલાએ તમને આ મોકો આપ્યો છે, એનો જેટલો શુક્ર અદા કરવામાં આવે એ ઓછો છે, મને પણ દુઆઓમાં શામેલ કરશો.

મોલ્વી ઈબ્રાહીમ આછોદી સાહેબને સલામ કહેશો. ખબર નથી એમનો શું ઈરાદો છે? તેઓ તો منهو مان لايشبعان માંથી છે. દુઆ કરું છું.

હકીમ દેવલ્વી સાહેબને પણ સલામ કહેશો. હવે અલ્લાહના ફઝલથી તબિયત સારી છે. તમારા શા હાલ છે, ખબર નથી.

અહીંયાં સામાન્ય થોડી શર્દી અનુભવાય છે. રશીદ અહમદ સલામ લખાવે છે, અને યાદ કરે છે. અન્ય દોસ્તોને પણ સલામ.

ફકત,
મુહમ્મદ રઝા અજમેરી
રાંદેર, અશરફિયહ
૧૭/નવેમ્બર-૬૭ ઈ. ૧૪/શાબાન-૮૭ હિ.

**પત્ર નંબર-૬**

પ્રિય મોલ્વી અહમદ,
સદા ખેર-બરકતથી રહો.
સલામ મસ્નૂન બાદ,

દિલ-દિમાગને મહેકતું કરી દેતો તમારો પત્ર મળ્યો, યાદ કરવા બદલ ખૂબ-ખૂબ આભાર. આવતા-જતા લોકોથી જાણકારી મળતી રહે છે. પત્ર લખીને વધારે સમય લેવો યોગ્ય નથી લાગતું. કેમ કે જે મકસદથી તમે સર્વ કંઈ છોડયું છે, એમાં આટલો અંતરાય પણ એક મોટો ગુનો છે. જેનું આચરણ હું પસંદ નથી કરતો. હઝરત શેખ ઝકરિય્યા દા.બ.થી સંબંધ જોડયો એનાથી ઘણી ખુશી થઈ. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સુધી લાઈનથી સંપર્ક થઈ ગયો. અલ્લાહ તઆલા એ નૂરાની ખઝાનાના નૂરોથી દિલ અને રૂહ-પ્રાણને રોશન ફરમાવે. નફસ-મનના અંધકારથી અને શયતાની

ગંદકીઓથી અલ્લાહ તઆલા હિફાઝત ફરમાવે.

મુજ ગફલતમાં ડૂબેલાને પણ કદી–કદી દુઆમાં યાદ કરતા રહેશો.

કદી–કદી તમારા બિરાદર મુન્શી ઈબ્રાહીમનો પત્ર પણ આવી જાય છે. એમના પત્રથી જ ખબર પડી હતી કે તમે સહારનપૂર ગયા હતા.

બીજું બધું જ ખેરિયત–આફિયતથી છે. બધા દોસ્તો સલામ કહે છે.

પૂરની જાણકારી તો તમને હશે જ.

મવલાના અ.રહીમ સાદિક સાહેબનો ઈન્તેકાલ થઈ ગયો છે. એમના માટે પણ દુઆ ફરમાવશો કે અલ્લાહ તઆલા પોતાની વિશેષ રહમતોથી નવાઝે.

રશીદઅહમદ ખેરિયતથી છે. સલામ કહે છે.

## હઝરત મવલાના મુફ્તી સય્યિદ અ.રહીમ સાહેબ લાજપૂરી (રહ.)ના પત્રો

### પત્ર નંબર-૧

રાંદેર, જિ. સુરતથી...

પ્રિય મોલ્વી અહમદ ખાનપૂરી અને હકીમ સાહેબ

અલ્લાહ તમને સલામત રાખે.

સલામ મસ્નૂન બાદ,

તમારો ભેગો પત્ર મળ્યો. ખેરિયત જાણીને ખુશી થઈ અને દાખલાના સમાચારે ખુશીમાં વધારો કરી દીધો. અલ્લાહ તઆલા મુબારક ફરમાવે અને દીની–દુન્યવી મકસદો પૂર્ણ ફરમાવે.

તબિયત સુધરી રહી છે. ચાર ઈન્જેકશન લાગી ચૂક્યાં છે, દસનો કોર્સ છે. કંઈક હિમ્મત–તાકત આવતી દેખાઈ રહી છે. અલ્હમ્દુલિલ્લાહ.

સામરોદી સાહેબે 'મુજાહિદ'માં છપાયેલ ગેરમુકલ્લિદના અકીદાઓ બાબત ફતવો જોયો તો ગુસ્સામાં ભડકીને પમ્ફલેટ છાપ્યું છે. ઘણી બકવાસ કરી છે. જવાબનો સિલસિલો શરૂ કરવો છે. અલ્લાહ તઆલા હિમ્મત અતા

ફરમાવે. એક વાતની તહકીક (સંશોધન)કરવાની છે. કિતાબ જોવાની હિમ્મત નથી. થઈ શકે તો મુફતી મહમૂદ હસન સાહેબથી પૂછી લેશો.

ઝેદની વફાત થઈ, વારસદારોમાં ફકત બીવી છે અને દાદીનો ભત્રીજો છે. આ ભત્રીજાની ઝેદ સાથે શું સગાઈ થાય ? મારા માનવા મુજબ તો 'અસબાત'કે 'ઝવિલ અરહામ' બન્નેવ નથી. શું આ માનવું સહીહ છે ? પૂરી તપાસ કરીને લખશો.

તમારું સરનામું પણ લખશો.

હકીમ સાહેબ રાંદેર પધાર્યા અને મુલાકાત ન થઈ શકી, એનો અફસોસ મને પણ છે.

ફકત વસ્સલામ.

મોલ્વી વલી સલામ લખાવે છે. બન્નેવ સમય આવે છે.

મોલ્વી દીવાન લાજપૂરી જામેઆથી ફારિગ થયા છે. હાફેજ થવા માટે તેઓ પણ રાંદેર આવે છે.

સય્યિદ અ.રહીમ

**પત્ર નંબર-૨**

રાંદેર જિ.સુરતથી...

સલામ મસ્નૂન બાદ, બન્નેવ તરફથી આફિયતની દુઆ છે. મહોબ્બતનામાએ ખુશ કર્યો, ૩ તારીખે બાળકો સાથે મુંબઈ પહોંચ્યો હતો. સસરા સાહેબ મુઝફફરીમાં તશ્રીફ લાવ્યા. મુઝફફરી ૪ એપ્રિલના બદલે ૬ના આવ્યો, એટલે શનિવારે અમે નવસારી આવ્યા અને રવિવાર રોકાયને સોમવારે રાંદેર પહોંચ્યા. બાળકો નવસારીમાં છે. એમના નાના બીમાર થઈ ગયા, રવિવાર સુધી આવશે. ઈન્શાઅલ્લાહ.

તમારી યાદ હંમેશા રહે છે, એટલે ખ્વાબની ઘટના આશ્ચર્યજનક નથી. મોલ્વી વલી સલ્લમહૂ અમુક દિવસોથી શર્દી-સળેખમમાં સપડાયા છે. 'મુજાહિદ' જોતા હશો, સામરોદી સાહેબનો પરચો નીકળ્યો હતો. એનો જવાબ શરૂ કર્યો છે. ચોથો ભાગ છપાવા ગયો છે. બધા જ વાંધાઓનો જવાબ

આપવાનું નક્કી કર્યું છે. અલ્લાહ તઆલા હિમ્મત, સલાહિયત, તોફીક, તંદુરસ્તી અતા ફરમાવે. એની મદદ સાથે રહે, દુઆ કરશો.

સાંભળ્યું છે કે મોલ્વી ઈબ્રાહીમ આછોદી સાહેબ હઝરત શાહ સાહેબ (રહ.)નો ફારસી રિસાલો લાવ્યા છે, જો મળી જાય તો મોકલી આપશો. અનવારુલ બારીનો સિલસિલો કેમ અટકી ગયો છે ? છપાઈ ગયો હોય તો જરૂર મોકલશો. ગરમી સખત છે.

દિલ્હીથી કાલે જ પત્ર આવ્યો છે. બે અઠવાડિયા પછી કિતાબત–લખાણ શરૂ થશે અને લગાતાર ચાલશે. લેથો પર છાપવાનું નક્કી કર્યું છે. દિલ્હી જવાનું થાય તો હઝરત મવલાનાથી જરૂર મળશો.

## પત્ર નંબર–૩

મારા બન્નેવ પ્યારાઓ !

અલ્લાહ તમને સલામત અને આફિયતથી રાખે.

સલામ મસ્નૂન બાદ ! ખેરિયતથી છું. હઝરત વાલિદ સાહેબ પણ ખેરિયતથી છે. ફતાવા નકલ કરનારાઓ આવે છે અને શોખથી કામ કરે છે. એમનો જેટલો આભાર માનવામાં આવે એટલો ઓછો છે.

કામમાં તમારા લોકોની મદદના કારણે શકિત–જોમ મળે છે. નહીંતર મારો હાલ બધાને ખબર જ છે. મોલ્વી અહમદ આછોદી અને મોલ્વી ઉમરજી સાહેબની દાવત પર કાલે મવલાના અજમેરી સાહેબ અને મવલાના સઈદ રાંદેરી સાહેબ સાથે ટેકસી મારફત આછોદ અને આમોદ જઈ આવ્યો. સવારે ૯/વાગ્યે ગયા હતા, રાત્રે આઠ વાગ્યે પાછા આવ્યા. આછોદ ખાણું ખાધું અને પછી આમોદ ઝકરિય્યા મસ્જિદમાં જુમ્આ અદા કરી. ખુત્બો અને નમાઝ મારા જિમ્મે હતી. પછી બન્નેવની તકરીર થઈ અને મેં તલબાને કુર્આન પઢાવીને મદરસાની શરૂઆત કરી. મુન્શી ઈસાભાઈ વગેરે દૂર–દૂરના લોકોથી મુલાકાત થઈ.

દિલ્હીથી લખ્યું છે કે : “બધી જ કોપીઓ પ્રેસમાં જઈ ચૂકી છે. પણ પ્રુફ નથી મળતાં.”

ફકત વસ્સલામ.

સય્યિદ અ.રહીમ ગુફિરલહૂ

**પત્ર નંબર-૪**

પ્રિય મારા—અલ્લાહ તમને સલામત રાખે.

સલામ મસ્નૂન બાદ !

આજે તમારો પત્ર મળ્યો, બે દિવસ પહેલાં કિતાબ મળી. જઝાકુમુલ્લાહ ! આજે ભાઈ ઈબ્રાહીમનો પત્ર મળ્યો અને કાલે મોલ્વી સય્યિદ સજ્જાદે સમાચાર સંભળાવ્યા કે ખાનપૂરમાં તમારા વાલિદે મોહતરમ દારે ફાનીથી દારે બકા તરફ સિધાવી ગયા છે.

إِنَّالِلّٰه وَإِنَّا إِلَيهِ رَاجِعُونَ ، مَاشَاءَ اللّٰهُ كَانَ وَمَالَايَشَاء لَايكون .

અલ્લાહ તઆલા મરહૂમને રહમતમાં ઢાંકી દે. પોતાની પાસે રહમતમાં જગ્યા આપે અને કબ્રને નૂરથી ભરી દે. કબ્ર પર રહમતની વરસાદ થયા કરે. આમીન અને જન્નતુલ ફિરદોસમાં ઉચ્ચ સ્થાન અતા ફરમાવે.

પ્રિય,

فردوس اعلی بود جائے او — بہشت بریں باد ماوائے او

ہر آنچہ زاد بناچار بایدش نوشید از جام — دہر مئے کل من علیہا فان

اصبر لكل مصيبة وتجلد — واعلم بأن المرء غير مخلد

إذا ذكرت مصيبة تسلو بها — فاذكر مصابك بالنبی محمّد

صلی اللّٰہ تعالٰی علیہ وآلہ وسلم

પ્રિય,

આ દુનિયા નષ્ટ થનારી છે. કોઈ બાકી રહેનારું નથી. કોઈએ કેટલું સરસ કહયું છે,

رأيت الدهر مختلفاً يدور فلا حزن يدوم ولا سرور

وقد بنت الملوك ولها قصور فلم يبق الملوك ولا قصور

પ્રિય,

આ ઘણી નાઝુક ઘડી છે. સબ્ર સિવાય છુટકો નથી.

عرفی اگر بگریه میسر شدے وصال صد سال می تواں بتمنی گریستن

વાલિદ સાહેબે દુનિયા છોડવાની હતી, આપણાથી એમણે જુદા થવાનું હતું. એમનાથી આપણે જુદા થવાનું લખાય ચૂકયું હતું.

لو كانت الدنيا تدوم لواحد لكان رسول الله فيها مخلداً

صلی اللہ تعالیٰ علیه وآله وسلم

અલ્લાહ તઆલાએ ઈમાનની દોલતથી નવાઝયા, હજ નસીબ ફરમાવી, અવલાદમાં તમને આલિમ બનાવીને સદકએ જારિયહ કરી લીધો, જુમ્અહના દિવસે વફાત થઈ. આ બાબતોને સામે રાખશો તો અલ્લાહ તઆલાથી ઉમ્મીદ છે કે સબ્રે જમીલની દોલતથી નવાઝવામાં આવશો.

لا تقل فيما جرى كيف جرى كل شيئ بقضاء وقدر

મરહૂમે સારો મરતબો પ્રાપ્ત કરી લીધો.

الموت جسر يوصل الحبيب إلى الحبيب

એટલા માટે જ કહેવામાં આવ્યું છે : تحفة المومن الموت

અલ્લાહ તઆલા તમને સબ્રે જમીલ અતા ફરમાવે. અને સઘળા સંબંધીઓને પણ.

હું અલ્લાહ તઆલાથી દુઆ કરું છું કે તમારા દિલને સબ્રથી ભરી દે. અને તમે જેમને ગુમાવ્યા છે, એમને બેહતરીન અજ-સવાબ એની મહેરબાની અને રહમતથી આપે. આમીન...

ફકત વસ્સલામ

દુઆ કરનાર, દુઆનો ઉમ્મીદવાર,

ગમમાં શરીક બંદો
સય્યિદ અ.રહીમ લાજપૂરી ગુફિરલહૂ

અઝીઝમ મોલ્વી વલી સલ્લમહૂને સલામ કહેશો. કાલે મેં એમને પત્ર લખ્યો છે.

## હઝરત મવલાના મુફતી સઈદ અહમદ સાહેબ પાલનપૂરી દા.બ.ના પત્રો

### પત્ર નંબર-૧

પ્રિય બિરાદર. અલ્લાહ તઆલા તમને વધારેથી વધારે અજ આપે.

અસ્સલામુ અલયકુમ વરહમતુલ્લાહિ વ બરકાતુહૂ.

વાલિદ સાહેબના ઈન્તેકાલ પર વિચારતો હતો કે તમે ઘરે આવશો. એટલે તઅઝિયતનો પત્ર ઘરના સરનામે લખવાનો ઈરાદો હતો. વિચારતો રહયો કે તમારા આવવાના સમાચાર મળે તો લખું. પણ ગઈકાલે હકીમ અહમદ દેવલ્વી જામિઅહના ખત્મે બુખારીમાં તશરીફ લાવ્યા હતા. એમનાથી ખબર પડી કે તમે આવવાના નથી. એટલે હવે દેવબંદના સરનામે લખી રહયો છું.

મારાભાઈ,

આ કૂચની દુનિયા છે, દરેક માણસ સદાની દુનિયા તરફ જઈ રહયો છે, ન તો કોઈ કોઈને રોકી શકે છે, ન જનારને પાછો લાવી શકે છે.

عرفی اگر بگریہ میسر شدے وصال
صدسال می تواں بتمنّیٰ گریستن

અલ્લાહ તઆલા જ બાકી રહેનાર અને સદાજીવંત છે. બંદાઓ માટે મરવું – ફના થવું લખાયેલું જ છે. છતાં ગમ–અફસોસ જરૂર થાય છે અને એના ઊપર જ અલ્લાહ તઆલાએ ઈનામો–બદલાનો વાયદો કર્યો છે.

ઉમ્મીદ છે કે સબ્ર–સંયમથી આ મોકા પર તમે ભરપૂર સવાબ મેળવ્યો હશે.

મને વધારે દુઃખ એટલા માટે થયું કે તમારે વધારે આઘાત વેઠવો પડયો. કેમકે બીજા ભાઈઓ મોટા થઈ ગયા છે. ફકત તમે જ હજુ નિરાધાર છો. પરંતુ જો એમ વિચારશો કે વાલિદહ મોહતરમહ હયાત છે, તો આ સૌથી મોટી નેઅમત છે અને ઘણે અંશે વાલિદ માજિદ (રહ.)ની અનુપસ્થિતિનો બદલો બની શકશે.

મેં ઈસાલે સવાબ કર્યો છે, હજુ પણ કરીશ. તમારે પણ એ તરફ વિશેષ ધ્યાન રાખવું જોઈએ. કારણ કે મરનારાઓને જીવંત લોકોથી એની જ આશા હોય છે.

اللهم اغفرله و ارحمه وسكنه فى الجنة

હું પહેલી નવેમ્બરે ઘરે જવા નીકળીશ.

મદરસાનો જલ્સો ૩૧/૧૦/૬૮ ઈ.ના દિવસે છે. રમઝાનમાં ઘરે જ રહીશ. રમઝાન પછી શકય હશે તો એ તરફ આવીશ.

મારા ઘરનું સરનામું આ પ્રમાણે છે :

સઈદ અહમદ પાલનપૂરી બંગલાવાળા
મુ.ડભાડ પોસ્ટ : જૂની સિંધની, વાયા ખેરાલુ
જિ : મહેસાણા (ઉત્તર ગુજરાત)

વસ્સલામ :
સઈદ અહમદ ઉફિય અન્હુ પાલનપૂરી
૨૧/૧/૬૮ ઈ.

## બીજું વર્ષ ઈફતા

પહેલાં વરસે ફુનૂનમાં દાખલો લીધો હતો, એની વિગત ઊપર આવી ગઈ. ફુનૂનની કિતાબોમાં ઉચ્ચ માર્કસ આવવાથી હિમ્મત વધી અને બીજું વર્ષ એટલે કે શવ્વાલ ૧૩૮૭ હિ. શરૂ થયું તો ઈફતા માટે દરખાસ્ત લખી.

દરખાસ્ત જોઈને ઈફતા માટેના શોખ–ઈચ્છાનો અંદાઝો લગાવી શકાય છે.

## ઈફતા માટેની દરખાસ્ત

બિસ્મિહી તઆલા

મોહતરમુલ મુકામ, વાજિબુલ ઈહતિરામ, મુકર્રમ ઉસ્તાદ ઝિ.મ.

અસ્સલામુ અલયકુમ વ.વ.

સલામ મસ્નૂન બાદ,

અરજ છે કે મેં દારુલ ઈફતા માટે દરખાસ્ત આપી હતી, પણ તે રદ થઈ ગઈ છે. હું ઘરેથી એ આશાએ આવ્યો હતો કે જરૂર મારો દાખલો થઈ જશે. એટલે મેં ગયા વરસે અહીંયાં 'ફુનૂન'પૂર્ણ કર્યું છે. એમાં દરેક કિતાબોની વાર્ષિક પરીક્ષામાં સારા માર્કસથી પાસ થયો છું. દવરએ હદીસ માટે પ્રવેશ પરીક્ષા પણ આપી છે, એમાં પણ કામ્યાબ થયો છું. આ જ આશાએ વતન ગુજરાતથી દારુલ ઉલૂમ આવ્યો છું, એમ તો ત્યાં એક પ્રતિષ્ઠિત અરબી દર્સગાહમાં નિયુક્તિ થઈ ગઈ હતી, પણ મેં આ જ કારણે ના કહી દીધું હતું. પરંતુ અહીંયાં ગઈકાલે સિલેકશન થયું તો ખબર પડી કે મેં અહીંયાં દવરએ હદીસ પઢયું નથી એટલે મારી દરખાસ્ત રદ કરવામાં આવી છે.

માટે હઝરતથી મારી દરખાસ્ત છે કે હું એટલી બધી ઉમ્મીદો લઈને આવ્યો છું તો મને મહરૂમ કરવામાં ન આવે અને ઈફતામાં દાખલો આપવામાં આવે. હું મારો બોજ મદરસા પર નહીં નાખીશ, બલકે હું પોતે મારો ખર્ચ ઉઠાવી લઈશ.

આશા છે કે તમે તમારી સદારત–પ્રમુખપણાથી એક સાચા વિદ્યાર્થી–તાલિબને મહરૂમ નહીં કરશો. દારુલ ઉલૂમમાં દવરહ પઢવાનો કાયદો ફકત ઈમ્દાદી દાખલો મેળવનારાઓ માટે ગણી શકાય છે.

આટલી વિનંતી પછી મને પાકી આશા છે કે અહીંયાંથી તરસ્યો નહીં જાઉં.

گر قبول افتد زہے عز و شرف

ફકત વસ્સલામ, સંપૂર્ણ આશાવાદી
અહમદ ગુજરાતી

અંતે ઈફતામાં નિયમ પ્રમાણે તો દાખલો થયો નહીં, પણ હઝરત ફકીહુલ ઉમ્મતની નજર કામ કરી ગઈ અને એમની દેખરેખ હેઠળ ઈફતાનો કોર્સ પૂરો કરવા અને ઈફતાની પ્રેકટીસ કરવાનો મોકો મળી ગયો, બલકે હઝરતે વિશેષ ધ્યાન આપીને એમની ખિદમત (રસોડેથી રૂમ પર ખાવું લાવવું, હઝરતની ખિદમતમાં આવનાર મહેમાનોની સેવા-ચાકરી, દેખભાળ, રૂમની સફાઈ વગેરે) માટે પણ નક્કી કરી દીધા. દાખલો ન હોવા છતાં દારુલ ઈફતા ખોલવા, કલાસની સફાઈ વગેરે કામોમાં પણ આગળ રહેતા, આમ દારુલ ઉલૂમના બીજા વરસે હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.)ની નિકટતા અને પૂર્ણ સમય સંગાથની સઆદત પ્રાપ્ત થઈ.

## ઈફતાના ઉસ્તાદો

### (૧) ફકીહુલઉમ્મત હઝરત અકદસ મુફતી મહમૂદ હસન ગંગોહી (રહ.) (મૃત્યુઃ૧૪૧૭ હિ.)

પોતાના દોરમાં પહેલાંના અકાબિરીન અને અસ્લાફના જીવંત નમૂનાની જેમ હતા, ઈલ્મમાં વિશાળતા, યાદશકિત, વધારે ઈબાદત, રાય (મંતવ્ય) અને કથનના સહી હોવા અને ઉચ્ચ અખ્લાકમાં બેનમૂન હતા.

૧૩૮૫ હિ. જમા-૧માં દારુલ ઉલૂમના મુફતીની હેસિયતથી આપ (રહ.)એ દારુલ ઉલૂમમાં કાયમી વસવાટ કરવાનું નક્કી કર્યું. ૩૨ વરસ દારુલ ઉલૂમથી સંકલિત રહયા. આપના કાબેલ શાગિર્દો દેશ-વિદેશમાં દૂર-દૂર સુધી પથરાયેલા છે.

હઝરત ફકીહુલ ઉમ્મત(રહ.)ની વફાત પર તઅઝિયતી જલ્સામાં મુફતી સાહેબે ફરમાવ્યું હતું : "આજે વધુ પડતા મદરસાઓમાં ફિકહ – ફતાવાથી સંકલિત માણસો હઝરત ફકીહુલઉમ્મતના સીધા કે આડકતરા

શાગિર્દ છે.”

ઈફતાના વરસે મુફતી સાહેબે હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.)થી બે કિતાબોનો સબક પઢયો :

(૧) શર્હે ઉકૂદે રસ્મુલ મુફતી, (૨) અલ અશબાહ વન્નઝાઈર.

હઝરત (રહ.)ની આદત સબકમાં લાંબી તકરીર – સમજણ આપવાની ન હતી. ફકત કિતાબનું લખાણ સમજાવવા પૂરતી ચર્ચા ફરમાવતા, પણ ફતાવાની પ્રેકટીસ અને લખાણમાં બરાબર મહેનત કરાવતા, કદી આવનાર પ્રશ્નો અને ફતવાઓ દ્વારા જ સવાલ લખાવતા, મુફતી સાહેબ જવાબ લખીને હઝરતને સંભળાવી દેતા. જે બાબતોમાં સંશોધન કે ચર્ચાને અવકાશ હોતો એમાં જવાબ પર પોતે વિવિધ પ્રશ્નો ઉઠાવીને વિષયને લગતા અન્ય પાસાંઓ સામે લાવવાનો પ્રયત્ન ફરમાવતા અને પોતે કોઈ સ્પષ્ટ જવાબ દર્શાવતા નહીં, જેથી તાલિબે ઈલ્મ પોતે વાંચન–અભ્યાસ કરીને આત્મવિશ્વાસથી કોઈ જવાબ લખી શકે.

કોઈ મસ્અલામાં કુર્આન–હદીસથી સીધી રીતે જ દલીલ બનાવવાને પસંદ ન કરતા. કોઈ એવું કરતો તો ફરમાવતા કે મસ્અલાઓ પહેલાં ફિકહની કિતાબોમાંથી શોધવા જોઈએ. કારણ કે કુર્આન–હદીસના અર્થ–મતલબ સુધી આપણે આપણા અલ્પજ્ઞાન વડે પહોંચી શકતા નથી. ફિકહમાં કાબેલિયત કેળવવા માટે હઝરત (રહ.) શામી અને બદાઈઅનો અભ્યાસ–મુતાલઅહ કરવાનો મશ્વેરો આપતા હતા.

### (૨) હઝરત મવલાના મુફતી નિઝામુદ્દીન સાહેબ (રહ.) (મૃત્યુ:૧૪૨૦ હિ.)

૩૫ વરસ દેવબંદના દારુલ ઈફતાના પ્રમુખપદે રહયા. એમના ફતાવા જ્ઞાનસભર અને કિંમતી ગણવામાં આવે છે. મુફતી સાહેબે ઈફતાના વરસે ‘ફરાઈઝ’ની મશહૂર કિતાબ ‘સિરાજી’પઢી. મુફતી સાહેબ એ પહેલાં દારુલ ઉલૂમ અશરફિયહમાં સિરાજી પઢી ચૂક્યા હતા અને આ વિષયમાં કાબેલિયત કેળવી ચૂક્યા હતા. ‘ફરાઈઝ’ માટે ગણિતની જાણકારી ઘણી

મહત્ત્વની છે. મુફતી સાહેબ ગણિતમાં સારૂં વર્ચસ્વ ધરાવે છે.

એક વાર ફરમાવ્યું કે : "પઢવાના સમયે ઉસ્તાદ સાહેબ સિરાજીનો કોઈ દાખલો લખાવવો પૂરો કરે એની સાથે જ જવાબ લખી લેતો હતો." 'ફરાઈઝ'માં કાબેલિયતના કારણે હઝરત મુફતી નિઝામુદ્દીન સાહેબના દિલમાં સ્થાન પ્રાપ્ત કરી લીધું હતું. પૂછવામાં આવતા લાંબા લાંબા 'મુનાસખહ' (વારસા વહેંચણીના અનેક પેઢીના મસ્અલાઓ) મુફતી સાહેબના હવાલે કરતા. સઘળી પેઢીઓ ક્રમવાર બનાવીને (એમની વારસાઈ નક્કી કરીને) મુફતી નિઝામુદ્દીન સાહેબને બતાવતા, પછી મૂળ જવાબમાં નકલ કરવામાં આવતો.

મુફતી સાહેબ ઘણી ઉતાવળ અને ચપળતાથી મુનાસખહ (વારસા વહેંચણીના દાખલાઓ) તૈયાર કરી નાખતા હતા, એટલે મુફતી નિઝામુદ્દીન સાહેબનું વિશેષ ધ્યાન આપના પ્રતિ કેન્દ્રિત થયું. એમને લાગ્યું કે આ મોલ્વી સાહેબનો ઈફતામાં કાયદા પ્રમાણે દાખલો હોવો જોઈએ. પણ દાખલાનો આધાર હઝરત મવલાના મેઅરાજુલ હક સાહેબ દેવબંદી (રહ.) (મૃત્યુ:૧૪૧૨ હિ.) ઊપર હતો. તેઓ ચૂસ્ત અને કાયદાના પાબંદ મોહતમિમ (નાયબ) હતા. હઝરત મુફતી નિઝામુદ્દીન સાહેબ અને હઝરત મવલાના મેઅરાજુલ હક સાહેબ અસર બાદ મઝારે કાસમી તરફ ફરવા જતા. એકવાર મુફતી નિઝામુદ્દીન સાહેબે આ બાબત વાત કરી, પણ વાત રહી ગઈ અને આગળ ચાલી નહીં.

## બન્નેવ શેખથી સંબંધ અને બયઅત

ઈફતાના વરસે હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.)થી મુફતી સાહેબનો જે સંબંધ સ્થાપાયો, એ વાસ્તવમાં મુફતી સાહેબના જીવનના એક નવા દોરનો આરંભ હતો. ઈફતાના વરસે હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.) સંગાથે સફરની સઆદત પણ પ્રાપ્ત થતી રહી. દર અઠવાડિયે ફકીહુલ ઉમ્મત (રહ.) હઝરત શૈખુલ હદીસ (રહ.)ની સેવામાં સહારનપૂર જતા, તો એક અઠવાડિયું છોડીને મુફતી સાહેબને પણ સાથે લઈ જતા. હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.) એ

પોતે એક વાર હઝરત શૈખુલ હદીસ (રહ.)થી કહીને બયઅત કરાવી દીધા. અને થોડાક જ દિવસો પછી ઝિક્ર શરૂ કરાવી દીધું, હઝરત શૈખુલ હદીસ (રહ.) એ પોતે હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.) ને એકવાર ફરમાવ્યું કે "આ તો તમારો છે, તમે જ એના પર તવજજોહ કરો."

જયારે ઝિક્ર શરૂ ફરમાવ્યો તો મુફતી સાહેબને સહારનપૂરમાં હઝરત શૈખુલ હદીસ (રહ.)ની પવિત્ર સોહબત અને તવજજોહ પ્રાપ્ત કરવા માટે આઠ દિવસ રોકાવાનો હુકમ ફરમાવ્યો, પછી તે વરસે રમઝાનુલ મુબારકમાં હઝરત શૈખ (રહ.) પાસે દારેજદીદની મસ્જિદમાં રહયા. ત્યાર પછી હઝરત શૈખ (રહ.)ના ભારત રોકાણના વધુ પડતા રમઝાન ૧૩૯૦ હિ.થી ૧૩૯૯ હિ. સુધી હઝરત શેખ (રહ.)ની સેવામાં જ પસાર કરવાની સઆદત પ્રાપ્ત થઈ.

મુફતી સાહેબ દારુલ ઉલૂમ અશરફિયહના વિદ્યાર્થીકાળમાં અરબી–૩માં હતા, ત્યારે હઝરત શૈખ(રહ.)થી પત્રવ્યવહાર શરૂ કર્યો હતો. જે ૧૪૦૨ હિ. એટલે કે હઝરત શૈખ (રહ.)ની વફાત સુધી ચાલુ રહયો. હઝરત શૈખ (રહ.)ના ૨૪ પત્રો મુફતી સાહેબના નામે લખાયેલા છપાઈ ચૂકયા છે. "મકતૂબાતે ફકીહુલ ઉમ્મત ભાગ–૪"ની પ્રસ્તાવનામાં પેજ ૮૦–૧૦૯ ઊપર આ પત્રો શામેલ કરવામાં આવ્યા છે.

ઊપરની વિગતથી સ્પષ્ટ થયું કે મુફતી સાહેબની તરબિયત – ઈસ્લાહનો આરંભ તે સમયના બે મોટા શેખ [હઝરત શૈખુલ હદીસ(રહ.) અને હઝરત ફકીહુલ ઉમ્મત(રહ.)] ની છત્રછાયામાં થયો, હઝરત શૈખુલ હદીસ સાહેબ(રહ.)એ મુફતી સાહેબને હઝરત ફકીહુલ ઉમ્મતના હવાલે કરતા કહયું હતું કે આ તો તમારો જ છે, તમે એના પર ધ્યાન આપો, પછીના સમયમાં મુફતી સાહેબ પર ફકીહુલ ઉમ્મતની કેવી તવજજોહ–દ્દષ્ટિ થઈ, એ વર્ણવી શકાય એમ નથી. ફકીહુલ ઉમ્મત (રહ.)થી ઈસ્લાહ–તરબિયતનો સંબંધ ઈફતાના વરસે સ્થાપાયો હતો, એ એટલો ઊંડો, દ્દઢ અને લાગણીસભર હતો કે જાણનારા જાણે છે કે મુફતી સાહેબનું ત્યાર પછીનું જીવન આ સંબંધની જ દાસ્તાન અને વિવરણ છે. હઝરત ફકીહુલ

ઉમ્મત(રહ.)ની સોહબત-તરબિયત એવો કીમિયો હતો જેણે આ હીરાને વિશેષ ચમક અર્પણ કરી. સોનાને કુંદન કરી દીધું. હઝરત શૈખુલ હદીસ(રહ.)ના અવસાન પછી એક રમઝાન એવી નથી જેમાં મુફતી સાહેબ હાજર ન હોય. જીવનનું કોઈ પાનું એવું ન હતું જેમાં ખાનકાહે મહમૂદિય્યહની છાપ ન હોય. કોઈ શોખ-રૂચિ એવાં ન હતા જેમાં મુરશિદનો મશ્વેરો શામેલ ન હોય. કોઈ પ્રવૃત્તિ એવી ન હતી જે મુરશિદના સ્વભાવ, ઈચ્છા પ્રમાણે ન હોય. શાદીની ખુશી હોય કે જન્મની ખુશખબરી, દરેક સ્થિતિમાં મુરશિદથી ગાઢ સંબંધ હતો, તદરીસ બાબતની અડચણો હોય કે ફિકહ ફતાવાની ગુંચવણો, ઘરેલુ પરેશાનીઓ કે જામિઅહ ડાભેલ બાબતની અડચણો હોય. સગાંઓ, દોસ્તો, મહેરબાનીઓ કે ઈર્ષાળુઓના કાવાદાવા, ગમનો પ્રસંગ કે ખુશીનો અવસર, બાતિની અહેવાલ કે સહવાસ, દરેક વસ્તુમાં હઝરત ફકીહુલ ઉમ્મત(રહ.)ની ઈચ્છા-ખુશીને સામે રાખવામાં આવતી.

જામિઅહ ડાભેલમાં નિયુકિત પછી જયારે પણ આ વિસ્તારમાં ફકીહુલ ઉમ્મત (રહ.)ની પધરામણી થતી તો સંગાથની સઆદત પ્રાપ્ત કરતા, બલકે સફરનો પ્રોગ્રામ મુફતી સાહેબના મશ્વેરાથી નક્કી કરવામાં આવતો. રજાઓના દિવસોમાં મુરશિદ જયાં જતા, ત્યાં જતા. કદી દેવબંદ તો કદી બાંદા, આમ કેટલીયે ઈદો દેવબંદ અને બાંદામાં થઈ.

રજાઓના દિવસોમાં મદરસાના ઉસ્તાદો વતન આવતા, અને ઈદની ખુશીઓ ઘરવાળાઓ સાથે મનાવતા, પણ મુફતી સાહેબ આ દિવસો મુરશિદના સંગાથની સુગંધ અને બરકતમાં વિતાવતા.

انبساط عید دیدن روئے تو

عید گاہ ما غریباں کوئے تو

૧૩૭૮ હિ.થી ૧૪૧૭ હિ. સુધી, ૩૯ વરસના સંબંધની આ દાસ્તાન એટલી લાંબી, લાગ લગાટ અને વિવિધતા ભરી છે કે આ લેખમાં સમાવવી શકય નથી. વધુ વિગત માટે આ લખનારે સંપાદન કરેલ કિતાબ 'મકતૂબાતે ફકીહુલ ઉમ્મત(રહ.) ભાગ-૪' જોવામાં આવે.

ઈફતાના વરસે હઝરત ફકીહુલ ઉમ્મતની સંગાથે ખાદિમ તરીકે કલકત્તા જવાનો અવસર સાંપડયો. આ સફરની અમુક ઘટનાઓ મુફતી સાહેબના જ શબ્દોમાં અત્રે વર્ણન કરવામાં આવે છે.

## હાવડાના પુલના બહાને પલવારમાં ફેરફાર

તાલિબે ઈલ્મીના સમયમાં હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.) સાથે કલકત્તાનો સફર થયો. એક દિવસ ત્યાંના લોકોએ મારાથી આગ્રહ કર્યો કે આજે તમને હાવડા પુલ બતાવવા લઈ જઈશું.

મેં કહયું કે હઝરતની પરવાનગી વગર નહીં આવીશ.

હઝરતથી આ બાબતે વાત કરીને રજા માંગી તો હઝરત (રહ.)એ વિશેષ રમૂજ સાથે ફરમાવ્યું કે : “હા, જોઈ લ્યો, કાલે કયામતના દિવસે સવાલ થશે કે હાવડાનો પુલ જોયો હતો ? તો શું જવાબ આપશો ?”

હઝરત(રહ.)એ તો આ વાત રમૂજ–આનંદરૂપે જ કહી હતી અને રજા પણ આપી દીધી, પણ મુજ પર સન્નાટો છવાય ગયો અને હું પુલ જોવા ગયો નહીં. ત્યાર પછી એવું લાગ્યું કે ગમે ત્યાંનો સફર હોય, કોઈ પણ જગા કે વસ્તુ જોવાની દિલમાં ઈચ્છા કે ઉમંગ થતી જ નથી. જાણે હઝરતનો એક ‘તસર્રુફ’હતો.

## ઝીંગા (છોલા) ખાવા બાબત મજાની વાત

આ જ સફરમાં એક દિવસ હાજી જમીલ સાહેબ ઝી.મ.ના દોલતખાના પર દસ્તરખાન પર એક શાક ઝીંગાનું પણ હતું. કોઈએ હઝરત (રહ.)થી પૂછયું કે હઝરત તમે આ ખાતા નથી ? તો હઝરત (રહ.)એ જવાબ આપ્યો.

نہ ایں کار می کنم نہ انکار می کنم

એટલે કે હું ખાતો નથી અને ખાનારને રોકતો પણ નથી.

એના પર જ એક બીજી મજાની વાત :

એક વાર ડાભેલમાં મવલાના મુફતી ઈસ્માઈલ બિસ્મિલ્લાહ સાહેબના

ઘરે જમવા બેસ્યા હતા. દસ્તરખાન પર ઝીંગા પણ હતા. મુફતી બિસ્મિલ્લાહ સાહેબે ફરમાવ્યું કે : "હઝરત થાનવી (રહ.)એ એને ખાવું જાઈઝ કહયું છે. હઝરત ફરમાવે છે કે : 'મેં કહયું કે હઝરત થાનવી (રહ.)એ કોંગ્રેસમાં જોડાવવાને નાજાઈઝ દર્શાવ્યું છે."

આમ એટલા માટે કહયું કે મુફતી બિસ્મિલ્લાહ સાહેબ જમઈય્યતી અને કોંગ્રેસી હતા.

## નફસની ઈસ્લાહની ખુદાઈ વ્યવસ્થા

કલકત્તાના આ જ સફરનો કિસ્સો છે કે શરૂમાં હઝરતની સફરનો પ્રોગ્રામ એક કે બે દિવસનો જ હતો. પણ સંજોગોવસાત કલકત્તામાં ચાર દિવસ વધારે રોકાવું પડયું. પ્રોગ્રામ પ્રમાણે મેં કપડાં સાથે લીધા હતા નહીં, પહેરેલા કપડે જ ગયો હતો. એ ધોવાયા નહીં એટલે મેલાં થઈ ગયા. કલકત્તાથી વિમાન મારફતે પાછા આવ્યા. વિમાનમાં જીવનની આ પહેલી સફર હતી. નફસમાં વિમાની સફરનો ગર્વ–ભ્રમ હતો. આ જ સફરમાં હઝરતના બેગનો પટ્ટો તૂટી ગયો, જેના લઈ બેગ માથે ઉઠાવવાની હતી, આ પ્રમાણે વિમાની સફરથી ગર્વ – ઘમંડ પેદા થવાની શક્યતા, મેલાં કપડાં અને માથા પર તૂટેલી બેગના વડે અલ્લાહ તઆલાએ ખતમ કરીને 'ઈસ્લાહે નફસ'ના સંજોગો ઉભા કરી દીધા.

## ડાભેલ પધરામણી

ઈફતાના વર્ષે રમઝાનુલ મુબારકમાં હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.) પાસે ત્રણ જગ્યાએથી મુદર્રિસની માંગણી આવી. ગંગોહ, કાનપૂર અને ડાભેલ. હઝરત ફકીહુલ ઉમ્મતે મુફતી સાહેબની ઈચ્છા જાણવા ફરમાવ્યું કે : "જયાં ઈચ્છો ત્યાં મોકલી આપું." મુફતી સાહેબે ડાભેલ જામિઅહને પસંદ કર્યું. હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.)એ ૫, રમઝાનુલ મુબારક સન હિ.૧૩૮૮ના દિવસે જામિઅહ ડાભેલના મોહતમિમ હઝરત મવલાના મુહમ્મદ સઈદ બુઝુર્ગ (રહ.)ના નામે લખેલ પત્રમાં લખ્યું :

## હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.)નો પત્ર મવલાના મુહમ્મદ સઈદ બુઝુર્ગના નામે

૭૮૬

મુકર્રમ મુહતરમ, અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહ

પત્રના જવાબ રૂપે, મોલ્વી ઈસ્માઈલ કછોલ્વી સલ્લમહુના જવાબમાં લખી દીધું હતું કે એક માણસ તમારી માંગણી મુજબ અરબી અવ્વલના દરજા માટે મવજૂદ છે. એમનું નામ મોલ્વી અહમદ છે. ખાનપૂર–ભરૂચના રહેવાસી છે. મારી પાસે રહે છે, મુફતી બને છે, નેક છે, હોંશિયાર છે, મુત્તકી છે, કાબેલ છે, ઝાકિર છે, ખુદા કરે ઈખ્લાસ સાથે બેહતરીન ખિદમાત અંજામ આપે.

તે જ દિલોને બદલનાર અને દ્રઢતા આપનાર છે, એની તોફીક અને મદદ વગર કોઈ કંઈ કરી શકતું નથી.

સારી અવાજવાળા કારી સાહેબ હજુ મળ્યા નથી. પણ શોધ જારી છે.

મુબારક સમયોમાં દુઆની દરખાસ્ત છે.

અહીંયાં ૩૦ શાબાન જુમ્અહના ચાંદ થઈને શનિવારે પહેલો રોઝો થયો. બીજી જગ્યાએ જુમ્અહનો પહેલો રોઝો હોવાનું પણ પત્ર મારફત ખબર પડી.

ફકત વસ્સલામ, તમને પણ અને તમારી સાથે અન્યોને પણ.

અહકર, મહમૂદ ઉફિય અન્હુ.

દારુલ ઉલૂમ દેવબંદ, સહારનપૂર, યુ.પી. ૫/૯/૮૮ હિ.

૧૩૮૮ના રમઝાન પછી તદરીસનો ઝમાનો શરૂ થવાનો હતો. જીવન નવા વળાંક પર આવ્યું હતું. હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.)થી જુદાઈ કેમેય ગળે ઉતરતી ન હતી. દિલ તૈયાર હતું નહીં. ગજબની સ્થિતિ હતી. રડતાં રડતાં ગુજરાત આવ્યા, હઝરતે ઘણી દુઆઓ આપી. નસીહતો ફરમાવી. તદરીસ સંબંધી ૧૪ નસીહતો ફરમાવી હતી, અહીંયાં તે નકલ કરવામાં આવે છે.

# મુદર્રિસો માટે સોનેરી નસીહતો

(૧) હોદ્દો અને મરતબો માંગવો નહીં, કે મને ફલાણી કિતાબ પઢાવવા માટે આપવામાં આવે અથવા ફલાણો હોદ્દો આપવામાં આવે.

(૨) પૈસા માંગવા નહીં, કે મારો પગાર આટલો કરી દો કે આટલો વધારો કરી દો.

(૩) જો કોઈ કહે કે : 'આ લાયક નથી.' તો દિલથી એ સ્વીકારી લેવું અને કહેવું કે : 'હા ભાઈ! હું તો બિલ્કુલ લાયક નથી. પણ મદરસાવાળાઓએ બેસાડી દીધો છે. અલ્લાહ તઆલા મારામાં એટલી લાયકાત આપે, અને કિતાબોનો હક મારાથી અદા કરાવે.'

(૪) કોઈ તાલિબે ઈલ્મ સવાલ કરે તો હેત—પ્રેમથી એનો જવાબ આપવામાં આવે, ચાહે પરેશાન કરવા પૂછતો હોય.

(૫) કોઈ જગ્યાએ કિતાબ સમજમાં ન આવે તો બે રકાત સલાતુલહાજત પઢીને દુઆ માંગવી અને મુસન્નિફ—લેખકને ઈસાલે સવાબ કરશો, જો તે મુસલમાન હોય તો.

(૬) બીજાઓની કિતાબમાં કોઈ તાલિબે ઈલ્મને બતાવવામાં સાવચેતી વર્તવી.

(૭) તલબાથી ખિદમત લેવી નહીં, હઝરત હકીમુલ ઉમ્મત થાનવી (રહ.) ફરમાવતા હતા કે હું મારા કોઈ મુરીદ કે શાગિર્દથી ખિદમત લેવાને હરામ સમજું છું.

(૮) તલબાથી વધુ હળવું—ભળવું ન જોઈએ, કારણ કે એમાં વિવિધ હેતુઓથી આવનારા હોય છે.

(૯) તલબાનો એહસાન માનો કે એમણે એમના દિલોની જમીન તમારા માટે ઈલ્મનું બીજ રોપવા તૈયાર કરી, નહીંતર તમારું ઈલ્મ એમ જ રહેતું. પોતાનો એમના પર કોઈ એહસાન ન સમજો.

(૧૦) તલબા વિવિધ મકસદ—હેતુથી પ્રશ્નો પૂછે છે. કોઈ પોતાને જાહેર કરવા માટે, કોઈ ઉસ્તાદને પરેશાન કરવા માટે, વગેરે.. પરંતુ દરેકનો

હિકમતભર્યો જવાબ આપવો. ચર્ચા–વાદવિવાદનો અંદાઝ ન અપનાવવામાં આવે.

(૧૧) આપણાથી સંબંધિત દર્સની કિતાબોના લેખકને દરરોજ ત્રણવાર કુલહુવલ્લાહ... પઢીને ઈસાલે સવાબ કરશો, જો તે મુસલમાન હોય તો.

(૧૨) જો કોઈ વાત સબકમાં ખોટી કહેવાય જાય તો એને પાછી લેવામાં વિચાર કરવો નહીં.

(૧૩) પૂર્વ અભ્યાસ વગર કોઈ કિતાબ પઢાવવી નહીં.

(૧૪) સબકની મશ્ગૂલીના કારણે તિલાવત, તસ્બીહાત વગેરે મામૂલાત છોડવામાં આવે નહીં.

આ નસીહતો પર મુફતી સાહેબે કેટલી હદે અમલ કર્યો એ મુફતી સાહેબના શાગિર્દોથી છૂપી નથી. આખું જીવન જ એનો અમલી નમૂનો છે. આ નસીહતના અમુક નંબરોની વિગત જામિઅહ ડાભેલવાળા ભાગમાં આગળ આવશે, ઈન્શાઅલ્લાહ.

હઝરત (રહ.)ની ૧૪ પોઈન્ટ આધારિત કિંમતી નસીહત પર અલ્પ દષ્ટિ નાંખીએ તો અંદાઝો થાય છે કે મદરસાઓમાં થનાર ફિત્ના–ફસાદની જડ કાપી નાંખવામાં આવી છે. મુદર્રિસથી સંલગ્ન હોય એવો મદરસાનો સ્ટાફ ત્રણ તબક્કાનો હોય છે. વ્યવસ્થાપકો, મુદર્રિસીન, તલબા.

નસીહત નંબર ૧–૨–૧૪ પર અમલ કરવાથી વ્યવસ્થાતંત્ર ખુશ રહેશે. ૩–૬ પર અમલ કરવાથી મુદર્રિસીનની અંદરો–અંદરની ખેંચતાણથી બચી શકાય છે, બાકીના નંબરો પર અમલ કરવાથી તલબાના હકો અદા થવા ઉપરાંત એમના ફિત્નાઓથી બચી શકાય છે.

## જામિઅહ ડાભેલમાં ખિદમતો

મુફતી સાહેબના તદરીસી જીવનનો આરંભ શવ્વાલ ૧૩૮૮ હિ.થી થાય છે. ૧૩૮૮ હિ.થી આ લખાતાં સુધી ૪૨ વર્ષમાં જામિઅહના અનેક વિભાગોથી ખિદમતનો સંબંધ રહયો. આ બધી સેવાની વિગત માટે એક આખું મોટું પુસ્તક જોઈએ. મહમૂદુલ ફતાવાની પ્રસ્તાવના આરંભ કરતી

વખતે તે આટલી લાંબી થશે એમ લાગતું ન હતું. કલમ ચાલી પડી, વાતથી વાત યાદ આવતી ગઈ, ઈરાદો તો ફકત એટલો જ હતો કે તસ્બીહના વિખેરાયેલા દાણા એક દોરીમાં પરોવી દઈશ, પણ આ મણકાઓ જીવનચરિત્રની માળા બની ગયા, માટે વાચકોથી માફી માંગવાની સાથે આ મજાની–સુંદર યાદોને ટુંકાવવાની પરવાનગી માંગું છું.

મુફતી સાહેબની પ્રગતિમાં હમેંશા બુઝુર્ગો–વડીલોની દુઆઓ સાથે રહી છે. આપણે તેની વિગત જાઈએ.

## જામિઅહમાં નિયુકિત પર બુઝુર્ગો–વડીલો તરફથી ખુશી, દુઆ અને નસીહત

શૈખુલ હદીસ મવલાના મુહમ્મદ ઝકરિય્યા સાહેબ(રહ.)એ એક પત્રમાં ફરમાવ્યું :

“મુફતી સાહેબ (હઝરત ફકીહુલ ઉમ્મત રહ.)ની બરકતથી તમે ડાભેલ ખાતે તદરીસી સેવામાં લાગી ગયા એનાથી ઘણી જ ખુશી થઈ. અલ્લાહ તઆલા મુબારક ફરમાવે. તમારા ઉલૂમ–વિદ્યાથી તલબાને ફાયદો પહોંચાડે અને પ્રગતિઓથી નવાઝે.”

ફકીહુલ ઉમ્મત હઝરત મુફતી મહમૂદ હસન ગંગોહી (રહ.)ના પત્રમાં છે :

“અલ્લાહ તઆલાએ તમને દીનની ખિદમતનો મોકો આપ્યો, એનો મોટો એહસાન છે. નહીંતર તમારાથી વધારે કાબેલિયતવાળા બેકાર પડયા છે. આ એહસાનનો શુક્ર એવી રીતે અદા કરો કે પોતાને કાબેલ ન સમજીને દરેક ખિદમત – સેવાને હકથી વધારે સમજો અને ઘણી જ મહેનત–મુતાલઆ અભ્યાસથી કાર્ય કરો. મદરસાના સમયના જ પાબંદ સમજીને બીજા સમયમાં પોતાને સ્વતંત્ર ન સમજો.”

ફખ્રે ગુજરાત મવલાના સઈદ અહમદ પાલનપૂરી લખે છે :

"નવા વર્ષ માટે તમે ડાભેલનો પ્રોગ્રામ લખ્યો છે, તે ઘણો જ મુબારક છે. અલ્લાહ તઆલા એમાં બરકત અતા ફરમાવે અને ઈસ્તેકામત નસીબ કરે."

આપ તા.૧૬/શવ્વાલ ૧૩૮૮ હિ.મુતાબિક ૬/જાન્યુઆરી ૧૯૬૯ના દિવસે નિયમ પ્રમાણે જામિઅહ ખુલતાં જ હાજર થઈ ગયા. મવલાના મુહમ્મદ સઈદ સીમલકી (રહ.)નો સોનેરી દોર ચાલી રહયો હતો. મવલાના બુઝુર્ગ (રહ.)ની પારખુ દષ્ટિ ગુજરાત અને ગુજરાત બહારથી પણ હીરા–મોતી શોધી લાવતી અને જામિઅહનું તાલીમી – તરબિયતી તંત્ર વધુ મજબૂત–દઢ થઈ જતું. મવલાના અબરાર અહમદ ધુલ્યવી (રહ.)આ જ વરસે જામિઅહમાં આવ્યા. ઘણા ખુશમિજાજ – આનંદી સ્વભાવના હતા. મુફતી સાહેબ અને મવલાના અબરાર અહમદ સાહેબ બંગલાના બે સાથેના કમરાઓમાં રહેતા હતા.

બંગલો જામિઅહનું જૂનું અને બરકતવાળુ ઠેકાણું છે. અલ્લામહ કશ્મીરી (રહ.) અલ્લામહ ઉસ્માની (રહ.) વગેરે અકાબિરીન આ જ બંગલામાં રહેતા હતા, બલકે એમના આવ્યા પછી એમના રહેવા માટે જ આ બંગલો બનાવવામાં આવ્યો હતો.

મુફતી સાહેબ જામિઅહમાં આવ્યા ત્યારે ઉંમર ૨૨ વર્ષની હતી. શાદી થઈ હતી નહીં. દાઢીનો એક પણ વાળ ઉગ્યો ન હતો. પાતળું–હલકું શરીર ધરાવતા હતા. નવઆગંતુક બાહ્ય દેખાવ અને શરીરનો બાંધો જોઈ નક્કી એમ જ સમજે કે કોઈ તાલિબે ઈલ્મ છે. કોને ખબર હતી કે આ દુબળા–પાતળા શરીરની કુરબાની – મહેનતથી જામિઅહ ઈસ્લામિયહનો એક નવો ઈતિહાસ જોડાયેલો છે.

અરબી અવ્વલથી દવરએ હદીસ સુધીની અનેક કિતાબો વારંવાર પઢાવી. આ ઝમાનાના મોટા મોટા ઉલમા આપના શાગિર્દ બન્યા. અમુકના નામોનો આગળ ઉલ્લેખ કરીશ.

પઢાવવા સાથે કુતુબખાનાની વ્યવસ્થા (નિઝામત) અને તાલીમની વ્યવસ્થા (નિઝામતે તાલીમ)ની પણ સેવા આપી અને કાબેલિયત પૂરવાર

કરી.

ક્યા વરસે કઈ કિતાબ ક્યા પિરિયડમાં પઢાવી, બાકીના સમયમાં શું જિમ્મેદારી રહી, એનો પૂરો નકશો મુફતી સાહેબે નોંધી રાખ્યો છે. અત્રે એને વર્ણવવામાં આવે છે :

## દર વરસની તરતીબ પ્રમાણે

## પઢાવેલી કિતાબો

પહેલું વરસ ૧૬/શવ્વાલ ૧૩૮૮ હિ., ૬/જાન્યુઆરી ૧૯૬૯ ઈ. સોમવારે જામિઅહમાં હાજરી થઈ.

★ **પ્રથમ વર્ષ :** ૧૬/શવ્વાલ ૧૩૮૮ હિ., ૬/જાન્યુઆરી ૧૯૬૯ ઈ. સોમવારથી વર્ષ પૂરૂ થતાં સુધી.

| પહેલો પિરિયડ | બીજો પિરિયડ |
|---|---|
| નૂરુલ ઈઝાહ–પછી કુદૂરી બુયૂઅથી ખતમ સુધી | દરજએ અરબી અવ્વલ સંપૂર્ણ |

★ **બીજું વર્ષ :** ૧૧/શવ્વાલ ૧૩૮૯ હિ., ૨૧.ડિસેમ્બર ૧૯૬૯ ઈ.થી વર્ષ પૂરૂ થતા સુધી.

| પહેલો પિરિયડ | બીજો પિરિયડ | બાકીનો સમય | વધારે |
|---|---|---|---|
| નૂરુલઈઝાહ/ કુદૂરી | ઉસૂલુશ્શાશી | નિઝામતે | સિરાજી |
| | દુરુસુત્તારીખ | કુતુબખાનહ | |

મવલાના ઈબ્રાહીમ પટની સાહેબની બીમારીમાં બીજા અર્ધા ભાગનો તરજુમએ કુર્આન મજીદનો વધારો થયો. ૮/મુહર્રમ ૧૩૯૦ હિ./૧૭ માર્ચ સન ઈ.૧૯૭૦થી લગભગ પંદર દિવસ.

★ **ત્રીજું વર્ષ** : ૧૫/શવ્વાલ ૧૩૯૦ હિ., ૧૫/ડિસેમ્બર ૧૯૭૦ ઈ. મંગળવારથી વર્ષના અંત સુધી.

| પહેલો પિરિયડ | બીજો પિરિયડ | બાકીનો સમય | વધારે |
|---|---|---|---|
| નૂરુલઈઝાહ/ કુદૂરી | ઉસૂલુશ્શાશી | નિઝામતે | સિરાજી |
| | દુરુસુત્તારીખ | કુતુબખાનહ | |

મવલાના આદમ સાહેબની વફાત થવાથી ૨૧/ઝિલ્હજ ૧૩૯૦ હિ., ૧૮ / ફેબ્રુઆરી ૧૯૭૧ ઈ. થી વર્ષના અંત સુધી બીજા પિરિયડમાં શર્હે વિકાયહ અને ત્રીજા પિરિયડમાં મકામાતે હરીરી અને મુખ્તારાતનો વધારો.

★ **ચોથું વરસ** : ૧૧ / શવ્વાલ, ૧૩૯૧ હિજરી, ૩૦ / નવેમ્બર, ૧૯૭૧ ઈ. મંગળવારથી વર્ષના અંત સુધી.

| પ્રથમ પિરિયડ | બીજો પિરિયડ | પાંચમો પિરિયડ | બાકીનો સમય | વધારે |
|---|---|---|---|---|
| નૂરુલઈઝાહ | શર્હે વિકાયહ | મકામાત | નિઝામતે | સિરાજી |
| કુદૂરી | | મુખ્તારાત | કુતુબખાનહ | |

૧૭ / શવ્વાલ ૧૩૯૧ હિજરી સોમવાર, ૬ / ડિસેમ્બર ૧૯૭૧ ઈસ્વીથી ૧૯ ઝીલ્હજ ૧૩૯૧ હિજરી, ૫/ ફેબ્રુઆરી ૧૯૭૨ ઈ. મવલાના ઈબ્રાહીમ પટની સાહેબની બે માસની બીમારીમાં જલાલૈન શરીફૈન ત્રીજા અને ચોથા પિરિયડમાં.

★ **પાંચમું વર્ષ** : ૧૪ શવ્વાલ ૧૩૯૨ હિજરી, ૨૧ નવેમ્બર ૧૯૯૨ ઈસ્વી મંગળવાર.

| પ્રથમ પિરિયડ | બીજો પિરિયડ | પાંચમો પિરિયડ | બાકીનો સમય | વધારે |
| --- | --- | --- | --- | --- |
| નૂરુલઈઝાહ કુદૂરી | શર્હે વિકાયહ | મકામાત મુખ્તારાત | નિઝામતે કુતુબખાનહ | સિરાજી |

૩ – ઝીકઅદહ ૧૩૯૨ હિજરી, ૧૦ ડિસેમ્બર ૧૯૭૨ ઈસ્વી રવિવારથી વર્ષના અંત સુધી મવલાના હુસૈન બનારસી સાહેબના નહીં આવવાથી સંપૂર્ણ ફેરફાર, નિઝામતે કુતુબખાના ખતમ.

| પહેલો પિરિયડ | બીજો પિરિયડ | ત્રીજો પિરિયડ | પાંચમો પિરિયડ | છઠ્ઠો પિરિયડ |
| --- | --- | --- | --- | --- |
| નૂરુલઈઝાહ કુદૂરી | શર્હે વિકાયહ | દીવાને મુતનબ્બી | મકામાત મુખ્તારાત | શર્હે અકાઈદ સિરાજી |

તારીખ ૫ / ઝીકઅદહ ૧૩૯૨ હિજરી, ૧૨ ડિસેમ્બર મંગળવારથી પહેલાં પિરિયડમાં નૂરુલ ઈઝાહ – કુદૂરીની જગ્યાએ નૂરુલ અન્વાર.

★ **છઠ્ઠું વર્ષ** : ૧૮ શવ્વાલ ૧૩૯૩ હિ., ૧૪/નવે.૧૯૭૩ ઈ. બુધવાર.

| પહેલો પિરિયડ | બીજો પિરિયડ | પાંચમો પિરિયડ | છઠ્ઠો પિરિયડ | બાકી સમય |
| --- | --- | --- | --- | --- |
| શર્હે વિકાયહ | નૂરુલ અન્વાર | દીવાને મુતનબ્બી સિરાજી | શર્હે અકાઈદ | નિઝામતે કુતુબખાનહ |

મુફ્તી ઈસ્માઈલ સાહેબની બે માસની રજાઓથી ફેરફાર, ૧૯ રબી. ૧/ ૧૪૯૯ હિજરી, ૧૩ એપ્રિલ ૧૯૭૪ ઈસ્વી, શનિવારથી હિદાયહ અવ્વલૈન પહેલાં બીજા પિરિયડમાં, નૂરુલ અન્વાર ત્રીજા પિરિયડમાં, શર્હે

વિકાયહ હટાવી લેવામાં આવી.

૨૯ / રજબ ૧૩૯૪ હિજરી, ૧૯ ઓગષ્ટ ૧૯૭૪ ઈસ્વીના વાર્ષિક જલ્સો.

૧ / શાબાન ૧૩૯૪ હિજરી , ૨૦ ઓગષ્ટ ૧૯૭૪ ઈસ્વીથી રજાઓ.

★ **સાતમુ વર્ષ** : ૧૩ / શવ્વાલ ૧૩૯૪ હિજરી, ૩૦ ઓકટોબર ૧૯૭૪ ઈસ્વી બુધવાર.

| **પહેલો પિરિયડ** | **બીજો પિરિયડ** | **ત્રીજો પિરિયડ** | **પાંચમો પિરિયડ** | **છઠ્ઠો પિરિયડ** | **વધારે** |
|---|---|---|---|---|---|
| મિશ્કાત શરીફ–૧ | હિદાયહ–૨ હુસ્સામી | દીવાને મુતનબ્બી | શર્હે વિકાયહ | નૂરુલ અન્વાર | મુઅત્તા માલિક |

૨૩ ઝિલ્હજ૧૩૯૪ હિજરી, ૬, જાન્યુઆરી ૧૯૭૫ ઈસ્વી, મવલાના ફઝલુર્રહમાન સાહેબના આવવાથી ફેરફાર, અંત સુધી.

| **પહેલો પિરિયડ** | **બીજો પિરિયડ** | **ત્રીજો પિરિયડ** | **છઠ્ઠો પિરિયડ** | **વધારે** |
|---|---|---|---|---|
| મિશ્કાત શરીફ–૧ | હિદાયહ–૨ હુસ્સામી | દીવાને મુતનબ્બી | નૂરુલ અન્વાર | મુઅત્તા માલિક |

૧૭ જમાદિલ ઊલા ૧૩૯૫ હિજરી, ૨૯ મે ૧૯૭૫ ઈસ્વીથી નિઝામતે તાલીમ મજલિસે શૂરાની મીટીંગ ૩ / જમાદિલ ઊલા ૧૩૯૫ હિજરી, ૧૫, મે ૧૯૭૫ ઈ.ના ઠરાવ પ્રમાણે.

★ **આઠમું વર્ષ** : ૧૩ શવ્વાલ ૧૩૯૫ હિ./ ૧૯ ઓકટોબર ૧૯૭૫ ઈ. રવિવારથી વર્ષના અંત સુધી.

| પહેલો-બીજો પિરિયડ | પાંચમો-છઠ્ઠો પિરિયડ | બાકીનો સમય | વધારે |
|---|---|---|---|
| હિદાયહ ૧-૨ હુસ્સામી | મિશ્કાત સંપૂર્ણ શર્હે નુખ્બહ | નિઝામતે તાલીમ | મુઅત્તા માલિક |

★ **નવમું વર્ષ** : ૧૪ શવ્વાલ ૧૩૯૬ હિજરી, ૯ ઓકટોબર ૧૯૭૬ ઈસ્વી સોમવારથી વર્ષના અંત સુધી.

| પહેલો-બીજો પિરિયડ | પાંચમો-છઠ્ઠો પિરિયડ | બાકીનો સમય | વધારે |
|---|---|---|---|
| હિદાયહ ૧-૨ હુસ્સામી | મિશ્કાત સંપૂર્ણ શર્હે નુખ્બહ | નિઝામતે તાલીમ | મુઅત્તા માલિક |

★ **દસમું વર્ષ** : ૧૨- શવ્વાલ ૧૩૯૩ હિજરી, ૨૬/સપ્ટેમ્બર ૧૯૭૭ ઈસ્વી સોમવારથી વર્ષના અંત સુધી.

| પહેલો-બીજો પિરિયડ | પાંચમો પિરિયડ | બાકીનો સમય | વધારે |
|---|---|---|---|
| હિદાયહ ૧-૨ સિરાજી | મિશ્કાત શરીફ-૧ | નિઝામતે તાલીમ | મુઅત્તા માલિક |

★ **અગિયારમું વર્ષ** : ૧૩ શવ્વાલ ૧૩૯૮ હિજરી, ૧૭ ડિસેમ્બર ૧૯૭૮ ઈ. રવિવાર.

| ૧-૨ પિરિયડ | પાંચમો પિરિયડ | છઠ્ઠો પિરિયડ | બાકી સમય | વધારે |
|---|---|---|---|---|
| હિદાયહ ૧-૨ સિરાજી | મિશ્કાત શરીફ-૧ | નૂરુલ અન્વાર | નિઝામતે તાલીમ | મુઅત્તા માલિક |

૧, રબીઉલઅવ્વલ ૧૩૯૯ હિજરી, ૩૦ ફેબ્રુઆરી ૧૯૭૯ ઈ. મંગળવારથી વર્ષના અંત સુધી (મવલાના અહમદુલ્લાહ સાહેબની વફાત પછીનો ફેરફાર) :

| પહેલો-ચોથો પિરિયડ | પાંચમો પિરિયડ | બાકીનો સમય | વધારે |
|---|---|---|---|
| હિદાયહ ૧-૨ સિરાજી | અબૂ દાવૂદ શરીફ | નિઝામતે તાલીમ | ઈબ્ને માજહ |

★ **બારમું વર્ષ** : ૧૧ શવ્વાલ ૧૩૯૯ હિજરી, ૪ સપ્ટેમ્બર ૧૯૭૯ ઈસ્વી મંગળવાર.

| પહેલો-બીજો પિરિયડ | પાંચમો પિરિયડ | બાકીનો સમય |
|---|---|---|
| હિદાયહ ૧-૨ | અબૂ દાવૂદ સિરાજી | નિઝામતે તાલીમ શરીફ |

વાલિદહનો ઈન્તેકાલ, ૧૪ શવ્વાલ ૧૩૯૯ હિજરી, ૭/ સપ્ટેમ્બર ૧૯૭૯ ઈસ્વી જુમ્અહ.

દારુલ ઉલૂમ દેવબંદનો ઈજલાસે સદસાલહ (શતાબ્દી મહોત્સવ).

★ તેરમું વર્ષ : ૧૨ / શવ્વાલ ૧૪૦૦ હિજરી, ૨૪ ઓગષ્ટ ૧૯૮૦ ઈસ્વી રવિવાર.

| પહેલો-બીજો પિરિયડ | પાંચમો પિરિયડ | બાકીનો સમય |
|---|---|---|
| હિદાયહ ૧--૨ | અબૂ દાવૂદ સિરાજી | નિઝામતે તાલીમ શરીફ |

૨૧, શવ્વાલ ૧૪૦૦ હિજરી. ૨, સપ્ટેમ્બર ૧૯૮૦ ઈ. મંગળવારથી વર્ષના અંત સુધી હઝરત મવલાના ઐયૂબ સાહેબે અશકિત દર્શાવતા ફેરફાર.

| પહેલો-બીજો પિરિયડ | પાંચમો પિરિયડ | બાકીનો સમય |
|---|---|---|
| હિદાયહ ૧--૨ સિરાજી | તિરમિઝી શરીફ | નિઝામતે તાલીમ શરીફ |

મહોર્રમ ૧૪૦૧ હિજરીમાં હજ પછીની હાજરી.

★ ચૌદમું વર્ષ : ૭ / શવ્વાલ ૧૪૦૧ હિજરી, ૪ ઓગષ્ટ ૧૯૮૨ ઈસ્વી બુધવાર.

| પહેલો પિરિયડ | બીજો પિરિયડ | છઠ્ઠો પિરિયડ | બાકીનો સમય |
|---|---|---|---|
| હિદાયહ અવ્વલ સિરાજી | હિદાયહ -- ૩ | તિરમિઝી શરીફ શમાઈલ | નિઝામતે તાલીમ |

★ પંદરમું વર્ષ : ૧૩ શવ્વાલ.

| પહેલો પિરિયડ | બીજો પિરિયડ | છઠ્ઠો પિરિયડ | બાકીનો સમય |
|---|---|---|---|
| હિદાયહ – ૩ | હિદાયહ અવ્વલ સિરાજી | તિરમિઝી શરીફ શમાઈલ | નિઝામતે તાલીમ |

૧૭ ઝિલહજ ૧૪૦૨ હિજરી. ૫ / ઓકટોબર ૧૯૮૨ ઈસ્વી મંગળવારથી વર્ષના અંત સુધી મવલાના અબૂબક્ર સાહેબના છૂટા થવાથી ફેરફાર.

| પહેલો પિરિયડ | બીજો પિરિયડ | ચોથો પિરિયડ | છઠ્ઠો પિરિયડ | બાકી સમય |
|---|---|---|---|---|
| હિદાયહ–૩ | હિદાયહ–૧ સિરાજી | મિશ્કાત–૧ શર્હે નુખ્બહ | તિરમિઝી શમાઈલ | નિઝામતે તાલીમ |

★ સોળમું વર્ષ : ૧૨ શવ્વાલ ૧૪૦૩ હિજરી, ૨૩/ જુલાઈ ૧૯૮૩ ઈ. શનિવાર.

| પહેલો પિરિયડ | બીજો પિરિયડ | ચોથો પિરિયડ | છઠ્ઠો પિરિયડ | બાકી સમય |
|---|---|---|---|---|
| હિદાયહ–૪ | હિદાયહ–૧ સિરાજી | મિશ્કાત–૧ શર્હે નુખ્બહ | તિરમિઝી શમાઈલ | નિઝામતે તાલીમ |

તારીખ ૧૨ ઝિલ્કઅદ ૧૪૦૩ હિ. ૨૨/ઓગષ્ટ ૧૯૮૩ ઈ. સોમવારથી વર્ષના અંત સુધી મિશ્કાત શરીફ–૧ અને શર્હે નુખ્બહ હટાવી દેવામાં આવી.

★ **સત્તરમું વર્ષ** : ૧૭/શવ્વાલ ૧૪૦૪ હિજરી, ૧૭/ જુલાઈ ૧૯૮૪ ઈસ્વી મંગળવાર.

| પહેલો પિરિયડ | બીજો પિરિયડ | છઠ્ઠો પિરિયડ | બાકીનો સમય |
|---|---|---|---|
| હિદાયહ અવ્વલ સિરાજી | હિદાયહ – ૪ | તિરમિઝી શમાઈલ | નિઝામતે તાલીમ |

નવા શૈખુલ હદીસ સાહેબની પધરામણી ઊપર ૨૭ ઝિલ્હજ ૧૪૦૪ હિ. ૨૪ સપ્ટેમ્બર ૧૯૮૪ ઈ. સોમવાર.

| પહેલો પિરિયડ | બીજો પિરિયડ | છઠ્ઠો પિરિયડ | બાકીનો સમય |
|---|---|---|---|
| હિદાયહ – ૪ | હિદાયહ–૧ સિરાજી | બુખારી શરીફ – ૨ | નિઝામતે તાલીમ |

મવલાના યૂસુફ સાહેબની બીમારીમાં ફકત પંદર દિવસ નીચે પ્રમાણેનો વધારો.

૬, મહોર્રમ ૧૪૦૫ હિજરી. ૨,ઓકટોબર ૧૯૮૪ ઈસ્વી મંગળવાર મિશ્કાત શરીફ અને શર્હે નુખ્બહ ત્રીજા પિરિયડમાં, શર્હે વિકાયહ ચોથા પિરિયડમાં.

★ **અઢારમું વર્ષ** : સોમવાર , ૧૨ / શવ્વાલ – ૧૪૦૫ હિજરી.

| પહેલો પિરિયડ | ત્રીજો પિરિયડ | છઠ્ઠો પિરિયડ |
|---|---|---|
| હિદાયહ–૧, હુસ્સામી | મિશ્કાત–૧ | બુખારી શરીફ – ૨ |

૬,મહોર્રમ ૧૪૦૬ હિજરી. ૨૨, સપ્ટેમ્બર ૧૯૮૫ ઈસ્વી રવિવાર

મવલાના ગુલામ મુહમ્મદ સાહેબની બીમારીના કારણે ત્રીજા પિરિયડમાં નૂરુલ અન્વાર, તા. ૧૬, રબી. ૧૪૦૬ હિજરી, ૩૦ નવેમ્બર ૧૯૮૫ ઈસ્વી સુધી.

★ **ઓગણીસમું વર્ષ** : ૧૩ / શવ્વાલ ૧૪૦૬ હિજરી, ૨૧ / જૂન – ૧૯૮૬ ઈસ્વી શનિવાર.

| પહેલો પિરિયડ | ત્રીજો પિરિયડ | ચોથો પિરિયડ | છઠ્ઠો પિરિયડ |
|---|---|---|---|
| હિદાયહ અવ્વલ | મિશ્કાત–૧ | મકામાત | બુખારી |
| સિરાજી | | રિયાઝુસ્સાલિહીન | શરીફ – ૨ |

૨૩, ઝિલ્કદ ૩૧. જુલાઈ, ગુરૂવાર, ઈબ્રાહીમ ભાઈની વફાત પર ખત્મે કુર્આન.

મુફતી સાહેબે અહીંયાં સુધી દર્સી કિતાબોનો ચાર્ટ નોંધ્યો છે, ૧૪૦૬ હિજરી બકરા ઈદની રજાઓ પછી જામિઅહના દારુલ – ઈફતામાં સદર મુફતી બનાવવામાં આવ્યા, ત્યારથી આજ સુધી (૨૩ વર્ષ) ફકત એક પિરિયડ બુખારી શરીફ – બીજા ભાગનો દર્સ આપે છે, ૧૪૧૯ હિ.માં એકવાર સિરાજી પઢાવી, ૧૪૨૦ હિ.થી આ લખાતાં સુધી શમાઈલે તિરમિઝી રાત્રે પઢાવે છે.

## તદરીસ–સબકની શૈલી અને નિયમો

દરેક ઉસ્તાદની સબકની રીત અને શૈલી બીજાથી નોખી હોય છે અને આ બાબતો જ દર્સ – સબકની વિશેષતાઓ અને ખૂબીઓ સમજવામાં આવે છે.

આ લખનાર મુફતી સાહેબનો તૃચ્છ શાગિર્દ–વિદ્યાર્થી છે, અમુક કિતાબોનો સબક થોડો ચાખવા પૂરતો, બુખારી શરીફ બીજો ભાગ સંપૂર્ણ અને ઈફતાનો કોર્સ સંપૂર્ણ પઢવાની સઆદત મને સાંપડી છે, મારી જાણકારી

અને સમજ પ્રમાણે મુફતી સાહેબના સબકની વિશેષતાઓ અને ખૂબીઓ દર્શાવું છું.

(૧) પહેલાં જ દિવસે કહી દેતા કે દરરોજ સબક જેટલી કિતાબની ઈબારત પઢવાની રહેશે, આ જ પ્રમાણે તલબા વારા ફરતી પઢતા, ભૂલ સુધાર પર વિશેષ ધ્યાન આપતા, કોઈ ખોટું પઢીને આગળ નીકળી જાય, એ શક્ય જ ન હતું, અમુક કમઝોર તલબા એમનો નંબર હોય ત્યારે રાતથી જ બીજા હોશિયાર તલબા પાસે આવતી કાલનો સબક પઢીને સંતોષ કરી લેતા, ત્યારે જ એમને શાંતિ થતી.

(૨) આ લખનારે હિદાયહ – ૧નો શરૂનો ભાગ મુફતી સાહેબ પાસે પઢયો છે. એમાં રીત આ હતી કે તાલિબે-ઈલ્મ જરૂરત મુજબ કિતાબ પઢતો, પછી મુફતી સાહેબ મસ્અલો, એની દલીલો કુર્આનની અને તર્ક પ્રમાણેની, બીજા ઈમામોનો મત, એમની દલીલો, પછી એમની દલીલોનો હનફી ઉલમા તરફથી જવાબ અને હનફી મસ્લકના શ્રેષ્ઠ અને અમલપાત્ર હોવાના કારણો, બધું જ મોઢે એવી રીતે વર્ણવતા જાણે કિતાબો મોઢે યાદ હોય, આમાં સમજણ આપવામાં વાત આગળ – પાછળ થતી, પણ કિતાબની કોઈ વાત છૂટતી નહીં, મસ્અલાની સમજણ પૂરી થાય, એટલે પઢવાનો નંબર હોય એ વિદ્યાર્થી કિતાબનો તરજુમો કરતો તો સરળ અને સહીહ તરજુમો પોતે બતાવતા.

(૩) મૌખિક સબક કદી પ્રેકટીકલમાં બદલાય જતો, હિદાયહ અવ્વલમાં સુનને તહારતના અનુસંધાનમાં મિસ્વાકનું વર્ણન આવ્યું કે વુઝૂમાં મિસ્વાક સુન્નત છે, તો દરેકને વારા ફરતી પૂછયું કે 'મિસ્વાક બતાવો'. જેમના ગજવામાં મિસ્વાક હતું એમણે કાઢીને બતાવ્યું, અમારાથી પહેલાંના તલબાએ બતાવ્યું કે 'باب صفة الصلوة' અર્થાત્ 'નમાઝની રીત'નું વર્ણન આવતું તો તલબાને પૂરી નમાઝની પ્રેકટીસ કરાવતા.

(૪) સબકની શૈલી અત્યંત નિરાળી, કિતાબમાં લખવામાં આવેલ મસ્અલાની સમજણ આપવામાં પૂર્ણ કાબેલિયત ધરાવતા હતા, ગમે તેવો કમઝોર વિદ્યાર્થી થોડા ધ્યાનથી સાંભળી લે તો કમથી કમ સબક અને

મસ્અલાનો નિચોડ જરૂર સમજી શકે.

(૫) હિદાયહ અવ્વલૈન વરસો સુધી પઢાવી, ઘણી જ મહેનત, ધગશથી પઢાવી, હિદાયહ અવ્વલૈનનો દર્સ જયારે આ લખનારના હવાલે થયો, તો મુફ્તી સાહેબ જે કિતાબ—પ્રતમાંથી પઢાવતા હતા, મેં એને જોઈ તો પોતે સુંદર અક્ષરોથી લખેલ અનેક નોંધ (હાશિયહ) થી સુશોભીત છે, અમુક હાશિયહમાં મઆરિફુસ્સુનન – શર્હે તિરમિઝીનો હવાલો પણ ટાંકયો છે, એનાથી અંદાજો થાય છે કે મુતાલઅહ—પૂર્વ અભ્યાસમાં હિદાયહની શર્હો ઉપરાંત હદીસ શરીફની શર્હો પણ વાંચનમાં રાખતા હશે.

(૬) ફરાઈઝ (વારસા વહેંચણીના દાખલાઓ) આપનો વિશેષ વિષય છે, વિદ્યાર્થીકાળથી એનાથી લગાવ હતો, એક વાર ફરમાવ્યું કે : "પઢવાના ઝમાનામાં અસર પછી ફરવા જતો ત્યારે એના દાખલાઓ ગણતો હતો. આ વિષયના નિયમો, કાયદાઓ, મસ્અલાઓ એવા યાદ છે કે આખો વિષય જ નજર સમક્ષ છે." જામિઅહમાં હિદાયહ સાથે સિરાજી પઢાવવામાં આવે છે, એમાં વારસદારોના પ્રકાર, અહેવાલ, વગેરે સૂરએ ફાતિહાની જેમ પાકા કરાવતા, ઉસ્તાદે સવાલ કર્યો કે તુરંત સાચો જવાબ !

## હિદાયહના એક શબ્દની શોધમાં

(૭) એકવાર ફરમાવ્યું કે :

"હિદાયહ પઢાવવાના ઝમાનામાં મેં કદી એની ઉર્દૂ શર્હ (ગાઈડ–વિવરણ) નથી જોઈ, ત્યારે 'અયનુલ હિદાયહ' હતી, તે પણ જોતો ન હતો.

એક વાર 'ઝકાત'ના પ્રકારણમાં 'قصب الذريرة' નો શબ્દ આવ્યો, તો આ શબ્દને ઘણો જ શોધ્યો, કોઈ કિતાબમાં મળ્યો નહીં, બધા જ વિવરણકર્તાઓએ લખી દીધું કે 'આને બધા જ જાણે છે'. અયનુલ હિદાયહના લેખકે પણ આમ જ લખ્યું છે, આ પૂર્વ એક મસ્અલામાં 'قصب السكر' નો શબ્દ છે, એનું સ્પષ્ટીકરણ – વિવરણ બધાંએ જ આપ્યું છે, પણ 'قصب الذريرة' નો મતલબ કોઈએ લખ્યો નથી, આ દિવસોમાં અન્ય ઉલમાથી પણ પૂછયું, દેવબંદ જવાનું થતું તો ત્યાં પણ પૂછતો, પણ કોઈએ

સાચો મતલબ બતાવ્યો નહીં, આ સંબંધે એક મજાની વાત સંભળાવી કે મવલાના ખૈરુર્રહમાન અહમદાબાદી (વાલિદે મોહતરમ મોલ્વી તાહિર સાહેબ) જામિઅહમાં પહેલાં હિદાયહ પઢાવી ચૂક્યા હતા, એમણે 'અયનુલ હિદાયહ'ના હાશિયહમાં લખ્યું કે : "હા ! 'قصب السكر' બધાને ખબર હતું, એટલે સમજણ આપી, પણ 'قصب الذريره' ની કોઈને ખબર નથી, એટલે કંઈ લખ્યું નથી !" હું આ નોંધ વાંચીને ખૂબ હસ્યો, કે એમને પણ મારી જેમ ગુંચવણ પડી હતી."

સબકમાં જયારે આ જગ્યા આવતી, તો તલબાને કહી દેતા કે : "ખબર નથી કે 'قصب الذريره' શું છે ?" અંતે હઝરત શૈખ (રહ.)ની કિતાબ 'جزء حجة الوداع' નો અનુવાદ પાકિસ્તાનથી પ્રકાશિત થયો, એમાં મળ્યું, અને હાશિયહ ઊપર લખી લીધું. હઝરત મુફતી સાહેબે વાંચીને સંભળાવ્યું :

"હાફિઝ ઈબ્ને હજર (રહ.) ફરમાવે છે : 'ઝરીરહ એક પ્રકારની ખુશ્બૂ છે, અહલે હિજાઝ એને જાણે છે.' ઈમામ નવવી (રહ.) અને અન્ય ઘણાનું કહેવું છે કે : 'આ એક સુગંધી જડીબુટ્ટીની ભૂકી છે, જે ભારતથી આવે છે.' મુહીતે આઝમના લેખકે 'قصب الذريره' ના પ્રકારને વિસ્તારથી દર્શાવ્યા છે, તેઓ લખે છે : 'હિન્દીમાં એને 'ચરાઈતહ' કહે છે, એની ભૂકી ખુશ્બૂદાર હોય છે અને બગલમાં લગાડવું પસીના માટે ઉપયોગી છે."

[હજ્જતુલ વદાઅ : અનુવાદ મવલાના યૂસુફ લુધ્યાનવી કરાચી : ૨૨]

આ લખનાર કહે છે કે : "આ કિસ્સો આજથી ૩૫ વરસ પહેલાંનો છે, આટલા વરસોમાં હિદાયહની અનેક શર્હો – ગાઈડો સામે આવી છે, પણ બધા જ લેખકો આ સ્થળેથી ચૂપચાપ આગળ વધી ગયા છે."

'અશ્રફુલ હિદાયહ' ૩–૧૩૦ પર 'قصب الذريره' નો અર્થ 'ચરાઈતહ કા દરખ્ત' કહેવામાં આવ્યું છે. આ ખોટું છે કારણ કે 'قصب' નો અર્થ ઝાડ નથી, બલકે એવા વનસ્પતિને કહેવામાં આવે છે જેનું થડ ખોખલું કે ગાંઠવાળું હોય, જેમ કે વાંસ.

'અહસનુલ હિદાયહ'માં તો વાત ક્યાંથી ક્યાં પહોંચાડી દીધી છે,

તેમાં છે : 'چراگاہ' (ચરાઈતહ યા'ની ચરીવાલી લકળી) [અહસનુલ હિદાયહ : ૧/૩૬]. ફકત 'ચરાઈતહ' કહયું હોત તો નવાઈ ન હોત, પરંતુ કૌંસમાં જે સ્પષ્ટીકરણ છે એણે તો ચરાઈતહના અર્થનો અનર્થ કરી દીધો છે, 'ચરી' હિન્દી શબ્દ છે, એનો અર્થ છે : બાજરી, જુવાર, મકાઈના લીલા છોડ, આનાથી તો કોઈ એમ સમજે કે બાજરી, જુવાર, મકાઈમાં ઉશ્ર નથી, જે ખોટી બાબત છે.

મુફતી સાહેબનો એક દિલ ચસ્પ મલ્ફૂઝ અત્રે રજૂ કરવો યોગ્ય રહેશે. ફરમાવ્યું કે :

"હઝરત મવલાના હાશિમ બુખારી (રહ.)એ એકવાર ફરમાવ્યું કે :

'બુખારામાં અમારા એક ઉસ્તાદે ફરમાવ્યું હતું કે : 'શર્હ લખનારાઓ ગધેડાની જેમ હોય છે, ગધેડાની આદત હોય છે કે જયાં એક પેશાબ કરે છે ત્યાં બીજો પેશાબ કરે છે, આ જ આદત આ શર્હ લખનારાઓની હોય છે, એક લેખક જયાં વિસ્તારથી સમજણ આપે છે, બીજો પણ ત્યાં વિસ્તારથી લખે છે, જયાં સમજણ–સ્પષ્ટીકરણની આવશ્યકતા હોય છે ત્યાં કોઈ પણ લખતું નથી."

(૮) સબક દરમિયાન સંજોગોનુસાર બુઝુર્ગોના કિસ્સા વગેરે સંભળાવવાની આદત હતી, વિશેષ કરીને જુમેરાતે કે કોઈ તાલિબ ઈલ્મને ટકોર કરતી વેળા વિશેષ રૂપે કિસ્સા વર્ણવતા, કદી ઘણી વાર સુધી નસીહત કરતા રહેતા, કિસ્સા સંભળાવતા રહેતા, પછી ફરમાવતા : "આ બધાનું મૂળ કારણ (શાને વુરૂદ) ફલાણા તાલિબે ઈલ્મની ફલાણી હરકત છે."

(૯) સબક શરૂ કરવાથી લઈ અંત સુધી કોઈ એક જ બેઠક કે ઢંગથી બેસવાની આદત નથી, ચહેરો અને ધ્યાન દરેક તાલિબે ઈલ્મ પ્રતિ બરાબર રાખતા, પરિણામે તલબા તન – મનથી સાંભળતા અને ધ્યાન આપતા, કદી આનંદ – રમૂજના વાકયો પણ ઉચ્ચારતા, જેનાથી કલાસનું વાતાવરણ હલકું થઈ જતું, તાલિબે ઈલ્મ દર્સમાં ધ્યાન ન આપે, ગફલત વર્તે કે ઉંઘ કાઢે એ કદી પણ સાંખી લેતા નહીં.

# તિરમિઝીમાં ત્યાગ

ઈખ્લાસ- નિખાલસતા (લિલ્લાહિય્યત) દીની મદારિસની સૌથી મોટી પૂંજી છે, જો દિલ સારું હોય, દિલમાં કુરબાની-ત્યાગની ભાવના હોય તો ગમે તે મુદર્રિસ થોડા જ સમયમાં ઊંચાઈએ પહોંચી જાય છે.

મુફતી સાહેબના શેખ અને મુરબ્બીએ દેવબંદથી ડાભેલ મુદર્રિસ તરીકે આવતી વેળા જે નસીહતો ફરમાવી હતી એમાં એક આ હતી :

"હોદ્દો – મરતબો માંગવો નહીં, કે મને ફલાણી કિતાબ પઢાવવા માટે આપવામાં આવે."

હઝરત (રહ.)ના શબ્દો પર વિચાર કરીએ તો સમજાય છે કે મુદર્રિસ તરફથી મોટી કિતાબો પઢાવવાની ઈચ્છા અને માંગણી અને આજકાલ મોટી કિતાબો પઢાવવા માટે મદરસાઓ દ્વારા કરવામાં આવતા પ્રગતિ – તરક્કીના પ્રોપેગન્ડા અને પ્રયાસો પણ હોદ્દાની તલબ (હુબ્બે જાહ)માં આવી જાય છે.

મુફતી સાહેબે ઉપરોકત નસીહત ઊપર કેટલો અમલ કર્યો છે? કોઈ કિતાબની માંગણી તો શું જામિઅહની પ્રગતિ ખાતર, વ્યવસ્થા અને સંચાલન બરાબર જળવાય રહે એ હેતુસર જે ત્યાગ-કુરબાની અપનાવી એનું એક ઉદાહરણ રજૂ કરુ છું.

જામિઅહના ભૂતપૂર્વ શૈખુલ હદીસ હઝરત મવલાના ઐયૂબ સાહેબ આઝમી (રહ.) (મૃત્યુ: ૧૪૦૪ હિજરી) વરસો સુધી જામિઅહમાં તદરીસી સેવા આપતા રહયા, બુખારી શરીફ અને તિરમિઝી શરીફ બન્નેવ સંપૂર્ણ તેઓ જ પઢાવતા હતા, છેલ્લા અમુક વરસોમાં અશકિતના કારણે તિરમિઝી શરીફ પઢાવવાની છોડી દીધી હતી, એમની ઈચ્છા હતી કે તિરમિઝી શરીફ અન્ય એક કાબેલ ઉસ્તાદને આપવામાં આવે, પરંતુ જામિઅહના પારખુ અને અનુભવી મોહતમિમ મવલાના સઈદ બુઝુર્ગ (રહ.) મુફતી સાહેબને પઢાવવા આપવા ઈચ્છતા હતા, એમણે એમનો ઈરાદો વ્યકત પણ કરી દીધો હતો.

આ વરસે તિરમિઝીનો સબક સોંપવામાં આવે એ પહેલાં મુફતી સાહેબ

હજમાં તશરીફ લઈ ગયા એટલે પછી ઝિમ્મેદારોથી મશ્વેરો કરીને મોહતમિમ સાહેબે તિરમિઝી શરીફનો સબક મુફતી સાહેબના નામે કરી દીધો, મુફતી સાહેબ ત્યારે મક્કા મુકર્રમહમાં હતા, મવલાના મુહમ્મદ શફી મિયાં સાહેબે પત્ર દ્વારા એની ખુશખબરી આપી, તેઓ લખે છે :

"મદરસામાં અસબાક બરાબર થઈ રહયા છે, મવલાના ઐયૂબ સાહેબ (રહ.)એ તિરમિઝી શરીફ પઢાવવાની અશકિત દર્શાવી છે, મશ્વેરા પછી તમારું નામ નક્કી કરવામાં આવ્યું છે, એટલે મુબારકબાદ આપું છું, અલ્લાહ તઆલા તમારાથી આ ખિદમત કબૂલ ફરમાવે."

મુહમ્મદ શફીઅ મિયાં ઉફિય અન્હુ
૨/ ઝીકદહ , ૧૪૦૦ હિજરી

ત્યાર પછી અન્ય કિતાબોની સાથે ચાર વર્ષો સુધી તિરમિઝી શરીફનો દર્સ સંપૂર્ણ મુફતી સાહેબ પાસે રહયો, તિરમિઝી શરીફમાં ફુકહા અને ઈમામોના કથનો પણ વર્ણવવામાં આવ્યા છે, વરસો સુધી હિદાયહ પઢાવવાથી ફિકહી બસીરત ધરાવતા જ હતા, હવે હદીસ સાથે ફિકહ જોડવાથી ચાર – ચાંદ લાગી ગયા, ફિકહની સમજણ અને સુંદર સ્પષ્ટીકરણથી તલબા ઘણા જ ખુશ હતા, આ સિલસિલો ચાલુ જ હતો, એવામાં જામિઅહના શૈખુલ હદીસ હઝરત મવલાના ઐયૂબ સાહેબ ની ૬ શવ્વાલ ૧૪૦૪ હિ.માં વફાત થઈ ગઈ. અલ્લાહ તેમના ઊપર રહમત વરસાવે. આમીન !

જામિઅહ માટે નવા શૈખુલ હદીસ શોધવામાં આવ્યા, હઝરત મવલાના ઈકરામ અલી ભાગલપૂરી સાહેબ (રહ.) (મૃત્યુ : ૧૪૨૯ હિજરી)ને આ હોદ્દા માટે રાજી કરવામાં આવ્યા, એમણે આ હોદ્દા પર સેવા આપવા માટે અમુક કડક શરતો નક્કી કરી, એમાં એક શર્ત આ હતી કે,

મારી પાસે પઢાવવા માટે બુખારી શરીફ સંપૂર્ણ અને તિરમિઝી શરીફ પ્રથમ ભાગ અથવા બુખારી શરીફ ભાગ–૧ અને તિરમિઝી શરીફ ભાગ–૧ અવશ્ય રહેશે, એ સિવાય એનાથી પાછળના દરજાની કોઈ એક કિતાબ.

જે લોકો નવા શૈખુલ હદીસ માટે એમની સાથે વાતચીત કરવા ગયા

હતા એમણે બધી શરતો સ્વીકારી લીધી અને એમને નક્કી કરી દેવામાં આવ્યા. એમની શર્ત પ્રમાણે મુફતી સાહેબે ચૂપચાપ 'તિરમિઝી' શરીફનો દર્સ શૈખુલ હદીસ સાહેબ માટે છોડી દીધો. મોહતમિમ સાહેબે મુફતી સાહેબનો ત્યાગ – કુરબાની જોઈને બુખારી શરીફ બીજો ભાગ એમના નામે લખી દીધો, ત્યારથી આજ સુધી બુખારી શરીફ બીજો ભાગ પઢાવવાની ખિદમત અંજામ આપી રહયા છે. ૨૩/૧૦/૧૪૨૮ હિ.થી સફર વધી જવાથી બીજો ભાગ 'કિતાબુલ મગાઝી'થી કિતાબ 'ફઝાઈલે કુર્આન' સુધી પઢાવે છે.

જે વરસે (૧૪૦૫ હિજરી) બુખારી શરીફના બીજા ભાગનો સબક સોંપવામાં આવ્યો એ વરસે હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.)એ લખેલ પત્રમાં નસીહત ફરમાવી કે :

"જે કિતાબો તમારી પાસે છે અથવા એમની પાસે છે, બધી જ દીનની ખિદમત છે. હઝરત મવલાના મુહમ્મદ યાકૂબ સાહેબ નાનોત્વી (રહ.) ફરમાવતા હતા કે : 'જે સવાબ બુખારી પઢાવવામાં મળે છે એ જ સવાબ અન્ય વિષયો, મન્તિક વગેરે પઢાવવામાં છે, શર્ત એટલી કે નિય્યત સહી હોય." [મકતૂબાતે ફકીહુલ ઉમ્મત : ૪ / ૨૭૮]

મુફતી સાહેબનો તદરીસનો પૂરો સમયકાળ એવી રીતે પસાર થયો છે કે ન તો કદી કોઈ કિતાબ તલબ કરી ન કોઈ કિતાબ પઢાવવાથી શરમ અનુભવી.

૧૪૧૯ હિ.માં લખનારને હિદાયહ અવ્વલ સોંપવામાં આવી, જામિઅહમાં પહેલાં પિરિયડમાં હિદાયહ સાથે સિરાજીનો દર્સ પણ હોય છે, મારા માટે હિદાયહ પઢાવવી સરળ હતી, કારણ કે આનાથી પહેલાં એક વાર અમુક દિવસ પઢાવી હતી, પરંતુ સિરાજી પઢાવવાની હિમ્મત ન હતી. હઝરત મુફતી સાહેબે મારા ખાતર સિરાજી પઢાવી, હું પણ એ સબકમાં જોડાયો.

મારે આ ઘટનાથી એ બતાવવું છે કે આ દિવસોમાં મુફતી સાહેબ ફકત એક પિરિયડ દવરહમાં બુખારી શરીફ –૨ પઢાવતા હતા, અરબી છટ્ઠામાં કે પાંચમામાં કોઈ પિરિયડ હતો નહીં, છતાં સિરાજી પઢાવવાનું સ્વીકાર્યું,

એમાં કંઈ શરમ કે આનાકાની આડે આવી નહીં.

પોતાનાથી સંકળાયેલા શાગિર્દોને સદા આ જ તાકીદ ફરમાવે છે કે : "મદરસાવાળાઓ તરફથી જે કિતાબ પણ આપવામાં આવે એમાં ખેર – બરકત હોય છે."

મુફતી અબ્બાસ બિસ્મિલ્લાહ સાહેબ મ.ઝિ.એ ફરમાવ્યું કે :

"એમના તદરીસના પ્રારંભિક સમયમાં જામિઅહના ઉસ્તાદ મવલાના યૂસુફ સાહેબ કાવી મ.ઝિ. બીમાર થયા તો 'શર્હે ઈબ્ને અકીલ'નો સબક મુફતી સાહેબ નાઝિમે તાલીમાત હતા એટલે મુફતી અબ્બાસ સાહેબને આપવાની ઈચ્છા દર્શાવી, મુફતી અબ્બાસ સાહેબે આનાકાની કરી તો ફરમાવ્યું કે : 'જુઓ, વગર માંગ્યે જે કિતાબ પઢાવવા મળે, એ પઢાવવામાં અલ્લાહ તઆલા તરફથી મદદ આવે છે, અને માંગણી પછી જે મળે એમાં આ વાત નથી હોતી.'

મુફતી સાહેબના કહેવાથી મુફતી અબ્બાસ સાહેબે એ સ્વીકારી લીધી." મુફતી અબ્બાસ સાહેબ ફરમાવે છે કે : "એવું જ થયું, તહજ્જુદ પઢીને દુઆ કરી અને કિતાબ ખોલી તો અલ્હમ્દુલિલ્લાહ બધું જ હલ – સરળ થઈ ગયું, કોઈ જગ્યાએ ગુંચવણ ઉભી થઈ નહીં."

## નાઝિમે કુતુબખાના (લાઈબ્રેરીયન)

જામિઅહમાં વિશાળ કુતુબખાનું છે, દરેક વિષય–વિદ્યાની મહત્ત્વની કિતાબો એમાં ઉપલબ્ધ છે, જામિઅહના તલબા અને ઉસ્તાદો ઉપરાંત અન્ય ઈલ્મ પ્રેમીઓ, સંશોધકો, લેખકો એનાથી લાભ ઉઠાવે છે.

ડાભેલની પ્રતિષ્ઠિત ગાર્ડી ફેમીલીએ એમાં અનેક મહત્ત્વની કિતાબો વકફ કરી છે, ભારતના ઈતિહાસકાર જનાબ કાઝી અત્હર મુબારક પુરી (રહ.) અત્રે મુદર્રિસ હતા ત્યારે આ કુતુબખાનાથી ભરપૂર લાભ ઉઠાવતા હતા, એમની મશહૂર કિતાબ رجال السند و الهند નું લેખન કાર્ય અહીંયાંથી જ આરંભાયું હતું, એમણે પણ આ કુતુબખાનાની તારીફ કરી છે, ગાર્ડી ફેમીલીની સેવાઓને બિરદાવતા તેઓ લખે છે કે : "તે દિવસોમાં

જામિઅહમાં એક શેર મશ્હૂર હતો, જેનો મતલબ આ હતો કે :

گار ڈی نے علم کی مٹی گار دی

[કારવાને હયાત : ૧૧૨]

કુતુબખાનાના સુંદર સંચાલન માટે એક સ્વતંત્ર 'નાઝિમે કુતુબખાના' રાખવામાં આવે છે, એના પહેલાં નાઝિમ હાફેઝ અબ્દુલહક બિસ્મિલ્લાહ સાહેબ (મુત્યુ : ૧૩૮૩ હિજરી) હતા, તેઓએ લગભગ ૪૦ વરસ સુધી જામિઅહના વિવિધ વિભાગોમાં સેવા આપી, જીવન સાદગી અને અમાનતની ખૂબીઓથી ભરેલુ હતું.

બીજા નાઝિમ મવલાના અ. ગફૂર નકશબંદી ભરૂચી (મૃત્યુ : ૧૪૨૨ હિ.) હતા, ગજબની યાદ શકિત ધરાવતા હતા, કુતુબખાનામાં ઉપલબ્ધ કોઈ કિતાબ વિશે પૂછવામાં આવતું તો કિતાબનું સાચું નામ, લેખકનું નામ, એ કિતાબની કેટલી શર્હો, અને કયા કબાટમાં કયાં છે, એ બધું તુરંત બતાવી દેતા.

ત્રીજા મવલાના મુફતી અ. અઝીઝ સૂરતી (રહ.) (મૃત્યુઃ ૧૪૨૦ હિ.) હતા, સુરતના રહેવાસી હતા, બાળપણમાં જ તાલીમ અર્થે દેવબંદ ચાલ્યા ગયા હતા, શૈખુલ ઈસ્લામ મલવાના હુસૈન અહમદ મદની (રહ.)થી ગાઢ સંબંધ ધરાવતા હતા, ૧૩૮૮ હિજરીમાં જામિઅહમાં નાઝિમે કુતુબખાના તરીકે એમને નિયુકત કરવામાં આવ્યા, ૧૯૬૯ ઈસ્વીમાં અમદાવાદ અને આસપાસ ભયંકર મુસ્લિમ વિરોધી તોફાનો થયાં, અને સેંકડો મુસલમાનોને શહીદ કરી દેવામાં આવ્યા, જેમાં અમદાવાદમાં રહેતા એમના અમુક રિશ્તેદારો પણ શહીદ થયા, આ વેળા સાર્વજનિક સહાય માટે જમઈયતે ઉલમાએ હિન્દના પ્લેટફોર્મથી સેવા કરવાના આશયે અમદાવાદ ચાલ્યા ગયા, એટલે એમની જગ્યાએ હઝરત મોહતમિમ સાહેબે મુફતી સાહેબને નાઝિમે કુતુબખાના બનાવી દીધા.

મુફતી સાહેબે ૧૩૮૯ હિજરી સુધી પઢાવવા સાથે આ જિમ્મેદારી સરસ રીતે બજાવી, ત્રણ પિરિયડ પઢાવવાના અને ત્રણ પિરિયડ કુતુબખાનાના નકકી હતા, આ ત્રણ પિરિયડોથી મુફતી સાહેબે પૂરતો લાભ

ઉઠાવ્યો, વિવિધ વિષયની અનેક કિતાબોના અભ્યાસમાં પ્રવૃત્ત રહયા, એમ પણ મુફતી સાહેબ દર્સની કિતાબો પૂરતું જ વાંચન ન રાખતા હતા, બલકે કિતાબો વાંચવાનો શોખ વિશાળ હતો, જીવનના દરેક તબક્કે આ કિંમતી આદત આપની સાથે રહી છે, એનાથી આપના દિલને સુકૂન, રાહત અને ખોરાક મળે છે.

એકવાર ફરમાવ્યું હતું કે : "ફારસી અવ્વલ પઢવાના વરસે મવલાના અબુલ કલામ આઝાદની દરેક કિતાબ – તકરીરો વાંચી ચુકયો હતો, એમની કિતાબોના વાકયો મોઢે યાદ કરતો હતો, એક સમયે તો અલ્લામહ ઈકબાલ (રહ.)ની બધી જ કિતાબો બે વાર વાંચી હતી."

આ લખનારે કુતુબખાનાની અમુક કિતાબો પર મુફતી સાહેબે હાશિયહ પર લખેલ નોંધો વાંચી છે, મુફતી સાહેબના અસામાન્ય વિશાળ વાંચનની ગવાહી માટે એમનું વ્યકિતગત કુતુબખાનું કાફી છે, જે કોઈ મહત્ત્વની કિતાબ જયાં પણ છપાઈ એને મેળવવાના પૂરતા પ્રયાસો કરે છે, પહેલાં તો એટલી શકિત ન હતી, છતાં આગળ પાછળ કરીને કિતાબો મેળવવાના શકય એટલા પ્રયાસો કરતા.

એકવાર ફરમાવ્યું કે : "જો હું ક્યાંક ચાલ્યો જાઉં તો ફતાવા લખવા માટે મારી પોતાની કિતાબો પૂરતી છે." નિઝામતે કુતુબખાના દરમિયાન કરેલ વાંચન અને વ્યવસ્થાનો અસર હતો કે ફતવો લખવા માટે કોઈ કિતાબની જરૂરત પડતી અને તે કિતાબ દારુલ ઈફતામાં ન હોતી તો યાદ શકિતના આધારે કુતુબખાનામાંથી એ કિતાબ મંગાવતા, એટલે કે ૩૫ – ૪૦ વરસ પછી પણ કુતુબખાનામાં કિતાબ હોવાનું યાદ રહે છે.

આ જ દિવસોની એક સેવા આ છે કે :

જામિઅહના મોહતમિમ સાહેબ મોટા મોટા ઉલમા બુઝુર્ગોથી સંબંધ ધરાવતા હતા, એમનાથી પત્ર વ્યવહારની જરૂરત પડતી તો મોહતમિમ સાહેબ મુફતી સાહેબના કુતુબખાનાવાળા સમયથી ફાયદો ઉઠાવતા, જામિઅહના જલ્સા માટે કોઈને દાવત આપવી, મહેમાનોની પધરામણી પર એમનો શુક્ર અદા કરવો, કોઈ બીજી બાબતની દરખાસ્ત કરવાની હોય

ત્યારે, વગેરે... અવસરોએ મુફ્તી સાહેબ જ મોહતમિમ સાહેબના હુકમથી પત્રો લખવાની જિમ્મેદારી અદા ફરમાવતા.

નાઝિમે કુતુબખાના હતા એ દિવસોમાં એક વરસે તો રાત – દિવસ એક કરીને વાર્ષિક પરીક્ષાની તૈયારી ફરમાવી. બધી જ કિતાબોના પેપરો તૈયાર કરવા, લખવા, ટાઈપ કરવા, વગરે કાર્યો એકલા હાથે અંજામ આપ્યા. તલબા – ઉસ્તાદો વિચારતા હતા કે આ પેપરો બહાર તૈયાર કરાવવામાં આવ્યા છે, પણ આ બધું તૈયાર કરનાર વ્યકિત એમનામાં જ હતી, આ બધું એટલી એકાગ્રતા, એકાંત અને નિખાલસતાથી કર્યું હતું કે કોઈને ખબર ન પડી.

મુફ્તી સાહેબને વાસ્તવમાં પઢાવવા માટે અત્રે નક્કી કરવામાં આવ્યા હતા, મદરસાની જરૂરતના કારણે કુતુબખાનાની જિમ્મેદારી સ્વીકારી હતી અને જામિઅહની પરંપરા મુજબ કાયમી ધોરણે કુતુબખાનાની જિમ્મેદારી સોંપી દેવામાં આવે એ શકય હતું, એટલે હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.)થી મશ્વેરો કર્યો, તો હઝરત (રહ.)એ ફરમાવ્યું કે : "કુતુબખાના માટે યોગ્ય માણસ શોધીને આપી દો અને ધીરે ધીરે આ જિમ્મેદારીથી જુદા થઈ જાઓ." મુફ્તી સાહેબે આ પ્રમાણે જ કર્યું, વિદ્યાર્થીકાળના દોસ્ત અને હમવતન જનાબ મવલાના મૂસા સાહેબ ભડકોદ્રવી મ.ઝિ.ને રજૂ કર્યા, ૧૩૯૦ હિજરીથી આ લખાય છે ત્યાં સુધી તેઓ એ હોદ્દા પર સેવા બજાવે છે, એમની દૃઢતા અને પાબંદી જોવા જેવી છે, લગભગ ૪૦ વરસ થયા, આટલા લાંબા સમયગાળામાં ફકત એકવાર વર્ષના અંતે અને આરંભે બીમારીના કારણે ગેર હાજર રહયા.

## જામિઅહથી છૂટા થવું અને પાછા ફરવું

૧૩૯૪ હિજરી ૧૯૭૪ ઈસ્વીમાં જામિઅહમાં એક વિખવાદ થયો, પરિણામે થોડા દિવસો સુધી તાલીમ બંધ રહી, કામચલાઉ ધોરણે અમુક

દિવસની રજા પાડી દેવામાં આવી, આ વર્ષના અંતે અમુક ઉસ્તાદોએ જામિઅહથી રાજીનામું આપી દીધું, આમાં મુફતી સાહેબ પણ હતા. મોહતમિમ સાહેબે રાજીનામા પછી એકાંતમાં મુફતી સાહેબને બોલાવીને આગ્રહ કરી કહયું કે : 'તમે રાજીનામું પાછું લઈ લ્યો.' પરંતુ તે સમયની નાઝુક પરિસ્થિતિને લઈ મુફતી સાહેબે કહી દીધું કે : 'મારે જામિઅહમાં રહેવું નથી.' ઘરવાળાઓ અને ઘરનો સામાન પણ ડાભેલથી ખાનપૂર મોકલી દીધાં હતાં, વાર્ષિક રજાઓમાં દર વરસની જેમ શાબાનમાં સહારનપૂર હઝરત શૈખુલ હદીસ(રહ.)ની સેવામાં રમઝાનમાં રહેવા હાજર થયા, આ દરમિયાન જામિઅહના મોહતમિમ સાહેબે ડાભેલમાં જ રહેવા અને કોઈ બીજી જગ્યાએ નહીં જવા દેવા પ્રયત્નો કરતાં ફકીહુલ ઉમ્મત (રહ.)ને પણ પત્ર લખ્યો કે મુફતી સાહેબને ડાભેલમાં જ પાછા ફરવાનું કહેવામાં આવે, મોહતમિમ સાહેબ જાણતા હતા કે મુફતી સાહેબ એમના શેખ – મુરબ્બીના મશ્વેરા વગર કોઈ ફેસલો કરતા જ નથી.

બીજો પ્રયત્ન મોહતમિમ સાહેબે એ કર્યો કે મવલાના મુહમ્મદ શફીઅ મિયાં (રહ.) (મૃત્યુઃ ૧૪૧૭ હિ.) મારફતે પણ ફકીહુલ ઉમ્મત (રહ.)ની સેવામાં મુફતી સાહેબને જામિઅહમાં જ મોકલવાની દરખાસ્ત વારંવાર મોકલાવી. મવલાના શફીઅ સાહેબ હઝરત શેખ (રહ.)ની સેવામાં રમઝાનમાં જતા હતા, રમઝાનના આરંભે તો ફકીહુલ ઉમ્મત (રહ.)એ મુફતી સાહેબને છેડયા નહીં, પણ મુફતી સાહેબે હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.)થી મશ્વેરો લેવા પૂછયું કે : 'રમઝાન પછી ક્યાં જાઉં ?' હઝરતે ફરમાવ્યું કે : "ક્યાંકથી બોલાવવામાં આવ્યા છો ?"

તો મુફતી સાહેબે ના કહયું, એટલે હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.)એ ફરમાવ્યું : "ડાભેલથી હઝરત મોહતમિમ સાહેબે તાકીદ કરી છે કે એમને પાછા ડાભેલ મોકલવામાં આવે, એટલે મારી સલાહ એ છે કે પાછા ડાભેલ જ જાઓ." હઝરતનો આ ફેસલો મુફતી સાહેબને ઘણો આકરો લાગ્યો, એટલે મુફતી સાહેબે ફરમાવ્યું કે : "ડાભેલથી તો પોતે રાજીનામું આપીને આવ્યો છું, હવે ફરી જાઉં ?" હઝરતે ફરમાવ્યું કે : "મારી સલાહ અને

ઈચ્છા પૂછતા હોવ તો આ જ છે કે ડાભેલ જાઓ, નહીંતર તમને અધિકાર છે.'' એટલે પછી મુફ્તી સાહેબે હઝરતની ઈચ્છા પ્રમાણે ડાભેલ પરત ફરવાનો નિર્ણય કર્યો.

હઝરત મુહતમિમ સાહેબે મુફ્તી સાહેબને રાજીનામુ આપવા છતાં ફરીવાર કેમ બોલાવ્યા ?

મારા મતે એનું એક જ કારણ છે કે છ વર્ષમાં કામની ધગશ, લગન, પઢાવવાની રીત અને કાબેલિયતના કારણે તેઓ મોહતમિમ સાહેબના વિશ્વાસુ બની ચુક્યા હતા, કદાચ કોઈ મારા આ વિચારને અકીદત આધારિત ગણે એટલે આ ઘટના સંબંધી હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.) અને મોહતમિમ સાહેબ વચ્ચે થયેલ પત્રવ્યવહારના બે ટુકડા અત્રે રજૂ કરું છું.

મુફ્તી સાહેબને ફરીવાર જામિઅહમાં જ રાખવા માટે મોહતમિમ સાહેબે લખેલ પત્રના જવાબમાં હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.)એ લખ્યું કે :

"જે મુદર્રિસ પર તમને વધારે વિશ્વાસ હતો, અને કદી કોઈ શિકાયત ઉભી નથી થઈ, જો મુનાસિબ સમજો તો એમને એકાંતમાં બોલાવીને પૂછી લો, જેથી ગલત ફેહમી દુર થઈ જાય.''

અહકર મહમૂદ ગુફિરલહૂ દા.ઉ. દેવબંદ . ૧૮/ ૭/ ૧૯૯૪ ઈસ્વી.

મુફ્તી સાહેબે ડાભેલ પરત ફરવાનો ઈરાદો કરી લીધો તો હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.)એ મવલાના મુહમ્મદ શફીઅ મિયાં સાહેબ (રહ.) મારફતે મોહતમિમ સાહેબને આ કહેવડાવી દીધું અને પત્ર પણ લખી દીધો. આ પત્રમાં લખ્યુ હતું :

"પહેલાં પત્રમાં તમે મોલ્વી અહમદ ખાનપૂરી વિશે લખ્યું હતું કે 'તેઓ સદાએ મારા વિશ્વાસુ રહયા છે.' મેં જવાબમાં લખ્યું હતું કે : 'જે માણસ તમારો વિશ્વાસુ રહયો હોય અને એણે તમને કદી શિકાયતનો મોકો આપ્યો ન હોય, તો યોગ્ય એ છે કે એને એકાંતમાં બોલાવીને ચર્ચા કરી લ્યો, ખોટી ફરતી વાતોથી બન્નેવ તરફ શંકાઓ – અવિશ્વાસ વધે છે, દરેકમાં કંઈને કંઈ ખામી પણ હોય છે, પણ સુલેહ સફાઈ કરી લીધા પછી ખબર પડે છે કે એટલી બધી ખામીઓ – ભૂલો નથી હોતી કે વાત આટલી લાંબી

થાય, બદગુમાની અને ખોટી વાતો વધારે કારણભૂત છે.' પણ તમે એમનાથી વાતચીત ન કરી, મેં એમને અહીંયાં વાતચીત કરીને તૈયાર કરી લીધા છે, મારા કહેવાથી તેઓ પણ બીજી કોઈ જગ્યાએ વાત કરવાથી અટકી ગયા છે, મવલાના શફીઅ મિયાં સાહેબને પણ ખબર મોકલાવી દીધી છે. અને એમણે તમને પત્ર લખ્યો.

હવે મારી સલાહ એ છે કે મોલ્વી અહમદ ખાનપૂરીને હું ઈદ પછી તુરંત મોકલું, (એમ તો તેઓ ઝીકઅદહના અંત સુધી અહીંયાં હઝરત શૈખની ખિદમતમાં જ રહેવા માંગતા હતા) ત્યારે એમને એકાંતમાં બોલાવીને તમારા પહેલાંના વિશ્વાસને યાદ અપાવીને કહેજો કે એ જ જૂના વિશ્વાસના કારણે તમારાથી કહું છું કે તમારું રાજીનામુ પાછું લઈ લો, તેઓ પાછું લઈ લેશે. કોઈ વધારાના મુદર્રિસની તમને જરૂરત નહીં રહેશે.''

હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.) દ્વારા મુફતી સાહેબને પાછા જામિઅહમાં મોકલવાનો નિર્ણય મુફતી સાહેબને ઘણો અઘરો લાગ્યો હતો, આ જ સંબંધી એકવાર ફરમાવ્યું કે :

''મારો સુલૂક તો મને કાન પકડીને હઝરતે પાછો મોકલ્યો એમાં જ આવી ગયો.''

જે લોકો જામિઅહના ભૂતપૂર્વ મોહતમિમ સાહેબના સ્વભાવને ઓળખે છે અને એમની સંચાલન પદ્ધતિ જાણે છે, એમને બતાવવાની જરૂરત નથી. જેઓ નથી જાણતા એમનાથી કહેવાનું કે જામિઅહ ડાભેલના ઈતિહાસમાં વિશેષ કરીને હઝરત મવલાના મુહમ્મદ સઈદ બુઝુર્ગ (રહ.) જેવા પારખુ અને કદર કરનારા મોહતમિમના સમયકાળમાં કોઈ મુદર્રિસને જામિઅહમાં પાછા લાવવા માટે આટલી બધી દોડધામ કરવામાં આવી હોય, એ મારી જાણમાં નથી.

જૂથવાદ અને ગ્રુપબંધીથી ઊપર રહીને જામિઅહની પ્રગતિને સદા અગ્રિમતા આપવાનો મોહતમિમ સાહેબનો સ્વભાવ પણ આનાથી સ્પષ્ટ થાય છે, આ જ કારણે એમના સમયકાળમાં જામિઅહે દરેક પ્રકારની પ્રગતિઓ કરી.

## નાઝિમે તાલીમાત – મુખ્ય શિક્ષક

૧૩૯૪ હિજરીનું આંદોલન – સ્ટ્રાઈકના કારણે તલબા ઘણા સ્વતંત્ર થઈ ગયા હતા, તાલીમી વ્યવસ્થા પડી ભાંગી હતી, તંત્ર અને તલબા વચ્ચેનો સંપર્ક ઢીલો પડી ગયો હતો, અને કોઈ એવા તારક – ઉદ્ધારકની જરૂરત હતી જે એના અંતર–મનની ઉર્મીઓથી જામિઅહમાં ફરીવાર પ્રાણ ભરી દે, મોહતમિમ સાહેબને પણ જામિઅહની તાલીમી વ્યવસ્થા અને તલબાની તરબિયત માટે એક 'નાઝિમે તાલિમાત'ની ઘણી જરૂરત હતી, મોહતમિમ સાહેબ પારખુ હતા, મુફતી સાહેબની અન્ય કાબેલિયતની જેમ વ્યવસ્થાકીય કાબેલિયતોથી પણ વાકેફ હતા અને છ વરસોમાં એને જોઈ પણ હતી, એટલે હઝરત મોહતમિમ સાહેબે મુફતી સાહેબ ને જ 'નાઝિમે તાલીમાત' બનાવવાની જામિઅહની મજલિસે શૂરામાં રજૂઆત કરી, એના પર શૂરાના દરેક સભ્યે સહમતિથી મુફતી સાહેબને ૩ / જમા. અવ્વલ / ૧૩૯૫ હિજરી. ૫ / મે ૧૯૭૫ ઈસ્વીથી જામિઅહના નાઝિમે તાલીમાત બનાવવાનું નક્કી કર્યું.

મુફતી સાહેબે આ મેદાનમાં પગ શું મુકયો ? જામિઅહના દિવસો બદલાઈ ગયા, તાલીમ દિવસે દિવસે મજબૂત – સુંદર થતી ગઈ. જામિઅહની પ્રગતિ માટે કેટલા પ્રવૃત્ત રહયા, કેવી રીતે ચાલ્યા, આગળ વધ્યા અને એને પ્રગતિના શિખરે પહોંચાડવામાં કેવી અડચણો તેમજ મનોબળ તોડી નાંખનારા વિપરીત સંજોગોથી મુકાબલો કર્યો, એ સમજવા માટે મુફતી સાહેબના બે વાકયો પૂરતા છે :

(૧) મેં જામિઅહ માટે મોટામાં મોટી કુરબાની આપી છે.

(૨) એનું તાલીમી સ્તર અત્યંત ઊંચું કરી દીધું.

આ લખનાર સમજે છે કે 'નિઝામતે તાલીમ'માં અલ્લાહ તઆલાની ગેબી મદદ મુફતી સાહેબ સાથે હતી, શેખ – મુરબ્બી હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.)ના મશ્વેરા પછી આ જિમ્મેદારી સ્વીકારી હતી, એમની દુઆઓ – તવજજોહ પણ કામ કરી રહી હતી, અવાર – નવાર પરેશાનીઓના હલ

માટે એમનાથી માર્ગદર્શન પણ મેળવતા હતા, અત્રે એની વિગત દર્શાવવી શક્ય નથી, જે ઈચ્છે તે મકતૂબાતે ફકીહુલ ઉમ્મત ભાગ – ૪ જોઈ લે.

આ દિવસોમાં તલબાની સુધારણા અને પ્રગતિ માટે ઉસ્તાદોના નામે સરકયુલર બૂકમાં લખવામાં આવેલ બાબતો મુફતી સાહેબની જ સૂચવેલ સૂચનાઓ અને હિદાયતો છે, સહી એના પર મોહતમિમ સાહેબની થતી, પરંતુ મોહતમિમ સાહેબ સમક્ષ તલબાની સુધારણા અને તરબિયત માટે મુફતી સાહેબ જ સલાહ–સૂચન રજૂ કરતા, આ વાતો ઘણી જ સુંદર અને મજાની છે.

મુફતી સાહેબનો આ દોર જામિઅહનો પણ સુવર્ણ કાળ છે, તાલીમી વ્યવસ્થાની જિમ્મેદારી જયારે આપના ઊપર નાંખવામાં આવી ત્યારે અનેક ઉસ્તાદો ઉંમરમાં આપના સમકક્ષ, અમુક વડીલ અને અકાબિરીન અને અમુક નાના હતા, પરંતુ એટલી સુંદરતાથી સંચાલન કર્યું અને દરેકથી સુંદર વર્તાવનું એવું ઉદાહરણ પૂરૂં પાડયું કે અકાબિર ઉસ્તાદો પણ આપની મહેનતના લઈ આપને સન્માન – મહોબ્બતની નજરે જોવા લાગ્યા.

કોઈ કાર્યના વ્યવસ્થા – સંચાલનથી જોડાયેલ લોકો જાણે છે કે આવા કામોમાં ઘણી વાર આકરા સંજોગોનો સામનો કરવો પડે છે, મુફતી સાહેબને પણ એવા સંજોગોનો સામનો કરવો પડયો, પરંતુ તલબા સાથે આપનો વર્તાવ હેતાળ – પ્રેમાળ મુરબ્બી ઘડવૈયાનો હતો, એટલે પરિણામો સારા જ આવ્યા, કદી કોઈ તાલિબે ઈલ્મને મારવાની જરૂરત પડી તો એમાં ગુસ્સા કે બદલાની ભાવના શામેલ ન થતી, બલકે મહોબ્બત–શફકતની ભાવના પ્રભાવી રહેતી ઘણી વાર એવી વાતો ફરમાવતા કે તલબા એને કશ્ફ–ઈલ્હામ પર આધારિત ગણતા, આવા અનેક કિસ્સાઓ છે.

કોઈ તાલિબે ઈલ્મની શરારતના કારણે કોઈ ઘટના ઘટતી અથવા તાલીમ કે નમાઝમાં ગફલત જેવું લાગતું તો અસર પછી તલબાને ઘણી જ અસરકારક બોધદાયક નસીહતો ફરમાવતા, પહેલાં તો દર અઠવાડિયે આ નસીહત કરતા હતા, પાછળથી જરૂરત પ્રમાણે સમયાંતરે નસીહત ફરમાવતા, ઉપરાંત વર્ષના અંતે અને આરંભે અસરકારક નસીહત ફરમાવતા,

વર્ષના આરંભે મદરસામાં આવવાનો મકસદ, ઈલ્મની ફઝીલત, નિય્યતની સુધારણા, તાલીમમાં ધ્યાન આપવું, બિન ઉપયોગી–વ્યર્થ બાબતો અને બુરી સોબતથી બચવું, ઈલ્મ અને ઈલ્મથી સંકળાયેલ વસ્તુઓના અદબો, સમય બરબાદ કરવા અને શણગાર–ફુઝૂલ ખર્ચાથી બચવા વગેરે બાબતો પર ઘણી જ સુંદર રીતે મહત્ત્વપૂર્ણ નસીહત ફરમાવતા, જેમાં અકાબિરીન અને બુઝુર્ગોના કિસ્સાઓ પણ વર્ણવતા.

આ જ પ્રમાણે વાર્ષિક રજાઓ પહેલાં સફરના આદાબ, સફરમાં અને મુકામે નમાઝની પાબંદી, ગામવાળાઓ અને પાડોશીઓની સેવા, ઘરવાળાઓ સાથે સદવર્તન, એમના માટે બોજારૂપ ન બનવું અને બુરી સોબતથી બચવું વગેરે બાબતોની તાકીદ ફરમાવતા.

મદરસામાં રહેતા તલબાને પાંચેવ ટાઈમની નમાઝ જમાઅત સાથે પઢવા પર ઘણી જ તાકીદ ફરમાવતા, આ બાબતે કોતાહી – સુસ્તી સાંખી લેતા નહીં, રકાત છૂટી જાય તો પણ પૂછપરછ ફરમાવતા, જામિઅહમાં દેખાતો નમાઝનો સુંદર માહોલ એ મારા માનવા મુજબ મુફતી સાહેના અણથક પ્રયાસોનું ફળ છે, મુફતી સાહેબને પણ અલ્લાહ તઆલાએ નમાઝનો વિશેષ શોખ અને પાબંદી અતા ફરમાવી છે, બીજી બધી મશ્ગૂલીઓ છતાં બાજમાઅત નમાઝ અને પહેલી સફનો એવો એહતિમામ–પાબંદી છે કે અહલે ઈલ્મમાં એવા નમૂના ઓછા છે, મહીનાઓ નહીં, વરસોથી આપની રકાત ગઈ હોય એવું મને યાદ નથી, નાઝિમે તાલીમાત હતા ત્યારે સવારે અઝાનથી પહેલાં જ બોર્ડિંગ પર પહોંચી જતા, બોર્ડિંગના સુપરવાઈઝરોએ તલબાને ઉઠાડી દીધા હોય, છતાં અમુક તલબા હજુ સુધી બિસ્તર પર પડી રહેતા, પણ જેવી મુફતી સાહેબના આવવાની ખબર પડતી તો (અલ્લાહ તઆલાએ આપને – આપેલ દબદબા અને જલાલને કારણે) આ તલબાની ઊંઘ એવી ઉડતી કે જાણે તેઓ સૂતા જ નથી, અજીબ દશ્ય જોવા મળતું, કોઈ ઉતાવળે પાયજામો ચડાવી રહયો છે, બીજો કફની હાથમાં જ લઈને મસ્જિદ તરફ દોડી રહયો છે, કોઈ નહાવા માટે બાલટી ફંફોળી રહયો છે, કોઈ ટોયલેટ તરફ લપકી રહયો છે, ઘણા તો ટોપી ચપ્પલ વગર જ સીડીઓ ઉતરવા

માંડતા. આમ આપના આવવાથી થોડીક જ વારમાં બોર્ડિંગ ખાલી થઈ જતી. સુબ્હે સાદિક જાણે કયામત બની જતી.

ખુલાસો એ કે તલબાની ઈસ્લાહ – સુધારણા માટે આપ સદા પ્રયત્નશીલ રહેતા, આ જ કારણે પહેલેથી લઈ છેલ્લે સુધીના બધા જ તલબા આપને એક મુરબ્બી તરીકે જાણે સમજે છે, આટલા મોટા જામિઅહમાં જેમાં દેશ – વિદેશના સેંકડો તલબા રહેતા હોય, આ બધાના કાર્યો – કેરેકટરની દેખરેખ અને કેળવણી, તે પણ કળ, કળા અને પ્રેમથી, સ્વયં એટલું મોટું કાર્ય છે કે ખુદાઈ મદદ વગર શક્ય નથી.

નિઝામતની બાબતે હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.)ની આપ પર વિશેષ નજર હતી, એટલે જયારે આપ ૧૪૦૫ હિજરીમાં આ જિમ્મેદારીથી નિવૃત્ત થયા અને જામિઅહના બીજા એક ઉસ્તાદ સાહેબને (તેઓ પણ ઘણા જ પ્રભાવવાળા છે) આ માટે તૈયાર કરવા ઈચ્છયા તો એમણે એમ કહીને અશકિત દર્શાવી કે તમારા ઊપર તો બુઝુર્ગોનો હાથ છે.

નાઝિમે તાલીમાતની સેવામાં ૨૦ વર્ષ પછી અમુક પરેશાનીના લઈ દર્સ સાથે નિઝામતની જિમ્મેદારી બોજ મહસૂસ થવા માંડી, એક પત્રમાં હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.)ને લખ્યું કે :

"નિઝામતનું કામ પણ ઘણું જ અઘરું છે, એના માટે પણ દુઆ ફરમાવશો, હઝરત અકદસની ગાઈબાનહ તવજજોહ અને ઈનાયતનો તલબગાર છું."
[મકતૂબાતે ફકીહુલ ઉમ્મત – ૪ / ૨૦૯]

બીજા એક પત્રમાં લખ્યું :

"દિવસે દિવસે નિઝામતની જિમ્મેદારીનો બોજ વધારે થતો જાય છે, ઘણીવાર દિલમાં વિચાર આવે છે, બલકે દુઆ કરું છું કે અલ્લાહ તઆલા આફિયત સાથે આ જિમ્મેદારી હટાવી લે અને તદરીસમાં જ પ્રવૃત્ત રાખે, વિશેષ એટલા માટે પણ કે હઝરત મોહતમિમ સાહેબ દિવસે દિવસે એમની જિમ્મેદારીઓ મને સોંપવા માંડયા છે, જેમાં તલબા અને મુદર્રિસીનની બાબતો ઘણી જ પરેશાન કરનારી હોય છે, હઝરતેવાલા તવજજોહ અને દુઆથી મદદ ફરમાવશો."
[૨૪૮]

હઝરત મોહતમિમ સાહેબ સામે પણ આ બાબતની પરેશાનીઓ, ગુંચવણો મુકીને જિમ્મેદારીથી છૂટા થવાની દરખાસ્ત ફરમાવતા પણ સાંભળવામાં ન આવતી, અંતે ૧૪૦૪ હિજરીમાં આ ખિદમતથી રાજીનામું આપવા મજબૂર થઈ ગયા. લેખિત રાજીનામુ રજૂ કરી દીધું, જે મજલિસે શૂરાએ સર્વસંમતિથી રદ કરી દીધું, જેની ખબર નીચેના શબ્દોમાં આપવામાં આવી.

મોહતરમ જનાબ મોલ્વી અહમદ ખાનપૂરી સાહેબ

સલામ મસ્નૂન બાદ,

અરજ છે કે મોહતમિમ સાહેબે તમારા તરફથી મળેલ નાઝિમે તાલીમાત બાબતનું રાજીનામું ૮/શવ્વાલ, ૧૪૦૪ હિજરીના મજલિસે શૂરામાં રજૂ કર્યું હતું, એના પર ચર્ચા વિચારણા પછી મજલિસે શૂરા સઘળા સભ્યોની સહમતિથી આ રાજીનામાનો અસ્વીકાર કરે છે, જે આપની જાણ માટે.

ખાદિમ : મુહમ્મદ સઈદ બુઝુર્ગ
(મોહતમિમ જામિઅહ ઈસ્લામીયહ ડાભેલ)

જયારે આમ સજજનતા – શરાફતથી કામ ચાલ્યું નહીં તો મુફતી સાહેબે નિર્ણય કરી લીધો કે જો નિઝામતની જિમ્મેદારીથી છૂટા નહીં કરવામાં આવે તો જામિઅહથી જ છૂટા થઈ જવું.

હઝરત મોહતમિમ સાહેબ ૧૩૯૪ હિજરીની ગરબડ વખતે મુફતી સાહેબના રાજીનામાના નિર્ણયને અજમાવી ચૂક્યા હતા, એટલે એમને યકીન થઈ ગયું કે હવે જો નિઝામતની જિમ્મેદારી બાબત રાજીનામાનો અસ્વીકાર કરવામાં આવશે તો એક કાબેલ ઉસ્તાદથી હાથ ધોવા પડશે. રાજીનામાની મૂળ નકલ ઉપલબ્ધ થઈ ગઈ છે, એટલે અક્ષરસઃ નકલ કરી રહયો છું. રાજીનામા પર તો તારીખ નથી, પણ જવાબમાં ૨૦ જમાદિલ અવ્વલ, ૧૪૦૪ હિ. તારીખ લખેલી છે.

# નિઝામતના પદેથી રાજીનામું

બિસ્મિહી તઆલા

મોહતરમુલ મુકામ, હઝરત કિબ્લા મોહતમિમ સાહેબ દા.બ.

સલામ મસ્નૂન

આનાથી પહેલાં પણ મારી વાત રજૂ કરી ચૂકયો છું, હવે છેલ્લી વાર અરજ કરું છું કે નિઝામતના લઈ જે માર – પિટાઈ કરવાની થાય છે એનાથી તબિયત પર ઘણો જ અસર પડે છે, બે દિવસથી માનસિક તણાવમાં ફસાયો છું, આ માર – પિટાઈની જ નહૂસત છે કે દર્સે હદીસના ફળ સ્વરૂપે મળતી મનની શાંતિ – સુકૂનથી પણ મહરૂમ છું.

તે અલ્લાહનો વાસ્તો આપું છું જે તમારા વડે સઘળી વ્યવસ્થા ચલાવી રહયો છે, મને આ કટોકટીથી છુટકારો આપો. માનસિક–આંતરિક દરેક પ્રકારની પરેશાનીઓથી તંગ આવી ગયો છું, ન રાત્રે ઊંઘ, ન દિવસે આરામ. જો આ જ પ્રમાણે બુઝુર્ગો મારફત મારા ઊપર દબાણ લાવીને મજબૂર કરતા રહેશો તો શકય છે કે હું કોઈ ખોટું પગલું ભરી લઉં. તમે તમારા ફરઝંદ મવલાના અહમદ સાહેબ સલ્લમહૂને શૂરાની મંજૂરી છતાં આ કામમાં જોડતા નથી અને મારા ઊપર દબાણ નાંખીને કામ કરાવી રહયા છો, આમ બે માપદંડ કેમ ? શું હું કદી પણ આ માનસિક કટોકટીમાંથી બહાર જ ના નીકળું ? ફકત તદરીસ માટે આ મદરસામાં મારા માટે ગુંજાઈશ નથી ? શું આ શકય નથી કે મવલાના અહમદ સાહેબ સલ્લમહૂને નાયબ મોહતમિમ બનાવી દો અને તેઓ ધીરે – ધીરે જિમ્મેદારીઓ સંભાળી લે.

શું એવી કોઈ સૂરત નથી કે તલબાની માર – પિટાઈ વગેરેથી હું બચી શકું ? શું એવું શકય નથી કે હું શાંતિથી અહીંયાં તદરીસી ખિદમત અંજામ આપી શકું ? બધા મારી ભૂંડાશથી બચે અને હું પણ બધાંની બુરાઈઓથી બચી શકું ? જો તમે મવલાના અહમદ સાહેબ સલ્લમહુને આ જિમ્મેદારીથી જુદા રાખવાનું નક્કી કરી દીધું તો પછી શું આ શકય નથી કે મવલાના યૂસુફ સાહેબને નાયબ નાઝિમે તાલીમાતનો ચાર્જ (પગાર સહિત) સોંપો અને

એમના બે-ત્રણ પિરિયડ મારી જેમ ખાલી કરી દિયો અને તલબાની બધી બાબતોનો હવાલો એમને સોંપી દેવામાં આવે અને મને તલબાને લગતી બાબતોથી દૂર રાખવામાં આવે ?

હવે હું એટલો કમઝોર થઈ ગયો છું કે મારામાં આ બોજ ઉઠાવવાની શકિત નથી. અનેક વાર દરખાસ્ત કરવાં છતાં તમે ધ્યાન આપતા નથી, એનો મતલબ એ છે કે શરાફતથી કોઈ વાત કહેવી ગુનો છે, જેની સજા એ છે કે આ વાત માનવામાં આવશે નહીં, જો આ સાચું છે તો હવે મારે અત્યંત ખામોશીથી અહીંયાંથી સામાન ઉઠાવી લેવો જોઈએ.

— વસ્સલામ

ઉપરોકત લખાણની શૈલી સ્પષ્ટ દર્શાવે છે કે મુફતી સાહેબ નિઝામતથી ઘણાં જ તંગ આવી ગયા હતા, પરિણામે અત્યંત પરેશાન હતા અને રાજીનામાનો અસ્વીકાર કરવામાં આવે તો મદરસો છોડવાનો નિર્ણય કરી લીધો હતો.

મોહતમિમ સાહેબ પાસે હવે રાજીનામું સ્વીકાર્યા સિવાય છુટકો જ ન હતો. સ્વીકાર કર્યું અને નીચેના શબ્દોમાં રાજીનામું સ્વીકાર થયાની જાણ ફરમાવી. આ સ્વીકાર પત્રના દરેક વાકયથી હઝરત મોહતમિમ સાહેબની ઉદાર દિલી, શરાફત અને સદવર્તન – સંસ્કાર, મોટાઈ, વડવાઈના દર્શન થાય છે.

## રાજીનામાનો સ્વીકાર

૨૦/જમાદિલ ઊલા, ૧૪૦૫ હિજરી

મારા મખ્દૂમ હઝરત નાઝિમ સાહેબ ઝી.મ.

અસ્સલામુ અલયકુમ વ.વ.

પત્ર પામી પાવન થયો.

મારી અશકિતના કારણે તમને ઘણી જ તકલીફ પહોંચી છે અને પહોંચી રહી છે, એના લઈ શર્મ અનુભવું છું, તમારા નિખાલસ સહકારે મને એક હદ સુધી નચિંત કરી રાખ્યો છે,

جزاكم الله فى الدارين أحسن الجزاء

દિલથી તમારા આ નિખાલસ સહયોગની કદર કરું છું.

અલ્હમ્દુલિલ્લાહ તાલીમી વર્ષ શાંતિથી પુરું થઈ રહયું છે, ઈન્શાઅલ્લાહ આવતા તાલીમી વર્ષના આરંભથી મોલ્વી યૂસુફ સાહેબને નાયબ નાઝિમ બનાવીને તમારા મશ્વેરા પ્રમાણે કાર્યોની વહેંચણી કરી દેવામાં આવશે.

અસબાકની વહેંચણી વખતે એમના પિરિયડ ખાલી કરી દેવામાં આવશે, અને ખાદિમઝાદહ અહમદ સલ્લમહૂને પણ આ કાર્ય વહેંચણીમાં શામેલ કરીશું, ચિંતા ન કરશો, અને તમારો નિખાલસ સહકાર ચાલૂ રાખશો.

અહકર : ખાદિમ મુહમ્મદ સઈદ ઉફિય અન્હૂ

૧૧ / ફેબ્રુઆરી – ૮૫ ઈસ્વી

૧૪૦૫ હિજરી પછી નિઝામત છોડીને ફકત દર્સ–તદરીસની સેવા આપતા રહયા, પણ નિયમ પ્રમાણે નિઝામતથી અલગ થવા છતાં એનાથી સંબંધ – સહયોગ ચાલૂ રાખ્યો અને પાછળના નાઝિમ સાહેબોના સમયમાં તલબાની મહત્ત્વની બાબતો, ગુંચવણો અને અન્ય બાબતોમાં સદા અગ્રેસર રહયા અને બનતાં સુધી એમાં કોઈ કચાશ રાખી નહીં, આ સઘળો સહયોગ વધારાનો હતો, આપની જિમ્મેદારીમાં શામેલ ન હતો, કારણ કે ૧૪૦૬ હિજરીમાં જયારે આપને જામિઅહના સદર મુફતીનો હોદ્દો આપવામાં આવ્યો તો શર્ત કરી હતી કે ઈફતાનું કામ એકાગ્રતાનું છે, માટે નિઝામત સાથે ઈફતાનું કામ મુશ્કેલ છે, અને ત્યારે આપની આ શર્ત મંજૂર કરી લેવામાં આવી હતી.

## જામિઅહનું દારુલ ઈફતા

## અને એના ફુકહાએ સબ્અહ

હિન્દુસ્તાનમાં મુસ્લિમ સલ્તનત રહી ત્યાં સુધી સામાન્ય પણે ઈસ્લામી કાનૂન પ્રચલિત હતો, પરંતુ જયારે આપણા જ કરતૂતોના પ્રતાપે એ દોર

ખતમ થઈ ગયો અને અંગ્રેજોના નાપાક પગલાં આ ધરતી ઊપર પડયા તો એમણે ઈસ્લામી કાનૂન ઉપરાંત ઈસ્લામી તાલીમ–શિક્ષણને પણ ખતમ કરવાના પ્રયત્નો શરૂ કરી દીધા, લોર્ડમેકાલેની શિક્ષણ વ્યવસ્થાએ મુસલમાનોને કુર્આન – હદીસ અને શરીઅતના અહકામથી દૂર કરી દીધા અને ધીરે ધીરે લોકો ઈસ્લામી અહકામ અને તેના નામોથી પણ અજાણ થતા ગયા.

આવી પરિસ્થિતિમાં ઘણા ઉલમાએ કિરામે વ્યકિતગત પ્રયત્નો દ્વારા ઈસ્લામી તાલીમ અને વ્યવસ્થાને બાકી રાખવાના પ્રયત્નો કર્યા, અલ્લાહ તઆલા તન–મન અને ધનની કુરબાની આપીને આ ખિદમત આપનાાર ઉલમાને જઝાએ ખૈર આપે.

૧૨૮૩ હિજરી ૧૮૬૬ ઈસ્વીમાં દારુલ ઉલૂમ દેવબંદની સ્થાપના કરવામાં આવી, જયારે એની ખ્યાતિ દેશ – વિદેશ સુધી પ્રસરી તો સામાન્ય મુસલમાનો શરીઅતનો હુકમ–માર્ગદર્શન જાણવા દારુલ ઉલૂમ દેવબંદથી સંપર્ક કરવા લાગ્યા અને થોડાક જ વરસોમાં દારુલ ઉલૂમના જિમ્મેદારોને દારુલ ઈફતાની જરૂરત પડી.

હકીમુલ ઈસ્લામ કારી મુહમ્મદ તય્યિબ સાહેબ (રહ.) ફરમાવે છે :

"૧૩૧૦ હિજરીમાં હઝરત કુત્બે આલમ મવલાના રશીદ અહમદ સાહેબ ગંગોહી (રહ.) (દારુલ ઉલૂમના સરપરસ્ત)ની તજવીઝથી દારુલ ઈફતા માટે અલાયદો ઈફતાનો હોદ્દો અને જિમ્મેદારી નકકી કરવામાં આવી અને હઝરત અકદસ (રહ.)એ એમની ઈમાની બસીરતથી એક જિમ્મેદાર મુફતી માટે આવશ્યક એવા બધા ગુણો મુફતીએ આઝમ (આરિફ બિલ્લાહ હઝરત મવલાના મુફતી અઝીઝુર્રહમાન સાહેબ ઉસ્માની (મૃત્યુ : ૧૩૪૭ હિ.)માં જોઈને એમને દારુલ ઉલૂમની ઈફતાની જિમ્મેદારી માટે દારુલ ઉલૂમના પ્રથમ મુફતી તરીકે નકકી કર્યા.

આમ મુફતીએ આઝમ ફકત દારુલ ઉલૂમના મુફતી જ નહીં, બલકે અહીંયાંના ઈફતાનું પ્રથમ બિંદુ પણ છે, ઈફતાનો આરંભ જ એમના ગુણ સંપન્ન વ્યકિતત્વથી થયો છે, આપ અહીંયાંના ઈફતાના મહેલની પહેલી

ઈંટ છે, એના ઊપર જ પાછળથી ઈમારત ચણાયી છે.''

[મુકદમહ : ફતાવા દારુલ ઉલૂમ]

૧૩૪૬ હિ./૧૯૨૭ ઈસ્વીમાં દારુલ ઉલૂમ દેવબંદમાં મોટી ગરબડ – સ્ટ્રાઈક થઈ, પરિણામે બુઝુર્ગ અને ચુનંદા ઉલમાની એક મોટી જમાઅત ડાભેલના એક નાનકડા મદરસા ખાતે પધારી, એમના આવવાથી જ ૧૩૪૬ હિ.માં મદરસા તાલીમુદીન તબદીલ થઈને જામિઅહ ઈસ્લામિય્યહ તઅલીમુદીન બની ગયો, આ પવિત્ર હસ્તીઓની પધરામણીથી ડાભેલ – સિમલકના દિવસો ફરી ગયા, આ જમાઅતમાં ફિકહ – હદીસના ઈમામો પણ હતા, ફિકહના ઈમામ એટલે દારુલ ઉલૂમ દેવબંદના મુફતીએ આઝમ હઝરત મવલાના મુફતી અઝીઝુર્રહમાન ઉસ્માની સાહેબ. (રહ.) (અશકિતના લઈ તેઓ થોડા દિવસો પછી ડાભેલ પહોંચ્યા હતા) એમની ફિકહી બસીરત અને વિદ્વતાનો ડંકો ભારતભરમાં ગૂંજી રહયો હતો.

જામિઅહ ડાભેલમાં ફતવા લખવાનો સિલસિલો શરૂ થયો, ત્યારથી ઈફતાના હોદ્દા પર જે મુફતી સાહેબની નિયુકિત થઈ એમનો ટુંકો પરિચય નીચે પ્રમાણે છે :

**(૧) મુફતીએ આઝમ હઝરત મવલાના અઝીઝુર્રહમાન ઉસ્માની સાહેબ (રહ.). (મુત્યુ : ૧૩૪૭ હિજરી)**

આપ (રહ.) શૈખુલ ઈસ્લામ હઝરત મવલાના શબ્બીર અહમદ ઉસ્માની (રહ.) અને હઝરત મવલાના હબીબુર્રહમાન ઉસ્માનીના મોટા ભાઈ હતા, ૩૫ વરસ લગાતાર દારુલ ઉલૂમ દેવબંદમાં ફતવાની મહત્ત્વની સેવા એમના શિરે રહી, આ દિવસોમાં હઝારો ફતાવા લખ્યા, જે 'અઝીઝુલ ફતાવા' અને 'ફતાવા દારુલ ઉલૂમ'ના નામે છપાઈ ચૂક્યા છે.

મહોર્રમના છેલ્લા દિવસોમાં હઝરત અલ્લામહ અન્વર શાહ કાશ્મીરી (રહ.) (જામિઅહના પ્રથમ શૈખુલ હદીસ) અચાનક બીમાર પડી ગયા, અને હવા ફેર માટે દેવબંદ ગયા, તો હઝરત મુફતી અઝીઝુર્રહમાનથી દરખાસ્ત કરવામાં આવી કે તેઓ તશરીફ લાવીને બુખારી શરીફ પૂર્ણ ફરમાવે.

હઝરત (રહ.)એ દરખાસ્ત કબૂલ ફરમાવી, તશરીફ લાવ્યા અને બુખારી

શરીફના દર્સમાં મશ્ગૂલ થઈ ગયા, હજુ બે માસ પણ થયા ન હતા કે જમાદિલ આખરના આરંભે એક જરૂરી કાર્ય અર્થે દેવબંદ જવું પડયું, ત્યાં પહોચતાં જ બીમાર પડી ગયા અને ૧૨ જમાદિલ આખર ૧૩૪૭ હિજરી જુમ્અહના દિવસે ફાની દુનિયાથી સદાની દુનિયા પ્રતિ કૂચ કરી ગયા.

હઝરત મુફતી અઝીઝુર્રહમાન સાહેબ જામિઅહના પહેલાં મુફતી છે. જામિઅહમાં લગભગ બે માસનો ટુંકો સમય રહયા, હઝરત મવલાના કારી તય્યિબ સાહેબ (રહ.)ના કથનના અનુસંધાનમાં કહી શકાય કે દેવબંદની જેમ ડાભેલમાં પણ ઈફતાની પહેલી ઈંટ મુફતી અઝીઝુર્રહમાન જ છે, એના પર જ આગળની ઈમારત ઉભી થઈ છે.

**(૨) હઝરત મુફતી અતીકુર્રહમાન સાહેબ ઉસ્માની (રહ.) (મૃત્યુ : ૧૪૦૪ હિજરી)**

આપ હઝરત મુફતી અઝીઝુર્રહમાન સાહેબના ફરઝંદ છે, ૧૩૪૬ હિજરીમાં દારુલ ઉલૂમ દેવબંદથી ડાભેલ આવનાર જમાઅતમાં આપ શામેલ હતા, જામિઅહના પ્રથમ મુફતી હઝરત મુફતી અઝીઝુર્રહમાન સાહેબની વફાત પછી એમને દારુલ ઉલૂમના પ્રમુખ બનાવવામાં આવ્યા.

જામિઅહના રિપોર્ટમાં ઈફતાના શિર્ષક હેઠળ લખવામાં આવ્યું છે :

“હઝરત મુફતી સાહેબ (રહ.) પછી ઈફતાની જિમ્મેદારી”

હઝરત મરહૂમ (હઝરત મુફતી અઝીઝુર્રહમાન સાહેબ ઉષ્માની રહ.)ની વફાત પછીથી ઈફતાની મહત્ત્વની જિમ્મેદારી એમના સુપુત્ર મવલાના કારી હાફિઝ મુફતી અતીકુર્રહમાન સાહેબ સલ્લમહૂથી સંબંધિત છે, મવલાના સાહેબ એમના વાલિદ સાહેબની દેખરેખ હેઠળ વરસો સુધી ફતવા લખવાની ખિદમત આપી ચુક્યા છે, મરહૂમની હયાતીમાં જ આપની ઈફતાની કાબેલિયતને બધા સ્વીકારતા હતા અને હઝરત મરહૂમને આપના ફતાવા પર પૂરતો ભરોસો હતો, એનું જ પરિણામ છે કે તદરીસ સાથે આપ સાહેબ આ જિમ્મેદારી સુંદર રીતે અંજામ આપી રહયા છે, જામિઅહમાં દેશ–પરદેશથી જે સવાલો આવે છે, એના જવાબોની ખિદમત આપના જ સુપરદ છે. [રિપોર્ટ : ૧૩૫૦ હિ.]

૧૩૪૬ હિજરીથી ૧૩૫૧ હિજરી સુધી એમણે જામિઅહમાં તદરીસ સાથે ફતાવા લખવાની જિમ્મેદારી અદા કરી. ૧૩૫૧ હિજરીમાં અંગ્રેજો વિરુદ્ધ હિંમત પૂર્વક એક ઐતિહાસિક ફતવો લખ્યો, જે જામિઅહથી છુટા પડવાનું નિમિત્ત બન્યો. આની વિગત માટે જુઓ આ લખનારની કિતાબ 'ઈજલાસે સદસાલહ'' ૧૮૨ – ૧૮૫. [મૃત્યુ : ૧૩૭૧ હિ.]

**(૩) હઝરત મવલાના અહમદ બુઝુર્ગ સીમલકી (રહ.)**

હઝરત મવલાના મુફતી અતીકુર્રહમાન સાહેબના ચાલ્યા જવા પછી જામિઅહના મોહતમિમ હોવાની સાથે ફતાવા લખવાની જિમ્મેદારી લગભગ ત્રણ વરસ સુધી મવલાના અહમદ બુઝુર્ગ સીમલકી (રહ.)એ નિભાવી.

હઝરત મવલાના અહમદ બુઝુર્ગ સીમલકી (રહ.) ઈમામે રબ્બાની ફકીહે નફસ, હઝરત મવલાના રશીદ અહમદ સાહેબ ગંગોહી (રહ.)ના છેલ્લા મુરીદ, હઝરત શૈખુલ હિન્દ (રહ.)ના શાગિર્દ અને ખાદિમ, હકીમુલ ઉમ્મત હઝરત મવલાના અશ્રફ અલી થાનવી (રહ.)ની સોહબત પ્રાપ્ત કરેલ, શૈખુલ ઈસ્લામ હઝરત મવલાના હુસૈન અહમદ મદની (રહ.)ના ખલીફા અને જામિઅહ ઈસ્લામિય્યહ ડાભેલનાં ભૂતપૂર્વ મોહતમિમ છે, જામિઅહમાં મોહતમિમ બનવા પૂર્વે જામેઅ મસ્જિદ રંગૂન (બર્મા)ના દારુલ ઈફતામાં મુફતીએ આઝમ બર્માની હેસિયતથી ૧૯૧૮થી ૧૯૨૧ સુધી મહત્ત્વની સેવા બજાવી ચૂક્યા હતા, એમની દીની–મિલ્લી સેવાઓના વિષય પર આ લખનારની કિતાબ 'નુકૂશે બુઝુર્ગાં' ભાગ – ૧ વાંચવામાં આવે.

**(૪) મુફતીએ ગુજરાત હઝરત મવલાના મુફતી ઇસ્માઈલ બિસ્મિલ્લાહ સાહેબ (રહ.). (મૃત્યુ : ૧૩૭૮ હિ.)**

આપ (રહ.) હઝરત મવલાના મુફતી કિફાયતુલ્લાહ સાહેબ (રહ.)ના ખાસ શાગિર્દ હતા, ૧૩૫૪ હિ.માં જામિઅહના ઈફતાના હોદ્દા પર નિયુક્તિ પામ્યા. એ પહેલાં સૂરતી જામેઅ મસ્જિદ રંગુન (બર્મા)માં મુફતીએ આઝમ તરીકે મહત્ત્વની સેવા અંજામ આપી ચૂક્યા હતા, ત્યાં ૧૯૨૬ ઈસ્વીથી ૧૯૩૫ ઈ. દસ વરસ રહયા.

ગુજરાતમાં આપ કેન્દ્રીય સ્થાન ધરાવતા હતા. સામાન્ય અને વિશેષ દરેક પ્રકારના લોકોમાં આપના ફતાવાને મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત હતું. સુરતથી પ્રકાશિત થતા સાપ્તાહિક 'મુસ્લિમ ગુજરાત'માં અને માસિક 'અલ–ઈસ્લાહ'માં આપના ફતાવા પ્રકાશિત થતા હતા.

એમના ફતાવા પાંચ ભાગોમાં એમના પૌત્ર જામિઅહના નાયબ મુફ્તી હઝરત મવલાના મુફ્તી અબ્બાસ બિસ્મિલ્લાહ સાહેબે ખંતપૂર્વક નવી તરતીબ સાથે સંપાદિત કરીને પ્રકાશિત કર્યા છે, આ પ્રકાશિત ફતાવા કરતાં અપ્રકાશિત ફતાવા વધારે છે, હઝારો ગુજરાતી – ઉર્દૂ ફતાવા પ્રકાશિત કરવાના પ્રયત્નો ચાલુ છે, જે લગભગ દસ ભાગો પર આધારિત હશે, એમના ફતાવા પર ભારતના મોટા – મોટા મુફ્તીઓએ સંતોષ વ્યકત કર્યો છે.

આપના ઈન્તેકાલ પછી મજલિસે ખુદામુદ્દીને 'અલ–ઈસ્લાહ'નો વિશેષ અંક બહાર પાડયો, એમાં એમની ખિદમાતને બિરદાવતા અનેક લેખો છાપવામાં આવ્યા છે, એમાં એક લેખ હઝરત મુફ્તી અહમદ બેમાત (રહ.) (પૂર્વ શૈખુલ હદીસ ફલાહે દારૈન તડકેશ્વર) દ્વારા લખાયેલ છે, એમાં છે કે :

"કોઈ મસ્અલામાં અમુક મુફ્તી સાહેબોના ફતાવા હઝરત હકીમુલ ઉમ્મત થાનવી (રહ.)ની સેવામાં પહોંચ્યા, હઝરતે જયારે મુફ્તી ઈસ્માઈલ સાહેબનો ફતવો જોયો તો ફરમાવ્યું કે : 'આ માણસના ફતવામાં તફક્કુહ (ફિકહની સાચી સમજ)ની ખૂશ્બુ આવે છે."

મુફ્તીએ આઝમ પાકિસ્તાન હઝરત મુફ્તી મુહમ્મદ શફીઅ સાહેબ(રહ.)એ એમના એક શાગિર્દ મુફ્તી અબ્દુલ બાકી સાહેબ મ.ઝિ.(રહેવાસી બ્રિટન)ને ફરમાવ્યું હતું કે :

"અમારા સાથી મુફ્તી ઈસ્માઈલ બિસ્મિલ્લાહ સાહેબ મોટા–ઊંચા ફકીહ છે. એમના ફતાવા જોતા રહેજો."

મુફ્તી બિસ્મિલ્લાહ સાહેબ (રહ.) દારુલ ઈફતાના ચોથા સદર મુફ્તી છે. ફતાવાની સંખ્યા અને સેવાના સમય, બન્નેવ બાબતોમાં આગલા મુફ્તીઓ કરતાં આગળ છે. ૨૩ વર્ષ જામિઅહના દારુલ ઈફતાના હોદ્દા પર સેવા બજાવી, ફતાવાની સંખ્યા લગભગ ૩૫ હઝાર છે.

**નોટ** : મુફતી ઈસ્માઈલ બિસ્મિલ્લાહ સાહેબ (રહ.)ની ટૂંકી અને સર્વગ્રાહી સવાનેહ (જીવનચરિત્ર) હઝરત અકદસ મુફતી અહમદ સાહેબે લખી છે. "ફતાવા સંગ્રહ"ના પહેલાં ભાગના આરંભે એ છાપવામાં આવી છે. આ લખનાર એને સામે રાખીને જ "નુકૂશે બિસ્મિલ્લાહ" સંપાદિત કરી રહયો છે. ટૂંક સમયમાં જ એ પ્રકાશિત થશે. ઈન્શાઅલ્લાહ, એમાં મુફતી બિસ્મિલ્લાહ સાહેબની દીની-મિલ્લી સેવાઓનું (વિસ્તૃત) વર્ણન હશે.

હઝરત મુફતી બિસ્મિલ્લાહ સાહેબ(રહ.)ના ઈન્તેકાલ પછી શવ્વાલ ૧૩૭૮ હિ.થી ૧૩૮૪ હિ. સુધી ઈફતાની ગાદી ખાલી હતી. કોઈ મુફતી સ્વતંત્ર રીતે નક્કી કરવામાં આવ્યા હતા નહીં. પણ સવાલો આવતા હતા, અને જવાબો પણ લખવામાં આવતા હતા. મોહતમિમ સાહેબ મવલાના મુહમ્મદ સઈદ બુઝુર્ગ (રહ.) ફતાવા લખવાનું કાર્ય જરૂરત પ્રમાણે ઉસ્તાદોથી કરાવી લેતા હતા. તે દિવસોના રજિસ્ટરોમાં જવાબ આપનાર તરીકે મવલાના મુફતી અહમદ બેમાત સાહેબ અને મવલાના કમરુદ્દીન સાહેબ બરોડવી (રહ.)ના નામો લખ્યાં છે.

**(૫) હઝરત મવલાના મુફતી ઇસ્માઈલ મુહમ્મદ ગોરા રાંદેરી (રહ.) (મૃત્યુ:૧૩૮૯ હિ.)**

આથી પહેલાં સુરતી જામેઅ મસ્જિદ રંગૂન (બર્મા)માં ૧૯૫૨ ઈ.થી ૧૯૬૨ ઈ. સુધી આ મહત્ત્વની સેવા આપી ચૂકયા હતા. આપના ફતાવા પણ સાપ્તાહિક 'મુસ્લિમ ગુજરાત'માં પ્રકાશિત થતા હતા. મુફતી ગોરા સાહેબ એમના ખુલ્લા-હસમુખ સ્વભાવ અને મિલનસાર વર્તાવના કારણે બધાને જ પસંદ હતા. ખુદાએ આપેલ સલાહિયતોના પ્રતાપે દેશ-વિદેશમાં મશહૂર હતા. અને ફતવાના જવાબો ટૂંકા પણ અર્થસભર-સંતોષ જનક આપતા.

**(૬) હઝરત મવલાના મુફતી ઇસ્માઈલ કછોલ્વી સાહેબ દા.બ.**

શૈખુલ હદીસ હઝરત મવલાના મુહમ્મદ ઝકરિય્યા (રહ.)ના શાગિર્દ

અને ખલીફા છે. દેવબંદમાં હઝરત મુફતી મહેદી હસન સાહેબ શાહજહાંપૂરી (રહ.) અને ફકીહુલ ઉમ્મત હઝરત મુફતી મહમૂદ સાહેબ (રહ.)થી ફતાવા લખવાની પ્રેકટીસ પ્રાપ્ત કરી. હઝરત અકદસ શૈખુલ હદીસ (રહ.) અને ફકીહુલ ઉમ્મત (રહ.)ના નિર્દેશ ઊપર જામિઅહમાં ઈફતાની જિમ્મેદારી કબૂલ ફરમાવી હતી.

૬/ઝીલ્હજ ૧૩૮૬ હિ.માં જામિઅહ ડાભેલમાં નિયુકત થયા. તદરીસ સાથે જામિઅહના પૂર્વ મુફતી હઝરત મવલાના મુફતી ઈસ્માઈલ ગોરા સાહેબ (રહ.)ની દેખરેખ હેઠળ ફતવા લખતા રહયા. એમના વિશ્વાસુ હતા. ૧૩૮૯ હિ.માં મુફતી ગોરા સાહેબના ઈન્તેકાલ પછી જામિઅહના સદર મુફતી બનાવવામાં આવ્યા.

આપના ફતાવા ગુજરાતી માસિક 'તબ્લીગ'માં પ્રકાશિત થતા હતા. એમના પ્રમુખ કાળમાં જામિઅહમાં મુફતી બનાવવાનો કોર્સ શરૂ થયો. એમની દેખરેખ હેઠળ ૨૦ મુફતી જામિઅહથી તૈયાર થયા. ફિકહ–ફતાવાથી વિશેષ લગાવ હતો. ફિકહમાં એમની પૂર્ણતા અને ઊંડા જ્ઞાનના અમુક કિસ્સા 'મકતૂબાતે ફકીહુઝઝમન'ના મુકદમહમાં મેં લખ્યા છે. ૧૪૦૬ હિ.માં જામિઅહ ડાભેલથી છૂટા થયા.

## મુફતી સાહેબ ઈફતાની ગાદી પર

**(૭) હઝરતે અકદસ મવલાના મુફતી અહમદ સાહેબ ખાનપૂરી દા.બ.**

આપ જામિઅહના સાતમા મુફતી છે. આ વિભાગની ખિદમાતમાં આગલા દરેક મુફતીઓ કરતાં આગળ નીકળી ગયા. આપની ખિદમાતના વિવિધ પાસા છે. અત્રે એમને જ સામે મૂકવા ચાહું છું.

સર્વ પ્રથમ ઈફતાની સેવાની મુદત જોઈએ. આ માટે પૂર્વના મુફતીઓની મુદત પણ જોઈ લઈએ :

| ક્રમ | મુફતી સાહેબો | શરૂઆત | અંત |
|---|---|---|---|
| ૧ | હઝ. મવલાના મુફતી અઝીઝુર્રહમાન સાહબ ઉસ્માની (બે માસ) | ૭/રબી.૨ ૧૩૪૭ હિ. | જમા.૨ ૧૩૪૭ હિ. |
| ૨ | હઝ. મવલાના મુફતી અતીકુર્રહમાન સાહબ ઉસ્માની (રહ.) (સાડાચાર વર્ષ) | ૧૨ જમા.૨ ૧૩૪૭ હિ. | ઝિલ્હજ્જ ૧૩૫૧ હિ. |
| ૩ | હઝરત મવલાના અહમદ બુઝુર્ગ સાહબ સિમલકી (રહ.) (લગભગ ત્રણ વર્ષ) | ઝિલ્હજ્જ ૧૩૫૧ હિ. | ૧/ઝીકઅદ ૧૩૫૪ હિ. |
| ૪ | હઝરત મવલાના મુફતી ઈસ્માઈલ બિસ્મિલ્લાહ ડાભેલી (રહ.) (૨૩ વર્ષ લગભગ) | ૧/ઝીકઅદ ૧૩૫૪ હિ. | ૧૬/શવ્વાલ ૧૩૭૮ હિ. |
| --- | ઈફતાનો હોદ્દો ખાલી | ૧૬/શવ્વાલ ૧૩૭૮ હિ. | ૧૩૮૪ હિ. |
| ૫ | હઝરત મવલાના મુફતી ઈસ્માઈલ ગોરા સાહેબ રાંદેરી (રહ.) (૬ વર્ષ) | ૧૩૮૪ હિ. | ઝિલ્હજ્જ ૧૩૮૯ હિ. |
| ૬ | હઝરત મવલાના મુફતી ઈસ્માઈલ કછોલ્વી સાહેબ દા.બ.(લગભગ ૧૭ વર્ષ) | ઝિલ્હજ્જ ૧૩૮૯હિ. | ૩૦/ઝિલ્કઅદ ૧૪૦૬ હિ. |

| | | | |
|---|---|---|---|
| ૭ | હઝરત મવલાના મુફતી અહમદ ખાનપૂરી સાહેબ દા.બ. અત્યાર સુધી ૨૩ વર્ષ, ૪ માસ (સેવા ચાલુ) | ૩૦ ઝિકઅદ ૧૪૦૬ હિ. | સેવા ચાલુ |

સન હિ. ૧૩૯૬ની ગરબડ વેળા (જેનું વર્ણન પહેલા આવી ગયું છે.) હઝરત મવલાના મુફતી ઈસ્માઈલ કછોલ્વી સાહેબ મ.ઝિ. હઝરત શૈખુલ હદીસ મવલાના મુહમ્મદ ઝકરિય્યા (રહ.)ના નિર્દેશ પર 'બઝલુલ મજહૂદ'ની છપામણી માટે બૈરૂત તશરીફ લઈ ગયા હતા. આ વેળા ત્રણ–ચાર માસ ફતાવા લખવાનું કામ હઝરત મુફતી સાહેબે જ અંજામ આપ્યું હતું. મુફતી ઈસ્માઈલ સાહેબના આવ્યા પછી ફતાવાનું કામ પાછું મૂળ વ્યકિત પાસે આવી ગયું. આ કામ સદર મુફતી તરીકે ન હતું, એટલે આ મુદ્દત ગણી નથી.

ખુલાસો એ કે જામિઅહમાં ૨૩ વર્ષ પર ફેલાયેલી ફતાવાની મહાન જિમ્મેદારી મુફતી સાહેબના જીવનનો એક અંશ બની ગઈ છે. આ છેલ્લા દોરમાં આ સેવાઓ વિવિધ લક્ષી થઈ ગઈ છે. દુનિયાના વિવિધ દેશોથી ફિકહી સવાલોની ઝડી વરસતી રહે છે. જે મસ્અલામાં મુફતી સાહેબોના જવાબો જુદા–જુદા હોય, એ પણ યોગ્યતા નકકી કરવા આપની પાસે જ મોકલવામાં આવે છે. દરરોજની ટપાલમાં ફતાવા ઉપરાંત મુરીદો અને અકીદતમંદોના પત્રો પણ વધુ સંખ્યામાં આવે છે. મકબૂલિયતના કારણે ઘણા ઈલ્મ પ્રેમીઓ બીજા સ્થળે ઈફતા પૂર્ણ કરીને પણ અત્રે વધુ લાભ ઉઠાવવા–શિખવાની નિય્યતે આવે છે.

સીધી રીતે આપથી લાભ ઉઠાવ્યો, ઈફતાનો કોર્સ પૂર્ણ કર્યો અને પોતાના વિસ્તારમાં ફતવા લખવા કે અન્ય દીની સેવાઓમાં પ્રવૃત્ત છે એવા અનેક તલબા છે. એ બધાને વિસ્તારથી વર્ણવવા માટે એક આખી કિતાબ જોઈએ. આ લખનાર ટૂંકમાં અમુક બાબતોનું વર્ણન કરે છે.

# તદરીસથી ઈફતામાં આવવા બાબત દારુલ ઈફતાના સરપરસ્ત હઝરત ફકીહુલ ઉમ્મત(રહ.)નો મશ્વેરો

૧૪૦૯હિ.માં બકરા ઈદથી પહેલાં જામિઅહના સદર મુફતી હઝરત મવલાના ઈસ્માઈલ સાહેબ કછોલ્વી મ.ઝિ. (ખલીફા હઝરત શૈખુલ હદીસ મવલાના મુહમ્મદ ઝકરિય્યા રહ.) જામિઅહથી છૂટા થયા. જામિઅહના દીર્ઘદ્રષ્ટા અને પારખુ મોહતમિમ હઝરત મવલાના મુહમંદ સઈદ સાહેબ બુઝુર્ગ (રહ.) ફતાવા લખવા માટે મુફતી સાહેબને નક્કી કરવા માંગતા હતા. પણ મુફતી સાહેબ દરેક બાબતમાં હઝરત અકદસ (રહ.)ના મશ્વેરાને તાબે હતા. એટલે હા કે ના જવાબ આપતાં પહેલાં હઝરત અકદસથી મશ્વેરો માંગ્યો. મુફતી સાહેબે હઝરત પાસે એક વર્ષ ઈફતાનો કોર્સ પૂર્ણ કર્યો હતો અને હઝરત અકદસ આપની ખુદાદાદ લાયકાતોથી પૂરા વાકેફ હતા. એટલે દારુલ ઈફતા માટે કોઈ નવી વ્યવસ્થા કરવાનો મશ્વેરો આપવા કરતાં હઝરત મોહતમિમ સાહેબના વિચારનું સમર્થન કર્યું. હઝરત મુફતી ઈસ્માઈલ સાહેબ કછોલ્વી દા.બ.ના છૂટા થવા અને ઈફતા માટે હઝરત મોહતમિમ સાહેબ તરફથી રજૂ કરવામાં આવેલ પ્રસ્તાવની જાણ કરવા હઝરત ફકીહુલ ઉમ્મત(રહ.)ને એક પત્રમાં લખ્યું કે :

"હઝરત મોહતમિમ સાહેબે એક દિવસ બોલાવી મને ફરમાવ્યું કે 'તારે દારુલ ઈફતામાં સમય આપવાનો રહેશે, કારણ કે મુફતી ઈસ્માઈલ સાહેબ અલગ થઈ રહયા છે અને મુફતી અબ્બાસ સાહેબનો દેવબંદ જવાનો પ્રોગ્રામ બની રહયો છે. એટલે તું જ એમાં ત્રણ–ચાર પિરિયડનો સમય આપી દે.' મેં જવાબમાં કંઈ કહયું નથી. હઝરતેવાલા જે ફરમાવે એના પર ઈન્શાઅલ્લાહ અમલ કરીશ."

હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.)એ જવાબમાં લખ્યું કે :

"મારા મતે ઈફતા માટે કોઈ બીજી વ્યવસ્થા કરવાની જરૂરત નથી.

હવે મોલ્વી અબ્બાસ સાહેબને પણ અહીંયાં મોકલવાની જરૂરત નથી. તમારો થોડો સમય ખાલી કરવામાં આવે. તમે ફતવા લખજો અને એમનાથી કામ લેશો, અલ્લાહ તઆલા મદદ ફરમાવે.''

અલ્અબ્દ, મહમૂદ ગુફિરલહૂ
૧૨/૧૧/૧૪૦૬ હિ.

આવો જ જવાબ હઝરત મોહતમિમ સાહેબના નામે લખ્યો એના શબ્દો આ પ્રમાણે છે :

''મારા મતે મવલાના અહમદ સાહેબ ખાનપૂરી મ. ઝિ.નો થોડો સમય ઈફતા માટે નક્કી કરવામાં આવે. તેઓ એમની દેખરેખ હેઠળ મુફતી અબ્બાસ સાહેબથી કામ લે, તો ઈન્શાઅલ્લાહ જામિઅહનો આ વિભાગ બરાબર ચાલતો રહેશે અને કોઈ નવો મુફતી નક્કી કરવાની જરૂરત નહીં રહેશે.''

ઈફતાના હોદ્દા પર આવ્યા પછી જામિઅહના એક ફાઝિલ, (તે સમયે તેઓ જામિઅહના મુદર્રિસ પણ હતા) અને આજે દારુલ ઉલૂમ ઝકરિયા લેનીસિયા સાઉથ આફ્રિકામાં ઉસ્તાદે હદીસ છે) એટલે કે ઉસ્તાદે મોહતરમ મવલાના સુલૈમાન ચોકસી સા. મ.ઝિ.એ એક ખ્વાબ જોયો જે એમના જ શબ્દોમાં રજૂ કરું છું.

## ઈફતા બાબત એક ખ્વાબ

મેં ખ્વાબ જોયો કે એક જગ્યા મદરસા જામિઅહની માલિકીની છે. એમાં મોટા મોટા ઝાડ હતા. આ ઝાડો વચ્ચે અલગ અલગ લોકોની કાપેલી ખેતી પડેલી હતી. આની હિફાજત માટે એક ઘર બનેલું હતું. ઘર ઘણું જ જૂનું પણ મજબૂત હતું. આ જ જગ્યાએ કિનારે એક ઠંડા પાણીનું ઝરણું હતું. જે એટલું ઠંડુ હતું કે ઠંડકના લઈ બરફ બની જતું હતું. મેં ખ્વાબમાં જોયું કે હઝરત ઉસ્તાદ મવલાના અહમદ સાહેબ ખાનપૂરી દા.બ. મદરસાનું એમનું વર્તમાન મકાન છોડીને આ જ મકાનમાં રહેવા માટે આવી ગયા છે. ત્યાર પછી એમના ઘરે નિઝામુદ્દીન મરકઝથી મવલાના ઈબ્રાહીમ દેવલાવાળા ઝિ.મ. મહેમાન બનીને તશરીફ લાવ્યા. મહેમાનની ચાકરી માટે ઉસ્તાદ

સાહેબે મને (સુલૈમાન કાવીને) નક્કી કર્યો અને ફરમાવ્યું કે : ‘‘મહેમાન માટે કોઈ ઝાડ નીચે સુવાની વ્યવસ્થા કરો.’’ મેં હુકમ અનુસાર એ પાણીના ઝરણા પાસે વ્યવસ્થા કરી દીધી. આ દરમિયાન મહેમાને મેઝબાનને પૂછ્યું કે : ‘મકાન કેમ બદલી નાંખ્યું ?’ મેઝબાને ઉત્તર આપ્યો કે : ‘આ હઝરત મુફતી કિફાયતુલ્લાહ સાહેબનું મકાન છે. અહીંયાં શાંતિ વધારે છે. પાણી વગેરેની પણ વ્યવસ્થા છે. એટલે અહીંયાં આવી ગયો છું.’’

બંદા : સુલૈમાન ચોકસી

આ ખ્વાબ આજથી ૨૩ વર્ષ પહેલાં જોવાયો હતો. એની તાબીર સ્પષ્ટ રીતે સામે આવી ચૂકી છે. એટલે ખ્વાબ વાસ્તવિકતા બની ગયો. સ્વયં મુફતી સાહેબે મારી સામે આ ખ્વાબની તાબીર આ શબ્દોમાં વર્ણવી હતી.

‘‘હઝરત મુફતી કિફાયતુલ્લાહ સાહેબને ખ્વાબમાં જોવાથી ઈશારો છે કે ફતાવા બાબત અલ્લાહ તઆલાની સહાય–મદદ શામેલ રહેશે (કિફાયતુલ્લાહના શબ્દો આ જ અર્થ વ્યકત કરે છે. સંપાદક) પાણીનું ઝરણું ઠંડકના કારણે બરફ બની જતું હતું, એનાથી હું સમજયો કે ફતાવા લખવામાં ધીરે ધીરે દઢ્તા–મક્કમતા આવી જશે.’’

આ લખનાર કહે છે કે ખ્વાબના એક હિસ્સાની તાબીર રહી ગઈ. એટલે કે ‘મદરસાનું વર્તમાન મકાન છોડીને આ જ મકાનમાં રહેવા માટે આવી ગયા’ આટલી સ્પષ્ટ તાબીરની કોઈ જરૂરત નથી. મકાનના રહેવાસીને મક્કમતા પ્રાપ્તિ થશે તો મકાન વગર તો નહીં જ ને ! હા ! મકાનને પણ મક્કમતા દઢ્તા મળશે અને મળી.

## મુફતી માટેની શરતો હોવી

ફતાવા લખવાનું કાર્ય ઘણું જ નાઝુક છે, મુફતી માટે વિશેષ શરતો અને ગુણો વર્ણવવામાં આવ્યા છે. ફતવો આપનારમાં આ ગુણો–શરતો ઉપસ્થિત ન હોય તો એ ફતવો બતાવવા–લખવાને પાત્ર નથી. અત્રે એ શરતો વર્ણવવાનો આશય નથી, ફકત એટલું બતાવવું છે કે મુફતી સાહેબમાં તે ગુણો કેવી રીતે આવ્યાં ?

અલ્લાહ તઆલા જયારે કોઈ બંદાથી કામ લેવા માંગે છે તો પોતે જ અસબાબ પેદા ફરમાવી દે છે અને જયારે કોઈનાથી તોફીક છીનવી લે છે, તો અસબાબ વગેરે હોવા છતાં કુદરતી રીતે અડચણો આવી જાય છે. કુદરતની આ વ્યવસ્થા દીની–દુન્યવી દરેક બાબતોમાં બરાબર કામ કરે છે, અલ્લાહ તઆલાએ મુફતી સાહેબથી ફતાવા લખવાનું કાર્ય લેવાનું હતું, એટલે વિદ્યાર્થીકાળથી જ મુફતીઓની સોહબતનો ભરપૂર મોકો આપ્યો.

(૧) દારુલ ઉલૂમ અશરફીયહ રાંદેરના ઉસ્તાદોમાં ગુજરાતના મશ્હૂર મુફતીયાને કિરામ, મુફતી સઈદ અહમદ સાહેબ પાલનપૂરી, મુફતી અબ્દુલ ગની કાવી (રહ.) અને મુફતી સય્યિદ મુસ્લિહુદ્દીન સાહેબનું વર્ણન પાછલા પૃષ્ઠો પર આવી ગયું છે. આ જ દિવસોમાં મુફતીએ ગુજરાત હઝરત મવલાના મુફતી સય્યિદ અ.રહીમ લાજપૂરી (રહ.)ના મકાન પર એમના ફતાવા નકલ કરવા માટે દરરોજ હાજરી આપતા હતા. તદરીસ માટે ડાભેલ આવ્યા, ત્યારે પણ એક મુદત સુધી દરેક જુમ્આના દિવસે હઝરત પાસે પાબંદીથી જતા હતા, આ સંબંધ હઝરત (રહ.)ની છેલ્લી ઘડીઓ સુધી બાકી રહયો હતો.

૧૩૭૮ હિ.માં ફકીહુલ ઉમ્મત (રહ.)થી ફતાવા નવેસી શીખી. ત્યારથી એમના સાથે જે સંબંધ સ્થાપાયો તે અત્યંત ગાઢ અને કાયમી હતો. લગભગ ૩૦ વરસ આ સંબંધનો ઝમાનો છે. ભારતના બે મહાન મુફતીઓ (મુફતી લાજપૂરી રહ. અને ફકીહુલ ઉમ્મત રહ.)ની તવજજોહ, કેળવણી અને પવિત્ર સોહબત જે માણસને પ્રાપ્ત હોય, એના નિષ્ણાંત અને સમજદાર હોવામાં શંકાને સ્થાન જ નથી.

ફતાવા બાબતે નિષ્ણાંત મુફતીની સોહબત અને કેળવણી મહત્ત્વની શર્ત છે. કારણ કે ફતવાનું કામ ફકત મસ્અલાઓ યાદ કરી લેવા કે કિતાબોમાંથી શોધી લેવાનું નામ નથી, એમાં અન્ય ઘણી બાબતો સામે રાખવાની હોય છે. ઘણી બાબતો કાયદા–સિદ્ધાંતથી આગળ વધીને કુદરતે બક્ષેલ મુફતીની લાયકાત અને ફિકહી સમજદારી અને ફિકહી સ્વભાવથી સંબંધ રાખે છે. આ બધી બાબતો ફકત કિતાબો પઢી લેવાથી નથી આવી

જતી. બલકે એને પ્રાપ્ત કરવા માટે કોઈ નિષ્ણાંત મુફતીની લાંબી સોહબત–સંગાથ–કેળવણી આવશ્યક છે.

لوأن الرجل حفظ جميع كتب أصحابنا لا بد أن يتلمذ للفتوى

حتى يهتدى اليه (شرح عقود رسم المفتى ١٧٩)

આમ છતાં જયારે આપને ઈફતાની ગાદી સોંપવામાં આવી તો અમુક લોકોએ પ્રશ્ન ઉઠાવ્યો કે સનદ ન હોય ત્યાં સુધી ફતવા પર સહી કરવી ખોટું છે. હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.)ને આ બાબતની જાણ કરવામાં આવી તો હઝરત (રહ.)એ જવાબ આપ્યો :

"સનદનું લખાણ તમે લખાવી લેજો, હું ત્યાં આવીશ ત્યારે સહી કરી દઈશ. તમારી જાણ ખાતર આ પણ બતાવી દઉં કે મારી પાસે સનદ નથી. કોઈ પણ વસ્તુની સનદ નથી. આખી ઉંમર આમ સનદ વગર પસાર થઈ ગઈ છે. કોઈએ પણ પૂછયું નથી કે સનદ બતાવ." [મકતૂબાત ૪/૩૦૧]

(૨) કોઈ મોટો માણસ એમ જ મોટો નથી બની જતો. બલકે કોઈ પણ વિષય, વિદ્યા, કળામાં વિદ્વાન બનવા માટે કસોટીમાંથી પસાર થવું પડે છે. મુફતી સાહેબને અરબી અવ્વલથી દવરએ હદીસ સુધી કિતાબો પઢાવવાનો મોકો મળ્યો છે, પરિણામે દર્સે નિઝામીના દરેક વિષયો વિશેષ કરીને ઇલ્મે ફિકહ અને ફરાઇઝ સાથે એક પ્રકારનો લગાવ પેદા થઈ ગયો હતો. ફતાવા લખવામાં ફિકહ – ફરાઈઝની જ વધુ જરૂરત પડે છે. ફિકહની મશ્હૂર કિતાબ હિદાયહ વરસો સુધી પઢાવી હતી. એના મસ્અલાઓ, કાયદાઓ પર ઊંડી નજર અને સમજણ પ્રાપ્ત હતી. હિદાયહ જેમ હનફી ફિકહની કિતાબોમાં એની ખૂબીઓને લઈ વિશેષ સ્થાન ધરાવે છે, એમ મુફતી સાહેબનો હિદાયહનો દર્સ પણ અનોખો અને મકબૂલ ગણાતો હતો, બલકે અમુક તલબા હિદાયહના સબકની મકબૂલિયત સાંભળીને હિદાયહ પઢવા ખાતર જ જામિઅહમાં દાખલો લેતા હતા.

એક સરસ યોગાનુયોગ આ પણ છે કે અલ્લામહ મરગીનાની (રહ.)એ હિદાયહ ૧૩ વરસમાં પૂર્ણ ફરમાવી. (મુકદમહ હિદાયહ, અલ્લામહ

લખનવી) એમ મુફતી સાહેબે પણ હિદાયહ લગભગ ૧૩ વરસ પઢાવી છે.

ઈલ્મે ફરાઈઝમાં નિપૂંણતા બાબત અમુક વાતો આગળ વર્ણવી દેવામાં આવી છે, ત્યાં જોઈ લેવામાં આવે.

(૩) મુફતી માટે તકવો, પરહેઝગારી, દિયાનત, અમાનત ઘણાં જ જરૂરી છે.

وينبغى أن يكون المفتى ظاهر الورع ومشهوراً بالديانة الظاهرة والصيانة الباهرة (شرح عقود رسم المفتى ٧)

આ બધા ગુણો સામાન્ય રીતે અલ્લાહવાળાઓની સોહબત વગર પ્રાપ્ત થવા મુશ્કેલ છે. મુફતી સાહેબને અલ્લાહવાળાઓની સોહબત પણ ખૂબ પ્રાપ્ત થઈ. અનેક રમઝાન શૈખુલ મશાઈખ હઝરત મવલાના મુહમ્મદ ઝકરિય્યા (રહ.)ની બાબરકત સોહબતમાં વિતાવ્યા. એમની હયાતીમાં અને વફાત પછી ફકીહુલ ઉમ્મત (રહ.)થી રૂહાની ફૈઝ પ્રાપ્ત કરતા રહયા. આ બધું સ્વયં હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.)ના પવિત્ર પત્રોથી સ્પષ્ટ જણાય છે.

બે ત્રણ ટુકડા પત્રોમાંથી રજૂ કરું છું :

૫/૯/૮૮ હિ.ના પત્રમાં જામિઅહમાં નિયુકિત બાબત મોહતમિમ સાહેબના પત્રમાં ફરમાવ્યું કે :

"તેઓ નેક છે, હોશિયાર છે, મુત્તકી છે, કાબેલ છે, ઝાકિર છે."

મુફતી સાહેબે હઝરત ફકીહુલ ઉમ્મત(રહ.)ની સેવામાં ફકત એક વર્ષ વિતાવ્યું હતું, એના પર આ પાંચ ગુણોથી સંપન્ન દર્શાવ્યા, જયારે કે હઝરત કોઈના વખાણ–તારીફ કરવામાં ઘણાં જ સાવચેત હતા.

એક અન્ય જગ્યાએ લખે છે :

"જામેઉલ કમાલાત (ગુણ સંપન્ન) મવલાના અહમદ સાહેબ. હકતઆલાએ તમને ઘણું આપ્યું છે, ચાહે તે આ જાહેરી આંખોથી દેખાતું ન હોય. હવે તમારા વડે અન્યોને એ બધું પહોંચી રહયું છે અને ઈન્શાઅલ્લાહ પહોંચતું રહેશે." [મકતૂબાત ૪/૩૪૪]

એક પત્રમાં લખે છે :

"હું દેવબંદમાં છું, પણ દિલ તમારી સાથે લાગેલું છે. અને તમારી સિદ્ધિઓથી પ્રસન્ન છું." [૩૨૩]

કહેવાનું એટલું જ કે આપ મુફતી હોવાની સાથે સૂફી પણ છે. મઝાહિરે હકના લેખક નવાબ કુત્બુદીન સાહેબે ઈમામ માલિકનું કથન લખ્યું છે કે :

من تفقه ولم يتصوف فقد تفسق ومن تصوف ولم يتفقه

فقد تزندق ومن جمع بينهما فقد تحقق

અર્થાત : જે માણસ ફકીહ બની જાય, પણ સૂફી ન બને તે સૂકો, ઝાંખો અને બેનૂર રહે છે અને જે સૂફી બની ગયો, ફકીહ ન બન્યો તે ઝિન્દીક અને મુલ્હિદ (અધર્મી) બન્યો, અને જેણે બન્નેવ બાબતો ભેગી કરી તેણે ખરું કામ કર્યું. [મજાલિસે હકીમુલ ઉમ્મત ૨૯૨]

(૪) ઇલ્મનો ફૈઝ બીજાઓ સુધી પહોંચાડવા માટે લેખન શૈલી સ્પષ્ટ, નિરાલી, મનમોહક અને સરળ હોવી જરૂરી છે. જે ભાષામાં લખાણ લખવામાં આવે એની પૂરી જાણકારી પણ હોવી જોઈએ. અલ્હમ્દુલિલ્લાહ મુફતી સાહેબનું જે લખાણ પણ હોય, ગુજરાતી કે ઉર્દૂ, સાફ, સ્પષ્ટ અને સરળ હોય છે. ગુજરાતી તો આપની માતૃભાષા છે. વાલિદ સાહેબ ગુજરાતીના નિષ્ણાંત અને સ્કૂલના હેડમાસ્તર હતા. ખાનદાની અને વારસાગત લક્ષણો ઘણા પ્રભાવી હોય છે. તે આવતી પેઢીઓમાં ઉતરતા રહે છે અને બાળકોમાં આવા ગુણો વત્તા ઓછા પ્રમાણમાં જોવા મળે છે. આવા અમુક વારસાગત લક્ષણો મુફતી સાહેબમાં પણ ઉતર્યા છે, ગુજરાતી ભાષા અને ગણિતમાં માહિર છે. ઉર્દૂ લખાણમાં ગુજરાતીપણું નથી દેખાતું. મુફતી સાહેબ દ્વારા લખવામાં આવતા ઉર્દૂ ફતાવા એનો સ્પષ્ટ પુરાવો છે.

ફતાવા રહીમિય્યહ ભાગ ૧ અને ૨ માં આવેલ ફતાવા ગુજરાતી માસિક પયગામમાં પ્રકાશિત થયેલ ગુજરાતી ફતાવા છે. ગુજરાતીમાં પ્રકાશિત થયા પછી એને ઉર્દૂમાં અનુવાદિત કરવામાં આવ્યા. ગુજરાતીથી ઉર્દૂ અનુવાદ કરવાની ખિદમતમાં મુફતી સાહેબનો પણ મોટો ફાળો છે. ઉર્દૂ એડીશન

પ્રકાશિત થયા પછી એના ઊપર સમીક્ષા કરતાં લખવામાં આવ્યું કે :

"ગુજરાતી ઉર્દૂ અનુવાદ મુફતી લાજપૂરી સાહેબે નથી કર્યો, બલકે અન્ય માણસોએ કર્યો છે અને આ અનુવાદ પણ વખાણવા લાયક છે. ક્યાંયથી અનુવાદની ગંધ નથી આવતી." [અલફુરકાન માસિકઃ ઝિલ્હજ્જહ ૧૩૮૯ હિ.]

સન ઈ.૧૯૯૫ માં અમદાવાદમાં મુસ્લિમ પર્સનલ લો બોર્ડ દ્વારા એક ઐતિહાસિક અધિવેશનનું આયોજન કરવામાં આવ્યું હતું, એમાં સ્વાગત કમીટીના પ્રમુખ મુફતી સાહેબને જ બનાવવામાં આવ્યા હતા. આ ઈજલાસનું સ્વાગત પ્રવચન આપે લખીને વાંચ્યું હતું. જે આખા ઈજલાસનો નિચોડ હતો. આ પ્રવચનનું મથાળું હતું 'ઈસ્લામનું ભવિષ્ય નિઃશંક રોશન છે, પણ આપણું ભવિષ્ય ?'

આ વેળા આ સ્વાગત પ્રવચન અલગ છાપવામાં આવ્યું હતું અને સભામાં વહેંચાયું પણ હતું.

ત્યાર પછી અલફુરકાન માસિક, લખનઉ ડિસેમ્બર ૧૯૯૫ના અંકમાં તંત્રી મવલાના ખલીલુર્રહમાન સજ્જાદ નોમાની મ. ઝિ. એ પ્રથમ પેજ ઊપર લખ્યું હતું કે :

"ગુજરાતના ઐતિહાસિક શહેર અમદાવાદમાં ૭–૮/ ઓકટોબર, ૧૯૯૫ ઈ.ના દિવસે મુસ્લિમ પર્સનલ લો બોર્ડનું બારમું અધિવેશન યોજાયું હતું. સ્વાગત કમીટીના પ્રમુખ હઝરત મુફતી અહમદ ખાનપૂરી સાહેબ મ.ઝિ.(સદર મુફતી જામિઅહ ડાભેલ)હતા. મુફતી સાહેબ ગુજરાત ઉપરાંત સમગ્ર ભારતના વિદ્વાન, ફકીહે નફસ, અહલે ઈલ્મ લોકોમાં વિશેષ સ્થાન ધરાવે છે. એમણે જે સ્વાગત પ્રવચન રજૂ કર્યું, એ લગભગ હાજર જનોના મતે આખી અધીવેશન–ઈજલાસનો નિચોડ હતું અને એ મુસ્લિમ પર્સનલ લો તરફથી મુસલમાનોના નામે એક પયગામ સમાન છે. અત્રે અમે વાચકો માટે એને અક્ષરસઃ નકલ કરીએ છીએ.

આ પ્રવચન માટે ઉપરાંત ઈજલાસની સુંદર વ્યવસ્થા માટે અમે મોલાના મોહતરમ અને એમના મારફત સ્વાગત કમીટીના સઘળા સભ્યોને મુબારકબાદ આપીએ છીએ." [અલફુરકાન માસિકઃ ડિસેમ્બર ૧૯૯૫ ઈ.]

આ સ્વાગત પ્રવચનના સુંદર–સર્વગ્રાહી હોવા અને મકબૂલ થવા પાછળ મારા મતે હઝરત સય્યિદ મુફતી અ.રહીમ સાહેબની દુઆઓ–તવજજોહ કામ કરી ગઈ છે. આ કામ થઈ રહયું હતું એ દિવસોમાં એમણે એક પત્ર મુફતી સાહેબના નામે લખ્યો હતો :

બિસ્મિહી તઆલા

મોહતરમુલ મુકામ હઝરત મુફતી અહમદ ખાનપૂરી સાહેબ મ.ઝિ.

અસ્સલામુ અલયકુમ વ.વ.

સલામ મસ્નૂન બાદ, ખેરિયતથી હશો, અરજ એ કે પર્સનલ લો બોર્ડના ઈજલાસ માટે એક સંદેશ રવાના કર્યો છે, એની એક કોપી તમારી સેવામાં મોકલું છું, તમે સ્વાગત પ્રવચન (ખુત્બએ ઈસ્તિકબાલિય્યહ) તૈયાર કરી લીધું હશે. અલ્લાહ તઆલા ગેબથી વાતો દિલમાં ઉતારે અને મદદ ફરમાવે. દુઆ કરું છું. અલ્લાહ તઆલા તમારી લાજ રાખે, અને ખૂબ ખૂબ મદદ ફરમાવે. ઈજલાસને દરેક રીતે સફળ બનાવે. દુઆઓમાં યાદ રાખશો, ફકત વસ્સલામ.

અલ્લાહ તઆલાએ હઝરત લાજપૂરી (રહ.)ની દુઆઓની લાજ રાખી લીધી અને ઘણી સફળતાઓથી નવાઝયા.

(૫) મુફતી માટે આવશ્યક છે કે તે ખગોળ–ભૂગોળ અને હિસાબની જાણકારી રાખતો હોય. કિબ્લાનું રૂખ અને નમાઝના સમયો દર્શાવવા માટે આ વિદ્યાઓની જાણકારી આવશ્યક છે. દારુલ ઉલૂમ દેવબંદના ફુનૂનવાળા વરસે આ બધી વિદ્યાઓ કંઈક અંશે આપ મેળવી ચૂકયા હતા. આ જ કારણે કિબ્લાનું રૂખ અને રૂઅયતે હિલાલ જેવા મસ્અલાઓ પર મુફતી સાહેબે વિસ્તારથી ચર્ચા ફરમાવી છે. હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.)એ આવા જ એક ફતવાના ઘણા વખાણ કર્યા છે. જેનું વર્ણન આગળ આવી રહયું છે.

ينبغي للمفتي أن يتزين بالعلوم الرياضية ، وقد كان عني بها من سلفنا و أئـمتـنـا لـلـحـاجة الماسة إليها في القضاء والإفتاء في النوازل ، ومن أهمها تـحرير سمت القبلة فإنه يتوقف على معرفة أصول فن الميقات و كذا تحرير أوقـات الـصـلـوات في الـبـلاد عـلـى مـعرفة عروضها و أطولها المقدرة في علمها. [المصباح في رسم المفتي و مناهج الإفتاء : ٢١/٢]

## ફતવા વિશે મુફતી સાહેબની વિશેષ શૈલી

(૧) વિશાળ વાંચન અને ઊંડું જ્ઞાન હોવા છતાં સાવચેતી રૂપે પોતાની જિમ્મેદારી ઊપર મસ્અલો નથી લખતા, જો તે મસ્અલો કોઈ કિતાબમાં લખાઈ ચૂકયો છે તો ચાહે તે કિતાબ ઉર્દૂની કેમ ન હોય, એના હવાલાથી જ જવાબ લખવામાં આવે છે. માટે જ આપના ફતાવામાં અરબીની જેમ ઉર્દૂ કિતાબોના હવાલા પણ ઘણી જગ્યાએ જોવા મળે છે.

મૂળ આ જિમ્મેદારીની વાત છે, હવાલો આપવાથી મુફતીની જિમ્મેદારી પૂરી થઈ જાય છે. પોતાના શબ્દોમાં ઓછું લખતાં બીજાઓનું લખાણ વધુ નકલ કરે છે, હવાલાના આ પ્રબંધ –પાબંદી બાબત ફરમાવ્યું કે : "હઝરત મુફતી મેહદી હસન સાહેબ (રહ.)નું કથન હઝરત મવલાના મુફતી સઈદ અહમદ પાલનપૂરી (દા.બ.) સાહેબ તાકીદથી વર્ણવતા હતા કે

'જે કિતાબમાંથી મસ્અલો લખવામાં આવ્યો હોય એનો જ હવાલો આપવો જોઈએ. એ કિતાબમાં બીજી જે કિતાબનો હવાલો હોય એ ન લખવામાં આવે.'

આવી બેવકૂફી કરવાથી આદમીને ધોકો થાય છે. ઘણીવાર નુસ્ખા–પ્રતો– છપામણી અલગ હોવાથી ફર્ક પડી જાય છે. હા, હવાલો આપતી

વેળા એ કિતાબનું પણ નામ લખી શકાય છે, જેમ કે ફતાવા રહીમિય્યહમાં ઈબ્ને કય્યિમની ઝાદુલ મઆદના હવાલાથી કોઈ મસ્અલો લખવામાં આવ્યો હોય તો એમ લખી શકાય કે 'ફતાવા રહીમિય્યહમાં ઝાદુલ મઆદના હવાલાથી લખ્યું છે' પણ સીધો ઝાદુલ મઆદનો હવાલો આપવો ખોટો છે.''

ફતવા લખવાની પ્રેકટીસ કરતા તલબાને વારંવાર નસીહત ફરમાવતા કે : ''જે લખાણ જે કિતાબથી લીધું હોય એનું નામ અવશ્ય લખો. ચાહે નાનકડી પુસ્તિકામાંથી લખ્યું હોય. એવું ન કરો કે લખાણ તો નાનકડી પુસ્તિકાથી લખો અને પછી હવાલો એમાં દર્શાવેલ મોટી કિતાબનો આપો. આનાથી ઈલ્મમાં બેબરકતી થાય છે.'' પછી શૈખુલ હદીસ હઝરત શેખ મવલાના મુહમ્મદ ઝકરિય્યા (રહ.)ની કિતાબ 'દાઢી કા વુજૂબ' મંગાવી અને પેજ ૨૧ પરનું લખાણ વાંચી સંભળાવ્યું :

''મવલાના સઈદ અહમદ પાલનપૂરી દા.બ. મુદર્રિસ દા.ઉ.દેવબંદને અપને રિસાલહ ''દાઢી ઔર અંબિયા કી સુન્નતેં''મેં લિખા હે કે દાઢી મુંડાને કી હુરમત પર સારી ઉમ્મતકા ઈજમાઅ હે.''

પછી ફરમાવ્યું કે : ''મુફતી સઈદ અહમદ સાહેબ હઝરત શેખ (રહ.)ના શાગિર્દોના શાગિર્દ છે અને તમે જોયું કે હઝરત શેખ (રહ.)એ એમની કિતાબથી જે લખાણ લીધું, એનો હવાલો લખી દીધો છે. શું આનાથી હઝરત શેખ (રહ.)ની શાન – મરતબો ઓછો થઈ ગયો ? હરગિઝ નહીં, જો તમે ઈલ્મમાં બરકત પ્રાપ્ત કરવા માંગતા હોય તો મારી આ વાત પર અમલ કરો. જે કિતાબથી જે લખાણ પણ નકલ કરો એ કિતાબનું નામ લખો, ચાહે તે બે–ચાર પાનાની પુસ્તિકા–રિસાલો કેમ ન હોય, એનાથી ઈલ્મમાં બરકત થશે.''

(૨) ખાસ – મહત્ત્વના સવાલોના જવાબ અસલ સવાલપત્રમાં લખતાં પહેલાં બીજા કાગળ ઊપર મુસદ્દા રૂપે લખવાની આદત છે, પછી દારુલ ઈફતામાં સેવા આપતા અન્ય માણસોને બતાવે છે. આ વિશે કોઈ યોગ્ય વાત કહેવામાં આવે તો તુરંત સ્વીકારી લે છે. પોતાની વાત પર ખોટો આગ્રહ

નથી કરતા. ઘણીવાર એવું થયું કે અમે ખાદિમોએ કોઈ વાત કહી તો તુરંત ફેરફાર કરી લીધો.

આ જ આદત હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.)ની હતી. મહત્ત્વના સવાલોના જવાબ બીજા મુફતીયાને કિરામથી સહીહ હોવાની ખાતરી મેળવીને જ લખતા હતા. અકાબિરની આ આદત ફતવો લખવાના આદાબ–નિયમો પ્રમાણે જ છે.

يستحب أن يقرأها على حاضريه ممن هو أهل لذلك ويشاورهم ويباحثهم برفق و انصاف وإن كانوا دونه وتلامذته للإقتداء بالسلف. [فصل آداب الفتوى شرح عقود رسم المفتي : ٢٠]

(૩) હક વાત લખવામાં કોઈ મોટા માણસથી ફકત એની મોટાઈના લઈ પ્રભાવિત થતા નથી. વિદેશના એક મશ્હૂર આલિમે શોહરને વીઝા ન મળવાથી બીવીના હકો અદા ન કરવાને કારણ બનાવીને શોહર–બીવી વચ્ચે નિકાહ તોડી નાખવાનો ફેસલો કર્યો. આ આલિમ સાહેબનો પત્ર મુફતી સાહેબ ઊપર પણ આવ્યો, જેમાં આ બાબતની જાણ કરવામાં આવી હતી, એમને મુફતી સાહેબે વિસ્તારથી જવાબ લખ્યો, એમાં ફિકહી એ'તેબારથી જે પ્રશ્નો–વાંધા હતા, એ તરફ ધ્યાન અપાવ્યું અને અંતે સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું કે :

'તમે જે જલ્દીથી નિકાહ તોડવાનો નિર્ણય કર્યો છે, એવી હિમ્મત અમે નથી કરી શકતા. અને ઉપરોકત દર્શાવેલ કારણોના લઈ નિકાહ તોડવાના ફેસલાથી હું સહમત નથી.'

(૪) સવાલ પૂછનાર ઘણીવાર સવાલોમાં આઘું પાછુ કરીને વિવિધ બાબતોનો હુકમ માલૂમ કરવા ઇચ્છે છે, સવાલોમાં નંબર–ક્રમ નથી બનાવતો, આવા જવાબો આપવાની રીત એ છે કે એના સવાલમાં જ વિવિધ બાબતો પર નંબર લગાવી દે છે, પછી ક્રમવાર દરેક બાબતોનો જવાબ આપે છે. જેથી જવાબ સમજવામાં કોઈ પરેશાની ન થાય.

અનેક સવાલોના જવાબ એક જ હોય તો પહેલાં સવાલનો જવાબ

વિસ્તારથી લખીને એ જ પ્રકારના બીજા સવાલોના જવાબના નંબરમાં લખી દે છે કે 'આનો જવાબ ફલાણા નંબરમાં આવી ગયો.'

(૫) જવાબ પર સંપૂર્ણ સંતોષ ન થાય ત્યાં સુધી અસલ સવાલપત્ર ઊપર લખતા નથી. ઘણી વાર એવું થાય છે કે ફિકહની કિતાબોના આધારે કોઈ જવાબ તૈયાર કરી લીધો, પણ પાછળથી કોઈ ફિકહી લખાણ કે બીજા કોઈ મુફતી સાહેબના ફતવાથી મંતવ્ય બદલાય જાય તો પહેલો જવાબ કેન્સલ કરીને સુધારીને ફરી જવાબ લખે છે.

(૬) ડાભેલ દારુલ-ઈફતાને ગુજરાતમાં કેન્દ્રિય સ્થાન પ્રાપ્ત છે. ઘણી વાર બીજા મુફતીઓના જવાબો પણ અહીંયાં તસ્દીક માટે આવે છે. આવા ફતાવા ઊપર પણ સંતોષ ન થાય ત્યાં સુધી તસ્દીક કરતા નથી. સંતોષ થઈ જાય તો સહી કરવામાં કોઈ આનાકાની પણ નથી હોતી. જવાબ સંતોષજનક હોય અને કોઈ મહત્ત્વની બાબત રહી ગઈ હોય તો એને નોટ તરીકે લખીને તસ્દીક ફરમાવે છે.

(૭) જે મસ્અલા બાબત પૂરી જાણકારી ન હોય, એ વિશે બધાની સામે જ કહી દેવામાં આવે છે કે કિતાબમાં જોઈને બતાવવામાં આવશે. કદી ફરમાવે છે કે મને ખબર નથી.

મુફતી સાહેબ જાણતા ન હોય એવી ભાષામાં સવાલ આવે જેમ કે અંગ્રેજી અથવા એવી ભાષામાં એવું લખાણ આવે, જેના પર જવાબનો આધાર હોય, જેમ કે સવાલ સાથે તલાકનામું કે વસીય્યતનામું અંગ્રેજીમાં હોય તો લખી દેવામાં આવે છે કે 'હું અંગ્રેજી નથી જાણતો, તમે એનો તરજુમો કરાવીને મોકલો. ત્યારે જવાબ આપવામાં આવશે.'

(૮) આપના ફતાવા લાંબા અને ટુંકા બન્નેવ પ્રકારના હોય છે. ઘણા ફતાવા તો એક રિસાલા-પુસ્તિકા જેટલા છે. આવા લાંબા ફતાવા લખતાં પહેલાં સમજણ ખાતર પ્રારંભિક વાતો પણ લખવામાં આવે છે. પહેલાં લખે છે કે 'અસલ જવાબ પહેલાં અમુક બાબતો સરળતા ખાતર પ્રસ્તાવના રૂપે લખવામાં આવે છે.'

(૯) શરઈ હુકમ જાણવાનો અસલ મકસદ એના પર અમલ કરવાનો

હોય છે. અમલ માટેનો શોખ ઉત્પન્ન કરવા અથવા બુરાઈથી રોકવા માટે લાંબા ફતાવામાં સવાબ–અઝાબની અહાદીસ વગેરે પણ વર્ણવવામાં આવે છે.

(૧૦) અહલે ઈલ્મ તરફથી સવાલ પૂછવામાં આવ્યો હોય તો દલીલરૂપે કુર્આન – હદીસ કે ફિકહી કિતાબોના લખાણ અથવા કિતાબોના નામ વિશેષ રૂપે લખવામાં આવે છે.

(૧૧) ઉલમા – મુફ્તી કે દારુલ ઈફતા હોય એવી જગ્યાએથી સવાલ આવ્યો હોય તો જવાબમાં ઘણી જ સાવચેતી વર્તવામાં આવે છે. જો આવો સવાલ જુમ્અહ કે ઈદની નમાઝ કોઈ આબાદીમાં જાઇઝ કે નાજાઈઝ હોવા બાબત હોય તો શરઈ હુકમ લખવાને બદલે એવું લખી દેવામાં આવે છે કે તમે સ્થાનિક ઉલમાને તમારી આબાદીની સ્થિતિ બતાવીને શરઈ હુકમ પૂછી લેશો.

(૧૨) વારસા વહેંચણી,ભાગીદારી વગેરેના વિખવાદી સવાલોમાં બન્નેવ પક્ષો તરફથી સવાલ આવે તો એનો શરઈ હુકમ લખતાં પહેલાં એમને સુલેહ – સફાઈનો મશ્વેરો આપે છે. જો બન્નેવ પક્ષો સવાલ પ્રમાણે શરઈ હુકમ જ જાણવા માંગતા હોય તો એમનાથી કહેવામાં આવે છે કે બન્નેવ પક્ષો ભેગા મળીને વાસ્તવિક સ્થિતિ દર્શાવે એના પર બન્નેવની સહી હોય, પછી જવાબ આપવામાં આવશે. આમ કરવાથી ખોટા પક્ષકારની પોલ ખુલી જાય છે. કદી તો આવો પક્ષ સવાલનામા પર સહી કરવા જ તૈયાર નથી થતો.

(૧૩) ઉલમા જાણે છે કે કોઈ બીજા ફિકહી મસ્લકના હુકમ પ્રમાણે ફતવો આપવો હોય તો (પૂછનાર જો બીજા મસ્લકનો પાબંદ હોય તો) આવશ્યક છે કે જવાબ આપનારને એ મસ્લકના આધારભૂત–ફતવાપાત્ર કથન અને હુકમની પૂરી જાણકારી હોય. ફકત બીજા મસ્લકની કિતાબોનું વાંચન કરીને એ પ્રમાણે જવાબ લખવામાં મોટી ગરબડ થવાની શકયતા રહે છે. માટે મુફ્તી સાહેબ બીજા મસ્લકવાળાઓના સવાલોના જવાબ જ નથી લખતા. એમને લખી દે છે કે તમારા મસ્લકના ઉલમાને આ બાબત

પૂછવામાં આવે, જેમ કે કોંકણ વિસ્તારમાં શાફેઈ ઉલમાથી જ પૂછવાનો મશ્વેરો આપવામાં આવે છે.

એક વાર ફરમાવ્યું હતું કે "આપણે આપણી ફિકહે હનફીનું જ વાંચન – જાણકારી નથી પ્રાપ્ત કરી શકતા, બીજાઓને શું બતાવીએ ?"

ગયા વરસે ઈંગ્લેન્ડના શહેર બાટલીના ઉલમા તરફથી રૂયતે હિલાલની વ્યવસ્થાને શરઈ નિયમો–સિદ્ધાંતો પ્રમાણે કરવા બાબત એક બંધારણ લેખિત સ્વરૂપે મોકલવામાં આવ્યું, એમાં ઈમામ માલિક (રહ.), ઈમામ શાફેઈ (રહ.) અને ઈમામ અહમદ બિન હમ્બલ (રહ.)ના મસ્લક પ્રમાણેની ફિકહી કિતાબોથી 'રૂયતે હિલાલ' સંબંધી અરબી લખાણો વર્ણવવામાં આવ્યા હતા. આ બંધારણની તસ્દીક કરતાં સ્પષ્ટ લખી દીધું કે :

"આ લખાણમાં ત્રણ ઈમામોના મસ્લક પ્રમાણે જે ચર્ચા કરવામાં આવી છે, એ બાબત અરજ છે કે એમના મસ્લક પ્રમાણે કયું કથન અમલપાત્ર છે, એ નક્કી કરવું અમારા માટે શક્ય નથી. એટલે લખાણના એ ભાગ બાબત હકારાત્મક કે નકારાત્મક મંતવ્ય રજૂ કરવા પર અશક્ત છું."

૧૪૧૩ હિ.માં શાફિઈ મસ્લકના એક તાલિબે ઈલ્મે દારુલ ઈફતાથી તાલીમ પૂર્ણ ફરમાવી તો એને સનદ આપી નહીં.

(૧૪) મારી દ્રષ્ટિએ મુફતી સાહેબ અકાબિરે દેવબંદની પરંપરાઓને પૂર્ણ રીતે અનુસરનારા છે. અકાબિરે દેવબંદથી અકીદત, મોહબ્બત અને અનુસરણનો જીવતો જાગતો નમૂનો છે. તકરીરો, મજલિસોમાં ઉલમાએ દેવબંદના કિસ્સાઓ અને મલ્ફૂઝાત અચૂક આવે જ છે. એટલે પછી આપના લખાણો અને ફતવાઓ અકાબિરે દેવબંદની પરંપરાઓ અને એમના દ્રષ્ટિબિંદુ – વિચારધારાથી ખાલી ન જ હોય એ સ્પષ્ટ છે. અનેક ફતાવાઓમાં શરઈ હુકમ લખવા પછી અકાબિરે દેવબંદનો મસ્લક અને અમલી–આદત પણ વર્ણવવામાં આવ્યા છે.

(૧૫) અનેક દારુલ ઈફતામાં સવાલ પૂછનારા અને જવાબ મેળવનારા લોકોને આપ પસંદ નથી કરતા, કારણ કે સવાલ પૂછવાનો મકસદ શરઈ હુકમ ઊપર અમલ કરવાનો હોય છે, ઉપરોકત રીત અપનાવવામાં કદી

મનની મેલી મુરાદ શામેલ હોય છે, કે જે ફતવો આપણી મરજી મુજબ અને મકસદ પ્રમાણે હોય એના પર અમલ કરવામાં આવે. આવી રીત અપનાવી સવાલ પૂછનાર માણસ અસમજમાં પડી જાય છે. ઘણી વાર ઝેરોક્ષ કોપીઓથી અથવા સવાલ પૂછનારના લખાણથી આ બાબતનો અંદાઝો આવી જાય છે.

આવા એક માણસે અનેક મોઅતબર દારુલ ઈફતામાંથી એક મસ્અલાના જવાબો મેળવીને મુફતી સાહેબના નામે રવાના કર્યા અને મુફતી સાહેબથી પણ જવાબ માંગ્યો. મુફતી સાહેબે એને જવાબ તો આપ્યો નહીં, બલકે એને ચેતવણી આપતાં એક સૈદ્ધાંતિક વાત લખી મોકલી, મુફતીયાને કિરામ માટે આ વાત ઘણી જ કિંમતી છે.

મુફતી સાહેબે એને લખ્યું કે :

બિસ્મિહી તઆલા

દેશના વિવિધ દારુલ ઈફતામાં સેવા આપનારા મુફતી સાહેબો એમને પૂછવામાં આવેલ સવાલોના જવાબો શરીઅતની રોશનીમાં જ આપે છે. એમને પૂછવામાં આવતા સવાલોના જવાબો અમુક તો એવા હોય છે કે એ બાબત કુર્આન–હદીસમાં કોઈ વિરોધાભાસ વગર સ્પષ્ટ આદેશ મોજૂદ હોય છે. આવા સવાલોના જવાબો બાબત મુફતી સાહેબો દરમિયાન કોઈ વિરોધાભાસ નથી હોતો.

પણ અમુક મસ્અલાઓમાં ઊપર પ્રમાણે કોઈ સ્પષ્ટ હુકમ મોજૂદ નથી હોતો, ત્યાં સવાલમાં દર્શાવવામાં આવેલ બાબતની સમીક્ષા કરીને શરીઅતના સિદ્ધાંતોના આધારે મુફતી સાહેબો જવાબ લખે છે. આમાં કદી સમીક્ષા અને વિચાર–મંથનની રીત અને પ્રમાણમાં ફર્ક હોવાથી જવાબો જુદા – જુદા થઈ જાય છે. આવી સૂરતમાં સવાલ પૂછનાર પર જરૂરી છે કે જે મુફતી સાહેબ પ્રત્યે અકીદત હોય એનાથી પૂછીને એના જવાબ પ્રમાણે અમલ કરે. જો એકથી વધારે મુફતીઓ પર વિશ્વાસ હોય તો જેના પર વધારે વિશ્વાસ અકીદત હોય એને જ પૂછે, અને એ પ્રમાણે અમલ કરે.

તમે આ પ્રમાણે ન કરતા અનેક દારુલ ઈફતામાં તમારો સવાલ મોકલીને

જવાબ મેળવ્યો. આનું પરિણામ એવું જ હોય જે તમે આજે ભોગવી રહયા છો, ત્યાર પછી હજુ પણ તમે એ જ રસ્તે ચાલીને વધુ એક દારુલ ઈફતામાં તમારો સવાલ મોકલી રહયા છો, તમે જે જવાબો મોકલાવ્યા છે એમાંથી કોઈ એક પ્રમાણે જ જવાબ હોવાનો છે એ સ્પષ્ટ છે, એટલે પછી તમારી અસમજતા કેવી રીતે દૂર થશે ? તમારો અવઢવ દૂર કરવા તમે જે રીત અપનાવી છે તે બરાબર નથી. તમે એમ વિચારીને કે કાલે અલ્લાહ તઆલાને જવાબ આપવાનો છે, જે જવાબ બાબત તમને સંતોષ હોય કે સંપૂર્ણ સાવચેતીભર્યો છે એના પર અમલ કરો, અને જે જવાબ બાબત દિલમાં થોડો પણ વિચાર આવે કે કદાચ એ બાબત કાલે અલ્લાહ તઆલા પાસે પૃચ્છા થશે, એને છોડી દો. આશા છે કે આમ કરવાથી તમારા માટે વિચારવા અને અમલ કરવાનો રસ્તો નીકળી આવશે. ફકત.

અહમદ ખાનપૂરી

(૧૬) એક વાર એક સવાલ આવ્યો. જેમાં પૂછનારે એનું અસલ નામ લખવાના બદલે બીજાનું નામ લખ્યું, બંદાને સવાલ વાંચતાં જ શંકા થઈ કે આ સવાલ ફલાણી જગ્યાનો છે અને અસલ પૂછનાર કોઈ બીજો છે. તપાસ કરવામાં આવી તો વાત એમ જ હતી. મેં હઝરતને વાસ્તવિકતા દર્શાવી, તો ફરમાવ્યું કે : "એનો જવાબ લખવામાં ન આવે." મેં એમ વિચારીને કે અસલ પૂછનાર વ્યકિત મોટા માણસ છે, જો તેઓએ જવાબની માંગણી કરી તો શું કહીશું ? આ બાબત હઝરત સમક્ષ રજૂ કરી તો હઝરતે જવાબમાં ફરમાવ્યું કે : "તેઓ આપણાથી જવાબ માંગી શકે તેમ નથી અને પછી ગુજરાતીની કહેવત સંભળાવી કે 'ચોરની માં કોઠીમાં મોં ઘાલીને રડે છે."

મતલબ કે અસલ પૂછનારે પોતાને છુપાવી રાખ્યો છે તો તે આપણને કયા મોઢે પૂછી શકે છે ? છેલ્લે એમ જ થયું તે સવાલ આજ દિન સુધી એમ જ મૂકી રાખવામાં આવ્યો છે, કોઈએ જવાબ માંગ્યો નથી.

(૧૭) કોઈ સવાલનો જવાબ આપવામાં ફિત્નાનો ખોફ હોય તો જવાબ ફિત્નો ઠંડો થયા પછી જ લખવામાં આવે છે. એક વાર ફરમાવ્યું કે :

"હઝરત મુફતી લાજપૂરી સાહેબ (રહ.)ની આ જ રીત હતી."

(૧૮) સવાલ પૂછનારાઓની બુરાઈથી બચવાની દુઆ વિશેષ રૂપે કરે છે.

(૧૯) કોઈ સવાલનો સ્પષ્ટ જવાબ પૂરતી શોધ પછી પણ ફિકહની કિતાબોમાં ન મળે તો પોતાની ફિકહી સમજ પ્રમાણે કોઈ યોગ્ય જવાબ લખે છે. અને પછી લખી દે છે કે બીજા મુફતી સાહેબોથી પણ પૂછી લેશો, પછી અમલ કરશો. આ એક પ્રકારની સાવચેતી અને સજાગતા જ છે, નહીંતર એ જ જવાબ છેલ્લો અને સાચો જ હોય છે.

ફતાવા લખવામાં મુફતી સાહેબની શૈલી-રીત અને સ્વભાવ બાબત હજુ પણ અનેક ખૂબીઓ-વિશેષતાઓ છે, અત્રે એ બધી વર્ણવવાનો આશય નથી, મુજ અશકત માટે એ શક્ય પણ નથી, અમુક ખાસ ખાસ વાતો જે યાદ આવી એ જેમ તેમ લખી દીધી છે.

قیاس کن زگلستان من بہار مرا

## ફતાવા અને ફિકહી બસીરત બાબત

## અકાબિર ઉલમાનો વિશ્વાસ

ફતાવાનું કામ સામાન્ય-સરળ નથી. પણ બુઝુર્ગોની તવજ્જોહ અને મુફતી સાહેબની ખુદાદાદ કાબેલિયતના પ્રતાપે મુફતી સાહેબે એમાં ઘણી જ જલ્દી મકબૂલિયત પ્રાપ્ત કરી લીધી. અલ્લાહ તઆલાએ આપને ફતાવા બાબત એવો મરતબો આપ્યો છે જે આજના દોરમાં ઘણા જ ઓછા માણસોને પ્રાપ્ત છે.

નાનાઓનું લખાણ વડીલો બાબત સામાન્યપણે અકીદત-મહોબ્બત આધારિત હોય છે. માટે હું નાચીઝ આપના વિશે નિર્ણય કરી શકતો નથી કે આપ કયા દરજાના 'ફકીહ' છે. ફકીહે નફસ, ફકીહે વકત, ફકીહે અસ્ર, ફકીહે ઝમન, ફકીહે દવરાં, કેમ કે આ બધું નક્કી કરવું પણ એવા જ લોકોનું કામ છે જેમને અલ્લાહ તઆલાએ વિશાળ જ્ઞાન (ઊંડું ઈલ્મ) આપ્યું હોય.

હા ! મવલાના સજ્જાદ નોમાની સાહેબ દા.બ.એ આપ વિશે 'ફકીહે

નફસ' હોવું લખ્યું છે, જુઓ પેજ 229.

ફકીહુલ ઉમ્મત હઝરત મવલાના મુફતી મહમૂદ હસન ગંગોહી (રહ.)ના વિશેષ શાગિર્દ, ફકીહે નફસ મુફતીએ ગુજરાત સય્યિદ મુફતી અ.રહીમ લાજપૂરી (રહ.)ના વિશ્વાસુ અને ફખ્રે ગુજરાત મવલાના સઈદ અહમદ સાહેબ પાલનપૂરી દા.બ.ના દ્રષ્ટિપાત્ર હોવાનું તો સ્પષ્ટ છે જ. આ બધા અકાબિરની સોહબતથી જો આપમાં ફકીહે નફસનો ગુણ આવી ગયો હોય તો વાત ખોટી નથી.

'ફકીહે નફસ' ફુકહા–મુફતીઓની એક પરિભાષા છે. એટલે તે માણસ જેને અલ્લાહ તઆલાએ ફિકહના બહોળા અનુભવ અને અભ્યાસના કારણે એવો સ્વભાવ અને સમજણ અર્પણ ફરમાવી હોય કે એના આધારે એ કિતાબોમાં જોયા વગર પણ સહીહ હુકમ સમજી જાય.

હઝરત મવલાના મુહમ્મદ તકી સાહેબ ઉસ્માની દા.બ. ફરમાવે છે :

"અલ્લાહ તઆલા મહેનત, લિલ્લાહિય્યત અને બુઝુર્ગોની સોહબતના પ્રતાપે એના વિશેષ બંદાઓના દિલને એવું કસોટીરૂપ બનાવી દે છે કે એમાં સાચું–ખોટું પારખવાની કાબેલિયત આવી જાય છે."

[અલ–બલાગ ખાસ આવૃત્તિ ૪૧૭]

આ લખનારના મતે કસોટીવાળી આ ખૂબી બુઝુર્ગોની સોહબતના પ્રતાપે મુફતી સાહેબને પણ પ્રાપ્ત થઈ છે. એવું જોવામાં આવ્યું કે કોઈ મસ્અલામાં ફિકહની કિતાબો જોતાં પહેલાં જ કોઈ મંતવ્ય વ્યકત કર્યું, પછી અન્ય મુફતી સાહેબો સાથે વિચાર મંથન કર્યું અથવા મસ્અલા બાબત કોઈ કિતાબમાં હુકમ મળી આવ્યો તો પછી એ જ મંતવ્યને સમર્થન મળ્યું.

આ જ પ્રમાણે ફિકહી કિતાબોના લખાણોથી મસ્અલાઓ સમજવા, એક મસ્અલાથી બીજા મસ્અલાને પણ સમજવાની વિશેષ કાબેલિયત અલ્લાહ તઆલાએ આપને આપી છે. અહલે ઈલ્મ જાણે છે કે દરેક મસ્અલા માટે ફિકહની કિતાબોમાં સ્પષ્ટ જવાબ–હુકમ મળે એ શકય નથી. અમુક સર્વગ્રાહી લખાણો – સિદ્ધાંતોમાં અનેક બાબતોનો હુકમ આવી જતો હોય છે, પણ કોઈ લખાણ બાબત સર્વગ્રાહી કે સૈદ્ધાંતિક હોવાની સમજણ અને

ઓળખ દરેકના ગજાની વાત નથી. ફિકહની સાચી સમજ અને લાંબો અનુભવ અને અલ્લાહનું વિશેષ ઈનામ હોય તો આ સમજણ પ્રાપ્ત થાય છે.

હું ઈફતામાં હતો ત્યારે એક સવાલ આવ્યો કે નાનો ભાઈ દૂધ પીતો હોય તો બહેન એને પોતાનું દૂધ પીવડાવી શકે કે નહીં ? મેં મારી શકિત અને જાણ મુજબની દરેક જગ્યાએ આ મસ્અલો શોધ્યો, પણ સ્પષ્ટ જવાબ ક્યાંય મળ્યો નહીં. હઝરત મુફતી સાહેબની સેવામાં અરજ કરી કે 'સ્પષ્ટ મસ્અલો જડતો નથી' તો ફરમાવ્યું કે 'રઝાઅત' દૂધ પીવાનો મતલબ–ફિકહી વ્યાખ્યા શું છે ? કિતાબોમાં જોયું તો એની વ્યાખ્યા છે :

هو مص الرضيع من ثدى الادمية

**તરજુમો** : 'રઝાઅત' એટલે માનવની છાતીથી બચ્ચાંનું દૂધ પીવું.

એટલે ફરમાવ્યું કે : "الادمية (માનવ) માં બહેન પણ આવી જાય છે."

પાલનપૂરના મુફતીયાને કિરામ અને ઉલમામાં આપની ફિકહી બસીરત સર્વસ્વીકૃત છે. તેઓ મહત્ત્વના મસ્અલાઓમાં મુફતી સાહેબથી સંપર્ક કરે છે. એક સમયે તો ત્યાંના મશ્હૂર દારુલ ઉલૂમના દારુલ ઈફતાથી હોટલ, ભાગીદારી, સહકારી મંડળી વગેરે વિષયો બાબત લાંબા સવાલો પૂછવામાં આવ્યા અને કેટલાયે મહીનાઓ સુધી આ સિલસિલો ચાલતો રહયો, મુફતી સાહેબે આ બધા જ સવાલોના જવાબ જરૂરત પ્રમાણે લાબાં–ટૂંકા આપ્યા. જેમાંથી અમુક કિતાબ સ્વરૂપે પ્રકાશિત પણ થઈ ચૂક્યા છે.

૧૪૧૭ હિ.માં ત્યાંના એક મશ્હૂર મુફતી સાહેબે બે પરચા રવાના ફરમાવ્યા. એક પરચામાં 'ઉશ્ર' વાજિબ થવા બાબતનું લખાણ હતું. બીજામાં એહતિયાત સ્વરૂપે ઉશ્રને વાજિબ કહેવામાં આવ્યું હતું. રવાના ફરમાવનાર મુફતી સાહેબની ઈચ્છા હતી કે ઉશ્ર નક્કી સ્વરૂપે વાજિબ છે, એ પરચા પર સહી કરીને તસ્દીક કરવામાં આવે. જેથી ભારતની જમીનના પાકની આવકમાં ઝકાત સ્વરૂપે શું વાજિબ થશે ? એ બાબત અકાબિરીનમાં પહેલેથી જ જુદા જુદા મત છે, અને દરેક બાબતે કિતાબો પણ લખાઈ ચૂકી

છે.

આ મુફતી સાહેબે મોકલાવેલ પરચાઓમાંથી એહતિયાત સ્વરૂપે વાજિબ ઠરાવતા પરચા ઊપર એમ લખીને સહી ફરમાવી કે :

'ઉશ્રની અદાયગી જ સાવચેતીનું કામ છે. એટલે ઊપરોકત લખાણને સમર્થન આપું છું.'

અલ્અબ્દ, અહમદ ખાનપૂરી ઉફિય અન્હુ.
૧૯/રમઝાન–૧૪૧૭ હિ.

પછી ૧૪૨૦ હિ.માં ફરીવાર આ મસ્અલો જોર–શોરથી ચર્ચામાં આવ્યો. પેલા મુફતી સાહેબે ફિકહે હનફીની કિતાબોથી દલીલ પકડીને ફતવો તૈયાર કર્યો હતો, જેમાં ઉશ્ર વાજિબ કહેવામાં આવ્યું હતું. તેઓ ચાહતા હતા કે આ ફતવો પ્રસિદ્ધ કરીને લોકોને ઉશ્ર વાજિબ માનવા અને એના પર અમલ કરવા પ્રોત્સાહન આપવામાં આવે. ત્યાંના ઉલમાએ વિચાર્યુ કે લોકો સુધી આ વાત જાય અને પછી ચર્ચાનો વિષય બને એ પહેલાં જ આ બાબતે અન્ય મુફતી સાહેબોનું સમર્થન મેળવી લેવામાં આવે. એટલે એક મંડળ ડાભેલ મુફતી સાહેબની સેવામાં આવ્યું, મુફતી સાહેબે એ ફતવો વાંચ્યા પછી ફરમાવ્યું કે : "મબ્સૂત'ના જે લખાણને દલીલ રૂપે રજૂ કરવામાં આવ્યું છે એ સમજવામાં ભૂલ થઈ છે."

આ જ મંડળ ત્યાંથી દેવબંદ મુફતી સઈદ અહમદ સાહેબ મ. ઝિ. પાલનપૂરી સાહેબની સેવામાં પહોંચ્યું, એમણે પણ મુફતી સાહેબનું સમર્થન કર્યું અને ફરમાવ્યું કે : "ઈબારત સમજવામાં ભૂલ છે." અંતે નકકી કરવામાં આવ્યું કે દારુલ ઉલૂમ છાપીમાં એક મજલિસ બોલાવવામાં આવે, જેમાં ગુજરાતના મોટા મુફતી સાહેબો ભેગા થાય અને આ મસ્અલા પર ચર્ચા વિચારણા કરવામાં આવે. આ માટે હઝરત મવલાના મુફતી મુહમ્મદ સઈદ પાલનપૂરી સાહેબ, હઝરત મુફતી અહમદ ખાનપૂરી સાહેબ, હઝરત મુફતી ઈસ્માઈલ ભડકોદ્રવી સાહેબ અને પાલનપૂર વિસ્તારના મુફતી સાહેબોને દાવત આપવામાં આવી. આ બધામાં ફતવો લખનાર મુફતી સાહેબ પણ હતા.

૨૮/રબી–૨ સવારે ત્રણ કલાક સુધી આ મજલિસ ચાલી જેનો ખુલાસો નીચે પ્રમાણે છે.

“પહેલાં નક્કી થયું કે ઉશ્રના વાજિબ હોવા બાબત ફતવો લખનાર મુફતી સાહેબે જે દલીલો ભેગી કરી છે, એ સાંભળવામાં આવે. એટલે એમણે શરૂથી છેલ્લે સુધી એમની દલીલો વાંચી સંભળાવી.

‘મબ્સૂત’નું લખાણ આવ્યું તો એના પર લાંબી ચર્ચા થઈ. એમાં لأنهم أسلموا عليها નો મતબલ એમણે એવો સમજયો હતો કે “લોકો મુસલમાન થઈ ગયા.” એના ઊપર મુફતી સાહેબે એનો મતલબ સમજાવતાં ફરમાવ્યું કે :

“કોઈ જગ્યાએ આખો પ્રદેશ મુસલમાન થઈ જાય અને પ્રદેશ દારુલ–ઈસ્લામ બની જાય તે વિશે આ હુકમ છે, ઉશ્ર વસૂલ કરવા માટે દારુલ ઈસ્લામ હોવું શર્ત છે. દારુલ ઈસ્લામમાં જ નક્કી માત્રામાં ઉશ્ર વસૂલી શકાય છે. ભારતમાં લોકો મુસલમાન તો થયા છે, પણ આ વિસ્તાર દારુલ ઈસ્લામ નથી બન્યો, માટે વાજિબ સ્વરૂપે ઉશ્ર વસૂલ કરી શકાય નહીં.”

મુફતી સાહેબના ઉસ્તાદે મોહતરમ હઝરત મવલાના મુફતી સઈદ અહમદ સાહેબ પાલનપૂરી મ.ઝિ. પોતાના શાગિર્દની આ પૂરી તકરીર ધ્યાનથી સાંભળી રહયા હતા, એમણે પણ આપનું સમર્થન ફરમાવ્યું.

મુફતી સાહેબે લખાણના શાબ્દિક અર્થ પર ભાર મૂકવાના બદલે સમગ્ર લખાણના ઉત્તરાર્ધ – પૂર્વાર્ધ સામે રાખીને જે મતલબ સમજાવ્યો, અન્ય મુફતી સાહેબોએ એનું સમર્થન કર્યું.

જોવાવાળાઓનું વર્ણન છે કે આ મજલિસમાં ફતવો લખનાર મુફતી સાહેબ પોતાના સમર્થનમાં જે કોઈ વાત રજૂ ફરમાવતા તો મુફતી સાહેબ દલીલ બધ્ધરીતે એનો રદિયો આપતા, બીજા કોઈ મુફતી સાહેબે એક પ્રશ્ન પૂછયો તો એમને પણ સંતોષજનક જવાબ આપ્યો. જાણે આ મજલિસમાં આપના દરેક રોમ રોમથી ફિકહી બસીરત અને સમજણ ફૂટી રહી હોય.

જોવાવાળાઓનું બયાન છે કે અંતે ફતવો આપનાર મુફતી સાહેબે ખામોશ સ્વરૂપે તો અન્ય મુફતી સાહેબોએ સ્પષ્ટ સ્વરૂપે સ્વીકાર્યું કે ઉશ્રમાં

એહતિયાતનો હુકમ અપનાવવામાં આવે.

મજલિસના અંતે હઝરત મવલાના સઈદ અહમદ સાહેબ દા.બ.એ ફરમાવ્યું કે :

"હું એમ નથી કહેતો કે આપણી જમીનોમાં કંઈ પણ વાજિબ નથી, બલકે વાજિબ છે. મક્કી ઝમાનામાં મુસલમાનો પર જે વસ્તુ વાજિબ હતી, તે આજે આપણા ઊપર વાજિબ છે. કારણ કે ઝકાત મક્કાના ઝમાનામાં વાજિબ થઈ ચૂકી હતી, ત્યાં મુસલમાનો કંઈને કંઈ નક્કી કર્યા વગર આપતા હશે ? મદીના દારુલ ઈસ્લામ હતું, એટલે વિગતવાર હુકમ આપવામાં આવ્યો અને પછી એ પ્રમાણે ઝકાત–ઉશ્ર વસૂલ કરવાનું શરૂ થયું. આપણા ઊપર મક્કાના સમયે જે વાજિબ હતું, એ જ વાજિબ છે. અર્થાત આપણી જમીનોના પાકમાંથી કંઈને કંઈ કાઢવાનું છે. મારું મંતવ્ય ઘણા પહેલેથી આ છે કે આખા ભારતની જમીનમાં ઉશ્ર (દસમો ભાગ, અથવા એનાથી અડધો) દરેક ઊપર વાજિબ છે અર્થાત ન આપવાથી અલ્લાહ તઆલાને ત્યાં પકડ થઈ શકે છે."

દારુલ ઉલૂમ છાપીમાં યોજાયેલ આ મજલિસની વિગત મારા દોસ્ત–સાથી હઝરત મુફતી સાહેબના શાગિર્દ મવલાના મુહમ્મદ ફારૂક કાજી સાહેબ ઝિ.મ. (ઉસ્તાદે હદીસ દા.ઉ. છાપી) દ્વારા લખી મોકલવામાં આવી હતી. તેઓ પોતે આ મજલિસમાં હાજર હતા. પત્રના અંતે તેઓએ લખ્યું છે કે :

"હું મારા સાથીઓ સમક્ષ હઝરત ઉસ્તાદના તકવા, કાબેલિયત, વિદ્વતા ઘણીવાર વર્ણવ્યા કરતો. પણ ચાખવામાં ન આવે ત્યાં સુધી ફળ સ્વાદ નથી આપતું, મારા અહીંયાંના દોસ્તોએ દોઢ દિવસમાં હઝરતનો તકવો, અને આપની વિદ્વતા, કાબેલિયત અને ઊંડા ઈલ્મને નરી આંખોએ જોઈ લીધાં."

મુફતી સાહેબે જે અકાબિરની છત્રછાયા હેઠળ કેળવણી મેળવી હતી, એમાં સૌથી આગળ આપના પ્યારા શેખ ફકીહુલ ઉમ્મત હઝરત મુફતી મહમૂદ હસન ગંગોહી (રહ.)છે. મુફતીએ ગુજરાત હઝરત સય્યિદ મુફતી અ.રહીમ લાજપૂરી (રહ.)ને પણ આપના ફતાવા પર પૂરો વિશ્વાસ હતો.

આંખોનું તેજ ઓછું થવા અને અશકિતના જીવનના છેલ્લા દિવસોમાં જયારે પણ કોઈ મહત્ત્વનો મસ્અલો આવતો તો રાંદેરથી માણસ રવાના ફરમાવતા, અથવા ચિઠ્ઠી લખીને મુફતી સાહેબને રાંદેર યાદ કરતા, મશ્વેરો ફરમાવતા અને મસ્અલા બાબત આપનું મંતવ્ય જાણતા, ફતાવા રહીમિય્યહના છેલ્લા ભાગોના ફતાવા આપના જોવા પછી જ પ્રકાશિત કરવામાં આવ્યા છે. આમાં અમુક ફતાવાનું ગુજરાતીથી ઉર્દૂ કરવાનું સદભાગ્ય મુફતી સાહેબના માધ્યમથી આ લખનારના ફાળે પણ આવ્યું છે, આવા તરજુમો કરેલા ફતાવા પણ મુફતી સાહેબની તપાસ – સુધારણા પછી જ શામેલ કરવામાં આવ્યા છે.

હઝરત સય્યિદ મવલાના મુફતી અ.રહીમ લાજપૂરી (રહ.) ફરમાવે છે :

"મારા પ્રિય મવલાના મુફતી અહમદ ખાનપૂરી સાહેબ દા.બ.(મુફતી, જામિઅહ ઈસ્લામિય્યહ ડાભેલ)નો ઘણો જ આભારી છું, આ ભાગ તૈયાર કરવામાં એમનો મોટો ફાળો છે. મોલ્વી રશીદ અહમદ ઈબ્ને જનાબ ઈસ્માઈલ (ઉર્ફે ભાઈમિયાં) લાજપૂરી સાહેબ (મુતઅલ્લિમ દારુલ ઈફતા જામિઅહ ડાભેલ) ફતાવા રહીમિય્યહના મોટા કદર કરનારા છે. વાંચન દરમિયાન એમણે જોયું કે ફતાવા રહીમિય્યહ ગુજરાતીમાં ઘણા એવા ફતાવા છે, જે ઉર્દૂમાં પ્રકાશિત નથી થયા. એમણે આવા ફતાવાની લિસ્ટ બનાવી, આ ફતાવાનું ઉર્દૂ કરવાની ખિદમત મુફતી અબ્દુલ કય્યૂમ સાહેબ (રફીક દારુલ ઈફતા જામિઅહ ડાભેલ) દ્વારા મુફતી અહમદ ખાનપૂરી સાહેબની દેખરેખ હેઠળ અંજામ આપવામાં આવી. આ ફતાવા પણ શામેલ છે. મુફતી અહમદ સાહેબે દરેક ફતવાનો તરજુમો અને આ પૂરા ભાગનો મુસદ્દો ધ્યાનથી જોયો – વાંચ્યો છે. [ફતાવા રહીમિય્યહ : ૮/૧૮]

આ જ વાત નવમાં ભાગના આરંભે ફરીવાર લખવામાં આવી છે. [૯/૧૬]

ફતાવા રહીમિય્યહના છેલ્લા ભાગમાં હઝરત લાજપૂરી(રહ.)એ મુફતી સાહેબનું સમર્થન અને વખાણ કરતાં લખ્યું છે કે :

"મારા પ્રિય મુફતી અહમદ ખાનપૂરી સાહેબ, માશાઅલ્લાહ નવયુવાન, નેક અને વિદ્વાન આલિમ, ફાઝિલ છે. અહકરની એમણે ઘણી જ સેવા કરી છે. એમના માટે દિલથી દુઆ નીકળે છે. માશાઅલ્લાહ હાલમાં મહાન દીની દર્સગાહ જામિઅહ ઈસ્લામિય્યહ ડાભેલમાં બુખારી શરીફ ભાગ–૨ નો સફળ દર્સ આપી રહયા છે. સદર મુફતી પણ છે. ફકીહુલ ઉમ્મત હઝરત અકદસ મુફતી મહમૂદ હસન ગંગોહી (રહ.)ના વિશ્વાસુ અને ખલીફા પણ છે. મારાથી વિદ્યાર્થીકાળથી સંબંધ ધરાવે છે. દરરોજ મારી પાસે આવતા હતા, આજે માશા અલ્લાહ મજબૂત સેવા આપી રહયા છે. અલ્લાહ તઆલાએ મકબૂલિયતથી નવાઝયા છે, અલ્લાહ તઆલા એમને જઝાએ ખૈર આપે અને ઈલ્મ–અમલમાં બરકત નસીબ ફરમાવે. આમીન."

[૧૦/૧૯]

મુફતી સાહેબ પહેલેથી જ હોશિયાર હતા, એમાં વળી હઝરત ફકીહુલ ઉમ્મત અને હઝરત લાજપૂરી (રહ.) જેવી મહાન હસ્તીઓ અને ફતવા લખતા ઉસ્તાદોની સોહબત અને કેળવણીથી સોના પર સુહાગાનું કામ થયું. આ જ કારણે અન્ય વિદ્યાઓની કાબેલિયત ધરાવવા છતાં અસલ કૌવત અને કાબેલિયત ફિકહ – ફતાવાના માધ્યમથી જ સામે આવ્યાં. મુફતી સાહેબના અમુક ફતાવા ઊપર આ બુઝુર્ગોનું સમર્થન અને તસ્દીક એનો સ્પષ્ટ પુરાવો છે.

(૧) જનાબ શબ્બીર ટેલર સાહેબ (ડયુઝબરી, બ્રિટન) દ્વારા ત્યાંના વિખ્યાત વિખવાદી મસ્અલા રમઝાન અને ઈદમાં રૂયતે હિલાલના વિષય પર એક સવાલ પૂછાયો હતો, મુફતી સાહેબે સવિસ્તાર, દલીલબદ્ધ એનો જવાબ લખ્યો. આ જવાબ હઝરત ફકીહુલ ઉમ્મત મુફતી મહમૂદ હસન ગંગોહી (રહ.)એ વાંચ્યો તો હઝરત (રહ.)એ નીચેના શબ્દોમાં એના વખાણ ફરમાવ્યા અને ખુશી વ્યકત ફરમાવી :

"આપનો ફતવો માશાઅલ્લાહ ઘણો જ અર્થસભર–સર્વગ્રાહી અને લાભદાયક બાબતો આધારિત છે, અત્યંત મક્કમ રીતે તમે દલીલો રજૂ કરી છે. એ છપાઈ તો ઘણું જ સારું, અન્યોને પણ એનાથી વધારેથી વધારે લાભ

પહોંચે." [મકતૂબાતે ફકીહુલઉમ્મત ૪/૩૧૩]

(૨) ૧૪૧૬ હિ.માં વર્તમાન સમયની ખ્યાતનામ રમતો (ક્રિકેટ, ફુટબોલ, ટેનિસ) વિશે આપે વિસ્તારપૂર્વક, દલીલબદ્ધ ફતવો લખ્યો હતો. જે તે સમયે માસિક 'અન્નૂર' જૂન ૧૯૯૬માં છપાયો હતો. હઝરત મુફ્તી અ.રહીમ સાહેબ લાજપૂરી (રહ.)એ એને ઘણો જ પસંદ કર્યો અને તસ્દીક ફરમાવી કે :

'અલ જવાબુ સહીહ,

માશાઅલ્લાહ ઘણો જ સરસ અને અમલપાત્ર જવાબ છે. એને ખૂબ પ્રસિદ્ધ કરવામાં આવે. અહકરનો પણ આ બાબતે એક જવાબ ફતાવા રહીમિય્યહ ભાગ ૭/૨૭૫ થી ૨૮૦ ઊપર મોજૂદ છે. યોગ્ય લાગે તો એને પણ શામેલ કરી લેશો.'

વલ્લાહુ અઅલમુ બિસ્સવાબ.
૨૩/ઝીકઅદહ ૧૪૧૭ હિ.

(૩) ફખ્રે ગુજરાત હઝરત મવલાના સઈદ અહમદ પાલનપૂરી દા.બ.થી મુફ્તી સાહેબને વિશેષ સંબંધ છે. તાલિબે ઈલ્મીના સમયથી મુફ્તી સાહેબને બેહિસાબ હેત–પ્રેમ મળ્યો. એકવાર ફરમાવ્યું કે : "મારા બે ઉસ્તાદો, હઝરત મવલાના સઈદ અહમદ સાહેબ પાલનપૂરી અને હઝરત મવલાના આદમ સાહેબ તાલેપૂરી (રહ.) મને ઘણો ચાહતા હતા."

મુફ્તી સઈદ સાહબ (દા.બ)એ તો મુફ્તી સાહેબની ખુદાદાદ કાબેલિયતના કારણે દારુલ ઉલૂમ દેવબંદમાં તદરીસ માટે પણ પ્રયત્નો કર્યા. આ બાબતે ત્યાંના મોહતમિમ હઝરત મવલાના મરગૂબુર્રહમાન સાહેબ મ.ઝિ.ને તૈયાર કર્યા, પણ મુફ્તી સાહેબને એમના શેખ અને ઉસ્તાદ હઝરત ફકીહુલ ઉમ્મત(રહ.)એ જામિઅહમાં મોકલ્યા હતા, એટલે ડાભેલને દારુલ ઉલૂમ પર પ્રાથમિકતા આપી.

હઝરત પાલનપૂરી દા.બ. આજકાલ ડાભેલના ટ્રસ્ટી મંડળના સભ્ય (રૂકને શૂરા) છે. આ સંબંધે ૨૨/ઝીકઅદહ ૧૪૨૭ હિ.ના દિવસે જામિઅહમાં તશરીફ લાવ્યા હતા. લાભ ઉઠાવવા ખાતર જામિઅહના કુતુબખાનામાં

ઉસ્તાદો માટે વિશેષ મજલિસ યોજવામાં આવી. હઝરત મવલાનાએ એમાં જામિઅહના ઉસ્તાદોને કિંમતી નસીહતો ફરમાવી. એમાં ધીરે ધીરે વાત ત્યાં સુધી પહોંચી કે : "ઉસ્તાદોએ કોઈ એક વિશેષ વિષયમાં કાબેલિયત અને વિશેષતા કેળવવી જોઈએ. નૂરુલ ઈઝાહ પઢાવનાર આ વિષયની અન્ય કિતાબો જેમ કે માલા બુદ્દમિન્હૂ, કુદૂરી, કન્ઝ, શર્હે વિકાયહ, હિદાયહ વગેરે પણ જોઈ લે તો ફિક્હના વિષયથી પરિચિતતા કેળવાય જશે. તલબાને કિતાબ નહીં, વિષયનું જ્ઞાન આપવાનું હોય છે. વાત આગળ ચાલી તો એમની પાસે અદબથી બેસેલા મુફતી સાહેબ તરફ ઈશારો કરીને કહયું કે : 'જેમ કે મોલ્વી અહમદની ફિક્હી બસીરત અમારા યુ.પી. માં પણ મશ્હૂર છે."

(૪) અમેરિકાની પ્રખ્યાત 'એમવે' કંપનીમાં જોડાવા બાબત જાઈઝ–નાજાઈઝ હોવાના પ્રશ્નો સામે આવ્યા. મુફતી સાહેબો તરફથી બન્નેવ તરફના મંતવ્યો સામે આવ્યા. કોઈ જાઈઝ કહેતું તો કોઈ નાજાઈઝ.

આ જ દિવસોની વાત છે, યુ.પી.ના મશ્હૂર આલિમ ફકીહુલ ઉમ્મત હઝરત મુફતી મહમૂદ હસન ગંગોહી (રહ.)ના વિશેષ કેળવણી પ્રાપ્ત જામિઅહ ઈસ્લામિય્યહ રેવડી તાલાબ, વારાણસીના શૈખુલ હદીસ સાહેબનો મુફતી સાહેબ ઊપર ફોન આવ્યો કે 'અમારે ત્યાં તો તમારા ફતવાની રાહ જોવાઈ રહી છે, તમારો જે ફતવો હશે, એના ઊપર જ યુ.પી.માં અમલ થશે.'

આ બે ઉદાહરણો લખવાનો મકસદ આ છે કે આપની ફિક્હી બસીરત અને મંતવ્યના સાચા હોવાને ગુજરાતમાં જ નહીં, યુ.પી.માં પણ સ્વીકારવામાં આવે છે. હઝરત લાજપૂરી (રહ.) જીવનના છેલ્લા દિવસોમાં અનેક બીમારીઓના કારણે ઘણા જ કમઝોર થઈ ગયા હતા. આંખોનું તેજ ખતમ થઈ ગયું હતું, બિલ્કુલ પથારીવશ પર થઈ ગયા હતા. નાઝુક હાલત હતી, ઉઠવું–બેસવું મુશ્કેલ હતું, એટલે ખાદિમોએ તયમ્મુમ કરીને નમાઝ પઢવાનું કહયું, પરંતુ તૈયાર થયા નહીં, અને ફરમાવ્યું કે : "ગમે તેવી રીતે વુઝૂ કરાવીને જ નમાઝ પઢાવો."

એક દિવસ મુફતી સાહેબ રાંદેર સેવામાં હાજર થયા. ખાદિમોએ મુફતી

સાહેબ મારફત કહેવડાવ્યું કે : "તયમ્મુમ કરીને નમાઝ પઢો." મુફ્તી સાહેબે કહયું તો વાત માની લીધી અને તયમ્મુમ કરીને નમાઝ પઢવી શરૂ કરી. બીજા દિવસે મુફ્તી સાહેબ હાજર થયા તો ફરમાવ્યું કે : "કાલથી તમારા કહેવા મુજબ તયમ્મુમ કરીને નમાઝ પઢું છું." આ ઘટનાના થોડાક જ દિવસો પછી હઝરત (રહ.)ની વફાત થઈ.

જેમ હઝરત નાનોત્વી (રહ.) બીમારીમાં તકલીફ ઉઠાવીને પણ વુઝૂ કરીને જ નમાઝ પઢતા હતા, એના ઊપર એક દિવસ મવલાના મુહમ્મદ યા'કૂબ સાહેબ (રહ.)એ ફરમાવ્યું કે :

"આવી પરિસ્થિતિમાં રૂખ્સત (શરીઅતે દર્શાવેલ સરળતા) પર અમલ કરવામાં પણ સાવચેતી વર્તવી મારા મતે સારું નથી. અલ્લાહ તઆલા સામે પોતાની બહાદુરી બતાવવા સમાન છે. આ સમયે તમને તયમ્મુમ કરવામાં જ વધારે સવાબ પ્રાપ્ત થશે."

મવલાના નાનોત્વી (રહ.)એ એમના કહેવાથી ત્યાર પછી તયમ્મુમ કરવાનું શરૂ કર્યું.

ઉપરોકત ઘટના વર્ણવવાનો આશય એ છે કે હઝરત લાજપૂરી (રહ.)ને મુફ્તી સાહેબની બસીરત ઊપર પૂર્ણ ભરોસો હતો. જેમ હઝરત શૈખુલ હદીસ હઝરત મવલાના મુહમ્મદ ઝકરિય્યા (રહ.)પાસે હઝરત ફકીહુલઉમ્મત (રહ.)ની ફિકહી બસીરત સ્વીકૃત હતી. હઝરત શેખ (રહ.)ને વ્યકિતગત કોઈ મસ્અલા બાબત આવશ્યકતા જણાતી તો હઝરત ફકીહુલઉમ્મત(રહ.)થી જ સંપર્ક ફરમાવતા હતા.

## ફતવા પર અમલ

મુફ્તી સાહેબના સ્વભાવ–પ્રકૃતિનું એક મહત્ત્વનું પાસું ફતવા ઊપર અમલથી સંબંધિત પણ છે. આ એક નાઝુક બાબત છે. કોઈ મસ્અલાનો હુકમ લખવો, ફતવો તૈયાર કરવો સરળ છે, પણ એ ફતવા પર પાબંદીથી સ્વયં અમલ કરવું અઘરું છે. અકાબિર વિશે વાંચ્યું અને સાંભળ્યું પણ છે કે તેઓ પોતાની ઝાત બાબત ઘણા કડક હતા. કોઈ ન કરવા યોગ્ય અર્થાત્

'ખિલાફે અવ્લા' કાર્ય પણ કરતા નહીં. પણ અન્ય લોકો માટે ઘણા નરમ—સરળ હુકમ બતાવનારા હતા. અમે મુફતી સાહેબને પણ એવા જ જોયા.

★ ઝિંગા ખાવા જાઈઝ છે કે નાજાઈઝ ? અકાબિર ઉલમામાં આ મસ્અલાના હુકમમાં વિરોધાભાસ છે. બન્નેવ તરફી ફતવા અને કિતાબો પણ લખાય ચૂકી છે.

આ મસ્અલામાં મુફતી સાહેબનું વલણ હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.)ના વલણ પ્રમાણે નાજાઈઝ હોવાનું છે. આ જ હુકમ ફતાવામાં લખવામાં આવે છે અને એ પ્રમાણે કદી ઝિંગા ખાતા નથી અને જો કોઈ ખાય છે તો એને મના પણ નથી કરતા, કારણ કે અમુક ઉલમા એને જાઈઝ પણ સમજે છે. આ જ અમલ હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.)નો હતો.

એક વાર ખાતી વેળા દસ્તરખ્વાન પર એક આઈટમ ઝિંગા હતી. કોઈએ હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.)થી પૂછી લીધું કે હઝરત તમે આ ખાતા નથી ? તો હઝરતે ઘણી જ સરસ વાત ફરમાવી,

نہ ایں کاری کنم نہ انکاری کنم

એટલે કે હું આ કાર્ય કરતો નથી અને કરનારને રોકતો પણ નથી.

★ અમેરિકા અને એના સહયોગી ઈસ્લામ શત્રુઓએ ઈસ્લામ અને મુસલમાનોને અત્યાચાર અને અન્યાયનું નિશાન બનાવી લીધા છે. આ બાબતે ૧૪૨૨ હિ.માં જમઈયતે ઉલમાએ હિંદ તરફથી પૂછવામાં આવેલ એક સવાલનો જવાબ દારુલ ઉલૂમ દેવબંદ તરફથી પ્રકાશિત થયો, જેમાં ઈસ્લામ વિરોધી શકિતઓ—સત્તાઓની પ્રોડકટ—બનાવટોનો બાયકાટ—બહિષ્કાર જરૂરી ઠેરવવામાં આવ્યો, કેમ કે એનાથી અત્યાચાર અને અન્યાયને સહાય પહોંચે છે.

આ ફતવો ભારતભરના વિશ્વાસપાત્ર મુફતીયાને કિરામની સેવામાં તસ્દીક માટે રવાના કરવામાં આવ્યો. મુફતી સાહેબે પણ એની તસ્દીક—સમર્થનમાં સહી કરી છે.

ત્યાર પછીથી અમેરિકી કંપનીની પ્રોડકટ પેપ્સી–સેવનઅપ આ જ સુધી પીતા નથી, કોઈ દાવતમાં સામે મૂકે છે તો સાફ ફરમાવી દે છે કે : "હું એને પીતો નથી." આ જ દસ્તરખાન પર અન્યો આ પીણા શોખથી પીવે છે, એમને મુફતી સાહેબ રોકતા પણ નથી. ફતવા પર સ્વયંના અમલની પાબંદીના લઈ મુફતી સાહેબે તકવાની આ રાહ અપનાવી છે.

એક વાર કોઈએ સેવનઅપ આપી દીધી, ભૂલથી એક ઘુંટડો ભરી લીધો, પછી પૂછયું : "આ કયું પીણું છે ?" બતાવવામાં આવ્યું કે : "સેવનઅપ." તો ફરમાવ્યું કે : "તમે અમને ગુનાહમાં ફસાવી દીધા, ભાઈ અમે તો ફતવા પર સહી કરી છે, હવે ઘરે જઈ બે રકાત તોબાની પઢવી પડશે."

## ફતવો પાછો લેવો (રુજૂઅ)

આધુનિક મસ્અલાઓ વિશે ફિકહની કિતાબોમાં સ્પષ્ટ રૂપે કોઈ હુકમ નથી મળતો, બલકે ફિકહની કિતાબોથી સમજી–નિચોડીને મુફતી એનો હુકમ દર્શાવે છે. આવા જવાબો બાબત ભૂલની શકયતા વધારે હોય છે. મોટા ઉલમાએ કિરામને પણ આવા સંજોગો આવ્યા છે, પણ એમની સામે જયારે ભૂલ સ્પષ્ટ થઈ જતી તો તેઓ ભૂલ સ્વીકારી પહેલો હુકમ અને ફતવો પાછો લઈ લેતા.

હઝરત થાનવી (રહ.)પાસે તો માસિક 'અન્નૂર'માં 'તરજીહુર્રાજેહ' એક સ્વતંત્ર વિભાગ હતો, હઝરત થાનવી (રહ.)એમાં પાછા લઈ લીધેલા ફતવા – હુકમોનું એલાન કરતા અને સહીહ હુકમ ફરી દર્શાવતા. વાસ્તવમાં આ બધું અકાબિરની દીનદારી અને તકવાની દલીલ છે.

હઝરત મુફતી સાહેબ માટે પણ એક–બે વાર આવા સંજોગો ઉભા થયા છે.

અમેરિકાની પ્રખ્યાત કંપની 'એમવે' ઘણા સમયથી વિશ્વના અનેક દેશોમાં એની વિશેષ પ્રણાલીથી પોતાની પ્રોડકટ વેચે છે. આ બાબતે કયાંકથી સવાલ પૂછવામાં આવ્યો. એમાં કંપનીની પ્રણાલી બાબત જે વિગત

દર્શાવવામાં આવી હતી એ મુજબ મુફતી સાહેબે એમાં જોડાવા બાબત જાઈઝ હોવાનો હુકમ લખી દીધો. ત્યાર પછી વધુ સંશોધન અને જાણકારીથી અને ભારત તેમજ અરબના ઉલમાએ કિરામના લખાણોથી એમવે કંપનીની ધોકાબાઝી અને શોષણનું પાસું સામે આવ્યું તો જાહેરી રીતે પહેલો ફતવો પાછો લઈ લીધો અને 'એમવે'માં જોડાવાને નાજાઈઝ ઠેરવ્યું.

આગલો હુકમ પાછો લઈને નાજાઈઝ ઠેરવવા બાબત ફતવાનું એલાન 'બયાને મુસ્તફા' માસિક (અક્કલકુવા) મારફતે કરવામાં આવ્યું.

## એમવે (AMWAY) કંપની બાબત

## અપાયેલ એક ફતવાથી રુજૂઅ

(૧) પાછલા કેટલાક સમયથી એમવે (AMWAY) નામની કંપની સાથે વેપાર કરવા અને તે સ્કીમમાં ભાગ લેવા, તેમજ અન્ય લોકોને તેમાં ભાગ લેવાનું આમંત્રણ આપવા બાબત શરઈ હુકમ જાણવા માટે ઘણા લોકોએ જબાની અને કેટલાકે લેખિત સવાલો કર્યા. આ કંપનીની કાર્યપદ્ધતિ નવી અને અટપટી હોવાને લઈ એક સમય સુધી તો એની કાર્યપદ્ધતિ જ કોઈ સંપૂર્ણ સમજાવી શક્યું નહીં. ત્યાર પછી એક દિવસ જનાબ ઈન્આમુલ હક બનારસી (રાણી તલાવ–સુરત)આ કંપનીના એક એજન્ટને લઈને દારુલ ઈફતામાં આવ્યા અને તે એજન્ટે કંપનીની કાર્યપદ્ધતિ એની રીતે વિગતવાર સમજાવી. જો કે તે પણ કંપનીનું પોતાનું છપાયેલ કોઈ લિટરેચર ગુજરાતી ભાષામાં લાવ્યા ન હતા. ત્યાર પછી જનાબ ઈન્આમુલ હક સાહબે એક સવાલ તૈયાર કરી અમારા સમક્ષ રજૂ કર્યો. એમનો સવાલ આવ્યા પછી અમે પોતે પણ કંપનીની કાર્યપદ્ધતિ ઊપર ખૂબ વિચાર અને આપસમાં ચર્ચા કરતા રહયા. હઝરત મુફતી ઈસ્માઈલ ભડકોદ્રવી સાહેબથી પણ એ વિશે ચર્ચા કરી. અને એ મામલાને માત્ર એક દલાલીનો મામલો નક્કી કરી એના જાઈઝ હોવાનો ફેસલો કર્યો અને એ જ બુન્યાદ સામે રાખીને સવાલનો જવાબ તૈયાર કર્યો. તે પછી પણ એહતિયાત ખાતર જવાબ તૈયાર હોવા છતાં

મોકલ્યો નહીં, પરંતુ સવાલ પુછનાર તરફથી જવાબની માંગણી જોર પકડતી રહી. એ દરમિયાન અન્ય ઘણા ઉલમાથી જબાની ચર્ચા–વિચારણા કરી, પરંતુ એના નાજાઈઝ હોવા માટેની કોઈ સ્પષ્ટ દલીલ નઝર સમક્ષ આવી નહીં. જેથી એક મુદત પછી એ જવાબ મોકલી આપવામાં આવ્યો, ત્યાર પછી મઝાહિરુલ ઉલૂમ સહારનપૂરના દારુલ ઈફતા તરફથી લખાયેલ એક જવાબ જોવામાં આવ્યો, તેમાં પણ એને જાઈઝ બતાવવામાં આવ્યું છે.

પરંતુ હમણાં જ થોડા સમય પહેલાં હઝરત મવલાના રહમતુલ્લાહ સાહબ (દારુલ ઉલૂમ રહીમિય્યહ, બાંડીપૂરા–કાશ્મીર)ના તરફથી ત્યાંના મુફતી હઝરત મવલાના મુફતી નઝીર અહમદ કાસમી સાહેબનો લખેલો જવાબ વાંચ્યો. જેમાં તેઓએ એને દલીલસર નાજાઈઝ સાબિત કર્યું છે. એમણે મોકલાવેલ લખાણની છેવટમાં ઉસ્તાદે મોહતરમ હઝરત મવલાના મુફતી સઈદ અહમદ પાલનપૂરી દા.બ.નો ફતવો નાજાઈઝ હોવાનો જણાવ્યું છે. એમના એ જવાબ પર અમને પણ દિલી ઈત્મીનાન થયું અને અમે અમારા આગલા જવાબથી રુજૂઅ કરી એ કંપની સાથે વેપારનો મામલો કરવાને નાજાઈઝ સમજીએ છીએ. દિયાનતની રૂએ આનો ઈઝહાર જરૂરી હોવાને લઈ આ લખાણ છપાવવા માટે મોકલ્યું છે, જે લોકો ઉપરોકત ફતવાની નકલ ચાહતા હોય તે દારુલ ઈફતા જામિઅહ ઈસ્લામિય્યહ ડાભેલથી મેળવી શકે છે.''

લખાણ વાંચીને અંદાઝો કરી શકાય છે કે જાઈઝ હોવાનો ફતવો આપતાં પહેલાં કેટલી સાવચેતીથી કામ લેવામાં આવ્યું છે, અને જયારે મંતવ્ય – વલણ બદલાયું અને મસ્અલાનું બીજું પાસું સામે આવ્યું તો એને પ્રકાશિત અને જાહેર કરવામાં એથી વધુ સાવચેતી અપનાવી. જાઈઝ હોવાનો ફતવો વ્યકિતગત હતો, કોઈ મેગેઝિનમાં છપાયો ન હતો. જયારે કે નાજાઈઝ હોવાનું એલાન 'બયાને મુસ્તફા' દ્વારા કરીને હઝારો માણસોને એની જાણ કરવામાં આવી. આ મેગેઝિન હઝારોની સંખ્યામાં છપાઈ છે અને દેશ–વિદેશમાં પહોંચે છે. આટલા પર જ અટકયા નહીં, બલકે આવી મલ્ટીલેવલ માર્કેટીંગ કંપનીઓની ચાલબાઝી અને ફરેબથી ઉમ્મતના માલનું શોષણ થતું

અટકાવવા આ વિષય પર ઉલમાએ અરબના અરબી ફતાવા શાગિર્દો મારફત ઉર્દૂ – ગુજરાતીમાં અનુવાદિત કરાવીને એની સાથે ભારત – પાકિસ્તાનના ચુનંદા મુફતીઓના ફતાવા શામેલ કરીને ઉર્દૂમાં એક કિતાબ 'મલ્ટી લેવલ માર્કેટીંગ કા શરઈ હુકમ' નામની અને ગુજરાતીમાં 'નેટવર્ક માર્કેટીંગ એક વિશ્લેષણ અને શરઈ હુકમ' નામની પુસ્તિકા બહાર પાડી.

ફિકહી મસાઈલમાં સાવચેતી અપનાવવાનો આટલો કડક સ્વભાવ જે માણસમાં હોય એ કોઈ મસ્અલામાં અનોખું કે અનન્ય મંતવ્ય અપનાવવાથી કેટલા દૂર હશે એ વર્ણવવાની જરૂરત નથી.

## પંદરમી રમઝાનના દિવસે આસમાનથી એક ભયાનક અવાજ સંભળાવા વિશેના ફતવાથી રુજૂઅ

(૨) રમઝાન ૧૪૨૦ હિજરીમાં ફતાવા રિઝવિય્યહમાં લખવામાં આવેલ એક રિવાયત ખૂબ ચર્ચામાં આવી. રિવાયત આ પ્રમાણે છે :

પંદરમી રમઝાને જુમ્અહના દિવસે ચાશતના સમયે આસમાનથી એક ભયાનક અવાજ સંભળાશે, જેને કારણે હઝારો માણસો પ્રાણ ખોઈ બેસશે, આ જ હદીસમાં આ મુસીબતથી છુટકારો મેળવવાના સાત ઉપાયો દર્શાવવામાં આવ્યા છે, યોગાનુયોગ ૧૪૨૦ હિજરીમાં રમઝાનની પંદરમી તારીખ જુમ્અહના દિવસે આવતી હતી, લોકો ભયભીત હતા, મુફતી સાહેબથી આ બાબતે પૂછવામાં આવ્યું તો રિવાયતની તપાસ કરાવી કે હદીસની કઈ કિતાબમાં છે ? ઘણી શોધ ખોળના અંતે અલ્લામહ સુયૂતીની કિતાબ : 'અલ્લઆલિલ્ મસ્નૂઅહ' ૨ / ૩૨૨ માં આ રિવાયત મળી એટલે એક પમ્ફલેટ છાપવામાં આવ્યું, એના પર મુફતીએ ગુજરાત હઝરત સય્યિદ મુફતી અ.રહીમ લાજપૂરી સાહેબ (રહ.)ની સહી અને એમનું આ લખાણ પણ છે : 'હું પણ આ લખાણથી સહમત છું.'

૧૪૨૮ હિજરીમાં ફરીવાર રમઝાનની પંદરમી તારીખ અને જુમ્અહ

ભેગા થઈ ગયા, લોકોમાં ફરીવાર ભય ફેલાયો, આપે બીજો ફતવો ૧૪૨૦ હિ.વાળા પમ્ફલેટથી વિપરીત લખ્યો અને અંતે લખ્યું કે :

**નોંધ** : આનાથી પહેલાં ૧૪૨૦ હિ.માં ઉપરોકત રિવાયત બાબત એક લખાણ છાપવામાં આવ્યું હતું, હવે જયારે એ રિવાયત (ઝઈફ અને મનઘડત હોવા) વિશે વાસ્તવિકતા સામે આવી ચૂકી છે, તો આગલું લખાણ આપોઆપ રદબાતલ થઈ જાય છે. માટે જો કોઈ માણસ આગલું લખાણ સામે કરે તો એના પ્રતિ ધ્યાન આપવામાં આવે નહીં.

ફકત – વલ્લાહુ તઆલા અઅલમ
અહમદ ખાનપૂરી
૧૧ / રમઝાન / ૧૪૨૮ હિજરી

અલ જવાબુ સહીહ,
અબ્દુલ કય્યૂમ રાજકોટી

વાસ્તવમાં ગલત ફેહમી એટલા માટે થઈ હતી કે અલ્લામા સુયૂતીએ 'અલ્લઆલિલ્ મસ્નૂઅહ' માં આ હદીસ પર મનઘડત હોવાનો હુકમ લગાવ્યો હતો નહીં, પછી અન્ય ઉલમાએ ધ્યાન અપાવ્યું કે આ હદીસના રાવીઓ અજાણ્યા કે જૂઠા છે અને ઉલમાએ હદીસ આ હદીસને રદપાત્ર અને નિરાધાર ગણાવે છે, જેમ કે મુસ્તદરકે હાકિમ : ૮૫૮૦, અલ મવઝૂઆત : ૩/૧૯૦, તલ્ખીસુલ મવઝૂઆત : ૮૭૪, ઝુઅફાએ કબીર : ૩ /૫૨, કશ્ફુલ ખિફા : ૩/૪૨૩, નકદુલ મન્કૂલ : ૧/૧૦ માં એની સ્પષ્ટતા મોજૂદ છે.

મવલાના તલ્હા બિલાલ મનીયાર સાહેબે ઉપરોકત હવાલાઓ એક લખાણમાં પ્રસિદ્ધ કર્યા છે.

જયારે હદીસની હકીકત સામે આવી ગઈ તો મુફતી સાહેબે સંકોચ વગર પહેલાં લખાણને રદબાતલ ઠેરવી દીધું.

## કોઈ મસ્અલામાં આગવું મંતવ્ય અપનાવવા બાબત સાવચેતી અને અન્ય વિદ્વાનોના મત-મંતવ્યને સમર્થન

મુફતી સાહેબને કોઈ મસ્અલામાં અન્યોથી નોખું – અલાયદું મંતવ્ય અપનાવવાથી નફરત છે, મહત્ત્વના મસ્અલાઓમાં બુઝુર્ગોથી સંપર્ક કરે છે, હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.) હયાત હતા ત્યાં સુધી મહત્ત્વના મસ્અલાઓ પર એમનું સમર્થન મેળવતા, આ દિવસોમાં જો દેવબંદ જવાનું થતું તો મહત્ત્વના સવાલો સાથે લઈ જતા, ત્યાં જઈને એ મસ્અલાઓમાં હઝરતનું મંતવ્ય જાણતા, હઝરત મુફતી સય્યિદ અ. રહીમ લાજપૂરી (રહ.)ની સેવામાં પણ હાજર થતા ત્યારે પણ આમ કરતા.

૧૪૧૯ હિજરીમાં 'અકાબિરીને ગુજરાત' નામી કિતાબનું સંપાદન પૂર્ણ થવા અને પ્રકાશન કરવા પર એના સંપાદક હકીમ અબ્દુલ હય કફલેતી (રહ.)ને મુબારકબાદી આપવાનો પ્રોગ્રામ વેસ્મા ખાતે રાખવામાં આવ્યો, જેમાં અતિથિ વિશેષ તરીકે હઝરત મવલાના કાઝી મુજાહિદુલ ઈસ્લામ કાસમી (રહ.) વફાત (૨૦૦૨ ઈ.)ને આમંત્રણ આપવામાં આવ્યું હતું, આ વેળા કાઝી સાહેબ ત્રણ દિવસ જામિઅહમાં રોકાયા હતા, ત્યારે પણ જોવામાં આવ્યું કે મુફતી સાહેબ અમુક મસ્અલાઓમાં એમનાથી વિચાર વિમર્શ કરી રહયા છે.

જામિઅહ ડાભેલમાં પણ ફિકહ–ફતાવાથી સંબંધ ધરાવતા, એહલે ઈલ્મ મહેમાન આવતા તો એમને પણ દારુલ ઈફતામાં જરૂર લાવતા, અમે ખાદિમો પણ હાજર થતા, આવા સમયે જોયું કે કોઈને કોઈ મસ્અલાની ચર્ચા ચાલતી, આવનાર આલિમની વાત પૂરા ધ્યાનથી અને મહત્ત્વથી સાંભળતા.

અમુક વરસો પહેલાં નજીકના એક ગામમાંથી સાવાલ આવ્યો, જેનો

ખુલાસો એ હતો કે મસ્જિદની વકફ જમીનો ખતરામાં છે, ગેર મુસ્લિમો એના પર કબ્જો કરી લે એવો ખતરો છે, આવી પરિસ્થિતિમાં વકફની જમીનો વેચીને એની કીમતથી વિદેશમાં કોઈ બિલ્ડીંગ ખરીદી શકાય કે નહીં ? આ બિલ્ડીંગનું ભાડું મસ્જિદના કામોમાં વાપરવામાં આવે.

મુફતી સાહેબે પોતે કોઈ જવાબ લખ્યો નહીં, બલકે એમને મશ્વેરો આપ્યો કે ગુજરાતના પ્રતિષ્ઠિત મુફતી સાહેબોને તમારા ગામમાં બોલાવો, તે લોકો જે ફેસલો કરે એના પર અમલ કરવામાં આવે.

## વસિય્યતનો એક મસ્અલો

એક વાર અહીંયાં દારુલ ઈફતામાં એક સવાલનો શરઈ હુકમ લખતી વેળા વસીય્યતના એક મસ્અલામાં 'મુફીદુલ વારિસીન'ના એક મસ્અલા બાબત ગુંચવણ જોવામાં આવી. આ કિસ્સો ૧૪૨૫ હિજરીનો છે, હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.) ૧૪૧૭ હિજરીમાં અને હઝરત લાજપૂરી (રહ.) ૧૪૨૨ હિજરીમાં વફાત પામી ચુક્યા હતા, એટલે પ્રિય ઉસ્તાદ મવલાના મુફતી સઈદ અહમદ પાલનપૂરી દા.બ.ની સેવામાં દલીલબદ્ધ રીતે પોતાની ગુંચવણ રજૂ કરી, અને એના ઉકેલની દરખાસ્ત ફરમાવી. ફાયદા ખાતર આ આખો પત્ર રજૂ કરવામાં આવે છે :

(નોંધ : આ મસ્અલાનો સંબંધ અહલે ઈલ્મ હઝરાતની સાથે હોવાથી આ આખો પત્ર વ્યવહાર ઉર્દૂ ભાષામાં જ રજૂ કરવામાં આવ્યો છે.)

گرامی نامہ حضرت مفتی صاحب:

بنام حضرت اقدس مولانا سعید احمد صاحب پالن پوری مدظلہما

باسمہٖ سبحانہ و تعالیٰ

مخدوم محترم و معظم حضرت الاستاذ مولانا مفتی سعید احمد صاحب پالن پوری دامت برکاتہم

السلام علیکم و رحمۃ اللہ وبرکاتہ

میں یہاں پر بہ خیر و عافیت رہتے ہوئے بارگاہِ خداوندی میں آپ کی خیر و عافیت کے لئے دعا گو ہوں۔

یہاں دارالافتاء میں پیش شدہ ایک معاملہ کی شرعی تحقیق کے دوران حضرت اقدس مولانا سید اصغر حسین صاحب نوراللہ مرقدہ کی تصنیف 'مفید الوارثین' کے ایک مسئلہ پر اشکال پیدا ہو گیا، بظاہر ایسا معلوم ہوتا ہے کہ حضرت میاں صاحبؒ سے تسامح ہوا ہے۔ مفید الوارثین میں حسبِ ذیل مسئلہ ہے :

''جس کے لیے وصیت کرتا ہے وہ بوقت وصیت زندہ ہو، میت کی وفات کے بعد اس کا زندہ ہونا شرط ہیں۔ پس اگر کسی مردہ شخص کے لیے وصیت کی تو معتبر نہ ہوگی، اور اگر زندہ شخص کے لیے وصیت کی، لیکن وہ وصیت کرنے والے کے سامنے ہی مر گیا، تو یہ وصیت جائز ہوگی، اور جس کے لیے وصیت کی تھی، اس کی جگہ اس کے وارث اس وصیت کے مستحق ہو جائیں گے۔'' [مفید الوارثین: ۷۷]

آگے صفحہ: ۷۸ پر تحریر فرماتے ہیں: ''چھٹی شرط یہ ہے کہ جس شخص کے لیے وصیت کی ہے وہ میت کا وارث نہ ہو، اگر وارث کے لیے وصیت ہوگی تو باطل اور غیر معتبر ہوگی؛ البتہ اگر باقی وارث اس کو جائز رکھیں اور منظور کرلیں تو معتبر ہو جائے گی۔

شرح : یہ جو بیان ہوا کہ وارث کے لیے وصیت جائز نہیں، یہاں وہ وارث مراد ہے جو بوقت وفات میت شرعاً وارث ہو، اور اس کے مال سے حصہ پاوے، پس اگر کوئی شخص بوقت وصیت تو وارث تھا، مگر مورث کی وفات کے وقت وارث نہیں رہا تو اس کے لیے جو وصیت ہوئی ہے وہ جائز ہوگی۔

مثال اول: جب زید نے بھائی کے لیے وصیت کی تھی تو چار وارث موجود تھے: ایک

والدہ، ایک زوجہ، ایک ہمشیرہ، ایک بھائی۔ سب سمجھتے تھے کہ یہ وصیت باطل ہوگی، مگر زید کے انتقال کے دو روز پہلے اس کے ایک بیٹا پیدا ہو گیا، اب یہ بھائی صاحب حصہ دار وارث تو نہ رہے (کیوں کہ بیٹے کی موجودگی میں میت کا بھائی محروم رہتا ہے)، مگر زید نے جوان کے لیے وصیت کی تھی وہ صحیح و معتبر ہوگی، کیوں کہ بوقتِ وفاتِ زید وہ وارث نہیں تھے۔

مثال دوم: زید نے اپنے بھائی کے لیے وصیت کی، بظاہر سب اس کو ناجائز سمجھ رہے تھے، مگر اتفاق سے زید کی حیات ہی میں اس کے بھائی کا انتقال ہو گیا تو یہ وصیت جائز اور معتبر سمجھی جائے گی، اور اس وصیت میں جس قدر مال وغیرہ زید نے اپنے بھائی کے لیے مقرر کیا تھا، وہ زید کے بھائی کی اولاد وغیرہ کو مل جائے گا۔ اگر بھائی نہ مرتا تو یہ وصیت باطل رہتی، البتہ میراث سے حصہ ملتا، اب جبکہ بھائی مر گیا تو وہ وارث ہی نہ رہا، اس لیے وصیت اس کے لیے جائز ہوگی، اور اس کے پس ماندوں کو دی جائے گی۔'' [مفید الوارثین: ۷۸، ۷۹]

وصیت کے سلسلہ میں کتب فقہ میں جو تفصیلات ہیں ان سے جو چیز میری سمجھ میں آئی وہ پیش کرتا ہوں:

(۱) وصیت کا رکن ایجاب وقبول ہے۔ موصی کی طرف سے ایجاب اور موصی لہ کی طرف سے قبول ہونا ضروری ہے، جب تک کہ دونوں نہیں پائے جائیں گے، رکن مکمل نہیں ہوگا۔

'بدائع الصنائع' میں ہے: وأما ركن الوصية فقد اختلف فيه، قال أصحابنا الثلاثة رحمهم الله هو الإيجاب و القبول، الإيجاب من الموصي و القبول من الموصى له، فما لم يوجدا لا يتم الركن، وإن شئت قلت ركن الوصية الإيجاب من الموصي وعدم الرد من الموصى له، وهو أن يقع اليأس عن رده وهذا أسهل

لتخريج المسائل على ما نذكر، وقال زفر الخ [۳۳۱/۷]

(۲) موصی لہ کا قبول جو وصیت کا ایک رکن ہے وہ موصی کی موت کے بعد ہونا چاہیے، موصی کی زندگی میں موصی لہ کی طرف سے وصیت کو قبول کرنا یا رد کرنا معتبر نہیں۔ اگر اس نے موصی کی زندگی میں رد کر دیا، لیکن موصی کی وفات کے بعد قبول کیا تو وہ معتبر ہے، اور اگر موصی کی زندگی میں قبول کرلیا اور موصی کی وفات کے بعد رد کر دیا تو وہ رد ہی سمجھا جائے گا۔

'مجمع الأنہر' میں ہے: (ولا بد في الوصية من القبول) (ويعتبر) القبول (بعد موت الموصي) لأن أوان ثبوت حكمها بعد موت الموصي (ولا اعتبار بالرد والقبول في حياته) أي حيات الموصي كما إذا قال لإمرته: أنت طالق غدا على درهم، فإن ردها وقبولها باطل قبل الغد (وبه) أي بالقبول (تملك) الوصية و لا تملك قبله لأن الوصية إثبات ملك جديد ولا يملك أحد إثبات الملك لغيره بلا اختيار۔ [مجمع الأنهر: ۶۹۳/۲، ۶۹۴]

'درر المنتقى على هامش المجمع الأنہر' میں ہے: (و) اعلم أنه (لا بد في الوصية من القبول صريحا أو دلالة بأن يموت الموصى له بعد موت الموصي كما في الخلاصة، وقال زفر: الركن الإيحاب و في الكهستاني وغيره: القبول شرط للملك لا لصحة الوصية و لا يشترط للملك القبض قبل القبول عملا بشبهي الهبة والارث (ويعتبر) القبول (بعد موت الموصي) لا قبله (و) حينئذ (لا اعتبار بالرد والقبول في حياته) لأن أوان ثبوت حكمها بعد الموت (وبه) أي بالقبول المذكور (تملك) لما مر (إلا أن يموت الموصى له بعد موت الموصي قبل القبول) والرد فهو من قبيل الاكتفاء (فإنه يملكها) بلا قبول (وتصير لورثته)

استحساناً. [درر المنتقى على هامش المجمع الانهر ٦٩٣/٢]

'فتاوى هنديه' میں ہے : قبول الوصية إنما يكون بعد الموت فإن قبلها في حال حيلة الموصي أو ردها فذلك باطل وله القبول برد الموت كذا في السراجية. [هنديه : ٩٠/٦]

'تنقيح الفتاوى الحامديه' میں ہے : و يعتبر قبولها أي قبول الوصية و ردها بعد الموت لأن الوصية تمليك مضاف إلى ما بعد الموت فيعتبر قبولها بعده ، شرح المجمع لابن ملك. [تنقيح الفتاوى الحامديه ٣١٣/٢]

(٣) موصی لہ کا قبول جو رکن وصیت ہے، کبھی صراحۃ ہوتا ہے، اور کبھی حکما و دلالۃ ،چنانچہ اگر موصی کی موت کے وقت موصی لہ موجود تھا اس کے بعد صراحۃ قبول یا رد کرنے سے پہلے اس کا انتقال ہوگیا تو اس صورت میں یہ اس کی طرف سے دلالۃ قبول شمار ہوگا، اور مال موصی بہ اس موصی لہ کے ورثاء کو بطور وراثت دیا جائے گا۔ چنانچہ 'فتاوى هنديه' میں ہے : ويشترط في الوصية القبول صريحا بأن يموت الموصى له قبل الردو القبول فيكون موته قبولا فترثها ورثته كذا في الوجيز الكردي. [هنديه ٩٠/٦]

'مجمع الأنهر' میں ہے : (إلا أن يموت الموصى له بعد موت الموصي قبل القبول فإنه) الموصى له (يملكها) أي الوصية (وتصير لورثته) أي ورثة الموصى له ولا حاجة إلى القبول وهذا استحسان. [مجمع الانهر ٦٩٣/٢، ٦٩٤]

'درر المنتقى' میں ہے : (إلا أن يموت الموصى له بعد موت الموصي قبل القبول) والرد فهو من قبيل الاكتفاء (فإنه يملكها) بلا قبول (وتصير لورثته) استحسانا. [درر المنتقى على هامش مجمع الأنهر ٦٩٣/٢]

'درمختار' میں ہے : (وإنما يصح قبولها بعد موته ) لأن أوان ثبوت حكمها بعد الموت (فبطل قبولها و ردها قبله) وإنما تملك بالقبول (إلا إذا مات موصيه ثم هو بلا قبول فهو) أي المال الموصى به (لورثته ) بلا قبول استحسانا كما مر.

[در المختار على هامش رد المحتار ٥/ ٤٦٥]

نوٹ :غالباً حضرت میاں صاحبؒ کو اسی مسئلہ سے تسامح ہوا ہے۔

(۴) موصی کی زندگی میں موصی لہ کے انتقال کر جانے سے وصیت باطل ہو جاتی ہے۔

چنانچہ 'بدائع الصنائع' کے 'بيان ما تبطل به الوصية' میں ہے : و تبطل بموت الموصى له قبل موت الموصى لأن العقد وقع له لا لغيره فلا يمكن إبقائه على غيره. [ بدائع الصنائع ٣٩٤/٧]

(۵) وصیت کی تعریف درمختار میں کی گئی ہے : ( هي تمليك مضاف إلى ما بعد الموت ، عينا كان أو دينا ، قلت يعني بطريق التبرع.

[در المختار على هامش الشامي، ٥/ ٤٥٨]

'تبيين الحقائق' میں ہے : وفي الشرع ما ذكره في المختصر فقال : الوصية تمليك مضاف إلى ما بعد الموت يعني بطريق التبرع سواء كان عينا أو منفعة.

[١٨٢/٦]

جب یہ تملیک مضاف إلی مابعد الموت ہے تو موصی کی موت کے وقت موصی لہ اگر زندہ ہے تب ہی اس میں تملیک یعنی مالک بننے کی اہلیت ہے اور اگر موصی لہ کا انتقال موصی سے پہلے ہو چکا ہے تو اس میں مالک بننے کی صلاحیت اور اہلیت ہی نہیں رہی پھر یہ وصیت کیسے درست قرار دی جائے ؟ 'عالم گیری' میں ہے : و شرطها كون الموصى أهلا

للتملك والموصى به بعد الموصى مالا قابلا للتمليك وحكمها : أن يملكه الموصى له ملكا جديدا كما يملك بالهبة كذا في الكفاية. [العالمگيرية ٦/ ٩٠]

حضرت والا سے درخواست ہے کہ ان معروضات پر غور فرما کر جواب عنایت فرمائیں، اور اگر مفید الوارثین کے مسئلہ میں واقعۃً تسامح ہوا ہے تو اس کو واضح فرما کر ممنون فرمائیں۔ فقط والسلام

أملاہ : العبد احمد خانپوری، ۲ر محرم الحرام، ۱۴۲۵ھ



﴿جواب از حضرت مولانا سعید احمد صاحب پالن پوری مدظلہ﴾

الجواب: دونوں جگہ حضرت میاں صاحب قدس سرہ سے تسامح ہوا ہے۔

'ھدایہ' میں صاف ہے : ولو مات الموصى له في حياة الموصى بطلت. [٦٦٨/٤]

پہلی جگہ خط کشیدہ عبارت اور دوسری جگہ مثال دوم صحیح نہیں۔ میاں صاحب قدس سرہ نے یہ مضمون درمختار سے لکھا ہے، اور شامی سے مثالیں لی ہیں، مگر معلوم نہیں ایسا صریح تسامح کیسے ہوگیا؟ یہ تو طے شدہ امر ہے کہ موصی کے انتقال کے بعد موصی لہ کا وصیت قبول کرنا ضروری ہے، خواہ دلالۃً ہو۔ پس اگر وہ موصی کی حیات میں وفات پا گیا تو رکن یا شرط کہاں پائی گئی؟ واللہ اعلم

حررہ : سعید احمد عفا اللہ عنہ ۱۰ر محرم الحرام، ۱۴۲۵ھ

એક બકરો કે મોટા જાનવરના એક હિસ્સામાં અમુક માણસો ભેગા મળીને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અથવા કોઈ બીજી મય્યિત તરફથી કુરબાની કરે તો આ કુરબાની જાઈઝ હશે કે નહીં ?

પહેલેથી જ આ મસ્અલો આપણા અકાબિર દરમિયાન ચર્ચાનો વિષય રહયો છે, આ સંબંધે એક ફતવો તસ્દીક માટે દારુલ ઈફતામાં આવ્યો. મશ્વેરો કર્યા પછી આ ફતવો સમીક્ષા અને સંશોધન માટે રફીકે દારુલ ઈફતા, મવલાના મુફતી મુહમ્મદ હિફઝુર્રહમાન સાહેબ સીમલકી સલ્લમહૂને સુપરત કરવામાં આવ્યો, એમણે ઘણાં વિસ્તારથી સંશોધન કરીને આ વિષયે ચર્ચા કરી, જે લગભગ ૨૦૦થી ૨૫૦ પેજ ઊપર આધારિત છે. મસ્અલો પૂર્ણ થયા પછી દેશના અમુક મશ્હૂર અને વિશ્વાસપાત્ર મુફતીયાને કિરામની સેવામાં જોવા માટે મોકલવાનો હુકમ ફરમાવ્યો, જેથી મસ્અલાનું દરેક પાસું દલીલબદ્ધ સ્વરૂપે ઉલમા સમક્ષ આવી જાય.

ગત વરસે મવલાના અય્યૂબ ભટકલી સાહેબે ઓરતોની નમાઝ બાબતે એમના અલાયદા વિચાર – મસ્લક બાબતનું લખાણ મોકલ્યું, જેમાં ફિક્હની કિતાબોમાં લખવામાં આવેલ ઓરતોની નમાઝની રીત ઉપરાંત બેહિશ્તી ઝેવરમાં લખવામાં આવેલ રીત સ્વીકાર પાત્ર નહીં હોવાની વાત કહેવામાં આવી હતી. આ લખનારે ફિક્હે હનફીની રોશનીમાં એનો વિસ્તારથી જવાબ તૈયાર કર્યો, અમુક ઉલમાએ એને પ્રકાશિત કરવા પ્રતિ ધ્યાન દોર્યું, પણ મુફતી સાહેબે ફરમાવ્યું કે : "છાપવા પહેલાં મશ્હૂર અને વિશ્વાસપાત્ર મુફતીયાને કિરામની સેવામાં આ ફતવો તસ્દીક માટે મોકલવામાં આવે, જેથી પાછળથી કોઈ ગરબડ ન થાય." એટલે પછી મુફતી સાહેબની ઈચ્છા પર અમલ કરવામાં આવ્યો.

## તલબાની પ્રેકટીસ અને તૈયારી પર કડક દેખરેખ

આપ ૧૪૦૬ હિજરીમાં ઈફતાના હોદા પર આવ્યા, ત્યારે ઈફતામાં

દાખલો લેનાર તલબાની તાલીમની મુદ્દત ફકત એક વર્ષ હતી, એક જ વર્ષમાં કિતાબો પઢાવવા ઉપરાંત ફતવા લખવાની પ્રેકટીસ પણ કરાવી દેવામાં આવતી.

જેની રીત આ હતી કે હઝરત મુફતી સાહેબ પોતે શર્હે ઉકૂદ, અલ અશ્બાહ, નશ્રુલ અર્ફ અને કદી સિરાજીનો સબક પઢાવતા. સબક અર્થસભર હોતો, ઉદાહરણો – દાખલા આપીને વાત સમજાવતા, મસ્અલો દિમાગમાં બેસાડવા માટે ગુજરાતી ઉર્દૂ કહેવતો પણ સબકમાં આવી જતી.

૧૪૦૭ હિજરીના ઈફતાના તાલિબે ઈલ્મ મુફતી રશીદ અહમદ ફરીદી ઝિ.મ. નું વર્ણન છે કે ઈફતા કલાસમાં કોર્સની દરેક કિતાબ હઝરત ઉસ્તાદે પોતે પઢાવી, પહેલું વર્ષ હોવા છતાં બધી કિતાબો એવી સુંદર રીતે સમજાવી કે મુફતી અબ્બાસ સાહેબના કહેવા મુજબ જાણે કોઈ અનુભવી મુફતી પઢાવતો હોય, મુફતી અબ્બાસ સાહેબ બે – ત્રણ વરસ પૂર્વેથી જ દારુલ ઈફતામાં મુઈન મુફતી તરીકે સેવા આપતા હતા અને આ કિતાબોના સબકમાં પણ જોડાતા હતા.

કદી અકાબિરે દેવબંદના કિસ્સાઓ સંભળાવતા, અલ અશ્બાહમાં

القاعدة التاسعة اعمال الكلام اولى من اهماله

ના અનુસંધાનમાં وقف على الأولاد નો મશહૂર મસ્અલો વર્ણવવામાં આવ્યો છે, સબકમાં જયારે આ મસ્અલો આવતો તો સિરાજીની જેમ પેઢીઓનો નકશો બનાવીને બ્લેક બોર્ડ પર સમજાવતા, એમાં ઘણો સમય પણ જતો, પણ મસ્અલો સંપૂર્ણ સમજાવીને જ શાંતિનો શ્વાસ લેતા.

ઈફતાના તલબાની તરબિયત અને ઈસ્લાહ પ્રતિ પણ ધ્યાન આપતા. કોઈ સાહિબે નિસ્બત બુઝુર્ગથી બયઅત થવા પ્રોત્સાહન આપતા, દારુલ ઈફતાના સરપરસ્ત હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.)એ આ વિભાગના દાખલાના નિયમો નક્કી કર્યા હતા, એમાં લખ્યું કે : "આ વિદ્યાર્થીઓએ દિલની સફાઈ ખાતર ઝિક્ર – વઝાઈફ પણ કરવા પડશે."

આ કાયદા મુજબ ઈફતામાં દાખલ થનાર દરેક તાલિબે ઈલ્મ માટે જે

બુઝુર્ગથી લગાવ હોય એનાથી બયઅત થવું જરૂરી છે, પાછલા અમુક વરસોથી ઈફતાનો કોર્સ પૂરો કરતા તલબા માટે રમઝાન જામિઅહમાં જ ગુઝારવી જરૂરી કરી દેવામાં આવ્યું છે, કદી તો આ જ કારણે સનદ પણ રોકી દેવામાં આવે છે અને ૨૭ રમઝાનના દિવસે આપવામાં આવે છે.

ફકીહુલ ઉમ્મત (રહ.) હયાત હતા, ત્યાં સુધી ઈફતાની તાલીમ પૂરી કરનાર તલબાની પરીક્ષા હઝરત (રહ.) પોતે લેખિત અને મૌખિક રીતે લેતા હતા અને પછી સનદ આપવામાં આવતી, એ સનદ પર હઝરત (રહ.)ની સહી પણ હોતી, હઝરત (રહ.)ની વફાત પછી આ પવિત્ર સિલસિલો બંધ થઈ ગયો, ત્યાર પછી ઈફતાના તલબાનું વાર્ષિક પરીક્ષાનું પેપર ગુજરાતના કોઈ મુફતી સાહેબ તૈયાર કરીને તપાસે છે, અમુક વરસો પછી આ સિલસિલો બંધ થઈ ગયો.

હવે જામિઅહના અન્ય દરજાઓની જેમ ઈફતાના તલબાની પરીક્ષાની સઘળી કાર્યવાહી જામિઅહમાં જ અંજામ અપાય છે અને સનદ આપવામાં આવે છે.

મુફતી સાહેબ ભીડ–ભાડ અને શોર બકોરને પસંદ નથી કરતા, તલબાની અરૂચિ અને ધ્યાન ન આપવાને પણ પસંદ નથી કરતા, કાબેલ માણસો તૈયાર કરવા પસંદ કરે છે, એટલે જયારે જોયું કે તલબાની તૈયારી માટે એક વર્ષ પૂરતું નથી, ઉપરાંત ઈફતામાં દાખલો લેવા માટે તલબાની અરજીઓ વધારે આવવા માંડી છે, તો હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.)ની સેવામાં અરજ કરી કે :

"અત્યાર સુધી વધુથી વધુ પાંચ તલબાનો દાખલો ઈફતામાં કરવામાં આવતો હતો, હવે અરજીઓ વધારે આવે છે, એટલે બમણી સંખ્યા કરવાનો ઈરાદો છે, અને આ બાબતે મશ્વેરો આપવા વિનંતી છે."

હઝરત (રહ.)એ એનો જવાબ આપ્યો કે : "ઈફતાના તલબામાં વધારો કરવાનો ઈરાદો છે અને એમને શોખ પણ છે, તો સારું છે."

એટલે પછી ૧૪૧૫ હિ.થી તલબાની સંખ્યાની સાથે તાલીમની મુદત પણ બમણી કરી દેવામાં આવી.

અમારે ત્યાં બીજા વરસે તલબા પાસે બહારથી આવતા સવાલોના જવાબો તૈયાર કરવામાં આવે છે, પહેલાં તલબા પૂરો સવાલ એમની નોટ બુકોમાં ઉતારી લઈને એમણે તૈયાર કરેલા જવાબો સંભળાવવા મુફતી સાહેબ પાસે પહોંચી જાય છે, તલબાના જવાબો ધ્યાનથી સાંભળીને મુફતી સાહેબ એમાં સુધારા વધારા કે યોગ્ય માર્ગદર્શન આપે છે, તલબાની આવી તૈયારી અને પ્રેકટીસ પર કડક દેખરેખ રાખે છે, લખાણમાં જોડણી – વાક્ય રચનાની ભૂલો અને ફતાવા બાબબની ભૂલો પર ખાસ ટકોર ફરમાવે છે. અમુક સૂચનાઓ :

## સૂચનાઓ અને માર્ગદર્શન

(૧) એક તાલીબે ઈલ્મે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના નામ મુબારક સાથે ફકત 'સલ.' લખ્યું, એને ટોકતાં ફરમાવ્યું કે : "ફઝાઈલે આ'માલ પહેલો ભાગ લઈ આવો." પછી એમાંથી આ લખાણ પઢી સંભળાવ્યું :

"જો લખાણમાં વારંવાર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું મુબારક નામ આવે તો વારંવાર દુરૂદ શરીફ લખે અને પૂરું દુરૂદ શરીફ લખે, આળસુઓ – જાહિલોની જેમ કફત 'સલ.' જેવો શબ્દ ન લખે."

[ફઝાઈલે આ'માલ :૧ / ૭૪૧]

પછી ફરમાવ્યું કે : "તમે તમારા ઉસ્તાદ કે કોઈ મોટા માણસના નામ સાથે દામત બરકાતુહુમ કે મદઝિલ્લુહુલ આલી લખો છો, જો કોઈ તમારા ઉસ્તાદ કે પીરના નામ સાથે આવા દુઆ વાચક શબ્દો ન લખે તો તમને રંજ થશે, તમે કહેશો કે ફલાણાએ ફકત નામ જ લખ્યું છે, બેઅદબ લાગે છે, તમે આવી બાબતોને ના પસંદ કરો છો અને પોતે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના નામ સાથે દુરૂદ શરીફ નથી લખતા, એના પર કોઈ રંજ નહીં ?"

(૨) એક વાર એક વિદ્યાર્થીએ કોઈ પણ લકબ કે ઉપનામ વગર એમ જ લખી દીધું કે 'મવલાના રશીદ અહમદ ગંગોહી (રહ.) લખે છે' હઝરતને

આનાથી ઘણો જ આઘાત લાગ્યો, ચહેરો બદલાય ગયો, આ બદલાયેલા ચહેરા સાથે જ ફરમાવ્યું : "આ તમે શું કર્યુ ? જયારે મારું નામ લખો છો તો એમાં હઝરત અકદસ અને ન જાણે શું શું લખો છો અને જયાં આ બધું લખવું જોઈએ ત્યાં નથી લખતા !" પછી હાથ માથા તરફ ઊંચા કર્યા અને ફરમાવ્યું કે : "આ તો આપણા બધાના આ રસ્તાના માથાનો તાજ છે, જયાં એમની વાત આવી ગઈ, બસ એનાથી આગળ કોઈ નહીં ! ફતાવામાં એમનું કથન સહુથી આગળ રાખવામાં આવે છે." પછી ફરમાવ્યું કે :

"પોતાના બુઝુર્ગોનો અદબ કરો, જયારે એમનું નામ લખો તો પૂરા સન્માનથી લખો, એમના માટે જે લકબો – ઉપનામો આપણા બુઝુર્ગોએ નક્કી કર્યા છે, એ લખો, પછી દુઆ વાચક વાકયો પણ લખો."

છેલ્લે ફરમાવ્યું કે : "તમે મારા નામ સાથે જે કંઈ લખો છો એ મને પસંદ નથી, હા, હઝરતનો શબ્દ બરાબર છે, કારણ કે આજે દરેકને જ હઝરત કહેવામાં આવે છે."

(૩) એક તાલિબે ઈલ્મે હઝરત અકદસ હકીમુલ ઉમ્મત થાનવી (રહ.) બાબત લખ્યું કે : "તહરીર કરતે હૈં." એને ફરમાવ્યું કે : "તહરીર ફરમાતે હૈં" લખો.

એક વાર કોઈ વિદ્યાર્થીએ જવાબ લખવામાં ઉતાવળ કરી, કંઈક લખાણ પણ ખરાબ હતું અને ભૂલો પણ હતી, એના પર હઝરતે ફરમાવ્યું કે : "જયારે તમે જવાબી પત્ર પર જવાબ લખી લ્યો તો પછી એને ધ્યાનથી વાંચો, કોઈ ભૂલ હોય તો સુધારી લો, જયારે સંપૂર્ણ સંતોષ થઈ જાય ત્યારે મારી પાસે લાવો." પછી ફરમાવ્યું કે : "ફતવા બાબત કદી ઉતાવળથી કામ ન લેવું."

ત્યાર પછી ફરમાવ્યું કે : "જે માણસ એના અસલ મકસદમાં ઉતાવળ કરે તે યોગ્ય માણસ નથી, જેમ કે નમાઝમાં ઉતાવળ કરવી. આ જ પ્રમાણે આપણા માટે ફતવો લખવામાં ઉતાવળ કરવી યોગ્ય નથી."

(૫) એક વાર એક તાલિબે ઈલ્મે ફતવાનો જવાબ એવી રીતે લખ્યો કે હાશિયો બિલકુલ છોડયો નહીં, બલકે બીજા પેજથી અડોઅડ લખાણ લખ્યું,

હઝરતે એનાથી રમૂજ કરતા ફરમાવ્યું કે : "તમે એમ વિચારતા હશો કે હાશિયો છોડીશ તો ફુઝૂલ ખર્ચી થશે." પછી ફરમાવ્યું કે :

"લખવાના પણ અમુક અદબો – નિયમો છે, એને શીખો." પછી તલબાથી પૂછ્યું કે : "'અદબ' કોને કહે છે ?" અને પોતે જ જવાબ આપ્યો કે : "દરેક વસ્તુને અદા કરવાની સૌથી સુંદર રીત જે હોય એ જ રીતે કામ કરવું અને અંજામ આપવું એ કામનો અદબ કહેવાય."

પછી ફરમાવ્યું કે :

"લખવાના પણ અદબ – ઢંગ છે, જેમ બોલવા, ચાલવા, બેસવાની એક રીત હોય છે. ઉર્દૂ લખવાની રીત બાબતે મવલાના નૂર આલમ ખલીલ અમીની સાહેબ દા. બ. ની એક આખી કિતાબ છે, જેમાં ક્યાં કેવું ચિહ્ન લખવામાં આવે એ સુદ્ધાં બતાવવામાં આવ્યું છે. તમે મવલાનાની કિતાબો જોશો તો ખબર પડશે કે તેઓ આ બાબતનો કેટલો એહતિમામ ફરમાવે છે." પછી ફરમાવ્યું કે : "ગુજરાતીમાં જનાબ અબ્દુલ કાદિર ફ઼ાતીવાલા સાહેબની કિતાબો જુઓ, એમની લેખનશૈલી કેટલી સરસ છે ! આ બધું જુઓ અને લખવાની ઢબ શીખો."

(૬) એક વાર તલબાએ લખેલા ફતાવા વાંચતા – તપાસ કરતાં તલબાને સંબોધીને ફરમાવ્યું કે : "બેન્કના વ્યાજ બાબત જે જવાબ તમે લખો છો કે :

'સરકારી ગેરવ્યાજબી ટેકસમાં બેંકનું વ્યાજ આપી શકાય છે' આ હુકમ બેંક સરકારી હોય ત્યારે જ છે.

પરંતુ હવે તો સરકારી બેન્ક સિવાય ઘણી બધી પ્રાઈવેટ બેન્કો પણ સ્થાપવામાં આવી છે, આવી પ્રાઈવેટ બેન્કોથી મળેલ વ્યાજનો હુકમ સરકારી બેન્કના વ્યાજ જેવો નથી, પ્રાઈવેટ બેન્કના વ્યાજની રકમ ફકીરો અને ગરીબોને સવાબની નિય્યત વગર સદકો કરી દેવી જરૂરી છે."

પછી ફરમાવ્યું કે :

"તમે બધા મુફતી બની રહયા છે, મુફતી હોવાની હેસિયતથી આ બાબતો સદા યાદ રાખો, અને સદા સાવચેત રહો."

(૭) એક વાર એક તાલિબે ઈલ્મે કોઈ સવાલના જવાબમાં બુખારી

શરીફ કે તિરમિઝી શરીફની હદીસ સીધી લખીને એનાથી જ જવાબ લખી દીધો, ફિકહની કોઈ કિતાબનો હવાલો કે લખાણ લખ્યું નહીં, આ જ તાલિબેઇલ્મ આ પૂર્વે પણ આમ કરી ચૂકયો હતો, એનો જવાબ સાંભળીને હઝરતે ફરમાવ્યું કે : "તમે સરસ ઈજતેહાદ કરો છો." પછી ફરમાવ્યું કે "ફિકહની કોઈ કિતાબથી જવાબ લખ્યા કરો."

(૮) આ નસીહત વારંવાર ફરમાવે છે કે :

"ફતાવા બાબત આપણા અકાબિર લગભગ બધું જ કરી ગયા છે, આપણે શક્ય હોય ત્યાં સુધી એમનું જ લખાણ ઉતારવાનું છે, એમાં જ આપણી તરબિયત પણ છે."

(૯) એક વાર ફરમાવ્યું કે : "એક કિતાબ જોઈને સંતોષ માની બેસી ન રહો, એક જ મસ્અલા બાબત અનેક કિતાબો ઉઠાવીને જુઓ, કમથી કમ ઉર્દૂ ફતાવા બધા જ જોઈ લ્યો."

(૧૦) ઉર્દૂમાં طريقه (તરીકહ) مطالعه (મુતાલઅહ) باشنده (બાશિન્દહ) જેવા શબ્દો ه (નાની હા) સાથે લખવામાં આવશે, બોલવામાં ચાહે ه વગર مطالعے (મુતાલએ) طريقے (તરીકે) બોલાતું હોય, આ જ પ્રમાણે بقيه (બકિય્યહ) શબ્દ જો તેના પહેલાં ما હોય તો તેના અંતે 'હા' નહીં આવે, ما بقى (મા બકિય) લખાશે, નહીંતર ما વગર بقيه લખાશે.

(૧૧) હવાલો હંમેશા કૌંસમાં લખવો જોઈએ.

(૧૨) માણસ જો જિમ્મેદારી પૂરી કરવાની ધગશમાં રહે તો અન્ય વિચારો – ચિંતાઓથી બચી જાય છે, જો જિમ્મેદારીની ચિંતા નહીં કરશે તો અન્ય ચિંતાઓ – વિચારોમાં સપડાય જશે. જિમ્મેદારીની ચિંતા – વિચારોમાં રહેવું નેઅમત છે, અન્ય ફિકર – ચિંતામાં સપડાવું અઝાબ છે.

(૧૩) એક તાલિબે ઈલ્મે મસ્જિદમાં તંબાકુ ખાવા બાબત મસ્અલો લખ્યો કે : "એતેકાફની નિય્યત કરી લે, પછી ખાઈ શકે છે." એને સુચના આપી કે એવું લખો કે :

"જો એ'તેકાફની નિય્યત કરી હતી તો ખાવાની ગુંજાઈશ છે, નહીંતર મસ્જિદ બહાર જઈને ખાય અને મોઢું સાફ કરીને મસ્જિદમાં આવે."

પછી ફરમાવ્યું કે : “આપણી કોઈ પણ વાત શરીઅતની ઈચ્છા વિરૂદ્ધ ન હોવી જોઈએ, તમે તો એને ખાવા માટે એ'તેકાફની નિય્યત શિખવાડી રહયા છો.”

(૧૪) ફતવો જો ડાબી બાજુએથી લખાતી ભાષામાં લખવાનો હોય, જેમ કે હિન્દી, ગુજરાતી, તો અરબી, ઉર્દૂનું લખાણ (જે જમણી બાજૂએથી લખાય છે) અલગ લાઈનમાં છૂટું પાડીને લખવું.

(૧૫) વાત પૂરી થતાં તુરંત જ ‘ફકત’ શબ્દ લખી દેવામાં આવે.

(૧૬) એક તાલિબે ઈલ્મે ઝકાતના મસ્અલામાં ગલતી કરી, તો એને ટકોર ફરમાવી, પછી પૂછ્યું કે : “કઈ કઈ વસ્તુઓમાં ઝકાત વાજિબ થાય છે ?” તે જવાબ આપી શક્યો નહીં, બીજાને પૂછ્યું, એણે બતાવી દીધું. એટલે પછી ફરમાવ્યું કે :

“ઘણી બાબતો એવી હોય છે જે મુફ્તીને સદા યાદ રહેવી જોઈએ, એના માટે પણ કિતાબ જોવાની જરૂરત પડે એ ખોટું છે.” પછી થોડાંક દુન્યવી હોદાઓવાળાઓનું ઉદાહરણ આપ્યું કે : “એમને પણ અમૂક વ્યાકરણ અને કાયદાઓ યાદ કરાવવામાં આવે છે કે જો ઊંઘમાંથી ઉઠાડીને પુછો તો પણ બતાવી શકે.”

(૧૭) એક તાલિબે ઈલ્મે સહી કરવા માટે જવાબ હઝરતના હાથોમાં આપ્યો, આપે જોયું કે જવાબનું પેજ પૂરો થઈ ગયો છે, અને ફકત સહી બીજા પેજ ઊપર કરવાની છે, એને ફરમાવ્યું કે : “જવાબ એવી રીતે પૂરો કરો કે જવાબની સાથે એક જ પેજ ઊપર સહી આવી શકે, જેથી કોઈ માણસ સહીનું પેજ અલગ ન કરી શકે.”

(૧૮) એક તાલિબે ઈલ્મે چنداں (ચંદાં અર્થાત્ આટલું, આવું) શબ્દને چندہ (ચંદા અર્થાત્ પૈસાનો ફાળો) લખી દીધો, તો ફરમાવ્યું કે : “મોલ્વીના દિમાગમાં હંમેશા ચંદો જ હોય છે.”

(૧૯) કૌંસમાં લખવામાં આવતું લખાણ એવું હોય કે આગળ–પાછળથી સંબંધ જોડાયેલો રહે.

(૨૦) شُبہ શીન પર પેશ સાથે શંકાના અર્થમાં અને ઝેર સાથે شِبہ

સામ્યતા – એકરૂપતાના અર્થમાં વપરાય છે.

(૨૧) કોઈ અજાણી વસ્તુ બાબત સવાલ પૂછવામાં આવે તો સ્પષ્ટીકરણ મંગાવવા હેતુ લખી દેવામાં આવે કે : "એ બાબતે આધારભૂત માહિતી અમને મોકલો, પછી એનો જવાબ આપવામાં આવશે."

(૨૨) એક તાલિબે ઈલ્મ જવાબનો મુસદ્દો કાગળના ટુકડાઓ ઊપર તૈયાર કરીને લઈ ગયો અને પછી સંભળાવતી વખતે અટકી ગયો, એને ટકોર કરી કે : "આવી કાચી તૈયારી કરીને આવવું નહીં, સંપૂર્ણ તૈયારી કરીને આવો, જેથી આમ તેમ શોધવું ન પડે, આ શિસ્ત અને ઈફતાના નિયમો વિરૂદ્ધ છે."

(૨૩) ફરમાવ્યું કે : "પૂછનારે જે વસ્તુ પૂછી જ નથી એનો જવાબ આપવો એવું છે કે 'આ બેલ મુઝે માર'."

(૨૪) આપણા અકાબિરીનમાંથી કોઈનો કોઈ મસ્અલામાં વિશેષ ઈખ્તિલાફ હોય તો એ સદા યાદ રાખવું જોઈએ.

(૨૫) મુફતીને સમયાનુસાર પૂછાતા મસ્અલાઓ યાદ રહેવા જોઈએ, જેમ કે કુરબાનીના દિવસોમાં કુરબાનીના મસ્અલાઓ, રમઝાનના દિવસોમાં રોઝાના અને ઈદના મસ્અલાઓ. આ અવસરો આવે એ પહેલાં આ વિષયના સવાલોના જવાબો જોઈને તૈયાર રહેવું જોઈએ.

(૨૬) એક વિદ્યાર્થીએ હઝરત મુફતી મુહમ્મદ શફીઅ સાહેબ (રહ.) (મુફિતએ આઝમ પાકિસ્તાન)નું નામ મુફતી શફીઅ સાહેબ લખ્યું, એને ફરમાવ્યું કે : "માણસનું પૂરું સાચું નામ લખો, એમનું પૂરું નામ મુહમ્મદ શફીઅ છે."

(૨૭) તલબામાં વાંચન – શોધનો શોખ અને રૂચિ ઉત્પન્ન કરવા માટે એક વાર ફરમાવ્યું કે : "હઝરત અકદસ ફકીહુલ ઉમ્મત (રહ.) ફરમાવતા કે ફિકહ એક જંગલ છે, એમાંથી આપણા લાયક કુરબાનીનું જાનવર શોધવાનું છે."

(૨૮) મય્યિત માટે કુર્આન ખ્વાનીના એક સવાલ ઊપર ફરમાવ્યું કે : "ઈસાલે સવાબ કરતાં મય્યિત માટે દુઆ કરવી વધુ સારું છે. દા.ત.

જેલોમાં રહેતા કેદી માટે છુટકારાના પ્રયત્નો કરવા, એને ટીફીન મોકલવા કરતાં વધુ સારું છે.”

## પ્રોત્સાહન

હઝરત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પોતાના સહાબા (રદી.)ની સારી વાતો અને સરસ જવાબો ઊપર એમની તારીફ ફરમાવતા અને પ્રોત્સાહન આપતા હતા. ઉસ્તાદની આ રીત અને આદત શાગિર્દોના ઇલ્મ– અમલમાં પ્રગતિ, વધારા અને એમને ઇલ્મ પ્રાપ્તિ માટે વધુ મહેનત કરવામાં બળ પુરૂં પાડે છે.

મુફતી સાહેબ પાસે જે તલબાએ તાલીમ – કેળવણી પ્રાપ્ત કરી છે, ફતાવાની પ્રેકટીસ કરી છે, તેઓ જાણે છે કે મુફતી સાહેબ મહેનતુ તલબાથી ઘણા જ ખુશ થાય છે, કદી કદી હદિયો અને ભેટ આપીને પણ નવાઝે છે, કદી ઈફતાથી ફારિગ થનાર તલબાને ઘરે બોલાવીને સરસ મજાના પકવાન ખવડાવે છે, કદી નવી આવનાર કિતાબ ખરીદીને હદિયો આપે છે, કદી કોઈ માણસે આપેલ મીઠાઈ વગેરેના હદિયાને તલબા વચ્ચે ખવડાવી દે છે, કેરીની મોસમમાં કેરીની દાવત પણ થાય છે, કોઈ તાલિબે ઇલ્મ સહીહ અને સરસ જવાબ તૈયાર કરી લાવે તો પ્રસન્નતા વ્યકત કરવા સાથે કોઈ મેગેઝિનમાં છપાવા માટે મોકલીને એમને પ્રોત્સાહન આપે છે, અમુક તલબાના ફતાવા એમના ઈફતાની તાલીમ પૂર્ણ કરતાં પહેલાં જ છપાઈ ચૂક્યા હતા.

મારા ઈફતાના બીજા વરસે મેં એક જવાબ લખ્યો, તો ઝૂમી ઉઠયા, ફરમાવ્યું કે : “ઈફતાના દરેક તાલિબે ઇલ્મને વંચાવો.” જવાબમાં કોઈ ખાસ બાબત ન હતી, પણ સવાલ પ્રમાણે ઘણો જ સચોટ અને બંધ બેસતો હતો, ફકત આટલી વાત પર આટલી બધી પ્રસન્નતા વ્યક્ત ફરમાવી.

આપને સદર મુફતી બનાવવામાં આવ્યા ત્યારે મુફતી અબ્બાસ સાહેબ ફતાવા નકલ કરવાની જિમ્મેદારી નિભાવતા હતા, મુફતી સાહેબે સદર મુફતી બન્યા પછી એમને વધુથી વધુ જવાબો લખવાની તાકીદ ફરમાવી, ત્યાર પછીથી એમણે નાના – મોટા સવાલોના વધારેથી વધારે જવાબો લખવાની

મહેનત શરૂ ફરમાવી, એમને કંપનીઓના શેરને લગતા મસ્અલાઓ બાબત ઘણી જાણકારી છે, આ વિષયના સવાલો એમને જ સોંપી દે છે.

ઈફતાની ગાદી પર આવવાની થોડીક જ મુદત પછી મુફતી અબ્બાસ સાહેબને પણ પોતાના ફતવાઓ ઊપર તસ્દીક 'જવાબ સહીહ છે'ની સહી કરવાનો હુકમ ફરમાવ્યો. મુફતી સાહેબના લખેલ ફતાવા પર અમારા જેવા શાગિર્દોનું 'જવાબ સહીહ છે' લખવું હાસ્યસ્પદ છે, છતાં આપનો આદેશ છે, એટલે લખવું પડે છે. વાસ્તવમાં આ હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.)ની કેળવણીનો અસર અને એમનું અનુસરણ છે. હઝરતના ફતાવા પર એવા મુફતી સાહેબોની તસ્દીક અને સહી છે જેઓ હઝરતના મોટા કે મુરબ્બી નથી.

આપના એક શાગિર્દ મુંબઈમાં મુફતી અ. રશીદ સાહેબ એક દારુલ ઈફતાના ઝિમ્મેદાર છે, એમણે એક બનાવટી અર્ધપાગલની વિગત મોકલાવી. વાસ્તવમાં આ માણસે એની બીવીને તલાક આપી હતી, એની પરેશાનીમાં પોતાને પાગલ બતાવીને તલાક થઈ ન હોવાનો ફતવો મેળવવા માંગતો હતો. મુફતી અ. રશીદ સાહેબ બન્નેવ પક્ષોની વાત સાંભળીને એને પાગલ ન ગણતાં તલાક પડી જવાનો ફતવો આપવા માંગતા હતા. જવાબ તૈયાર કરીને મુફતી સાહેબની સેવામાં રવાના ફરમાવ્યો, એમના લખાણ અને સંશોધન પર પ્રસન્ન થઈને ફરમાવ્યું કે :

બિસ્મિહી તઆલા

મારા પ્રિય, અલ્લાહ તમને સલામત રાખે.

તમારો પત્ર મળ્યો, સવાલ પૂછનાર બાબત તમારી તપાસ સંશોધન અને સવાલના જવાબ રૂપે તમે તૈયાર કરેલ લખાણથી દિલ ખુશ થયું. બિલકુલ મુનાસિબ છે.

૧૪૧૪ હિ.માં દારુલ ઈફતાનો કોર્સ ખતમ કરનાર મુફતી અબ્દુલલતીફ સાહેબ અમરપૂરી પાલનપૂરી દસ વરસ ઉલ્યાની કિતાબો પઢાવીને ઈફતા પઢવા આવ્યા હતા, હાલ તેઓ જામિઅહ નઝીરિય્યહ કાકોસીમાં મુફતી

તરીકે સુંદર સેવા આપે છે. હઝરત મુફતી સાહેબે વાર્ષિક જલ્સામાં ઈફતાની સનદ પોતાના બરકતવંતા હાથોએ આપતાં જાહેરમાં ફરમાવ્યું કે : "એમણે આપણા અકાબિરની પરંપરા જીવંત કરી દીધી, લાંબી મુદ્દત તદરીસ પછી (કિતાબો પઢાવ્યા પછી) ઈફતાનો શોખ પેદા થયો અને તાલીમ મેળવી.

આ લખનાર કહે છે કે આ જ જામિઅહમાં આવા કિસ્સા પહેલાં પણ બન્યા છે.

૧૩૪૬ હિજરીમાં હઝરત અલ્લામહ અન્વર શાહ કાશ્મીરી (રહ.) અને એમના સાથીઓની જામિઅહમાં પધરામણી પછી જે તલબા અને અકાબિર ઈલ્મ પ્રાપ્તિ અને ફૈઝ મેળવવા જામિઅહમાં આવ્યા, એમાં અમુક શૈખુલ હદીસ પણ હતા.

આ લખનારને મવલાના અહમદ મૂસા ઈસ્હાક પટેલ ઈકલેરા (મૃત્યુ : ૧૪૨૯ હિ.) એ બતાવ્યું હતું કે : "શાહ સાહેબ (રહ.) પાસે દવરહના તલબામાં અમુક શૈખુલ હદીસ પણ હતા, અમુક બુખારી શરીફનો દર્સ દસ વરસ પઢાવીને આવતા, અમુક પાંચવાર, કોઈ ત્રણ વાર પઢાવીને આવેલ હતા."

મવલાના ઈકલેરવી (રહ.)એ શાહ સાહેબનો ઝમાનો જોયો હતો, તેઓ ત્યારે જામિઅહમાં તાલિબે ઈલ્મ હતા.

## શાગિર્દો

જામિઅહના દારુલ ઈફતાની મુદ્દત અને ફતવા નવેસીનો ઈતિહાસ પાછલા પૃષ્ઠોમાં આવી ગયો,ઈફતાની ખિદમતની એક મોટી પ્રગતિ અને સેવાનું શિખર મુફતી કલાસનો આરંભ છે. તા. ૮ / શવ્વાલ, ૧૩૯૯ હિજરી, ૩/ઓકટોબર સન ઈ.૧૯૭૬ના દિવસે મુફતીએ આઝમ હિન્દ, ફકીહુલ ઉમ્મત હઝરત અકદસ મુફતી મહમૂદ હસન ગંગોહી (રહ.)ની સરપરસ્તી હેઠળ આ કલાસનો આરંભ થયો. રવિવારે ઝોહર બાદ શર્હે ઉકૂદે રસ્મુલ મુફતીનો એક સબક પઢાવ્યો, ત્યાર પછી એક અસરકારક મહત્ત્વની તકરીર ફરમાવી, જેમાં આ કાર્યના મહત્ત્વ અને જરૂરત પર પ્રકાશ ફેંકયો, આ

વેળા હઝરત મવલાના મુફતી ઈસ્માઈલ કછોલ્વી સાહેબ દા.બ. સદર મુફતી હતા. એમના સમયકાળ દરમિયાન ૨૦ તલબાએ ઈફતાનો કોર્સ પૂર્ણ કર્યો. ૧૪૦૬ હિ.માં એમના ચાલ્યા જવા પછી હઝરત મુફતી અહમદ સાહેબ ખાનપૂરી દા.બ.ને સદર મુફતી બનાવવામાં આવ્યા. પહેલાં તાલીમનો સમયગાળો એક વર્ષનો હતો, જે પાછળથી ફકીહુલ ઉમ્મત (રહ.)ના મશ્વેરાથી બે વર્ષનો કરી દેવામાં આવ્યો. કોર્સ પહેલાંની જેમ જ રાખવામાં આવ્યો.

یہ خدام شریعت ہیں، جو مانند پیمبر ہیں

وہ دریا کیسا ہوگا جس کے یہ قطرے ہیں

૧૩૮૮ હિ.થી મુફતી સાહેબે તદરીસી સેવા શરૂ કરી હતી. દર્સની મકબૂલિયતના કારણે ઈલ્મના પ્યાસા અનેક તલબા આપથી તૃપ્ત અને લાભાંવિત થયા.

આપથી સીધી રીતે લાભ ઉઠાવનાર – પઢનાર તલબાની સંખ્યા હઝારોથી ઓછી ન હશે. આજે ભારત ઉપરાંત વિદેશોમાં સઊદી અરબ, સાઉથ આફ્રિકા, બોત્સ્વાના, મલાવી, બહરૈન, ગલ્ફના દેશો, મોરેશિયશ, ટ્રીનીદાદ, ઝામ્બીયા, પાકિસ્તાન, માલદીવ, કેનેડા, ચીલી, સુરીનામ, પનામા, અમેરિકા, બારબાડોસ, રિયુન્યન, ન્યુઝીલેન્ડ અને બ્રિટન વગેરે દેશોમાં આપના શાગિર્દ ઉલમા અને મુફતીઓની મોટી સંખ્યા વસે છે, જેમાં ઘણાં એમના સ્થાને મહત્ત્વની દીની – મિલ્લી સેવાઓ અંજામ આપી રહયા છે.

આજે ગુજરાતના મોટા ગણાતા મદરસાઓના ઘણાં ઉસ્તાદો સીધા આપના શાગિર્દો છે અથવા શાગિર્દોના શાગિર્દો છે. એનાથી પણ આપના શાગિર્દોની મોટી સંખ્યાનો અંદાઝો આવી શકે છે, અમુક તો મદરસાના મોહતમિમ પણ છે, જેમ કે :

(૧) જામિઅહ ઈસ્લામિય્યહ ડાભેલના મોહતમિમ સાહેબ હઝરત મવલાના અહમદ બુઝુર્ગ સાહેબ દા.બ.

(૨) દારુલ ઉલૂમ મઝહરે સઆદત હાંસોટના મોહતમિમ હઝરત

મવલાના અબ્દુલ્લાહ રવીદ્રવી સાહેબ દા.બ.

આપના તલબાની વધુ સંખ્યા ભારત પછી સાઉથ આફ્રિકામાં છે, ત્યાંના શાગિર્દો ત્યાંના ઉલમા વચ્ચે મોખરાનું સ્થાન ધરાવે છે.

મુફતી સાહેબના દર્સના શાગિર્દોના નામ લખવા અને એમની ખિદમતનો ઉલ્લેખ ઈરાદાપૂર્વક ટાળીએ છીએ, કારણ કે ઘણાંનું નામ યાદ બહાર કે જાણબહાર રહી જાય એ શક્ય છે, એવું પણ થાય કે કોઈ લાંબી અને બહોળી સેવાઓ રાખતા કોઈ સાહેબનું વર્ણન ટૂંકું થઈ જાય.

મુફતીનો કોર્સ અને તાલીમ પૂર્ણ કરનારા તલબાની સંખ્યા કુલ ૯૨ છે, જે તલબા તાલીમ પૂર્ણ થતા પહેલાં ચાલ્યા ગયા, અથવા નિયમાનુસાર જેમનો દાખલો નથી થયો અને દાખલા વગર રહીને તાલીમ મેળવી એવા તલબાને ગણવામાં નથી આવ્યા. દારુલ ઈફતાના ફારિગ મુફતીઓ લગભગ ખિદમતે દીનમાં જ પ્રવૃત્ત છે, અમુક ફકત તદરીસમાં તો અમુક તદરીસ સાથે ફતાવા નવેસીની ખિદમત પણ અંજામ આપે છે. અમુક સ્વતંત્ર રીતે દારુલ – ઈફતા ચલાવે છે અને એમના ફતાવા જે તે પ્રદેશમાં આધારભૂત ગણવામાં આવે છે, અમુક મુફતી સાહેબોના અંગ્રેજી ફતવાઓ ઈન્ટરનેટ ઊપર પણ પ્રકાશિત થાય છે.

મુફતી કલાસની શરૂઆત હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.)ની દેખરેખ અને સરપરસ્તીમાં થઈ હતી, હઝરતની વિશેષ તવજ્જોહ આ વિભાગ ઊપર હતી, હઝરત મુફતી સાહેબે એક પત્રમાં હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.)ને લખ્યું કે :

"દારુલ ઈફતાનું કામ પણ અલ્હમ્દુલિલ્લાહ સારી રીતે ચાલી રહયું છે, સાત નવા તલબા દાખલ થયા છે, દુઆ ફરમાવશો, અલ્લાહ તઆલા બધાને ઉલૂમે નાફિઆથી માલામાલ ફરમાવે. આમીન."

જવાબમાં હઝરત (રહ.)એ જે દુઆઓ આપી, એ ધ્યાનથી વાંચવાની છે, ફારિગ થનાર તલબા ઊપર એ સાર્થક છે કે નહીં તે જુઓ :

قلندر ہر چہ گوید دیدہ گوید

પુરવાર થઈને રહયું છે.

હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.)એ જવાબમાં લખ્યું :

“તમે દારુલ ઈફતામાં કામ કરો છો મુબારક થાય, અલ્લાહ તઆલા તમારા દારુલ ઈફતાને આબાદ ફરમાવે, સારા કાબેલ મુદર્રિસ અને મુફતી ત્યાંથી તૈયાર થાય.” [મકતૂબાત : ૪ /૩૬૯]

## ફતાવાની સંખ્યા

દારુલ ઈફતાના પહેલાં મુફતી હઝરત મુફતી અઝીઝુર્રહમાન સાહેબ ઉસ્માની (રહ.)ના ફતાવા મહફૂઝ નથી. એમની સેવાની મુદત પણ ઘણી ઓછી છે, મુફતી અઝીઝુર્રહમાન ઉસ્માની સાહેબ (રહ.) અને મવલાના અહમદ બુઝુર્ગ (રહ.)ના ફતાવા એક લાંબા – મોટા રજિસ્ટરમાં જર્જરિત સ્થિતિમાં મોજૂદ છે, રજિસ્ટર એટલું જૂનું હતું કે પેજ ઉલટાવવાથી પણ ટુકડા થઈ જતા હતા, એમાં ઉતારવામાં આવેલ ફતાવાની વિશેષતા આ છે કે અમુક ફતાવા પર અલ્લામા કાશ્મીરી (રહ.), અલ્લામા શબ્બીર ઉસ્માની (રહ.) વગેરની સહી–સમર્થન પણ છે.

આ લખનારે એ રજિસ્ટરમાંથી ફરાઇઝ (વારસા વહેંચણી) સિવાયના બધા જ મસ્અલાઓ નકલ કરીને મહફૂઝ કરી લીધા છે. આ રજિસ્ટરના અનેક પાનાઓના ખુણા ફાટી – તૂટી ગયા હતા, જે કંઈ લખાણ સલામત હતું એ સાચવી લેવામાં આવ્યું છે. સવાલનો ક્રમ દર્શાવતા ખાનામાં છેલ્લે મોટો આંકડો ૮૮૮ છે, ૫૯૨ સુધી મુફતી અતીકુર્રહમાન સાહેબ અને ત્યાંથી ૮૮૮ સુધી મવલાના મુફતી અહમદ બુઝુર્ગ (રહ.)ના ફતાવા છે. અમુક સવાલોમાં અનેક પેટા સવાલો પણ છે. રજિસ્ટરના જૂના હોવા અને ફાટી જવાથી સવાલ જવાબનો વાસ્તવિક આંકડો જાણવો અઘરો છે, લગભગ એક હઝાર હશે, વલ્લાહુ અઅલમ.

હઝરત મુફતી ઈસ્માઈલ બિસ્મિલ્લાહ (રહ.)ના ફતાવાની સંખ્યા બાબત તારીખે જામિઅહમાં છે કે ‘વફાત સુધી ૩૩ વરસની મુદતમાં ફતાવાની સંખ્યા ૩૫ હઝાર થાય છે.’ [તારીખે જામિઅહ : ૨૮૩]

યાદ રહે કે ઉપરોકત સંખ્યામાં રંગૂનના ફતાવા પણ શામેલ છે, મુફતી સાહેબ (રહ.) એ ૧૦ વરસ રંગૂનમાં અને ૨૩ વરસ ડાભેલમાં ફતાવા લખ્યા છે.

વચ્ચે એક સમયે દારુલ ઈફતામાં કોઈ પણ મુફતી નિયકુત ન હતા, આ હોદ્દો ખાલી હતો, જામિઅહના ઉસ્તાદોમાંથી કોઈ જરૂરત પ્રમાણે જવાબ લખી દેતા હતા. આવા ફતાવાની સંખ્યા ૨૯૦ છે.

હઝરત મુફતી ઈસ્માઈલ ગોરા સાહેબ રાંદેરી (રહ.)ના ફતાવા 'મુસ્લિમ ગુજરાત' માસિકમાં પ્રગટ થતા હતા. છપાયેલા બધા ફતાવા રજિસ્ટરમાં ઉતારવામાં આવ્યા નથી, એટલે ૧૩૮૪ હિ. (એમની પધરામણીનું વર્ષ)થી ૧૩૮૬ હિ. સુધીની સંખ્યા મુસ્લિમ ગુજરાત અનુસાર ૪૦૧ થાય છે (૧૩૮૭ હિ. થી ૧૩૮૯ હિ. સુધી ૨૩૪૨ ફતાવા દારુલ ઈફતાના રેકોર્ડમાં મહફૂઝ (સચવાયેલા) છે) ખુલાસો એ કે મુફતી ગોરા સાહેબ (રહ.)ના ફતાવાની સંખ્યા ઓછામાં ઓછી ૨૭૪૩ છે.

હઝરત મવલાના મુફતી ઈસ્માઈલ સાહેબ કછોલ્વી (રહ.)ની સદારત ૧૩૮૯ હિ. થી ૧૪૦૬ હિ. સુધીની છે, આ સમયના કુલ ફતાવા ૧૫૨૧૯ છે.

હઝરત મવલાના મુફતી અહમદ સાહેબ ખાનપૂરી દા.બ.ની સદારત સમયના અત્યાર સુધી કુલ ૨૭ રજિસ્ટર લખાયા છે, જેમાંથી ૭ રજિસ્ટર ખાસ મુફતી સાહેબના જ ફતાવાના છે, ૨૦ રજિસ્ટરમાં અન્ય મુફતીયાને કિરામ અને તલબાના ફતાવા છે, આપનો પહેલો ફતવો ૨૧ ઝિલ્હજ ૧૪૦૬ હિ.ના દિવસે લખાયો હતો. આપના પ્રમુખપદના સમયગાળામાં આ લખાય રહ્યું છે ત્યાં સુધીમાં ૩૫૦૨૮ ફતાવા લખાયા છે, જેમાંથી ૧૪૯૭૧ આપના પોતાના લખેલા અથવા લખાવડાવેલા છે, જયારે કે બીજા સાથીઓ : મુફતી અબ્બાસ સાહેબ દા.બ., મુફતી મુહમ્મદ હિફઝુર્રહમાન સાહેબ સલ્લમહૂ, આ નાચીઝ અને દારુલ ઈફતાના તલબાના ૨૦, ૦૫૭ છે. જેમાંથી મુફતી અબ્બાસ મ.ઝિ.ના ૯૬૩૨ છે.

૧૩૯૬ હિ.માં જામિઅહમાં ગરબડ – સ્ટ્રાઈક થઈ, આ દિવસોમાં

મુફતી ઈસ્માઈલ કછોલ્વી સાહેબ દા.બ. બૈરૂત તશ્રીફ લઈ ગયા હતા. આ દિવસોમાં હંગામી ધોરણે મુફતી અહમદ સાહેબ દા.બ. દ્વારા જે ફતવા લખવામાં આવ્યા હતા એ પણ ઉપરોકત સંખ્યામાં શામેલ કરી લેવામાં આવ્યા છે.

## ફતાવાની સંખ્યા પર એક નજર

| ક્રમ | સદર મુફતી | સંખ્યા |
|---|---|---|
| ૧ | હઝરત મવલાના<br>મુફતી અતીકુર્રહમાન સાહેબ ઉસ્માની (રહ.) | ૫૯૨ |
| ૨ | હઝરત મવલાના<br>મુફતી અહમદ બુઝુર્ગ સાહેબ સીમલકી (રહ.) | ૧૯૬ |
| ૩ | હઝરત મવલાના મુફતી<br>ઈસ્માઈલ બિસ્મિલ્લાહ સાહેબ ડાભેલી (રહ.) | ૨૪૩૯૩ |
| ૪ | જામિઅહના વિવિધ ઉસ્તાદો | ૨૯૦ |
| ૫ | હઝરત મવલાના<br>મુફતી ઈસ્માઈલ ગોરા સાહેબ રાંદેરી (રહ.) | ૨૭૪૩ |
| ૬ | હઝરત મવલાના<br>મુફતી ઈસ્માઈલ કછોલ્વી (દા.બ.) | ૧૫,૨૧૯ |
| ૭ | હઝરત મવલાના મુફતી<br>અહમદ ખાનપૂરી સાહેબ (દા.બ.) બીજા<br>મુફતી સાબેબોના ફતાવા સાથે આજસુધી | ૩૫,૦૨૮ |
| | કુલ સંખ્યા | ૭૮,૪૬૧ |

મુફતી ઈસ્માઈલ બિસ્મિલ્લાહ સાહબેના ૩૫ હઝાર ફતાવાને ૩૩ વરસ ઊપર વહેંચીને ૨૩ વરસ (જામિઅહના મુફતી તરીકેના વરસો)ની સંખ્યા દર્શાવી છે, ઉપરોકત સંખ્યા લેખિત ફતાવાની છે, મોઢે બતાવવામાં આવેલ કે ફોન દ્વારા બતાવવામાં આવેલ ફતાવાની સંખ્યાની ગણતરી શક્ય નથી.

૧૩, જમાદિલ ઊલા, ૧૩૪૭ હિ.થી આજ સુધી ૧૫ રબી– આખર ૧૪૩૦ હિજરી સુધીના ૮૩ વરસોના ફતાવાની કુલ સંખ્યા ૭૮,૪૬૧ છે.

આટલી મોટી સંખ્યાથી સમજી શકાય છે કે દીની બાબતોમાં ઉદ્‌ભવતા પ્રશ્નો બાબત સામાન્ય લોકો દારુલ ઈફતા પર કેટલો મોટો ભરોસો રાખે છે. મિસરની યુનિવર્સિટી 'અઝહર'માં સદીઓના ફતાવાની કુલ સંખ્યા પણ આટલી બધી નથી.

'અઝહર – મિસરના મુફતી સાહેબના રિપોર્ટ મુજબ કેટલીયે સદીઓના ફતાવાની સંખ્યા ૬૦ હઝારથી વધારે નથી.'

[નકીબ, સાપ્તાહિક,પટના ૩,માર્ચ ૨૦૦૯]

## મહકમએ શરઈચહની

## સ્થાપના – શરૂઆત

જે દેશોમાં ઈસ્લામી રાજ વ્યવસ્થાનું ચલણ છે, અથવા જ્યાં મુસલમાન કાજી અધિકાર અને સત્તા સાથે કામ કરે છે, ત્યાં મામલો સરળ છે, મુસ્લિમ કાજી સાહેબ સમક્ષ રજૂ કરીને મામલાનો ફેસલો કરાવી લેવામાં આવે, પરંતુ એવા દેશો જ્યાં મુસલમાનોને સત્તા કે અધિકાર પ્રાપ્ત નથી અને ત્યાંની સરકારો તરફથી સત્તા અને અધિકારવાળા કાજીઓ પણ નિયુકત નથી, તો આવા દેશો – પ્રદેશોના મુસલમાનોને એમના મામલા–સમસ્યાઓને હલ કરવા કોઈ શરઈ વ્યવસ્થાની જરૂરત હતી, આ જરૂરત ઊપર વિચાર વિમર્શ કરવા જમઈયતે ઉલમાએ હિન્દના અકાબિરીને જમઈયતના નેઝા હેઠળ કોમના જિમ્મેદારોને ભેગા ફરમાવ્યા. ૭/ડિસેમ્બર,૧૯૮૬ ઈ.ના દિવસે એક પ્રતિનિધિ સભા ભરવામાં આવી, જેમાં ઘણા જ વિચાર – ચિંતન પછી

ઈમારતે શરઈય્યહની સ્થાપના જરૂરી ઠેરવવામાં આવી. ત્યાર પછી ૨/નવેમ્બર ૧૯૮૯ ઈ.ના દિવસે એક બીજી મીટીંગ બોલાવીને આ કાર્ય આગળ ધપાવવામાં આવ્યું. મુહદ્દિષે કબીર હઝરત મવલાના હબીબુર્રહમાન આઝમી સાહેબ (રહ.) અમીરૂલ હિન્દ નક્કી કરવામાં આવ્યા અને ફિદાએ મિલ્લત હઝરત મવલાના સય્યિદ અસ્અદ મદની (રહ.) નાયબ અમીરૂલ હિન્દ નક્કી કરવામાં આવ્યા, ત્યાર પછી ભારતના વિવિધ વિસ્તારોમાં અને વિવિધ શહેરોમાં મોટા જલ્સાઓ થયા અને વિવિધ વિસ્તારોમાં વિશેષ સ્થળોએ એના કેન્દ્રો – શાખાઓ શરૂ કરવામાં આવી. ડાભેલ અને આસપાસના વિસ્તારો માટે ડાભેલને કેન્દ્ર બનાવવામાં આવ્યું.

મુફ્તી સાહેબના પ્રમુખ પદ હેઠળ જ દારુલ ઈફતાના તાબે મહકમએ શરઈય્યહની સ્થાપના કરવામાં આવી. આપે આ મહકમએ શરઈય્યહના પ્લેટફોર્મથી પણ સુંદર સેવા આપી છે. એમ તો પૂર્વના મુફ્તી સાહેબો કોઈ 'મહકમહ' વગર પણ ઝઘડાના મામલાઓ બાબત શરઈ ફેસલાઓ કરતા જ હતા.

હઝરત મવલાના મુફ્તી અહમદ બુઝુર્ગ સાહેબ (રહ.) અને હઝરત મવલાના મુફ્તી ઈસ્માઈલ બિસ્મિલ્લાહ સાહેબ (રહ.)એ આસપાસના ગામડાઓમાં જઈને સ્થળ ઊપર પણ ફેસલા કર્યા છે.

હઝરત મવલાન મુફ્તી બિસ્મિલ્લાહ (રહ.) વિશે તારીખે જામિઅહમાં લખ્યું છે કે :

"દીનથી વાકેફ લોકો જાણે છે કે લોકો વચ્ચે સુલેહ – શાંતિ કરાવવાનું કેટલું મહત્ત્વ છે, મુફ્તી સાહેબ એમના પ્રભાવ અને વગ દ્વારા આ મહત્ત્વનું કામ અંજામ આપતા હતા. આસપાસના ગામડાઓમાં ક્યાંક બે વ્યકિતઓનો કે બે સમૂહો વચ્ચે ઝઘડો થતો, તો મુફ્તી સાહેબ વચ્ચે પડીને સુલેહ, સંપ અને એકતા પેદા કરવાના ભરપૂર પ્રયાસો ફરમાવતા હતા. અનેક વાર એમને આ સદકાર્યમાં સફળતા મળી અને બે ઝઘડતા સમૂહોને બરબાદ થવાથી બચાવી લીધા." [તારીખે જામિઅહ–૨૮૪]

હઝરત મુફ્તી બિસ્મિલ્લાહ સાહેબના અવસાન પછી એમની

સેવાઓને બિરદાવવા અને યાદ કરવા માટે "અલ–ઈસ્લાહ" માસિકનો વિશેષ અંક બહાર પાડવામાં આવ્યો હતો, એમાં પણ મુફતી સાહેબના સુલેહ – શાંતિના પ્રયાસોને વિસ્તારપૂર્વક દૂર દૂરના ગામડાઓના નામો સાથે વર્ણવવામાં આવ્યા છે.

આ જ પ્રમાણે હઝરત મુફતી ઈસ્માઈલ કછોલ્વી સાહેબ દા.બ. એ પણ મુસલમાનોના પરસ્પરના ઝઘડાઓ બાબત સુંદર ફેસલાઓ કર્યા છે. પૂર્વેના આ મુફતી સાહેબો પોતાની રીતે દીની ફરજ સમજીને આ ખિદમત બજાવતા હતા, એ માટે કોઈ અલાયદી વ્યવસ્થા ન હતી.

મહકમએ શરઈય્યહના નેજા હેઠળ હઝરત મુફતી અહમદ સાહેબ ખાનપૂરી દા.બ. એ જે ઝઘડાઓના ફેસલા ફરમાવ્યા એ દારુલ ઈફતાના રેકોર્ડમાં મહફૂઝ (સચવાયેલા) છે, આ માટે કદી–કદી આસપાસના ગામડાઓમાં જવાનું થતું, ત્યાં જઈને બન્નેવ પક્ષોની રજૂઆત સાંભળતા અને સુલેહ માટે પણ તૈયાર ફરમાવતા.

એક વાર એક સંપન્ન અને સમૃદ્ધ ખાનદાન વચ્ચે વારસા વહેંચણી બાબત ઝઘડો થયો, તો એનો ફેસલો કરવા માટે મુફતી સાહેબ અને મુફતી અબ્બાસ સાહેબે મુંબઈની સફર પણ ફરમાવી. ત્યાં જઈને બન્નેવ પક્ષોની રજૂઆત સાંભળી, કેટલાયે મહીનાઓ સુધી આ કેસ ચાલતો રહયો, આ કેસની એક બાબતનો ઉકેલ ન આવતો હતો, અંતે ઉસ્તાદે મોહતરમ હઝરત મવલાના મુફતી સઈદ અહમદ સાહેબ પાલનપૂરી મ.ઝિ. થી સંપર્ક ફરમાવ્યો, એમણે એક એવી વાત ફરમાવી જેનાથી સઘળી ગુંચવણો સરળ થઈ ગઈ, ફેસલાના દિવસે બન્નેવ પક્ષોને ભેગા કર્યા અને પદ્ધતિસર ખુત્બો પઢીને લેખિતમાં ફેસલો લખીને સંભળાવ્યો, હું એ મજલિસમાં હાજર હતો, એમાં આયતે કરીમહ

فلا وربك لا يؤمنون حتى يحكموك فيما شجر بينهم ، الآيه

તિલાવત ફરમાવીને એનો મતલબ સમજાવ્યો અને હઝરત મવલાના મુહમ્મદ ઉમર પાલનપૂરી સાહેબ (રહ.)નો એક કિંમતી મલ્ફૂઝ સંભળાવ્યો કે : "શરઈ ફેસલા ઊપર રાજી થનાર બન્નેવ પક્ષો કામ્યાબ અને જીતેલા

ગણાય છે. ફેસલો જેના તરફે હોય, તેને એની ઈચ્છિત વસ્તુ મળે છે, અને ફેસલો જેના વિરુદ્ધ હોય એ શરીઅતનો હુકમ માનવાના કારણે કામ્યાબ ગણાશે.'' પછી લેખિત ફેસલો એમના હવાલે ફરમાવ્યો.

મુફ્તી સાહેબે નાના – મોટા જે કેસોમાં ફેસલા સંભળાવ્યા, એની સંખ્યા ૪૮ છે, એવા કેસ જેમાં બેમાંથી કોઈ એક પક્ષની ગેર હાજરીથી અથવા બન્નેવ વચ્ચે સુલેહ થઈ જવાથી કાર્યવાહી અટકી ગઈ હોય, અથવા કોઈ કારણે એમનો કેસ કાઢી નાખવામાં આવ્યો હોય, એવા અધૂરા કેસોની સંખ્યા ઘણી છે, ૪૮માં એ શામેલ નથી.

દારુલ ઈફતાના નાયબ મુફ્તી હઝરત મુફ્તી અબ્બાસ બિસ્મિલ્લાહ સાહેબ દા.બ. ફરમાવે છે કે : ''એકવાર દિલ્હી જમઈય્યતની ઈમારતે શરઈય્યહની હેડ ઑફિસથી જયાં – જયાં મહકહએ શરઈય્યહ હોય ત્યાં તપાસ અને જાણકારી માટે એક મંડળ મોકલવામાં આવ્યું.

એમણે આખા ગુજરાતમાં જયાં – જયાં મહકમહની શાખાઓ હતી, ત્યાં સ્વજાતે જઈ તપાસ કરી, અંતે તેઓ ડાભેલ આવ્યા, હઝરત મુફ્તી સાહેબે મને જાણ ફરમાવી, અમે અહીંયાંની કાર્યવાહી સંભળાવી અને જે કેસોના ફેસલા થયા હતા એની સંખ્યા બતાવી, આ મંડળનું કહેવું હતું કે પૂરા ગુજરાતમાં જમઈય્યતે ઉલમાએ હિન્દ તરફથી મહકમહની જેટલી શાખાઓ છે એમાં ડાભેલના મહકમહના ફેસલાઓની સંખ્યા સૌથી વધારે છે.''

જતા દહાડે ફતાવાની સાથે કેસોની સંખ્યા પણ વધવા માંડી, બીજી તરફ મુફ્તી સાહેબના પ્રવાસો અને અન્ય પ્રવૃત્તિઓ પણ વધવા માંડી, એટલે 'કઝા' વિભાગ માટે એક સ્વતંત્ર માણસની આવશ્યકતા ઉભી થઈ, હઝરત મોહતમિમ સાહેબનું આ તરફ ધ્યાન દોર્યું, એટલે એમણે ટ્રસ્ટીમંડળની મીટીંગમાં આ વાત રજૂ કરી, જે મંજૂર કરવામાં આવી.

મશ્વેરા પછી આ જ દારુલ ઈફતાથી કોર્સ પૂર્ણ કરી મુફ્તી બનનાર મુફ્તી હિફઝુર્રહમાન સાહેબ સીમલકી સલ્લમહૂને કાજી મુજાહિદુલ ઈસ્લામ સાહેબ (રહ.) દ્વારા સ્થાપવામાં આવેલ ''મઅહદે આલી'' પટનામાં તરબિયત અર્થે મોકલવામાં આવ્યા, મુફ્તી સાહેબે પોતે ઝિમ્મેદારોથી ફોન

વડે સંપર્ક કર્યો, પત્ર પણ લખ્યો. જામિઅહના શૈખુલ હદીસ હઝરત મવલાના ઈકરામ અલી ભાગલપૂરી (રહ.)એ પણ જિમ્મેદારોને પત્ર લખ્યો, પરિણામે દાખલો સરળ થઈ ગયો અને આ બુઝુર્ગોનું માન રાખી ત્યાંના ઝિમ્મેદારોએ વધુ સારી રીતે માન – સન્માનથી તરબિયતની વ્યવસ્થા કરી દીધી.

## હઝરત મુફતી સાહેબનો પત્ર

## હઝરત મવલાના મુફતી સચ્યિદ

## નિઝામુદ્દીન સાહેબના નામે

બિસ્મિહી સુબ્હાનહૂ વ તઆલા

મખ્દૂમ, મુકર્રમ, મોહતરમ, હઝરત મવલાના સચ્યિદ નિઝામુદ્દીન સાહેબ દા.બ. (અમીરે શરીઅત, ઓરિસ્સા–બિહાર)

અસ્સલામુ અલયકુમ વ.વ.

ખુદા કરે તમે ખેરિયતથી હશો. અમારે ત્યાં વરસોથી દારુલ – ઈફતાના તાબે 'દારુલ કઝા' મહકમએ શરઈય્યહનો સિલસિલો ચાલુ છે, દારુલ – કઝાનું કામ દિવસે દિવસે વધતું જઈ રહયું છે અને એમાં ફેસલા માટે આવતા કેસોની વધતી સંખ્યાને અનુલક્ષીને જામિઅહની શૂરાએ આ માટે એક અલગ માણસની નિયુકિત માન્ય રાખી છે.

(અત્યાર સુધી આ ખિદમત દારુલ ઈફતાના ઝિમ્મેદારો જ અંજામ આપતા હતા.) આ માટે દારુલ ઈફતાના ફારિગ મોલ્વી મુફતી હિફઝુર્રહમાન સલ્લમહૂને નક્કી કરવામાં આવ્યા છે, એમને દારુલ કઝાની પ્રણાલી – રીતની અમલી તરબિયત મળે એ માટે અમે મુનાસિબ સમજીએ છીએ કે તમારે ત્યાં ઈમારતે શરઈય્યહના મુખ્ય મથકે મોકલવામાં આવે.

આ સંબંધે તા. ૫ / મહોર્રમ, ૧૪૨૨ હિ.૩૧ માર્ચ, ૨૦૦૧ ઈ. ના દિવસે ફોન મારફતે હઝરતેવાલાથી સંપર્ક કરીને તેમને ત્યાં મોકલવાની પરવાનગી માંગવામાં આવી હતી, જે હઝરતેવાલાએ આપી દીધી હતી અને ૧૫ / મહોર્રમના દિવસે મોકલવાનું કહેવામાં આવ્યું હતું અને ત્રણ માસ ત્યાં

રહેવાની ઈજાઝત આપી હતી. આ આધારે મોલ્વી મુફતી હિફઝુર્રહમાન સાહેબ સલ્લમહૂ આ પત્ર સાથે ખિદમતમાં હાજર થઈ રહયા છે, ઉમ્મીદ છે કે એમના તરફ ધ્યાન આપીને એમની અમલી તરબિયત ફરમાવશો.

અલ્લાહ તબારક વ તઆલા આપ જનાબની છત્રછાયાને તંદુરસ્તી – આફિયત સાથે દીર્ઘકાળી બનાવે.

ફકત વસ્સલામ

અલ્અબ્દ : અહમદ ઉફિય અન્હુ ખાનપૂરી

૮, મહોર્રમ – ૧૪૨૨ હિ.

'અલ મઅહદુલ આલી' દારુલ કઝાના કાર્યો શીખવા માટે શ્રેષ્ઠ સંસ્થા છે, આખા દેશમાંથી ત્યાં તલબા આવે છે અને લાભ ઉઠાવે છે. સામાન્ય પણે બિહારમાં બીજા રાજયોના તલબા જતા નથી, મુફતી હિફઝુર્રહમાન સાહેબે કેસો ચલાવવા વગેરેની કાર્યવાહીને ત્યાં શીખી, ત્યાર પછી દારુલ ઈફતામાં આ જ કામ માટે એમને નિયુકત કરવામાં આવ્યા.

આ ૧૪૨૨ હિ.ના અહેવાલ છે, ત્યારથી મુફતી હિફઝુર્રહમાન સાહેબ અને ઉસ્તાદે મોહતરમ મવલાના મુફતી અબ્બાસ બિસ્મિલ્લાહ સાહેબ પહેલેથી છેલ્લે સુધી કેસની સઘળી કાર્યવાહી અંજામ આપે છે, વધુ આવશ્યકતા જણાય તો જ મુફતી સાહેબ પણ સહાય કરે છે.

## લેખનકાર્ય

મુફતી સાહેબને અલ્લાહ તઆલાએ ફિકહ (દીનની સાચી સમજ)ની મામૂલી દોલતથી માલામાલ ફરમાવ્યા છે. સાથે જ સરળ, સુંદર લેખનકળાની નેઅમતથી પણ નવાઝયા છે, મુફતી સાહેબ પોતે તો એમ જ કહે છે કે મને વિશેષ લખતાં આવડતું નથી, પણ વાસ્તવિકતા એ છે કે આપના લેખો સંપૂર્ણ ઈલ્મી, સંશોધનાત્મક અને માહિતી સભર હોય છે, પેજ 229 ઊપર મુસ્લિમ પર્સનલ લો બોર્ડના સ્વાગત પ્રવચન બાબત મવલાના ખલીલુર્રહમાન સજ્જાદ નોમાની સાહેબ દા.બ.ના લખાણમાં આનો પૂરાવો આવી ગયો છે.

(૧) સહુ પ્રથમ આપના લેખો 'ઈન્સાન' માસિક ગુજરાતીમાં પ્રકાશિત થયા. રાંદેરથી મુન્શી ઈબ્રાહીમ 'બેકાર' સાહેબ 'ઈન્સાન' નામી માસિક મેગેઝિન પ્રગટ કરતા હતા, એમાં ''કુર્આન શિક્ષણ''ની કોલમ પહેલાં મવલાના અ. રહીમ સાદિક રાંદેરી સાહેબ લખતા હતા, એમના ઈન્તેકાલ પછી મુન્શી બેકાર સાહેબના કહેવાથી મુફતી સાહેબે આ કોલમ સંભાળી, 'ઈન્સાન'ના અનેક અંકોમાં કુર્આનની કોઈ આયત અને તેનો તરજુમો – મતલબ ગુજરાતીમાં લખવામાં આવતો હતો.

**(૨) ''ઇસ્લામ અને બાળઘડતર'' (ઇસ્લામી તાલીમ)**

સૂરતથી એક ગુજરાતી માસિક 'હયાત' નામનું પ્રકાશિત થતું હતું. એમાં એક કોલમ 'ઈસ્લામી તાલીમ'ની હતી, આ કોલમ મવલાના અલી અહમદ ખાનપૂરી (રહ.) (મૃત્યુ : ૧૯૮૯ ઈ.) લખતા હતા, એમના ઈન્તેકાલ પછી મે, ૧૯૮૯ ઈ., રમઝાન ૧૪૦૯ હિજરીથી હઝરત મુફતી સાહેબે આ કોલમ લખવાની શરૂઆત ફરમાવી. પાછળથી ઓકટોબર ૧૯૮૯ ઈ., રબી. અવ્વલ ૧૪૧૦ હિજરીથી શેખ અબ્દુલ્લાહ નાસિહ ઉલ્વાનની કિતાબ تربية الاولاد في الاسلام નો ગુજરાતી અનુવાદ ક્રમશઃ એમાં લખવાનો શરૂ ફરમાવ્યો.

એક મુદ્દત સુધી અરબીથી જ ગુજરાતીમાં અનુવાદ ફરમાવતા રહયા, ત્યાર પછી ઉપરોકત કિતાબનો ઉર્દૂ અનુવાદ 'ઈસ્લામ ઔર તરબિયતે અવલાદ' (ડૉક્ટર હબીબુલ્લાહ મુખ્તાર, જામિઅહ ઉલૂમે ઈસ્લામિય્યહ, બિન્નોરી ટાઉન, કરાંચી) મળી આવ્યો, તો એનાથી જ ગુજરાતી અનુવાદ શરૂ ફરમાવ્યો. લગભગ ૧૧ વરસ સુધી આ કોલમ ચાલી. 'ઈસ્લામ ઔર તરબિયતે અવલાદ' ભાગ–૧ પેજ–૪૫૬ ''આનંદ રમૂજના આદાબ'' સુધી અનુવાદ પ્રકાશિત થયો, પછી 'હયાત માસિકે' દમ તોડી દીધો, તો આ સિલસિલો બંધ થઈ ગયો.

આ સિલસિલો ફરીવાર 'અલ–બલાગ' (જામિઅહ ઉલૂમુલ કુર્આન – જંબુસર)માં જાન્યુઆરી ૨૦૦૩ ઈ.થી મુફતી ફરીદ અહમદ સાહેબ કાવી

ઝિ.મ. દ્વારા ચાલુ કરવામાં આવ્યો છે, આ અનુવાદ કિતાબ સ્વરૂપે ઈસ્લામ અને બાળઘડતર ભાગ '૧' ના નામથી છપાઈ ચુકયો છે.

**(૩) મુશાહદહ (મુફ્તી સાહેબના અનુવાદનો પહેલો ભાગ કિતાબ સ્વરૂપે)**

૧૯૮૬ ઈ.માં વિશ્વ પ્રસિદ્ધ ખતીબ – વકતા મવલાના સય્યિદ અબ્દુલ મજીદ નદીમ સાહેબ મ.ઝિ. (નાઝિમે આલા મજલિસે તહફ્ફુઝે હુકૂકે અહલે સુન્નત વલ જમાઅત, પાકિસ્તાન)ને જામિઅહ ડાભેલમાં બોલાવવામાં આવ્યા હતા, તેઓ અનેક દિવસો સુધી જામિઅહમાં રોકાયા અને આજુબાજુના ગામડાઓમાં ઘણા બયાનો થયા, એમના આ સફરની વિગત અને રિપોર્ટ હઝરત મુફ્તી સાહેબે 'મુશાહદહ'ના નામથી સંપાદિત ફરમાવી છે.

**(૪) મબાદિયાતે હદીસ**

૧૩૯૪ હિ.માં પહેલી વાર મિશ્કાત શરીફનો દર્સ આપ્યો, ત્યારે હદીસના વિષય અને મિશ્કાત શરીફ બાબત મહત્ત્વની બાબતો, વ્યાખ્યાઓ અને નિયમો પોતાની અને તલબાની સહૂલત ખાતર નોંધ કરાવ્યા હતા, આ લખાણ તલબામાં ઘણું જ મકબૂલ થયું, અને ઘણા તલબાએ એને નકલ કર્યું.

સન ઈ. ૧૯૯૫માં મવલાના મુફ્તી મહમૂદ બારડોલી સાહેબ (ઝિ.મ.) (ઉસ્તાદે અરબી – જામિઅહ ડાભેલ) દ્વારા મુફ્તી સાહેબની પરવાનગીથી અમુક સુધારા વધારા સાથે એને 'મબાદિયાતે હદીસ'નું નામ આપીને કિતાબ સ્વરૂપે છાપવામાં આવી, આ પહેલાં ગુજરાતી એડીશનમાં અનેક ખામીઓ રહી ગઈ હતી, એટલે ૧૪૨૪ હિજરીમાં રફીકે મોહતરમ મવલાના મરગૂબ અહમદ લાજપુરી સાહેબ (ઝિ.મ.) (ડયુઝબીરી – યુ. કે.)એ નવી તરતીબ, સંશોધન અને હાશિયહ સાથે ફરી સંપાદિત કરી જે જામિઅતુલ કિરાત કફલેતા સુરતથી ૧૪૨૭ હિજરીમાં પ્રકાશિત થઈ.

**(૫) ફતાવા રહીમિય્યહ (ગુજરાતી અનુવાદ)**

હઝરત મુફ્તી સય્યિદ અ. રહીમ લાજપૂરી (રહ.)ના ફતાવા

ગુજરાતીમાં 'પયગામ' માસિકમાં પ્રગટ થતા હતા, આ ફતાવાના પહેલાં બીજા ભાગને ગુજરાતીમાંથી ઉર્દૂમાં અનુવાદ કરનારા લોકો નીચે પ્રમાણે છે.

(૧) મવલાના નૂર મુહમ્મદ પટેલ સાહેબ હથુરણી.

(૨) હઝરત મવલાના મુફતી અહમદ ખાનપૂરી સાહેબ.

(૩) મવલાના વલી અહમદ સીતપોણી સાહેબ.

આ અનુવાદ બાબત એક સમીક્ષકે લખ્યું છે કે :

"ગુજરાતીથી ઉર્દૂ અનુવાદ મુફતી સાહેબનો નથી, અમુક બીજા માણસોએ કર્યો છે અને તે પણ ઘણો જ સુંદર છે, ક્યાંયથીયે અનુવાદની ગંધ નથી આવતી." [અલ – ફુરકાન માસિક, માર્ચ – ૧૯૭૦ ઈ.]

### (૬) તસ્હીલુસ્સિરાજી

જામિઅહ ડાભેલમાં 'ફરાઈઝ' (વારસા વહેંચણી) વિષયની મશ્હૂર કિતાબ 'સિરાજી'નો સબક હિદાયહ સાથે પહેલાં પિરિયડમાં રાખવાનો નિયમ છે, સિરાજીનો અલગ પિરિયડ નથી હોતો. ૧૪૧૯ હિ. માં હિદાયહ પઢાવવાની જવાબદારી આ લખનારને સોંપવામાં આવી, હું આ પહેલાં કન્ઝ, શર્હે વિકાયહ પઢાવી ચૂકયો હતો, એટલે હિદાયહની જિમ્મેદારી તો કબૂલ કરી લીધી પણ સિરાજી પઢાવવાની હિમ્મત થઈ નહીં, મારી ઈચ્છા હતી કે કમથી કમ એક વાર હઝરત મુફતી સાહેબથી પઢી લઉં, એટલે ૧૪૧૯ હિ. માં હઝરતે સિરાજીનો દર્સ આપ્યો, આ વરસે સિરાજીની જમાઅતમાં મુફતી તય્યબ ભડકોદ્રવી સલ્લમહૂ (મવલાના મૂસા સાહેબ ભડકોદ્રવી, નાઝિમે કુતુબખાના – જામિઅહના ફરઝંદ) પણ શામેલ હતા, એમણે મુફતી સાહેબના દર્સને કેસેટમાં ઘણા જ ચીવટથી રેકોર્ડ કર્યો, પાછળથી આ જ કેસેટોને લેખિત રૂપ આપીને જામિઅહના સક્રિય ઉસ્તાદ મવલાના મુફતી અબૂબક્ર સાહેબ પટની (ઝિ.મ.)એ સંપાદિત કરીને કિતાબી સ્વરૂપમાં 'તસ્હીલુસ્સિરાજી'ના નામે પ્રકાશિત કર્યો. فجزاهم الله احسن الجزاء

તસ્હીલુસ્સિરાજીને હઝરત અકદસ મવલાના મુફતી સઈદ

પાલનપૂરી સાહેબ દા.બ. એ પસંદ ફરમાવી છે.

### (૭) હદીસકે ઇસ્લાહી મઝામીન

હઝરત અકદસ ફકીહુલ ઉમ્મત મવલાના મુફતી મહમૂદ હસન ગંગોહી (રહ.)ની ૧૪૧૭ હિ. માં વફાત થઈ, એમની વફાત પછી હઝરત ફકીહુલ ઉમ્મતના સુરતમાં રહેતા અકીદતમંદો અને મહોબ્બત રાખનારા, વિશેષ કરીને મવલાના મુહમ્મદ અલી મનીયાર સાહેબ દા.બ. (ખલીફા હઝરત ફકીહુલ ઉમ્મત રહ.)નો આગ્રહ હતો કે અઠવાડિયામાં કોઈ એક દિવસે મુફતી સાહેબની મજલિસ રાખવામાં આવે, મુફતી સાહેબ મુદ્દત સુધી આમ કરવા બાબત અવઢવમાં રહયા.

આ દરમિયાન હઝરત અકદસ કારી સય્યિદ સિદ્દીક સાહેબ બાંદવી (રહ.) (મૃત્યુ : ૧૯૯૭ ઈ.) તશરીફ લાવ્યા. હઝરત મુફતી સાહેબ હઝરત બાંદવી (રહ.)ને પોતાના શેખના સ્થાને જ સમજતા હતા, એટલે અહબાબની ઈચ્છાનો ઉલ્લેખ એમની સામે એમનું મંતવ્ય જાણવા ખાતર કર્યો, હઝરત બાંદવી (રહ.)એ તાકીદ ફરમાવી કે આ સિલસિલો જરૂર શરૂ કરવામાં આવે.

એટલે પછી શનિવારે રાત્રીનો સમય નક્કી કરીને મસ્જિદે અબરાર – શાલીમાર સોસાયટી – સુરતમાં મજલિસ નક્કી કરવામાં આવી.

જેનો પ્રોગ્રામ એવો નક્કી કરવામાં આવ્યો કે મગરિબની નમાઝ ત્યાં પઢવામાં આવે, મગરિબ બાદ ઈશા સુધી ઝિક્રની મજલિસ અને ઈશા પછી હદીસનો સબક થાય. આ માટે હદીસની મશ્હૂર કિતાબ રિયાઝુસ્સાલિહીન નક્કી કરવામાં આવી. સહુ પ્રથમ મજલિસ ૧૪ / સપ્ટેમ્બર ૧૯૯૬ ઈ.ના દિવસે થઈ, ધીરે ધીરે આ મજલિસ ઘણી મકબૂલ થઈ અને મસ્જિદે અબરાર નાની પડવા લાગી, અંતે આ મજલિસ 'મસ્જિદે અન્વાર' નિશાત સોસાયટી સૂરત લઈ જવામાં આવી.

આ સાપ્તાહિક મજલિસમાં સામાન્ય અને વિશેષ, દરેક પ્રકારના મુસલમાનો શોખથી હાજર થાય છે. સુલૂક અને એહસાનના દીવાનાઓ

માટે પણ લાભ ઉઠાવવાનો સોનેરી અવસર છે, ઝિક્રની મજલિસમાં બયઅતનો સિલસિલો પણ જારી રહે છે, સુલૂકમાં ચાલનાર લોકો એમના અહેવાલ રજૂ કરીને માર્ગદર્શન મેળવે છે, મજલિસના અંતે લોકોને ઉદ્દભવતા મસ્અલાઓ બાબત ફિકહી સવાલ – જવાબથી પણ હાજરજનો લાભ ઉઠાવે છે, આમ હદીસના દર્સના બહાને લોકોને અનેક પ્રકારના અન્ય દીની લાભો પણ પહોંચે છે.

સુરતની આ મજલિસની બરકતથી લોકો વધુ પ્રમાણમાં દીન અને દીનદારો તેમજ અલ્લાહવાળા બુઝુર્ગોથી સંબંધ રાખવા લાગ્યા, બયઅત થવા અને પોતાની ઈસ્લાહની ચિંતા કરતા થયા, અનેક લોકો અલ્લાહવાળાઓ અને બુઝુર્ગોથી જોડાયા અને રૂહાની તરબિયતથી લાભાંવિત થયા, લોકોના અકાઈદ, મુઆમલાત અને રહેણી – કરણીની ખરાબીઓ સુધરી. મજલિસની તકરીર સ્ત્રીઓ ઘરોમાં જ સાંભળી શકે એની પણ વ્યવસ્થા કરવામાં આવી છે, આના લઈ સ્ત્રીઓમાં પણ સુન્નત પ્રમાણે ચાલવાનો શોખ પેદા થયો, ઘરેલુ બાબતોમાં શરઈ હુકમોનું ધ્યાન – અનુસરણ, બાળકોની તરબિયતની રીત વગેરે બાબતોમાં એમના અંદર સુધારણાની ચળવળ ચાલી.

આ મજલિસમાં મુફતી સાહેબથી બયઅત થનાર લોકો પણ ભાગ લે છે, સામાન્ય લોકો પણ શરીક થાય છે, રાંદેર અને અન્ય દીની મદરસાઓના તલબા પણ હાજર થાય છે, મતલબ કે દૂરથી લોકો મજલિસમાં શરીક થવા આવે છે. મસ્જિદે અન્વારમાં મગરિબ પછી ઝિક્રે જહરીની મજલિસ થાય છે, લોકો એમાં પણ શરીક થાય છે, આ વેળાનું દશ્ય જ જુદું હોય છે, કોઈ નવો અજાણ્યો માણસ ત્યાંથી પસાર થાય તો એમ જ સમજે કે અહીંયા કોઈ ખાનકાહ છે, બીજા શબ્દોમાં કહીએ તો આ વેળા મસ્જિદે અન્વાર સાચે જ અન્વાર – નૂર ફેલાવી રહી હોય છે, સુરતના લોકા માટે આ મજલિસ ઘણી જ બરકતવંતી અને શોખની વસ્તુ છે. જે દિવસોમાં મુફતી સાહેબ હજના સફરે અથવા દૂરના સફરે હોય છે ત્યારે સુરતવાસીઓનો ઈન્તેઝાર જોવા જેવો હોય છે, મુફતી સાહેબની કોશિશ પણ એ જ હોય છે કે મજલિસમાં

ગેર હાજરી ન થાય, સફરના પ્રોગ્રામમાં આનું વિશેષ ધ્યાન રાખવામાં આવે છે.

શનિવારની રાત્રિ શહેરવાસીઓને સામે રાખીને જ નક્કી કરવામાં આવી છે, બીજા દિવસે સવારે રવિવારે એમના માથે કામનો બોજો હોતો નથી, સરકારી કર્મચારીઓને રજા હોય છે, એટલે રાત્રે ધ્યાન અને શાંતિથી લોકો વાત સાંભળી શકે.

આ મજલિસના દર્સે હદીસને કેસેટમાં રેકોર્ડ કરવાનું કામ બીજી મજલિસથી મવલાના અબ્દુલ મન્નાન બિન શેખ મુહમ્મદ મનીયાર સાહેબે શરૂ કરી દીધું હતું, તેઓ ઘણી જ ચીવટથી દરેક મજલિસના દર્સને રેકોર્ડ કરે છે, પાછળથી આ મજલિસોને કેસેટથી કાગળ ઊપર ઉતારવામાં આવી, અત્યાર સુધી એના ત્રણ ભાગ પ્રકાશિત થઈ ચુક્યા છે.

પહેલો ભાગ : ઈખ્લાસે નિય્યત, તોબા, સબ્ર.

બીજો ભાગ : સચ્ચાઈ, મુરાકબહ, તકવા, યકીન, તવક્કુલ, ઈસ્તેકામત, મખ્લૂકાતમાં ચિંતન મનન, નેકી તરફ દોડવું, મુજાહદહ.

ત્રીજો ભાગ : પહેલો વિષય : છેલ્લી ઉંમરમાં નેકીઓ વધારે કરવી અને છેલ્લો વિષય : કાર્ય અને કથનમાં વિરોધાભાસ પર અલ્લાહની સખત સઝા.

'હદીસ કે ઈસ્લાહી મઝામીન' પર બુઝુર્ગ ઉલમાઓએ તકરીઝ – અભિપ્રાયો લખ્યા છે, એમાંથી ફકત હઝરત અકદસ સય્યિદ મુફ્તી અ.રહીમ લાજપુરી (રહ.)નો અભિપ્રાયનો એક ટુકડો રજૂ કરું છું :

"દો આતેશા શરાબ" ઔર "સોને પે સુહાગા"વાળી કહેવત આવે છે, આપના હાથોમાં જે દર્સ છે એના પર આ બન્નેવ કહેવતો સાર્થક થાય છે, દર્સ હદીસનો હોય અને દર્સ આપનાર નેક, ખુદાનો ખોફ રાખનાર, પરહેઝગાર આલિમ – બાઅમલ વ્યકિત હોય, તબિયતમાં સાદગી, ફિક્રે આખિરત, દુન્યાનો ત્યાગ, અને ઉમ્મત–મિલ્લતનો દર્દ ધરાવતો હોય, એટલે કે અઝીઝમ મવલાના મુફ્તી અહમદ ખાનપૂરી સલ્લમહુ (અલ્લાહ એમના ઈલ્મ–અમલમાં બરકત આપે) તો આ દર્સમાં જેટલી ખૂબીઓ ભેગી હોય

એ ઓછી.

સુરતના આ દર્સનો ફાયદો સ્પષ્ટ રીતે દેખાઈ રહયો છે, મુફતી સાહેબનો સમજાવવાનો અંદાઝ નિરાલો છે, સાંભળનાર કાન દઈ સાંભળે છે, આજુબાજુથી અજાણ થઈને મજલિસનો જ થઈને રહે છે, અહાદીસે મુબારકહની વાતોને ઈલ્હામી ઉદાહરણો અને બુઝુર્ગોના કિસ્સાઓની મદદથી પૂરા વિસ્તારથી હાજરજનો સમક્ષ રજૂ કરવું મુફતી સાહેબની વિશેષતા છે, વર્ણનશૈલી એવી છે કે સાંભળનારને કંટાળો આવે જ નહીં, પાકી આશા છે કે આ પ્રકાશન જેમની પાસે પહોંચે એમને ફાયદો થશે.

[હદીસ કે ઈસ્લાહી મઝામીન ,૧ – ૨૨]

**(૮) મકતૂબાતે ફકીહુલ ઉમ્મત ''હઝરત મુફતી અહમદ સાહેબ ખાનપૂરીના નામે. ભાગ – ૪''**

હઝરત અકદસ મુફતી મહમૂદ હસન ગંગોહી (રહ.)માં અલ્લાહ તઆલાએ અન્ય ઘણી ખૂબીઓ – વિશેષતાઓ સાથે એક વિશેષતા આ પણ આપી હતી કે હઝરત એમના મુરીદો અને અકીદતમંદો સાથે અત્યંત નિખાલસ દિલી સંબંધ અને મહોબ્બત રાખતા હતા, બયઅત થનારાઓના પત્રો તરફ પૂરતું ધ્યાન આપતા. સફરમાં હોય કે મુકામે, દરેકના પત્રોના, દરેક બાબતોનો પૂરતી તકેદારીથી જવાબ લખતા કે લખાવતા !

પત્રોના આ સોનેરી સિલસિલાની કડી અને સુલૂક – તસવ્વુફના મણકાઓની એક હારમાળા મકતૂબાતે ફહીકુલ ઉમ્મત ભાગ–૪ છે, જેમાં ૧૪૨ પત્રો શામેલ છે.

આમાં ૧૩૮૮ હિ.થી ૧૪૧૬ હિ. સુધી ૨૮ વરસના લાંબા સમયગાળા ઊપર અવલંબિત પીર અને મુરીદના સંબંધોની અજીબ મનમોહક વાતો છે. આ સંગ્રહના પત્રો એક જ વ્યકિતના નામે છે, સુલૂક અને તસવ્વુફના મસ્અલાઓમાં માર્ગદર્શન અને બાતિની તરક્કીમાં પીરના પત્રો એક સીડી સમાન છે, ક્યાંક એક તરફ દર્શનનો શોખ છે, તો બીજી તરફ ઈન્તેઝાર છે. ક્યાંક શિકવહ તો ક્યાંક જવાબે શિકવહ, ક્યાંક દબાયેલા શબ્દોમાં ટકોર છે

તો ક્યાંક પ્રોત્સાહન.

એક રીતે આ સંગ્રહ શેખ સાદીના શે'ર :

گہے بر طارم اعلیٰ نشینم --- گہے بر پشت پائے خود نہ بینم

નો નમૂનો છે. મકતૂબાત પર સ્પષ્ટીકરણ અને સમજણની નોંધો મુફતી સોહેબની કલમે છે, છેવટના અમુક મકતૂબાત પર આ લખનારે કાગળ ચીતર્યા છે, આ સંગ્રહને સંપાદન કરવાની સઆદત પણ આ લખનારને જ ફાળે આવી છે.

**(૯) સ્વાગત પ્રવચન**

ગુજરાતના ઐતિહાસિક શહેર અમદાવાદમાં ૭-૮ ઓકટોબર ૧૯૯૫ ઈ.ના દિવસે મુસ્લિમ પર્સનલ લો બોર્ડના બારમાં અધિવેશન માટે આ પ્રવચન તૈયાર કરવામાં આવ્યું હતું, એની વિગત પેજ 229 પર આવી ગઈ છે.

**(૧૦)** "મુફક્કિરે ઈસ્લામ હઝરત મવલાના સય્યિદ અબૂલ હસન અલી મિયાં સાહબ (રહ.)કી મકબૂલિયતકા રાઝ" મુફક્કિરે ઈસ્લામ હઝરત મવલાના અબુલ હસન અલી મિયાં સાહેબ નદવી (રહ.)ના ઈન્તેકાલ પછી ડયુઝબરી, યુ.કે.માં મવલાના મરહૂમની યાદમાં એક વૈશ્વિક સિમ્પોઝીયમનું આયોજન કરવામાં આવ્યું હતું, એમાં યુ.કે.ના પ્રતિષ્ઠિત ઉલમા ઉપરાંત અન્ય દેશોના અનેક વિદ્વાનો – ઉલમા પણ શરીક થયા હતા, આ સિમ્પોઝીયમમાં મુફતી સાહેબ પણ આમંત્રિત હતા, આ સિમ્પોઝીયમમાં મુફતી સાહેબે ભાગ લીધો અને મવલાના અલી મિયાં (રહ.)ના અમુક અહેવાલ બાબત એક લાંબો લેખ તૈયાર ફરમાવ્યો, ઉલમા અને વિદ્વાનો માટે આ લેખ આંખો ખોલનારો છે. ફરીદ બુક ડેપો દિલ્હી દ્વારા આ લેખ પુસ્તક સ્વરૂપે છાપવામાં આવ્યો છે.

**(૧૧) રમઝાનુલ મુબારકની તૈયારી**

રમઝાનુલ મુબારક જાહેરી – બાતિની નેઅમતો મેળવવાની સીઝન છે, મુફતી સાહેબ પોતે ઘણા જ એહતેમામથી એને વસૂલ ફરમાવે છે, પોતાના

મુરીદો, અકીદતમંદોને પણ એની તાકીદ ફરમાવે છે. આ રિસાલો – પુસ્તિકા એક મજલિસમાં આ વિષયે કરવામાં આવેલ એક તકરીરનું લેખિત સ્વરૂપ છે, ગુજરાતી અને ઉર્દૂ બન્નેવ ભાષાઓમાં ઉપલબ્ધ છે.

### (૧૨) નિગાહ ઔર શર્મગાહકી હિફ્ઝત

રિયાઝુસ્સાલિહીનના એક દર્સનું લેખિત સ્વરૂપ છે, આ વિષયની અન્ય તકરીરોના વધારા સાથે ૭૨ પેજની આ પુસ્તિકા છે. ગુજરાતી, ઉર્દૂમાં અનેક વાર છપાઈ ચૂકી છે, ઘણી જ લોકપ્રિય અને લોકોપ્યોગી પૂરવાર થઈ છે, આ વિષય ઊપર વિસ્તારપૂર્વક સોનેરી સૂચનો, માર્ગદર્શનો અને બોધદાયક કિસ્સાઓ વર્ણવવામાં આવ્યા છે, સામાન્ય લોકો ઉપરાંત સાલિકીન માટે પણ કિંમતી તોહફો છે.

### (૧૩) બયઅત હોને વાલોંકો હિદાયત

અમદાવાદમાં એક વાર બયઅતના વિષય પર તકરીર ફરમાવી, એને રેકોર્ડ કરીને લેખિતમાં સંપાદિત કરવામાં આવી. એમાં બયઅતની હકીકત, અલ્લાહના હકો, બંદાઓના હકો અને મામૂલાતની પાબંદી વગેરે બાબતોને સરળ રીતે સમજાવવામાં આવી છે, બયઅત કરતી વેળા દરેકને આપવામાં આવે છે. ઉર્દૂ – ગુજરાતી બન્ને ભાષાઓમાં ઉપલબ્ધ છે.

### (૧૪) સવાનેહ મુફ્તી બિસ્મિલ્લાહ સાહેબ (રહ.) (ગુજરાતી)

મુફ્તીએ આઝમ, જામિઅહના ભૂતપૂર્વ મોહતમિમ હઝરત મવલાના મુફ્તી ઈસ્માઈલ બિસ્મિલ્લાહ સાહેબ (વફાત : ૧૩૭૯ હિ.) અનેકવિવિધ અનુસરણ પાત્ર દીની ખિદમતોના સંગમ સમું વ્યકિતત્વ ધરાવતા હતા. એમની વફાત પછી 'અલ ઈસ્લાહ' માસિક (ગુજરાતી)નો વિશેષ અંક પ્રકાશિત થયો હતો, એમાં મુફ્તી બિસ્મિલ્લાહ સાહેબ (રહ.)ની સેવાઓ અને કુરબાનીઓના અહેવાલ પર વિવિધ વિદ્વાનો અને લેખકોએ માહિતી સભર લેખો લખ્યા હતા. જરૂરત હતી કે આ લેખોને એક જીવનચરિત્રનું રૂપ આપીને સંપાદિત કરવામાં આવે. મુફ્તી બિસ્મિલ્લાહ સાહેબના ફતાવા

'ફતાવા સંગ્રહ' જયારે નવેસરથી છાપવાના થયા તો મુફતી સાહેબે ફરમાવ્યું કે : "મુફતી બિસ્મિલ્લાહ સાહેબનો આપણા ઊપર હક છે." આ હકની અદાયગીમાં જ 'અલ–ઈસ્લાહ'ના લેખો સામે રાખીને આ જીવનચરિત્ર સંપાદિત ફરમાવ્યું. ફતાવા સંગ્રહ–ભાગ:૧ના આરંભે એ છાપવામાં આવ્યું છે.

**(૧૫) મુસ્લિમ પર્સનલ લો**

આ પુસ્તિકા પ્રથમવાર ઉમ્મીદમાં ક્રમશઃ અને પછી જામિઅહના તલબાની અંજુમન (શોબએ તકરીર વ તહરીર) દ્વારા છાપવામાં આવી હતી. પછી અમદાવાદમાં ૭/૮ ઓકટોબર સન ઈ.૧૯૯૫માં મુસ્લિમ પર્સનલ લો બોર્ડના બારમાં અધિવેશન ટાણે ગુજરાતના મુસ્લિમોને પર્સનલ લો બોર્ડના મહત્ત્વથી વાકેફ કરવા માટે ફરીવાર આ પુસ્તિકા જામિઅહ ફૈઝાનુલ કુર્આન અમદાવાદ દ્વારા છાપવામાં આવી.

**(૧૬) કારોબારી મસાઇલ ઔર ઉનકા શરઈ હલ.**

આ સંગ્રહ દારુલ ઈફતા છાપી દ્વારા પૂછવામાં આવેલ મુઆમલાત સંબંધી મસાઈલના જવાબો પર આધારિત પહેલો ભાગ છે, આ ભાગમાં ૯૦ મસાઈલ શામેલ છે, હઝરત મુફતી સાહેબ દ્વારા લખવામાં આવેલ ૨૪ અને બાકી મસાઈલ અન્ય મુફતીયાને કિરામે લખ્યા છે. ફતાવા અને ફિક્હની કિતાબોના લખાણો અને હવાલાઓ પણ સાથે આપવામાં આવ્યા છે, જેનાથી આ કિતાબનું મહત્ત્વ અને ઉપયોગિતા બમણી થઈ ગઈ છે.

**(૧૭) અન્ય રસાઇલ – પુસ્તિકાઓ.**

હઝરતજી મવલાના ઈન્આમુલ હસન કાંધલ્વી (રહ.) અને ફકીહુલ ઉમ્મત હઝરત મવલાના મુફતી મહમૂદ હસન ગંગોહી (રહ.)ની વફાત પછી એમના જીવનચરિત્ર પર આધારિત ગુજરાતી ભાષામાં લાંબા લેખો તૈયાર કરી વિવિધ સામાયિકોમાં છાપવામાં આવ્યા હતા, જે પાછળથી પુસ્તિકા સ્વરૂપે છપાયા છે.

આ જ પ્રમાણે અમુક સવાલોના જવાબ રૂપે વિસ્તારથી ફતવા લખવામાં

આવ્યા, જેને ઉર્દૂ કે ગુજરાતી ભાષામાં અલગ રીતે છાપવામા આવ્યા, જેમ કે ઉભા થઈને સલાત – સલામ પઢવા, મંગણી અને નિકાહની બિદઅતો, શાદી પછીની પહેલી રાત, ઈમાન ઘાતક ગાયનો વગેરે.. આ બધી પુસ્તિકાઓ જે તે વિભાગોમાં શામેલ કરી લેવામાં આવ્યા છે.

## એક બીજા પ્રકારની સેવા

આ બધા લેખન કાર્યો સ્વતંત્ર રીતે મુફતી સાહેબના નામ સાથે જોડાયેલા હતા. આ સિવાય અમુક ઈલ્મી સેવાઓ એવી છે, જે નામથી તો અન્યો સાથે જોડાયેલી છે, પણ એમાં આપનો ફાળો જરૂર છે. ઉલમા – લેખકો એમની કિતાબોના મુસદ્દા સુધારા – વધારા માટે મુફતી સાહેબ પાસે મોકલે છે, પહેલેથી છેલ્લે સુધી મુફતી સાહેબ એને ધ્યાનથી વાંચે– જુએ છે અને યોગ્ય સુધારા – વધારા સાથે પરત ફરમાવે છે, આવા અનેક ઈલ્મી મુસદ્દાઓ પાછળ આપની સેવા છુપાયેલી છે. ફતાવા મહમૂદિય્યહના અનેક ભાગો, ફતાવા રહીમિય્યહના બધા જ ભાગો, ફતાવા અબ્દુલગની, હઝરત મુફતી ઈસ્માઈલ વાડીવાલા સાહેબના ફતાવા, મુફતી ઈસ્માઈલ બિસ્મિલ્લાહ (રહ.)ના ફતાવા : 'ફતાવા સંગ્રહ', મવલાના મુફતી મરગૂબ અહમદ લાજપૂરી (રહ.)ના ફતાવા : 'મરગૂબુલ ફતાવા' (સંપાદન હેઠળ) આ સિલસિલાની કડીઓ છે.

મુજ નાચીઝે સંપાદિત કરેલ ફહારિસ (અનુક્મણિકાઓ) 'ફેહરિસ્તે ફતાવા રહીમિય્યહ' અને 'ફેહરિસ્તે ફતાવા મહમૂદિય્યહ', 'ફેહરિસ્તે કિફાયતુલ મુફતી', 'ફેહરિસ્તે ઈફાદાતે ફકીહુલ ઉમ્મત' આપની દેખરેખ અને માર્ગદર્શન હેઠળ જ તૈયાર કરવામાં આવી છે.

૨૦૦૫ ઈ.માં આપની દેખરેખ હેઠળ એક અતિમહત્ત્વનું કાર્ય અંજામ આપવામાં આવ્યું. દાવત – તબ્લીગના છ નંબરો બાબત હઝરતજી મવલાના મુહમ્મદ યૂસુફ કાંધલ્વી (રહ.)ની અરબી કિતાબ 'મુન્તખબ અહાદીસ' (કુલ ૮૦૩ પેજ)ને મવલાના મુહમ્મદ સઅદ સાહેબ કાંધલ્વી (રહ.)એ સંપાદિત કરી છે. આ કિતાબનું ગુજરાતી લિપ્યાંતર જામિઅહ ડાભેલના ફારિગ

મવલાના ખલીલ સાહેબ વલસાડીએ અંજામ આપ્યું છે. આ સંપાદન હઝરત મુફ્તી સાહેબની દેખરેખ હેઠળ કરવામાં આવ્યું છે, આનાથી ગુજરાતી ભાષામાં તબ્લીગના કાર્યકરોને હદીસોનાં મોટા સંગ્રહનો લાભ મળ્યો છે. ગુજરાતી અનુવાદ ૧૦૧૬ પેજનો છે, નસીરબૂક ડેપો દિલ્હીથી એ છાપવામાં આવ્યો છે. નિઝામુદીન દિલ્હીથી આ બાબતે હઝરત મવલાના મુહમ્મદ સઅદ સાહેબે શુક્રિયહનો પત્ર મુફ્તી સાહેબને લખ્યો જે નીચે પ્રમાણે છે :

મુકર્રમી વ મોહતરમી હઝરત મવલાના મુફ્તી અહમદ સાહેબ ખાનપૂરી મ.ઝિ.

અસ્સલામુ અલયકુમ વ.વ.

અલ્લાહની ઝાતે આલીથી ઉમ્મીદ રાખુ છું કે ખેરિયતથી હશો. કમઝોરી અને બીમારી છતાં ગુજરાતી તર્જૂમાની દેખરેખ રાખવા બદલ હું અત્યંત આભારી અને શુક્રગુઝાર છું, બલકે સંતોષિત છું, કે આપ જેવી હસ્તીની દેખરેખ હેઠળ તરજુમો થવાથી તે દરેકના નજીક વિશ્વાસપાત્ર થઈ ગયો, બુઝુર્ગોની વસ્તુ હતી એટલે બુઝુર્ગો જ એના તરજુમાના કાબેલ ગણાય.

અલ્લાહ રબ્બુલ ઈઝ્ઝત આ અમાનતની અદાયગી બદલ તમને બેહતર બદલો ઈનાયત ફરમાવે. હું મારી વ્યકિતગત – સામૂહિક દરેક દુઆઓમાં હઝરતવાલાની તંદુરસ્તી, શકિત અને ઉંમરદરાઝીની દુઆઓ કરતો રહું છું. વસ્સલામ.

નાચીઝ – બંદો મુહમ્મદ સઅદ ઉફિય અન્હુ

## સવાનેહ હઝરત મવલાના ઉમર સાહેબ પાલનપૂરી (રહ.)ની પ્રસ્તાવના

૧૪૧૮ હિ.માં હઝરત મવલાના ઉમર સાહેબ પાલનપૂરી (રહ.)ની વફાત પછી મુફ્તી સાહેબ તઅઝિયત માટે એમના સાહબઝાદહ મવલાના મુહમ્મદ યૂનુસ સાહેબની ખિદમતમાં મરકઝ નિઝામુદીન ખાતે હાજર થયા, આ વેળા ગુફતગૂ દરમિયાન આ વાત પણ સામે આવી કે હઝરત મવલાના

મરહૂમનું જીવનચરિત્ર સંપાદિત કરીને લોકો સમક્ષ રજૂ કરવું જોઈએ, મુફતી સાહેબે સ્વયંને આ કામ માટે રજૂ કર્યા, આ માટેની જરૂરી થોડી માહિતી મવલાના યૂનુસ સાહેબે આપી, બાકીની માહિતી મેળવવાના પ્રયાસો ડાભેલ આવીને શરૂ ફરમાવ્યા. લેખનકાર્ય માટે એકાગ્રતા અને શાંત વાતાવરણ આવશ્યક છે અને ડાભેલમાં જ રહીને મુલાકાતીઓની આવન જાવનના કારણે આ શક્ય ન હતું, એટલે સૂરત જનાબ હાફિઝ ઐયૂબ સાહેબ મનીયાર અને જનાબ અલ્હાજ ઈકબાલભાઈ સાહેબના ઘરે દરરોજ સવારે કાર મારફતે જતા અને સાંજે પાછા ડાભેલ આવી જતા, કેટલાયે દિવસો સુધી આ કાર્ય આમ ચાલતું રહયું, સવાનેહના બે પ્રકરણો પૂરા થઈ ચુકયા હતા, ત્રીજું પ્રકરણ (બાબ) ચાલતું હતું, આ દરમિયાન સાહબઝાદા મવલાના યૂનુસ સાહેબનો ઈરાદો બદલાયો અને તેમણે ઈચ્છા વ્યકત કરી કે સવાનેહનું કામ ('મોમિન કોમ અપની તારીખકે આઈને મેં' ના લેખક) મવલાના મુફતી મુહમ્મદ સાહેબ અંજામ આપે તો વધુ સારું રહેશે, એટલે મવલાના યૂનુસ સાહેબની ઈચ્છા પ્રમાણે તૈયાર અને અર્ધ તૈયાર બધી જ સામગ્રી અને માહિતી મવલાના મુફતી મુહમ્મદ સાહેબ દ્વારા મોકલવામાં આવેલ માણસોને હવાલે કરી દીધી. મુફતી સાહેબે આ બાબતે જરા પણ આનાકાની, અનિચ્છા કે નારાજગી દર્શાવી નહીં, નિઃશંક આ એક હિંમતનું કામ છે, માણસ એક કામ માટે કેટલાય દિવસોનો કિંમતી સમય આપી ચૂકયો હોય અને એ કાર્યને શ્રેષ્ઠતમ રીતે અંજામ આપવા પૂરતો ફિકરમંદ હોય, એનાથી અચાનક એ કામ લઈ લેવામાં આવે અને એને થોડી પણ નારાજગી ન થાય એ સામાન્ય માણસોના બસની વાત નથી.

અત્રે એ સવાનેહ માટે મુફતી સાહેબે લખેલ પ્રસ્તાવના (નો ગુજરાતી અનુવાદ) આપવામાં આવે છે :

بسم الله الرحمن الرحيم

الحمد لله رب العالمين والصلوة والسلام على سيد المرسلين سيدنا و مولانا محمد وعلى آله وأصحابه وعلى أتباعه إلى يوم الدين

પાછલા બે ત્રણ વરસોમાં ભારતના મુસલમાનો ઊપર ઉલમાએ રબ્બાની, અવલિયાએ કામિલીન અને ખાદિમાને દીનની વફાત સ્વરૂપે મુસીબત અને આઘાતનો જે પહાડ તૂટયો છે એની લાંબી દાસ્તાન છે, હજુ એક આઘાતથી દિલને કળ નથી વળતી, આંખોના અશ્રુ સૂકાતા નથી, એટલામાં બીજી કોઈ હસ્તીની વફાતના સમાચાર આવી જાય છે. જનાર દરેક હસ્તી ખુદાએ આપેલ ખૂબીઓ અને ગુણોના કારણે એવી પૂર્ણ હોય છે કે કોઈ બીજો એની જગા લેનારો દેખાતો નથી. એમ લાગે છે કે કુદરતે ભારતના મુસલમાનોને એમની નાશુક્રી અને અવહેલના (નાકદરી)ની સજા આપવાનો ઈરાદો કરી લીધો છે.

મોહતરમ મવલાના નૂરુલ હસન રાશિદ સાહેબ ઝિ.મ.એ આપણા દુભાયેલા દિલો અને ભરાયેલી આંખોની પરિસ્થિતિને સુંદર રીતે વાચા આપી છે.

"કાબેલ માણસોના દુકાળની વાત ઉમ્મત ક્યારનીયે કરે છે, પણ એવું લાગે છે કે આ દુકાળ ખરી રીતે આપણે જ ભોગવવાનો હતો, જોત – જોતામાં સેંકડો અલ્લાહવાળાઓ ચાલ્યા ગયા, કેટલાયે મશાઈખ – અવલિયા અને મહાન ઉલમા આખિરતની સફરે ઉપડી ગયા, ખુદા જાણે કેટલા મદરસા વેરાન અને ખાનકાહો સૂમસામ થઈ ગઈ.

છતાં મુસીબતોનું પૂર ઉમટી જ રહયું છે, મહરૂમી અને વિરહની દાસ્તાન લંબાતી જ જાય છે, દીપકો બુજાઈ રહયા છે, મહેફિલો ખામોશ થઈ રહી છે, અંધારું વધી રહયું છે, છતાં જનાર જઈને જ રહે છે.

હે ખુદા ! રહમ ફરમાવો !

અમ જેવા મજબૂર નિઃસહાય અને નાલાયક લોકોને અમારી નાલાયકી, અવગણના, આળસ અને અપાત્રતા છતાં આ બુઝુર્ગોની છત્રછાયાથી મહરૂમ ન ફરમાવો.

ખુદાના આરિફીન આમ જ રૂખસત થતા રહયા તો (ખુદા ન કરે) ભારતમાં ઈમાન – ઈરફાનના બાગમાં પાનખર આવી જશે, એમની બરકતથી હિદાયત – દીનની જે વર્ષા થઈ રહી છે, એનાથી દીનના જે ઝાડો – ફળો વિવિધ સ્થળોએ ઉગી રહયા છે, એ બધું કરમાઈને સુકાઈ જશે.

પણ કુદરતની વ્યવસ્થા આપણા આ વિચારો અને ઈચ્છાઓની પાબંદ નથી, ત્યાંથી જે ફેસલા થાય છે, બરાબર જ હોય છે, ઉમ્મતનું જાહેરી રીતે ગમે તેટલું મોટું નુકસાન દેખાતું હોય, ખુદાના ફેસલા પર રાજી રહેવું જ અસલ ઈમાન છે, એટલે આ બધા બુઝુર્ગોની પાક રૂહો પર હઝારો રહમત – મગફિરતની દુઆ પછી અલ્લાહના દરબારમાં દુઆ કે તે એના રહમ – કરમથી આ મહાન નુકસાનની ભરપાઈ ફરમાવે અને આ ઉમ્મતને દીનના એ ખાદિમોનો બેહતરીન પર્યાય અતા ફરમાવે.''

[અહવાલ વ આષર : વિશેષાંક : ૨૨ / ૨૩]

ઉમ્મતે મુસ્લિમહને છોડી જનારા આવા મહાન લોકોમાં એક નામ દાઈયે કબીર હઝરત મવલાના મુહમ્મદ ઉમર સાહેબ પાલનપૂરી (રહ.)નું પણ છે, તા, ૧૩ મહોર્રમ ૧૪૧૮ હિ., ૨૧ / મે ૧૯૯૭ ઈ. બુધવારે આપની વફાત થઈ. સાહબઝાદાઓ, વિશેષ કરીને મવલાના મુહમ્મદ યૂનુસ સાહેબ પાલનપૂરી ઝિ.મ. અને મરકઝના અકાબિરીનની સેવામાં તઅઝિયત માટે જવાની નિય્યત પણ કરી લીધી, પણ ફુરસદની રાહ જોવાઈ રહી હતી.

અમારે ત્યાં રબીઉલ અવ્વલ મધ્યે છ માસિક પરીક્ષા થાય છે, અને પછી છેલ્લા અઠવાડિયામાં આઠ દિવસની રજાઓ હોય છે, એટલે આ વેળા રજાઓમાં દિલ્હી અને હતોરા – બાંદાનો પ્રોગ્રામ બનાવ્યો, રજાઓ પડી એટલે પહેલાં મુંબઈથી હતોરા – જિ. બાંદા આરિફ બિલ્લાહ હઝરત અકદસ મવલાના કારી સય્યિદ સિદ્દીક સાહેબ બાંદવી (રહ.)ની સેવામાં હાજરીની

સઆદત મેળવી. (અફસોસ કે આપની ખિદમતમાં આ જ છેલ્લી હાજરી હતી.) ત્યાં ત્રણ દિવસ રોકાયા, હઝરત કારી સાહેબે વિશેષ શફકત – મહેરબાનીનો વર્તાવ ફરમાવ્યો, ત્યારે સ્વપ્નેય ખ્યાલ ન હતો કે મહોબ્બત – શફકતના દરિયાથી તૃપ્ત થવાનો મોકો ફરીવાર મળવાનો નથી અને રહમતના વાદળની વર્ષાના આ છેલ્લાં ટીપાં છે.

اللهم اغفر له وارحمه واكرم نزله وبرّد مضجعه

ત્યાંથી નક્કી કરેલા પ્રોગ્રામ પ્રમાણે વાયા દિલ્હી પાછા ફરવાનું હતું, આ વેળા દિલ્હીની આ હાજરીમાં મવલાના ઉમર સાહેબની તઅઝિયત માટેની હાજરીની નિય્યત પહેલેથી જ હતી, એટલે હઝરત નિઝામુદ્દીન સ્ટેશનેથી સીધા બંગલાવાળી મસ્જિદે પહોંચ્યા, ત્યાં બે દિવસના રોકાણ દરમિયાન અકાબિરીનથી મુલાકાતનો મોકો મળ્યો.

મોહતરમ સાહબઝાદહ મવલાના મુહમ્મદ યૂનુસ સાહેબ મ.ઝિ.ની સેવામાં પણ તઅઝિયતના ઈરાદે હાજર થયો, આ મોકા ઊપર એમનાથી અરજ કરી કે હઝરત મવલાના ઉમર સાહેબ (રહ.)ના જીવનની દાસ્તાન અને બયાનો વગેરે ભેગા કરીને છાપવામાં આવે તો ઈન્શાઅલ્લાહ લોકોને ઘણો ફાયદો થાય, તમે આ કામ કરો તો ઘણું સારું. એમણે પોતે આ કામથી અશકિત દર્શાવી પણ સામે ફરમાવ્યું કે : "જો કોઈ અલ્લાહનો બંદો તૈયાર થઈ જાય તો અમે માહિતી અને સામગ્રી ઉપલબ્ધ કરાવવામાં સહાય કરીશું."

અલ્લાહ તઆલાને મંજૂર હતું કે આ ખિદમત મુજ બેકારથી પાર પડે એટલે મારાથી બોલાય જવાયું કે : "ઈન્શાઅલ્લાહ આ કામ હું કરીશ." હાલાંકે આ ગુફતગૂ પહેલાં આવો કોઈ વિચાર દિલમાં ન હતો, પોતાના તરફથી આવી તૈયારી દર્શાવતી વખતે એવું વિચારતો હતો કે મવલાના ઉમર સાહેબ (રહ.) જેવી મશહૂર હસ્તીના જીવનચરિત્ર લખવા માટેની માહિતી સરળતાથી મળી જ આવશે.

મોહતરમ મવલાના યૂનુસ સાહેબે ખુશી વ્યકત કરી અને ભાઈઓને બોલાવીને એમનાથી પણ સલાહ – મશ્વેરો કરી લીધો, આ જ મજલિસમાં એમણે હઝરત મવલાના (રહ.)ની એક ડાયરી પણ આપી, જેમાં હઝરત

મરહૂમ (રહ.)એ એમના વિદેશ પ્રવાસોની તારીખો ઉપરાંત એમના જીવનની અમુક અન્ય ઘટનાઓની તારીખ નોંધ કરી હતી.

ઉપરાંત પુસ્તિકા સ્વરૂપે છપાયેલ અમુક બયાનો પણ આપ્યા.

મેં તે વખતે એમ પણ કહી દીધું કે : "હમણાં જઈને તુરંત તો આ કાર્ય શરૂ કરી શકીશ નહીં, કારણ કે આ જ દિવસો મદરસામાં તાલીમ – તદરીસના હોય છે. હા, વાર્ષિક પરીક્ષાઓથી ફારિગ થઈને રજાઓમાં ઈન્શાઅલ્લાહ આ કાર્ય શરૂ કરીશ."

દિલમાં એમ હતું કે ત્યાં સુધી બીજી ઘણી બધી માહિતી અને જાણકારી ઉપલબ્ધ થઈ જશે. આ દરમિયાન મારા મુશ્ફિક અને મહેરબાન મખ્દૂમ હઝરત મવલાના મુહમ્મદ તલ્હા સાહેબ દા.બ. (સાહબઝાદહ અને જાનશીન હઝરત શૈખુલ હદીસ મવલાના મુહમ્મદ ઝકરિય્યા સાહેબ (રહ.)એ એક પત્ર દ્વારા મને વિશેષ તાકીદ ફરમાવી કે : "અત્યારથી જ કામ શરૂ કરી દો." પણ હું સબકનું બહાનું રજૂ કરતો રહયો.

હવે વાર્ષિક પરીક્ષાઓ પૂરી થઈને રજાઓ શરૂ થઈ ગઈ અને મેં વાયદા પ્રમાણે ઈરાદાને પાકો કરીને કામની તૈયારી શરૂ કરી, મારી પાસે માહિતી જોઈ તો એમાં હઝરત મવલાનાના ખાસ ખાદિમ મવલાના અબ્દુસ્સલામ પૂનવી સાહેબે સંપાદિત કરેલ એક પુસ્તિકા સિવાય બીજી કોઈ ખાસ વિશેષ માહિતી – જાણકારી આવી હતી નહીં, મોહતરમ મવલાના યૂનુસ સાહેબે પણ નવી અને વધારે જાણકારી આધારિત કોઈ વસ્તુ મોકલી ન હતી.

હવે હું હેરાન થઈ ગયો કે યા અલ્લાહ આ કાર્ય કેવી રીતે થશે ?

પણ સાથે જ દિલમાં ખ્યાલ આવ્યો કે હઝરત શૈખુલ હદીસ (રહ.)ની આપબીતી અને હઝરતજી મવલના યૂસુફ સાહેબ (રહ.)ની સવાનેહમાંથી કંઈક મળી આવશે. પછી જે દિવસે કામ લઈને બેસ્યા તે દિવસે મવલાના નૂરુલહસન રાશિદ સાહેબ ઝિ.મ. દ્વારા સંપાદિત 'અહવાલ – વ – આષાર' ત્રિમાસિકનો વિશેષ અંક મોહતરમ અલ્હાજ શેખ મહમૂદ સાહેબ પાસેથી મળ્યો. મવલાના મરહૂમના ખાનદાન અને વતન સંબંધી ઘણી બધી જાણકારી 'સવાનહે નઝીરી'માંથી અને કંઈક મુકર્રમ જનાબ મવલાના મરગૂબ અહમદ

લાજપૂરી સાહેબ (અલ્લાહ એમના ઈલ્મમાં બરકત આપે)ના એક લેખ (અઝાને બિલાલ–ઉર્દૂ માસિક)માંથી મળી આવી. આમ આ કાર્ય શરૂ કરી દીધું છે. અલ્લાહ તઆલા એને આફિયત, સહૂલત અને ખૈર – ખૂબી સાથે પૂર્ણ કરવાની સઆદત અને તોફીક અતા ફરમાવે અને મવલાના મુહમ્મદ ઉમર સાહેબ (રહ.)ના ઈખ્લાસ અને એમની ખિદમાતની બરકતથી આ કાર્યમાં પણ કબૂલિયત અને બરકત નાંખી દે. આમીન.

અત્રે આ એકરાર કરવો ઘણો જ જરૂરી છે કે મને લેખન કાર્ય (પુસ્તકો લખવા – સંપાદન કરવા)નો અને જીવન વૃતાંત આલેખવાનો ન તો કોઈ અનુભવ છે, ન મારી પાસે એની કોઈ રીત, ઢબ અને શૈલી છે, કઠણ રસ્તા પર મારી આ પહેલી મુસાફરી છે, માટે આ જીવનચરિત્રમાં જેટલી પણ ભૂલો અને ખામીઓ નજર આવે એ ઓછી છે, અજ્ઞાનતા અને અણઆવડતના લઈ આમ થવું નક્કી છે. માટે વાંચકોથી વિનંતી કે મહોબ્બત – શફકત ફરમાવીને, એની જાણ ફરમાવી, સુધારણા કરીને વિશાળદિલી દાખવશે.

મને આ કાર્ય માટે મખ્દૂમ હઝરત મવલાના મુહમ્મદ તલ્હા સાહેબ દા.બ.ના પત્રો અને મૌખિક તાકીદ દ્વારા સૌથી વધુ હિમ્મત સાંપડી છે, તેઓ મને લગાતાર આ કાર્ય યાદ અપાવતા રહયા, એમની તવજજોહ અને તાકીદનો જ અસર છે કે મેં આ કામ શરૂ કરી દીધું છે, અલ્લાહ તઆલા એમને બેહતરીન બદલો દારૈનમાં અતા ફરમાવે, એમના ફૈઝ – બરકતને પૂર્ણ – પ્રચલિત ફરમાવીને ઉચ્ચ મરતબાઓથી નવાઝે. આમીન.

અત્રે અમુક નિખાલસ અહબાબની સહાયનો ઉલ્લેખ કરવો પણ જરૂરી છે.

મવલાના ઈસ્માઈલ અદા સાહેબ સારોદી, મોલ્વી મુહમ્મદ તાહિર સાહેબ સુરતી, મોલ્વી સઈદ અકબર સાહેબ કરીમનગરી, આ બધાએ લેખો ઉતારવા અને સુધારવામાં અને જનાબ હાફિઝ ઐયૂબ સાહેબ અને જનાબ અલ્હાજ ઈકબાલ સાહેબે એકાંત – એકાગ્રતાનું વાતાવરણ ઉપલબ્ધ કરાવવામાં સહાય ફરમાવી. فجزاهم الله تعالى خير الجزاء في الدارين

અલ અબ્દ : અહમદ ખાનપૂરી ઉફિય અન્હુ

તા. ૨૩ / શાબાન / – બુધાવાર/ ૧૪૧૮ હિ.

# સંપાદકની ક્ષમાયાચના

હઝરત મુફ્તી સાહેબના ફતાવા રજૂ કરવા પહેલાં પ્રસ્તાવના રૂપે હઝરતનો પરિચય કરાવવાના ઈરાદે લખવાનું શરૂ કર્યું હતું, જે અનિચ્છાએ પણ આટલું લાંબુ થઈ ગયું, પદ્ધતિસર જીવનચરિત્ર આલેખવાનો ઉદ્દેશ હતો નહીં, મુજમાં એની પાત્રતા પણ નથી, મુફ્તી સાહેબના ઉચ્ચ ગુણો – ખૂબીઓ અને મુજ લકીરના ફકીરમાં શું મેળ ?

મુફ્તી સાહેબને શૈખુલ હદીસ હઝરત મવલાના મુહમ્મદ ઝકરિય્યા સાહેબ (રહ.)એ હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.)ના સંબંધીઓમાંથી સવિશેષ ગણાવ્યા છે, ઉપરાંત હઝરત ફકીહુલ ઉમ્મત (રહ.)એ એમના પત્રોમાં :

مجمع الحسنات والبركات، جامع الكمالات،

جامع الأخلاق والأعمال، مجمع الحسنات الظاهرة والباطنة

**'મજમઉલ્હસનાતિ વલ્બરકાત',**
(અર્થાત્ : ભલાઈઓ અને બરકતોથી સંપન્ન)

**'જામિઉલ્કમાલાત',**
(અર્થાત્ : સર્વગુણ સંપન્ન)

**'જામિઉલ્અખ્લાકિ વલ્અઅ્માલ',**
(અર્થાત્ : સારા અખ્લાક અને નેક આ'માલનો સંગમ)

**'મજમઉલ્ હસનાતિઝ્ઝાહિરતિ વલ્ બાતિનહ'.**
(અર્થાત્ : બાહ્ય અને આંતરિક ગુણો ધરાવનાર)

ના અલ્કાબ ફકત મુફ્તી સાહેબના જ પત્રોમાં વાપર્યા છે, આવા ગુણોથી ગુણવંત હસ્તીના જીવનચરિત્રના આલેખન માટે આવશ્યક કાબેલિયતથી અસમર્થ અને ખાલી હાથ છું.

گر مصور صورت آں دلستان خواہد کشید

لیک حیرانم کہ نازش راچساں خواہد کشید

છતાં મારાથી બન્યું એમ મુફ્તી સાહેબની તાલીમ, શિક્ષણ અને ખિદમતનો અછડતો ચિતાર અકીદત મંદોની સેવામાં રજૂ કર્યો છે, જે આખું જીવનચરિત્ર તો નથી જ, હા એનો એક અંશ કહી શકાય છે.

ورق تمام ہوا، اور مدح باقی ہے

سفینہ چاہیے اس بحرِ بے کراں کے لیے

જિંદગી મળે અને અવસર સાંપડે તો મુફ્તી સાહેબના જીવનની બીજી યાદો – અંશો પણ ક્યાંક રજૂ કરવાનો પ્રયત્ન કરીશ.

અંતે દુઆ છે કે અલ્લાહ તઆલા આ કિતાબને કબૂલ ફરમાવે અને હઝરત મુફ્તી સાહેબથી શક્ય એટલો વધારે લાભ ઉઠાવવાની તૌફીક અતા ફરમાવે, એમની ઉંમર અને તંદુરસ્તીમાં બરકત નસીબ ફરમાવે.

آمین یا رب العالمین، ربنا تقبل منا انك انت السميع العليم

آمين بحرمة سيد المرسلين صلى الله تعالى عليه و آله

وصحبه وسلم تسليما كثيرا

અહકર અબ્દ : અબ્દુલ કય્યૂમ રાજકોટી
મુઈન મુફ્તી, દારુલ ઈફતા,
જામિઅહ ઈસ્લામિય્યહ તઅલીમુદ્દીન,
ડાભેલ – સીમલક , ગુજરાત.
૧૭, રબીઉલ આખર / ૧૪૩૦ હિજરી,
૧૪, એપ્રિલ – ૨૦૦૯ ઈસ્વી.

# (૧) ઈમાન, કુફ્ર અને શિર્ક

## ૧. ઈમાન અને યકીન બન્ને એક જ વસ્તુ છે કે જુદી જુદી ?

**સવાલ** : ઈમાન અને યકીન બન્ને એક જ વસ્તુ છે કે જુદી જુદી?

**જવાબ** : યકીન ઈમાનનો એક મહત્ત્વનો ભાગ છે. એને લઈ યકીન શબ્દ બોલી ઈમાન પણ મુરાદ લેવામાં આવે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. ઈસ્લામ ધર્મની વ્યાખ્યા.

**સવાલ** : એક સાહેબનું કહેવું છે કે ઈસ્લામ તલવારની ધાર ઉપર ચાલવા બરાબર છે અથવા ઈસ્લામ તલવારની ધાર જેવો છે. શું આમ કહેવું યોગ્ય છે ?

**જવાબ** : તલવારની ધાર ઉપર ચાલવાનો મતલબ હોય છે : ઘણી જ સાવચેતીથી ચાલવું, કારણ કે ત્યાં ડર હોય છે કે જરા પણ એમ–તેમ થવાની સૂરતમાં માણસ નીચે પડી જાય છે. ઈસ્લામ "સિરાતે મુસ્તકીમ" છે, કિંવા એવો સીધો રસ્તો જેમાં જરા પણ ઈફરાત (અતિશયોકિત–મર્યાદાથી આગળ વધવું) અને તફરીત (અલ્પતા–કમી કરવી) ન હોય અને ફરાત–તફરીતની સૂરતમાં માણસ સીધા રસ્તેથી હટી જાય છે. આ પ્રમાણે જો કોઈ માણસ ઈસ્લામને તલવારની ધાર સાથે સરખાવતો હોય તો વાંધો નથી.

## ૩. શિર્કની વ્યાખ્યા.

**સવાલ** : "શિર્ક" શું છે ? ખુલાસો આપવા વિનંતી.

**જવાબ** : અલ્લાહ તઆલા પોતાની જાત અને સિફાત (કિંવા ખૂબીઓ અને કમાલાત) માં એકલો છે. તેના જેવી જ અન્ય કોઈ જાતને માનવું શિર્ક છે. તેની સિફાતો જેવી અન્યમાં સિફાતો માનવી શિર્ક છે. જે કામો માત્ર તેના માટે જ કરવામાં આવે છે તે અન્ય કોઈ માટે કરવું શિર્ક છે. મુરાદો માત્ર

તેનાથી જ માંગવામાં આવે છે, અન્ય કોઈથી માંગવું શિર્ક છે. અલ્લાહના માટે પુત્ર અથવા પૌત્ર માનવું અથવા એક માત્ર ખુદાની જગ્યાએ બે અથવા વધારે ખુદા માનવું એ પણ શિર્ક છે.

[ફતાવા મહમૂદિય્યહ : ભાગ–૧૪ પેજ નં. ૫૩]

## ૪. ઈસ્લામમાં હજરે અસ્વદનું સ્થાન, હિંદુઓના શિવલિંગને હજરે અસ્વદ થી સરખાવનાર બાબત શરઈ હુકમ.

**સવાલ** : હું તેમજ મારા બીજા દોસ્તો નદી કિનારે ચોરા ઉપર બેઠક જમાવી બેઠેલા હતા. ત્યારે એક અબ્દુલ્લાહ નામના ભાઈએ વાત કાઢી કે જે હિંદુ ભાઈઓ શિવલિંગની પૂજા કરે છે એ (નઊઝુ બિલ્લાહ) જન્નતના પાક પથ્થર 'હજરે અસ્વદ'ને માનીને પૂજા કરે છે એટલે એ ભાઈનો એવો અકીદો છે કે શિવલિંગની પૂજા એ (નઊઝુ બિલ્લાહ) હજરે અસ્વદ છે. એ ભાઈનું આવું માનવાથી શરીઅતની રૂએ કયો ગુનો લાગુ પડે છે ?

શું એ ભાઈ દીન (ઈમાન)માંથી નીકળી જાય છે? એના માટે અલ્લાહ પાકનો શું હુકમ છે ?

અગર એ ભાઈ ભૂલમાં કે ખરી રીતે માનતો હોય તો શું હુકમ છે ? આમ તો ભાઈને યકીન હોય એ રીતે આંખોના ભવાં ચઢાવીને વાત કરી હતી, આ સવાલનો જવાબ શરીઅતે મુહમ્મદી મુજબ આપવા મહેરબાની કરશો.

**જવાબ** : મિશ્કાત શરીફમાં સુનને તિરમીઝી અને મુસ્નદે અહમદના હવાલાથી ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયત મવજૂદ છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમએ ઈર્શાદ ફરમાવ્યુંકે : હજરે અસ્વદ જયારે જન્નતથી દુન્યામાં ઉતારવામાં આવ્યો ત્યારે તે દુધ કરતાં પણ વધારે સફેદ હતો, માણસોના ગુનાહોએ તેને કાળો કરી નાંખ્યો. (મિશ્કાત શરીફ પેજ–૨૨૭) અર્થાત્ : લોકો ગુનાહ આચરેલ હાથો વડે તેને અડકયા, તો તેઓના ગુનાહોના અસરને લઈ એ કાળો પડી ગયો. ઘણી જ ઈબરતનું

મકામ છે કે જયારે માત્ર હાથ લગાવવાથી પથ્થર ઉપર આ અસર થયો, તો તે દિલોનો શું હાલ થતો હશે, જે હર વખત ગુનાહોમાં પરોવાયેલા રહે છે !

[ફઝાઈલે હજજ પેજ-૮૦]

એક હદીષમાં છે કે હજરે અસ્વદ અને મકામે ઈબ્રાહીમ જન્નતના યાકુતોમાંના બે યાકુત છે. અગર મુશ્રિકો તેને હાથ ન લગાડતે તો જે પણ બીમાર ચાહે ગમે તેવી બીમારી હોય એને અડકતા જ તંદુરસ્ત થઈ જતે. (હવાલો ઉપર મુજબ) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમએ હજરે અસ્વદ બાબત ઈર્શાદ ફરમાવ્યું : અલ્લાહ તઆલાની કસમ ! હજરે અસ્વદને અલ્લાહ તઆલા કયામતના દિવસે એવી હાલતમાં ઉઠાવશેકે તેની બે આંખો હશે જેનાથી તે જોઈ રહયો હશે અને જબાન હશે જેનાથી તે બોલશે અને તે એ માણસના માટે ગવાહી આપશે જેણે એને હક્કના સાથે બોસો આપ્યો હોય. [મિશ્કાત શરીફ પેજ-૨૨૭] હક્કના સાથે બોસો આપવાનો મતલબ ઈમાન સહિત બોસો આપવું છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે, મેં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમને ઈર્શાદ ફરમાવતા સાંભળ્યા કે હજરે અસ્વદ અને મકામે ઈબ્રાહીમ જન્નતના યાકુતોમાંના બે યાકુત છે. જેમના નૂરને અલ્લાહ તઆલાએ છુપાવી દીધું છે. અગર એવું કરવામાં ન આવતે તો એ બન્નેવ પૂર્વ અને પશ્ચિમના દરમ્યાન આવેલ સારા જગતને રોશન કરી આપતે. [મિશ્કાત શરીફ પેજ-૨૨૭]

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે હજરે અસ્વદ પૃથ્વી ઉપર અલ્લાહનો હાથ છે. જેના વડે અલ્લાહ તઆલા પોતાના બંદાઓથી મુસાફહો કરે છે અને કસમ છે તે જાતની જેના હાથમાં ઈબ્ને અબ્બાસની જાન છે કે કોઈ મુસલમાન હજરે અસ્વદની પાસે અલ્લાહ તઆલાથી જે કાંઈ માંગે છે અલ્લાહ તઆલા તેને તે અતા ફરમાવે છે. [હિદાયતુસ્સાલિક-૧/૬૩] હજરે અસ્વદના અલ્લાહ તઆલાના હાથ હોવાનો મતલબ એ છે કે કોઈ પણ બાદશાહની સેવામાં જયારે હાજરી આપવામાં આવે છે તો તેનો હાથ ચુમવામાં આવે છે, તો હજરે અસ્વદને પણ એવું સ્થાન આપવામાં આવ્યું.

[૧/૬૪] હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમનો આ પણ ઈર્શાદ છે કે હજરે અસ્વદ પૃથ્વી ઉપર અલ્લાહનો હાથ છે, જેને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમના હાથ ઉપર બયઅત થવાનો મવકો ન મળ્યો, તે અગર હજરે અસ્વદને પકડશે તો જાણેકે તે અલ્લાહ અને અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમથી બયઅત થયો. [હિદાયતુસ્સાલિક-૧/૬૩]

હદીષમાં એ પણ છે કે જે કોઈ હજરે અસ્વદની પાસે દુઆ કરે છે અલ્લાહ તઆલા તેની દુઆ કબૂલ કરે છે. [હિદાયતુસ્સાલિક-૧/૫૮]

ઊપરોકત રિવાયતથી સારી રીતે સમજમાં આવી ગયું હશેકે ઈસ્લામમાં હજરે અસ્વદનું શું સ્થાન અને ફઝીલત છે. હવે આપે સવાલમાં દર્શાવ્યા મુજબ આપની સાથે બેસેલા પેલા ભાઈનું શિવલિંગ બાબત એમ કહેવુંકે તેના પૂંજનારાઓ તેને હજરે અસ્વદ માનીને પૂજા કરે છે. એ વાત ચર્ચાનો વિષય છે કે શિવલિંગના પૂજારીઓ તેને શું સમજીને પૂંજે છે ? પરંતુ ઈસ્લામમાં હજરેઅસ્વદ બાબત જે માહિતી આપવામાં આવી છે તેને નજર સમક્ષ રાખી હિંદુઓના શિવલિંગને નઊઝુ બિલ્લાહ હજરે અસ્વદથી સરખાવવું કેટલું ખતરનાક છે, ખાસ કરી જયારેકે હજરે અસ્વદને ઉપર નકલ કરેલ રિવાયતોમાં અલ્લાહ તઆલાનો હાથ કહેવામાં આવ્યો છે, કયાં અલ્લાહ તઆલાનો હાથ અને કયાં હિંદુઓના એક કાલ્પનિક દેવતાની પેશાબની ઈન્દ્રી ? ખરેખર તે ભાઈની આ વાત એટલી ભયાનક છે કે તેને સાંભળી બદનમાં ધ્રુજારી આવી જાય. તેના આ શબ્દો તેની ઈસ્લામી તઅલીમાતથી જહાલતની ખુલ્લી દલીલ છે. અલ્લાહ તઆલા દરેક મુસ્લિમની આવી વાતોથી પૂરેપૂરી હિફાઝત ફરમાવે.

હવે રહ્યો એ પ્રશ્નકે આવું કહેવાથી એ ભાઈ દીનમાંથી નીકળી જાય છે ? તો એ બાબત શોધખોળ છતાં કોઈ સ્પષ્ટ હુકમ મળ્યો નથી, જેથી એના માટે કુફ્રનો ફત્વો લગાવવું અમારા માટે શકાય નથી, અલબત્ત એહતિયાતનો તકાઝો એ છે કે એ ભાઈ ફરીથી કલમો પઢી પોતાના ઈમાનની તજદીદ (નવીનીકરણ) કરે.

**નોટ :** આજકાલ વર્તમાનપત્રો અને સામાયિકોમાં હિંદુઓના દેવતાઓ

તેમજ પૂજ્ય વસ્તુઓ બાબત વિવિધ લેખો આવતા રહે છે. આપણા ઘણા મુસ્લિમભાઈઓ જેઓને ઈસ્લામી તઅલીમાતથી વાકિફ થવા માટે સમય કાઢવાની તૌફીક મળતી નથી અને તેનું મહત્ત્વ પણ સમજતા નથી, તેવા લોકો આવા લેખો વાંચી વિવિધ ખોટી માન્યતાઓના શિકાર બની જાય છે અને પરિણામરૂપ ઈમાનથી મહરૂમ થવાનો પણ સખ્ત ભય લાગેલો રહે છે. એવા લેખો વાંચવાથી સંપૂર્ણ રીતે બચવું દરેક મુસ્લિમની ફરજ છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમએ એવી વસ્તુઓના વાંચનથી ઘણીજ સખ્તાઈથી રોકયા છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫. પૂજ્ય અને સ્વર્ગસ્થ જેવા શબ્દો નામની આગળ લગાડવું કેવું છે ?

**સવાલ** : અમારે ત્યાં એક હિન્દુભાઈએ પોતાની જમીન હોસ્પિટલ બનાવવા માટે મુસલમાનોને એ શર્તે આપી છે કે એમની 'બા'નું નામ હોસ્પિટલ પર લખવામાં આવે. હવે સવાલ એ છે કે એમની બા ના નામ આગળ "સ્વ." અથવા "પૂજ્ય" વગેરે શબ્દ લખી શકાય ?

આ સવાલ એટલા માટે અગત્યનો છે કે આજે ઠેર–ઠેર મુસલમાનોની હોસ્પિટલો તેમજ સ્કુલો ખૂલી રહ્યા છે, તો કોઈ હિન્દુભાઈ દાનમાં એક રૂમ આપે અને તખ્તી પર નામ લખવામાં "સ્વર્ગસ્થ" જેવા શબ્દ લખી શકાય ?

**જવાબ** : પૂજ્યનો અર્થ થાય છે પૂજવાના લાયક. કિંવા એવી જાત જેની પૂજા કરવામાં આવે અને ઈસ્લામી અકીદહ મુજબ અલ્લાહ તઆલા સિવાય અન્ય કોઈ ઈબાદતના લાયક નથી, જેથી કોઈ પણ વ્યક્તિના નામના આગળ પૂજ્ય શબ્દ લગાવવું જાઈઝ નથી. સ્વર્ગસ્થનો અર્થ થાય છે તે વ્યક્તિ જે સ્વર્ગમાં પહોંચી ગઈ અને ત્યાં સ્થાયી થઈ ગઈ. જેને ઉર્દૂ મહાવરામાં જન્નતનશીન કહેવામાં આવે છે . એ અર્થની રૂએ કોઈ ગૈર–મુસ્લિમ માટે એનો ઉપયોગ ઈસ્લામી અકીદહની રૂએ દુરૂસ્ત નથી. અલબત્ત, કોઈ પણ મૃત વ્યક્તિ માટે પણ ગુજરાતી ભાષામાં આ શબ્દ વાપરવામાં આવે છે. એ રીતે સ્વર્ગસ્થનો અર્થ માત્ર મરણ પામેલ વ્યક્તિ થાય છે. એ સૂરતમાં

ગેર–મુસ્લિમ માટે પણ એનો વપરાશ દુરૂસ્ત ઠરી શકે છે માટે એહતિયાત તો એ જ છે કે મુસ્લિમ આ શબ્દ પોતાના તરફથી કોઈ ગેર–મુસ્લિમના નામના આગળ ન લખે પરંતુ અગર અન્ય કોઈએ લખ્યો હોય તો તેના વાંચવા અથવા તે માત્ર મરણ પામેલ વ્યક્તિના અર્થમાં વાપરયો હોય તો તેની માટે કોઈ સખત હુકમ લગાવવામાં આવશે નહીં.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૬. દાઢીની મજાક ઉડાડવાથી નિકાહ ટૂટી જાય છે.

**સવાલ** : શું દાઢીની મજાક ઉડાડવાથી નિકાહ ટૂટી જાય છે ?

**જવાબ** : હા, દાઢીની મજાક મશ્કરી કુફ્ર છે અને એનાથી નિકાહ ટૂટી જાય છે.

## ૭. ઈમાનને બરબાદ કરવાવાળા ગીતોથી પોતાના ઈમાનની હિફાઝત કરો.

**સવાલ** : મોહતરમ જનાબ મુફતી સાહબ !

આજકાલ સંગીતનો ઝમાનો ચાલે છે. પરંતુ અત્યારે એવા એવા ગાયનો–ગીતો ફિલ્મોમાં આવી રહ્યા છે જેમાં ઈસ્લામી અકીદાઓ વિરૂદ્ધ વાતો આવી રહી છે અને તેમાં અલ્લાહના નામની તોહીન થતી લાગે છે. આ પ્રકારના ગાયનો મુસ્લિમો પણ ગાય છે અને સાંભળે છે. તો એનાથી ઈમાનમાં શું ફરક પડે ? શું ફરીથી કલિમો પઢવો પડે ? માણસ ઈમાનથી નિકળી જશે ? તફસીલથી જવાબ આપવા વિનંતી. આપની જાણ માટે ફિલ્મનું નામ અને ગાયનની પંકિત રજૂ કરૂં છું. ગુસ્તાખી મુઆફ, વસ્સલામ.

**ફિલ્મનું નામ** : ખુદાગવાહ.

**ગાયન** : મૈં તુજે કબૂલ, તુ મુજે કબૂલ, ઈસ બાતકા ખુદા ગવાહ.

**ફિલ્મનું નામ** : લહુ કે દો રંગ.

**ગાયન** : હસીનોંકો આતે હૈં કયા કયા બહાને, ખુદા ભી ન જાને તો હમ કૈસે જાને.

**નોટ** : આ માત્ર નમૂના રૂપ છે. એવા ઘણા ગાયનો પ્રચલિત છે.

**જવાબ : હામિદંવમુસલ્લિયંવમુસલ્લિમા....** આપના સવાલમાં લોકોને દીનથી હટાવી ઈમાનથી ખારીજ કરવા માટે થતી વિવિધ યુક્તિઓ અને કાવત્રાઓનો જે ઉલ્લેખ છે તે બાબત ચોખવટ કર્યા પછી ગાયન બાબત શરઈ હુકમ બતાવીશ.

આ દુનિયામાં ઈમાન અને કુફ્ર, હિદાયત અને ગુમરાહી એ બન્નેવ નિઝામો (વ્યવસ્થા માળખાઓ) સમાંતર રૂપે એક બીજાની વિરૂદ્ધ આદીકાળથી ચાલતા આવ્યા છે અને કિયામત સુધી ચાલતા રહેશે. ઈમાન–હિદાયતને દુન્યામાં ફેલાવવા માટે અંબિયાએ કિરામ અલય્હિસ્સલાતુ વસ્સલામ અને તેમના સાચા અનુયાયીઓ મહેનત કરતા આવ્યા છે અને કરતા રહેશે. જયારે કુફ્ર, ગુમરાહી ફેલાવવા માટે શય્તાન અને તેના અનુયાયિઓ મહેનત કરતા આવ્યા છે અને કરતા રહેશે. ઈમાનવાળાઓને ઈમાનથી હટાવી કુફ્રમાં દાખિલ કરવા, તેમજ ઈમાનના વિરૂદ્ધ કૃત્યો કરાવવા માટે ખૂબ મહેનત થઈ રહી છે અને થતી રહેશે. એ કોઈ નવી અને આશ્ચર્યજનક વાત નથી, જેથી દરેક ઈમાનદારને જોઈએ કે સર્વ પ્રથમ તે એવી તમામ વાતો અને કૃત્યો જે ઈમાન થી ખારિજ કરી કુફ્રમાં દાખિલ કરનાર છે તેની જાણકારી પ્રાપ્ત કરે, જેથી તેનાથી પોતાની ઝાતને બચાવી પોતાના ઈમાનની હિફાઝત કરી શકાય. અગર કોઈ વ્યક્તિ પાસે દુન્યાની કોઈ કીમતી વસ્તુ (સોનું, જવેરાત, પૈસા વિ.) હોય તો ચોરો, ડાકુઓ, લુટારાઓ, ખીસ્સાકાતરૂઓ વિ.થી તેને બચાવવા માટે દરેક શક્ય ઉપાય અજમાવે છે તો પછી ઈમાન જેવી અમૂલ્ય દવલતની જાળવણી માટે કેમ ઉપાયો નહિં અજમાવવા ?

એટલા માટે જ એક મુસલમાન માટે જે જે વસ્તુઓનું ઈલ્મ હસિલ કરવું અને તેની જાણકારી મેળવવી ફર્ઝ છે તેમાંથી એક તે શબ્દ, જેનું બોલવું હરામ અથવા જેનાથી કુફ્ર લાગુ પડતું હોય, તે પણ છે. બલકે મહાન આલિમ અલ્લામહ શામી (રહ.) તો કસમ ખાઈને (સોગંદ પૂર્વક) લખે છે : "આજના યુગમાં આ જાણકારી સૌથી વધુ અગત્યની છે, કારણ કે આપ ઘણા લોકોની જબાનથી એવા શબ્દો સાંભળશો જેના લઈ માણસ ઈમાનથી નીકળી જાય

છે. હાલાંકે તેઓ (કિંવા બોલનારાઓ)ને ભાન પણ નથી હોતું (કે અમે કુફ્રીયહ શબ્દો બોલી રહ્યા છીએ).'' [શામી ભા. ૧, પેજ ૩૨]

અલ્લામહ શામી (રહ.) આગળ લખે છે : ''સાવચેતીની વાત એ છે કે જાહિલ (શરીઅતના ઈલ્મથી નાવાકિફ માણસ, ચાહે દુન્યવી જ્ઞાન ગમે તેટલું મેળવ્યું હોય) વ્યક્તિ રોજ એકવાર પોતાના ઈમાનનું નવીનીકરણ (કલિમો પઢી) કરે અને બે ગવાહોની હાજરીમાં દરેક મહીનામાં એક–બે વાર પોતાના નિકાહનું નવીનીકરણ કરે.'' [શામી ૧/૩૨] આ બાબત મુસ્લિમો તરફથી ભયંકર અને માફ ન કરી શકાય એવી બેદરકારી બતાવાઈ રહી છે. આટલી મહત્ત્વની જાણકારી પ્રાપ્ત કરવા તરફ તો જરા પણ લક્ષ નહિં અને દૈનિક, સાપ્તાહિક સામયિકો ખરીદવા, વાંચવા હર પળે તત્પર ! હાલાંકે તેના ઉપર એની દુન્યા અથવા આખિરતનું કોઈ કામ અવલંબિત નથી. મુસ્લિમોની આ મનોદશા અને ઈમાનની જાળવણી બાબત બેદરકારી તેમજ અ–સંવેદનશીલતા એ જ ઈમાનના દુશ્મનોને હિમ્મત અને શકિત બખ્શી છે.

આપે ફિલ્મી ગાયનની જે કડીઓ બાબત સવાલ કર્યો છે, તેનો હુકમ બતાવવા પહેલાં એક ઈસ્લામી અકીદા (માન્યતા)નું સ્પષ્ટીકરણ જરૂરી છે. ઈમાનનો એક ભાગ અલ્લાહ તઆલા ઉપર ઈમાન લાવવું પણ છે. અલ્લાહ તઆલા ઉપર ઈમાન લાવવાનો મતલબ એ છે કે અલ્લાહ તઆલાના અસ્તિત્ત્વ, તેની ઐકયતા અને તેના ગુણોનો જબાનથી ઈકરાર કરે અને દિલથી માને. અલ્લાહના ગુણોમાંથી એક ગુણ ઈલ્મ (જ્ઞાન) પણ છે, અલ્લાહના આ ગુણ બાબત દરેક મુસ્લિમે આ મુજબની માન્યતા રાખવી જરૂરી છે કે : અલ્લાહ તઆલા બધી જ વસ્તુઓ જાણે છે, કોઈ વસ્તુ નાની હોય કે મોટી તેની જાણ બહાર નથી, એક એક રજકણની એને જાણ છે, દરેક વસ્તુને તેના અસ્તિત્ત્વ પહેલાં અને તેના નાબૂદ થઈ ગયા પછી પણ જાણે છે, અંધારી રાતમાં કાળી કીડીના ચાલવા અને તેના પગના હલન–ચલનને સારી રીતે જાણે અને જુએ છે. માણસના દિલમાં જે વિચારો આવે છે તે પણ અલ્લહની જાણમાં છે. [ઉમ્દતુલ્ફિકહ ૧/૩]

"અકાઈદે–ઈસ્લામ" નામી કિતાબમાં હઝ. અલ્લામહ અ. હક હક્કાની (રહ.) લખે છે : "અલ્લાહ તઆલાને દરેક વસ્તુની ખબર છે. જે કાંઈ થઈ રહ્યું છે અને થયું છે અને થશે, બધું જ વિગતવાર પહેલાં દિવસથી જાણી લીધું હતું કે ફલાણો માણસ ફલાણા સમયે આ કૃત્ય કરશે.... કોઈ માણસ પોતાના દિલમાં કોઈ વિચાર લાવે તે પણ અલ્લાહની જાણમાં છે." [પેજ ૪૫]

ફતાવા આલમગીરીમાં છે : "કોઈ ચીજ નહિં જાણવાની નિસ્બત અલ્લાહ તઆલા તરફ કરી (દા.ત. એવું કહેવું કે ફલાણી વાત અલ્લાહ નથી જાણતો) તો કાફિર ઠરશે." [૨/૨૫૮]

ઉપરોકત વિગતથી સમજાઈ ગયું હશે કે, સવાલમાં રજૂ કરવામાં આવેલ ગાયનની કડી કુફ્રિયહ વાકય છે. હવે સવાલ એ છે કે, એવું ગાયન ગાવાથી તે ગાનાર ઈમાનથી નીકળી જશે યા નહિં ? એમાં વિગત એ છે કે અગર એ ગાનાર વ્યક્તિ એવું જાણે છે કે આ કુફ્રિયહ વાકય છે તે છતાં એને ગાય છે ચાહે મઝાક અને ગમ્મત રૂપે ગાતો હોય અથવા વાસ્તવિક રૂપે ગાતો હોય, એ બન્નેવ સૂરતમાં એ કાફિર થઈ જશે અને જો કોઈની બળજબરી અને ધમકીને વશ થઈ જીવ બચાવવા ગાયું હોય તો તે કાફિર નહિં થાય અને જો એ ગાનાર વ્યક્તિને જહાલત અને અભણતાને લઈ એવી જાણ જ નથી કે આ કુફ્રિયહ વાકય છે અને ગાય છે તો એવા માણસના કાફિર હોવામાં મતભેદ છે. [શામી ૩/૩૧૨]

"માલાબુદ્દમિન્હુ"માં છે : "અગર કોઈ જાહિલ કુફ્રિયહ વાક્ય બોલે અને તે એવું નથી જાણતો કે આ કુફ્રિયહ વાકય છે તો કેટલાક ઉલમા કહે છે કે કાફિર નહિં થાય અને અભણતા ઉઝર કહેવાશે અને અન્ય ઉલમા કહે છે કે તે માણસ કાફિર થઈ જશે, જહાલત ઉઝર નથી." [પેજ ૧૩૮] જે જે સૂરતોમાં સૌના કહેવા મુજબ કાફિર ઠરે છે, અને તેના કાફિર હોવામાં મતભેદ નથી તે સૂરતોમાં એના બધા જ અમલો બાતિલ થઈ જાય છે. નિકાહ પણ તૂટી જાય છે. એવા માટે જરૂરી છે કે તવબહ કરી, ફરી કલેમો પઢી ઈમાનમાં દાખલ થાય અને નિકાહ પણ નવેસરથી પઢે અને જે જે સૂરતોમાં એના

કાફિર હોવામાં મતભેદ છે તે સૂરતોમાં એવા માણસે તવબહ ઈસ્તેગફાર કરી નવેસરથી નિકાહ પઢવા. [શામી ૩૧૬]

મુસ્લિમોને જોઈએ કે ગાયન-સંગીતથી દૂર રહે, ખાસ કરી આવા ઈમાનઘાતક ગાયનોથી દૂર રહેવું ઈમાની ફરજ છે.

સંગીત-ગાયનો અને એના સાધનો બાબત ઘણી જ સખ્ત વઈદો (ધમકીઓ) હદીષે પાકમાં આવી છે. કુર્આને પાકમાં સૂરએ લુકમાનમાં અલ્લાહ તઆલા ફરમાવે છે : "કેટલાક લોકો અલ્લાહથી ગાફિલ કરનાર વાતોના ખરીદાર છે કે એના વડે જાણ્યા વિચાર્યા વગર અલ્લાહના રસ્તેથી ભટકાવે અને તેની મશ્કરી કરે, એવા લોકો માટે ઝિલ્લતભર્યો અઝાબ છે." [સુ. લુકમાન, આ.૬] હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદી.) તેમજ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદી.) ફરમાવે છે : "એનાથી મુરાદ ગાયન છે." [ઈસ્લામ ઔર મુસીકી પેજ ૯૧-૯૨]

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમ ફરમાવે છે : "મારી ઉમ્મતમાં એવા લોકો પેદા થશે જેઓ ઝિના, રેશમ, શરાબ અને વાજાંઓને હલાલ સમજશે." (બીજી એક રિવાયતમાં આ મુજબ છે કે) "નજીકના ભવિષ્યમાં મારી ઉમ્મતના કેટલાક લોકો શરાબ પીશે અને એનુ નામ બદલી કાઢશે. એમની પાસે વાજાંઓ અને ગાનારીઓ હશે. એવા લોકોને અલ્લાહ તઆલા જમીનમાં ગરકાવ કરી દેશે અને કેટલાકને વાંદરા તેમજ ભુંડની શકલમાં બદલી આપશે." [ઈબ્ને માજહ] [ઈસ્લામ ઔર મુસીકી પેજ-૧૦૩]

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમ ફરમાવે છે : "આ ઉમ્મતમાં પણ જમીનમાં ધસી જવા (ગરકાવ થવા) અને લોકોની સૂરત-શકલ બદલાઈ જવા અને પથ્થરના વરસાદ પડવાના બનાવો બનશે." એક માણસે કહ્યું : "અય અલ્લાહના રસૂલ ! આવું કયારે બનશે ?" તો હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યુ : "જયારે ગાનારીઓ તેમજ વાજાંઓનો ફેલાવો થઈ જાય અને શરાબો પીવામાં આવે."

[તિર્મિઝી] [ઈસ્લામ ઔર મુસીકી પેજ ૧૧૮]

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમ ફરમાવે છે : "કિયામતના

નજીક મારી ઉમ્મતના કેટલાક લોકોના ચહેરાઓ બગાડી તેઓને વાંદરાઓ અને સુવ્વરોની સૂરતોમાં બદલી કાઢવામાં આવશે.'' સહાબા (રદી.) એ અરજ કરી, ''અય અલ્લાહના રસૂલ ! શું તેઓ મુસલમાન હશે ? આપ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમએ ફરમાવ્યું ''હાં ! તેઓ એ વાતની ગવાહી આપશે કે અલ્લાહના સિવાય કોઈ ઈબાદતને લાયક (પૂજય) નથી અને એ પણ કે હું અલ્લાહનો રસૂલ છું.'' સહાબા (રદી.) એ અરજ કરી, ''અલ્લાહના રસૂલ ! પછી તેઓની આ હાલત કેમ હશે ?'' આપ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમએ ફરમાવ્યુ : ''તેઓ વાજીંત્રો અને ગાનારીઓ સાથે ટેવાઈ ગયા હશે, શરાબો પીશે, એક રાતે જયારે તેઓ શરાબ ઢીચવા અને સંગીતમાં મસ્ત હશે ત્યારે સવાર પડતા સુધી તેઓના ચહેરાઓ બદલાઈ ચુકયા હશે.''

[ઈબ્ને હિબ્બાન] [ઈસ્લામ ઔર મુસીકી પેજ–૧૨૦]

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમનો ઈરશાદ છે : ''ગાયન અને સંગીત સાંભળવું ગુનો છે, તે માટે બેસવું ફિસ્ક (અલ્લાહની નાફરમાની) છે અને તેના વડે લિજ્જત મેળવવું કુફ્ર છે.'' [નયલુલ–અવતાર] [ઈસ્લામ ઔર મુસીકી ૧૪૧] હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમનો ઈરશાદ છે : ''સંગીત દિલમાં એવી રીતે નિફાક પયદા કરે છે જેવી રીતે પાણી ખેતી ઉગાડે છે.'' [બયહકી] [ઈસ્લામ ઔર મુસીકી ૧૪૮]

''નીફાક'' ને લઈ ઝિક્ર અને ઈબાદતમાં કમી, નમાઝમાં આળસ, અને તમામ ઈબાદતોની લિજ્જતનું ખતમ થઈ જવું, મનનું હર સમય ગુનાહો, નાફરમાનીઓ તરફ આકર્ષાવું (આ તમામ વાતો) પયદા થાય છે. જે લોકો સંગીત, ગાયનના રસિયા હોય છે તેઓ આ ખરાબીઓમાં ફસાયેલા રહે જ છે. [પેજ ૭૧]

વર્તમાન યુગમાં ગુનાહો અને અશ્લીલ કૃત્યોની વ્યાપકતા સંગીતના વ્યાપને લઈને જ છે. જેથી દરેક મુસ્લિમ પોતાના ઈમાનની હિફાઝત કાજે સંગીતથી દૂર જ રહે ! અલ્લાહ તઆલા દરેકને એનાથી બચાવે. (આમીન) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

(નોંધ : આ ફત્વો પુસ્તિકારૂપે છપાઈ ચુકયો છે. – સંપાદક)

# (૨) અકીદા

## ૧. વસીલાથી દુઆ માંગવા વિષે.

**સવાલ** : વસીલાથી દુઆ માંગવું જોઈએ ? ક્યા વસીલાથી દુઆ માંગવી જાઈઝ છે અને ક્યા વસીલાથી દુઆ માંગવી નાજાઈઝ છે ?

**જવાબ** : વસીલા બાબત વિગતવાર છણાવટ કરતાં હઝરત મૌલાના મુહમ્મદ યુસુફ સાહબ લુધ્યાનવી લખે છે :

"એક અહમ નિઝાઈ મસ્અલા યહ હૈ કે આયા આંહઝરત સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ ઔર બુઝુર્ગાને દીનકા તવસ્સુલ (વસીલા પકડના) જાઈઝ હૈ યા નહીં. ઈસમેં મેરા મસલક યહ હૈ કે આંહઝરત સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ, અંબીયાએ કિરામ અલૈહીમુસ્સલામ, સહાબાએ કિરામ રદિયલ્લાહુ અન્હુમ ઔર દીગર મકબૂલાને ઈલાહી કે તુફેલ ઔર વસીલે સે દુઆ માંગના જાઈઝ હૈ. જીસકી સૂરત યહ હૈ કે અય અલ્લાહ ! અપને ઈન નેક ઔર મકબૂલ બંદો કે તુફેલ મેરી યહ દુઆ કબૂલ ફરમાના, મેરી ફુલાં મુરાદ પૂરી ફરમા દે. બા'ઝ ઉલમાને ઈસ તવસ્સુલ કા ઈનકાર કીયા હૈ કે વોહ કહતે હૈં કે અપને કિસી નેક અમલ કા હવાલા દે કર ઔર ઉસકો વસીલા બના કર દુઆ કરના તો સહીહ હૈ. જૈસા કે હદીષુલ્ગાર (ગારવાલી હદીષ) મેં તીન શખ્સોં કે અપને અપને અમલસે તવસ્સુલ કરને કા તઝકીરહ આંહઝરત સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને ફરમાયા. [સહીહ બુખારી ભાગ-૧ પેજ નં. ૪૯૩] મગર કિસી શખ્સીયત કે વસીલે સે દુઆ કરના સહીહ નહીં. ઔર બા'ઝ હઝરાત ફરમાતે હૈં કે કિસી ઝીન્દહ શખ્સીયત કે વસીલે સે દુઆ કરના તો જાઈઝ હૈ, જૈસા કે હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુને હઝરતે અબ્બાસ રદિયલ્લાહુ અન્હુકે તવસ્સુલ સે દુઆ ફરમાઈ થી. [સહીહ બુખારી ભાગ-૧ પેજ નં. ૧૩૭] મગર જો હઝરાત ઈસ દુન્યાસે તશરીફ લે જા ચુકે હૈં ઉનકે તુફેલસે દુઆ કરના સહીહ નહીં. મગર મૈં ઉન હઝરાત કી રાઈ સે મુત્તફીક નહીં હું. ક્યું કે તવસ્સુલ મેં દુઆ બુઝુર્ગોં સે નહીં કી જાતી હૈ.

બલકે બરાહે રાસ્ત ખુદા તઆલા સે કી જાતી હૈ. પર જબ કિસી એસે મકબૂલ બંદે કે તવસ્સુલ સે દુઆ કરના જાઈઝ હૈ જો ઈસ દુન્યામેં મોજૂદ હો તો ઉન મકબૂલાને ઈલાહી કે તવસ્સુલ સે દુઆ કરના ભી સહીહ હોગા જો ઈસ દુન્યા સે રહલત ફરમા ગયે. નીઝ જબ અપને નેક અમલ કે તવસ્સુલ સે દુઆ કરના જાઈઝ હૈ તો કિસી મકબૂલે બારગાહે ખુદાવંદ કે તવસ્સુલ સે ભી દુઆ કરના સહીહ હૈ, કયું કે ઉસ્કી હકીકત દર અસલ યહ દુઆ કરના હૈ કે "યા અલ્લાહ ! મેરા કોઈ ખાસ અમલ ઐસા નહીં જીસ્કો મૈં આપકી બારગાહે આલી મેં પેશ કરકે ઉસકે વસીલે સે દુઆ કરૂં. અલબત્તા, ફુલાં બન્દહ આપકી બારગાહ મેં મકબૂલ હૈ ઔર મુજે ઉસસે મુહબ્બત વ અકીદત કા તઅલ્લુક હૈ. પસ એ અલ્લાહ ! આપ ઈસ તઅલ્લુક કી લાજ રખતે હુએ જો મુજે આપકે નેક બંદોસે હૈ મેરી યહ દરખાસ્ત કબૂલ ફરમા લીજીએ." તો દરઅસલ યેહ અપને તઅલ્લુક કે ઝરીએ તવસ્સુલ હૈ જો ઉસે અલ્લાહ તઆલા કે નેક ઔર મકબૂલ બંદોં સે હૈ. બલકે મેરે નઝદીક ઈસ તવસ્સુલ મેં તવાઝુઅ ઔર અબ્દીય્યત કી શાન ઝયાદહ પાઈ જાતી હૈ કે આદમી કો અપને કિસી અમલ પર નઝર ન હો. ઔર વોહ અપને કિસી નેક અમલ કો ઈસ લાયક ન સમજે કે ઉસકો બારગાહે ખુદાવંદી મેં પેશ કર શકે. બહરહાલ તવસ્સુલ કી યહ સૂરત સહીહ હૈ. ઔર બુઝુર્ગાને દીન સે મનકૂલ ઔર ઉનકા મઅમૂલ રહી હૈ. શેખ સઅદી (રહ.)કા વો શેર કિસીકો યાદ નહીં હોગા. "ખુદાયા બહક કે બની ફાતીમા કે બર કવલે ઈમાં કુની ખાતેમા." મગર યહ અકીદા ન રખ્ખા જાએ કે તવસ્સુલ કીયે બગેર દુઆ કી જાએ તો અલ્લાહ તઆલા ઉસકો સુનતે હી નહીં, ઔર ન યહ અકીદા રખ્ખા જાએ કે અંબીયા વ અવલીયા કે વસીલે સે જો દુઆ કી જાએ ઉસકા માનના અલ્લાહ તઆલા કે ઝીમ્મે લાઝીમ હો જાતા હય, બલકે યહ સમજના ચાહીએ કે ઈન મકબૂલાને ઈલાહી કે તુફેલસે જો દુઆ કી જાએગી ઉસકી કબૂલીય્યત કી ઝયાદહ ઉમ્મીદ હૈ. હમારી ફિકહે હનફી કી કીતાબો મેં જો મસ્અલા લીખા હૈ કે : "ઔર મકરૂહ હૈ કે અપની દુઆ મેં યું કહે કે 'યા અલ્લાહ ! બહક્કે ફુલાં યા બહક્કે અપને નબીઓં ઔર અપને રસૂલોં કે મુજે ફુલાં

ચીઝ અતા ફરમા.' કયું કે મખ્લૂક કા કોઈ હક ખાલિક કે ઝીમ્મે નહીં." [હીદાયહ : ભાગ-૪ પેજ નં. ૪૭૫] ઈસકા યહી મતલબ હૈ જો મૈંને ઉપર ઝીકર કીયા. યા'ની અગર યહ ખ્યાલ હો કે જો દુઆ ઈન હઝરાત કે વસીલે સે કી જાએગી ઉસકા પૂરા કરના અલ્લાહ તઆલા પર લાઝીમ ઔર વાજીબ હો જાએગા તો યહ તવસ્સુલ જાઈઝ નહીં. કયું કે અલ્લાહ તઆલા કે ઝીમ્મે કિસી મખ્લૂક કા કોઈ હક વાજીબ નહીં. ઉસ કરીમ દાતા કી તરફ સે જીસકો જો કુછ અતા કીયા જાતા હૈ વો મહઝ ફઝલો એહસાન હૈ, વરના ઉસકી બારગાહે આલી મેં કિસી મખ્લૂક કા કોઈ ઈસ્તેહકાક નહીં. (વસીલા કી દૂસરી સૂરત) બા'ઝ લોગ વસીલા કા મતલબ યહ સમજતે હૈ કે : "ચૂંકે હમ લોગોંકી રસાઈ અલ્લાહ તઆલા કે દરબાર તક નહીં હો સકતી. ઈસ લીયે હમેં જો દરખાસ્ત કરની હો ઉસકે મકબૂલ બંદે કે સામને પેશ કરેં. ઔર જો કુછ માંગના હો ઉનસે માંગેં. ચુનાંચે યહ લોગ અપની મુરાદેં અવલીયાઅલ્લાહ સે માંગતે હૈં ઔર ઉનકા ખયાલ હૈ : 'યહ અકાબીર બએઅતાએ ઈલાહી ઈનકી મુરાદેં પૂરી કરને પર કાદીર હૈં.' મેને ખ્વાજા બહાઉલ હકક ઝકરીયા મુલતાની, ખ્વાજા ફરીદુદ્દીન ગંજ શકર, ખ્વાજા અલી હિજવડી (મઅરૂફ બદાતા ગંજ બખ્શ) સુલતાનુલ હીંદ, ખ્વાજા નિઝામુદીન અવલીયા ઔર દીગર અકાબીરે અવલીયા અલ્લાહ (કદસલ્લાહુ અસરારહુમ) કે મઝારાત પર લોગોં કો ઈન બુઝુર્ગો સે દુઆએં માંગતે દેખા હૈ. મૈં ઈસ ફે'લકો ખાલીસ જહાલત સમજતા હું ઔર યહ દર અસલ દો ગલતીયોં કા મજમૂઆ હૈ. એક યહ હૈ કે ઈન લોગોં ને ખુદા તઆલાકી બારગાહે આલી કો ભી દુન્યા કે શાહી દરબારોં પર કયાસ કર લીયા હૈ. ગોયા જીસ તરહ દુન્યા કે બાદશાહોં તક હર શખ્સ કી રસાઈ નહીં હો સકતી, બલકે ઉમરાઅ વ વુઝરાઅ કી વિસાતત ઔર ચપરાસીયોં ઔર દરબાનો કી મિન્નત કશી કી ઝરૂરત હોતી હૈ, ઈસ તરહ ખુદા કે દરબાર મેં કોઈ શખ્સ બરાહે રાસ્ત અરજ મઅરૂઝ નહીં કર સકતા. બલકે ઉસકો દરમિયાની વાસ્તોં કા સહારા ઢૂંઢને કી ઝરૂરત હૈ. મગર ખુદા તઆલા કો દુન્યા કે બાદશાહોં પર કયાસ કરના સરાસર ગલત હૈ. ઈસ લીયે કે બાદશાહ ઔર રીઆયા કે

દરમિયાન વાસ્તોં કી જરૂરત તો ઈસ લીયે પેશ આતી હૈ કે વો રીઆયા કી દાદો ફરીયાદ ખુદ સુન નહીં સકતે. ઔર ન હર શખ્સ અપની આવાઝ બરાહે રાસ્ત ઉન તક પહોંચા સકતા હૈ. ઉસકે બરખીલાફ હકતઆલા કી શાન યહ હૈ કે દુન્યા કે સારે ઈન્સાનોં, ફરીશ્તોં, જીન્નાત ઔર હયવાનાત મેં સે એક એક કી આવાઝ વો ઈસ તરહ સુનતે હૈં કે ગોયા બાકી સારી કાયેનાત ખામોશ હૈ. ઔર સિર્ફ વહી એક ગુફતગુ કર રહા હો. હદીષ મેં ઈર્શાદ હૈ કે નિહાયત તારીક રાત મેં સંગે સિયાહ પર ભૂરી ચ્યુંટી કે ચલને કી આવાઝ ભી અલ્લાહ તઆલા સુનતે હૈં. ફીર દુન્યા કે બાદશાહોં તક હર આદમી કી રસાઈ મુમકીન નહીં મગર ખુદા તઆલા કી શાન યહ હૈ કે વો હર શખ્સ સે ઉસકી રગે ગરદન સે ભી કરીબ તર હૈ. એક બાર સહાબાએ કિરામને આંહઝરત સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમસે અર્ઝ કીયા : યા'ની 'કયા હમારા રબ હમસે કરીબ હૈ કે હમ ઉસે આહીસ્તા સે પુકારેં યા દૂર હૈ કે ઝોર સે પુકારેં ?' ઉસ પર કુર્આને કરીમ કી યહ આયત નાઝીલ હૂઈ : યા'ની 'ઔર જબ મેરે બન્દે આપસે મેરે બારે મેં દરયાફત કરેં (કે મેં ઉનસે નઝદીક હું યા દૂર) તો (ઉનકો બતાઈયે કે) મેં નઝદીક હું, મેં પુકારનેવાલે કી પુકાર સુનતા હું જબ ભી વો મુજકો પુકારે.' [સૂરએ બકરહ પેજ નં. ૧૮૬]

ફરમાઈયે ! એસા દરબાર જીસ મેં હર શખ્સ, હરઆન ઔર હર લમ્હે અપની દરખાસ્ત પેશ કર સકતા હો ઔર જહાં હર દરખાસ્ત પર ફૌરન કારવાઈ હો ઔર જો હર દરખાસ્ત કો પૂરા કરને ઔર હર શખ્સ કી સારી મુરાદેં બર લાને કી કુદરત રખતા હો ઔર ફીર વો રહીમો શફીક ભી એસા હો કે ખુદ માંગનેવાલોં કા મુન્તઝિર હો એસી બારગાહ કો છોળકર દરબદર કી ઠોકરેં ખાતે ફીરના અકલો દાનિશ કી બાત હૈ યા હિમાકતો જહાલત કી ? હક તઆલા કે દરબાર કી યહ શાન હૈ :

**હર કે ખ્વાહદ ગો બીયા વ હર કે ખ્વાહદ ગો બેરવ,**
**દારોગીરો હાજતે દરબાન દરીંદરગાહ નેસ્ત**

**તરજમા** : જીસ્કા જી ચાહે આએ, ઔર જીસ્કા જી ચાહે જાએ, ઈસ દરબાર મેં ન દારોગીર હે ન દરબાન કી હાજત.

એક બુઝુર્ગને ખૂબ ફરમાયા હે :

**જો કુત્તા દર દર ફિરે ઉસે દર દર દૂર દૂર હો.**
**ઔર જો એકહી દર કા હો રહે ઉસે કાહે કો દૂર દૂર હો.**

દૂસરી ગલતી ઈન લોગોંસે યહ હૂઈ કે ઉન્હોંને યૂં સમજ લીયા કે જીસ તરહ શાહાને દુન્યા કુછ મનાસીબ વ ઈખ્તીયારાત ગવર્નર ઔર માતહત અફરાદોં કો તફવીઝ કર દેતે હૈં ઔર ઈસ તફવીઝ કે બાદ ઉન્હેં ઝેરે ઈખ્તીયાર મુઆમલોં મેં બાદશાહ સે રૂજુઅ કરને કી હાજત નહીં રહેતી, બલકે વો અપને ઈન ઈખ્તીયારાત કો ઈસ્તેમાલ કરતે હુએ ઈન ઉમૂર મેં ખુદહી ફેસલે કીયા કરતે હૈં. કુછ યહી સૂરત હક તઆલા શાનહુ કી બાદશાહી મેં ભી હોગી. ઉસને ભી ઈસ કાઈનાત મેં તસર્રૂફકે કુછ ઈખ્તીયારાત નબીયોં, વલીયોં, ઈમામોં, શહીદોં કો અતા કર દીએ હોંગે ઔર ખુદાઈ કે જો મહકમે બઅેઅતાએ ઈલાહી ઈન બુઝુર્ગોં કે સુપુર્દ કર દીયે ગયે હૈં વો ઉન મેં ખુદ મુખ્તાર હૈં જો ચાહે કરેં ઔર જીસકો ચાહે દેં યા ન દેં. લેકીન યહ ગલતી પહેલી ગલતી સે ભી બદતર હે, ઈસ લીયે કે દુન્યા કે બાદશાહ યા સરબરાહાને મમાલિક જો ઈખ્તીયારાત અપને માતહત ગવર્નરોં યા અફસરોં કે હવાલે કર દેતે હૈં, ઉસકી વજહ ઉનકા ઈજઝો કુસૂર હે કે વો અપની કલમરવ કે હર છોટે બળે કામકો ખુદ કરને સે કાસિર ઔર મુઆવીનીન કે મોહતાજ હૈં. વો અપને ગવર્નરોં ઔર અફસરોં કી મદદ કે બગેર નિઝામે મમલકત નહીં ચલા સકતે. ઈસકે બર અકસ હક તઆલા શાનહુ કી શાન યહ હે કે ઉસે કાઈનાત કે એક એક ઝર્રેકા ઈલ્મ ભી હે ઔર ઉસ પર કુદરત ભી. કાઈનાત કી કોઈ છોટી–બળી ચીઝ ન ઉસકે ઈલ્મ સે બાહીર હૈ ઔર ન ઉસકે હક મેં કઝા વ કદર સે આઝાદ હે. હક તઆલા શાનહુ કા ઈલ્મ, ઉસકા ઈરાદા, ઉસકી મશીય્યત, ઉસકી કુદરત, ઉસકી તકવીન, ઝમીનો આસમાન કી એક એક ચીઝ પર હાવી ઔર કાઈનાત કે એક એક ઝર્રેકો મુહીત હે. દરખ્ત કા એક પત્તા ભી ઉસ કે ઈલ્મો ઈરાદા ઔર હુકમ કે બગેર નહીં હીલ સકતા. ઈસ લીયે વો કાઈનાત કા નિઝામ ચલાને કે લીયે કિસી

વઝીર, કિસી નાઈબ ઔર કિસી મુઆવીન કા મુહતાજ નહીં, ન ઉસકે નિઝામ મેં ઉસકા કોઈ શરીક હે ન હો સકતા હૈ. ન ઉસને કાઈનાત મેં તસર્રૂફ કે ઈખ્તીયારાત કિસી કો અતા કીયે હૈં. ન ખુદાઈ ઈખ્તીયારાત કિસી કો અતા કીયે જા સકતે હૈં.

હઝરત કાઝી સનાઉલ્લાહ હનફી પાનીપતી (રહ.) ફરમાતે હૈં : **મસ્અલા** : અગર કસે ગોયદ કે ખુદા રસૂલ બરી અમલ ગવાહ અન્દ કાફીર શવદ....... [ઈર્શાદુત્તાલીબીન-૧૮]

**તર્જમહ** :- **મસ્અલા** : અગર કોઈ શખ્સ યું કહે કે ઈસ બાત પર ખુદા ઔર રસૂલ ગવાહ હૈ તો કાફીર હો જાએગા. (કયું કે ઉસને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમકો આલીમુલ્ગૈબ સમજા). અવલીયાઅલ્લાહ કિસી ગેર મવજૂદ ચીઝ કો વુજૂદ અતા કરને ઔર કિસી મવજૂદ કો મઅદૂમ કરને પર કાદીર નહીં. પસ વુજૂદ દેને યા ન દેને, રીઝક યા અવલાદ દેને ઔર મુસીબત ઔર બીમારી હટાને વગેરા કી નીસ્બત ઉનકી તરફ કરના કુફ્ર હૈ. હક તઆલા કા ઈર્શાદ હૈ : અય મુહમ્મદ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ આપ ફરમા દીજીયે કે મેં અપની ઝાત કે લીયે (ભી) ન નફા કા માલિક હું, ન નુકશાન કા મગર જો કુછ ખુદા ચાહે. [ઈર્શાદુત્તાલીબીન સફા-૧૮]

ઈસ લીયે યહ તસવ્વુર હી સીરેસે ગલત હે કે મખ્લૂક અપને ખાલીક કે સામને અરઝીયાં પેશ કરને કે બજાએ ઉસકે કિસી નાયબ કે સામને પેશ કરે. અલગર્ઝ વસીલા પકડને કે યહ મઅના કે હમ બુઝુર્ગો કી ખિદમત મેં અરઝીયાં પેશ કીયા કરેં ઔર ઉનસે અપની હાજતેં ઔર મુરાદ માંગા કરેં, બિલકુલ ગલત ઔર કતઅન નારવા હૈ. કુર્આને કરીમને મખ્લૂક કો પુકારને ઔર ઉસસે દુઆએં માંગને કો સબસે બદતરીન ગુમરાહી કરાર દીયા હૈ. ઈર્શાદે રબ્બાની હૈ :

**તર્જમહ** : ઔર ઉસ શખ્સ સે બડા ગુમરાહ કોન હો સકતા હૈ જો અલ્લાહ તઆલા કો છોડ કર એસે લોગોં કો પુકારે જો કયામત તક ઉસકી દુઆ કબૂલ નહીં કર સકતે ઔર વો ઉનકી દુઆ સે બિલકુલ બે ખબર હૈં. [સુ. અહકાફ-૪૬]

બુઝુર્ગો સે મુરાદેં માંગના ઔર ઉનસે અપની હાજત કે લીયે દુઆએં કરના ઈસ લીયે ભી ગલત હે કે દુઆ એક અઅલાતરીન ઈબાદત હે. ચુનાંચે, આંહઝરત સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમકા ઈર્શાદે ગિરામી હે : **તર્જમહ** : "દુઆ ઈબાદત કા મગ્ઝ હે." ઔર એક હદીષ મેં હે : **તર્જમહ** : "દુઆ હી અસલ ઈબાદત હે. યહ ઈર્શાદ ફરમા કર આંહઝરત સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને યહ આયત પઢી : 'ઔર તુમ્હારે રબને ફરમાયા હે કે તુમ મુજસે દુઆ કરો મેં તુમ્હારી સુનુંગા.'' [મિશ્કાત સફા-૧૯૪] ઔર એક હદીષ મેં હે : **તર્જમહ** : "અલ્લાહ તઆલા કી બારગાહ મેં દુઆસે ઝયાદહ કોઈ ચીઝ કાબીલે કદ્ર નહીં."

શયખ અબ્દુલ હક મુહદ્દીસ દહેલવી રહમતુલ્લાહિ અલય્હ ઈન અહાદીષ કી શરહ મેં ફરમાતે હે કે દુઆ અફઝલ તરીન ઈબાદત ઔર ઈબાદત કા મગ્ઝ ઈસ લીયે હે કે ઈબાદત કા ખુલાસા હે. મઅબૂદ કે સામને ઈન્તીહાઈ ઈજ્ઝ વ બેબસી ઔર ખુઝૂઅ વ તઝલ્લુલ કા મુઝાહરા કરના હૈં ઔર યહ બાત દુઆ મેં અલા વજહીલ કમાલ પાઈ જાતી હે. ઈસી બીના પર દુઆ અલ્લાહ તઆલા કી બારગાહ મેં સબ ઈબાદાત સે ઝયાદહ લાઈકે કદ્ર હે. [હાશિયએ મિશ્કાત]

બહર હાલ જબ યહ મઅલુમ હુઆ કે દુઆ ન સિર્ફ ઈબાદત હે, બલકે ઈબાદત કા મગ્ઝ ઔર ખુલાસા હે તો હક તઆલા કે સિવા જીસ તરહ કિસી ઔર કી ઈબાદત જાઈઝ નહીં ઈસી તરહ કિસી બુઝુર્ગ હસ્તી સે દુઆએં કરના ઔર મુરાદેં માંગના ભી રવા નહીં. ઈસ લીયે કે યહ ઈબાદત હે ઔર ઈબાદત સિર્ફ અલ્લાહ તઆલા કા હક હે.

હઝરત કારી સનાઉલ્લાહ હનફી પાનીપતી રહમતુલ્લાહિ અલય્હ ફરમાતે હૈં : "મસ્અલા દુઆ અઝ અવલીયા....તા આખિર."

**તર્જમહ-મસ્અલા** : ફવત શુદહ યા ઝિન્દા બુઝુર્ગોં સે ઔર અંબિયાએ કિરામ અલૈહિમુસ્સલામસે દુઆએં માંગના જાઈઝ નહીં. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમકા ઈર્શાદ હે કે દુઆ ઈબાદત કા મગ્ઝ હે. ફીર આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને યહ આયત પઢી : વકાલ

રબ્બુકુમ........ ઔર તુમ્હારે રબને ફરમાયા કે મુજે પુકારો મેં તુમ્હારી દુઆએં સુનુંગા. બેશક જો લોગ મેરી ઈબાદત સે તકબ્બુર કરતે હૈં વહ લોગ જહન્નમ મેં ઝલીલો ખ્વાર હોકર દાખિલ હોંગે. ઔર યહ જો જાહિલ લોગ કહતે હૈં : યા શૈખ અબ્દુલ કાદીર જીલાની શયઅન લિલ્લાહ જાઈઝ નહીં. બલકે શિર્ક વ કુફ્ર હૈ. ઔર અગર યું કહે કે યા ઈલાહી બતુફેલે ખ્વાજા શમ્સુદીન પાનીપતી મેરા યહ કામ કરદે તો કોઈ મુઝાએકા નહીં ઔર હક તઆલા કા ઈર્શાદ હૈ : વલ્લઝીન તદઊન..... (યાની) ખુદા કે સિવા તુમ જીન લોગોં કો પુકારતે હો વો ભી તુમ્હારી તરહ બન્દે હૈં : ઉનકો કયા કુદરત હૈ કે કિસી કી હાજત વ મુરાદ પૂરી કરેં ?

(વસીલે કી તીસરી સૂરત) : વસીલા પકડને કી એક સૂરત યહ હો સકતી હૈ કે બરાહે રાસ્ત બુઝુર્ગોં સે તો અપની હાજત ન માંગી જાએ, અલબત્તહ ઉનકી ખિદમત મેં યહ ગુજારીશ કી જાએ કે વો હક તઆલા કે દરબાર મેં હમારી હાજતો મુરાદ પૂરા હોને કી દુઆ ફરમા દેં. યહ સૂરત પહેલી ઔર દૂસરી સૂરત કે ગોયા દરમિયાન હૈ, કયું કે પહેલી સૂરત મેં તો માંગને વાલા બરાહે રાસ્ત ખુદા તઆલા સે માંગ રહા થા. અલબત્તહ મકબૂલાને ઈલાહી સે અપને તઅલ્લુકો મોહબ્બત કા વાસ્તા દેકર દુઆ કર રહા થા. દૂસરી સૂરત મેં યહ અપની હાજત હી ખુદા તઆલા કે બજાએ બુઝુર્ગોં સે મંજૂર કરા રહા થા. તીસરી સૂરત મેં વો માંગના તો ખુદા તઆલા હી સે ચાહતા હૈ મગર બુઝુર્ગોં સે યહ કહેતા હૈ કે વોભી ઉસ કી હાજત કો ખુદા તઆલા સે માંગેં ઔર ઉસ કે હક મેં મુરાદ પૂરી હોને કી દુઆ કરેં. ઈસકા હુકમ યહ હૈ કે જો હઝરાત ઈસ દુન્યા મેં તશરીફ ફરમાં હૈં ઉનસે દુઆ કી દરખાસ્ત કરના તો અયને સુન્નત હૈ. આંહઝરત સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમકે વકત સે લેકર આજ તક મુસલમાન એક દૂસરે કો દુઆ કે લીયે કહેતે આએ હૈં. રહે વો અકાબીર જો ઈસ દુન્યા સે તશરીફ લે ગયે હૈં, ઉનકી કબ્ર પર જાકર ઉનસે દુઆ કી દરખાસ્ત કરના સહીહ હૈ યા નહીં ? ઉસકો સમજને કે લીયે ચંદ બાતોં પર ગોર કરના ઝરૂરી હૈ. અવ્વલ યહ કે કિસીકો ખીતાબ કરના ઉસી સૂરત મેં સહીહ ઔર મઅકૂલ હો સકતા હૈ જબ કે વો

હમારી બાત સુનતા ભી હો. યહ મસ્અલા કે કબ્રો મેં મુર્દે સુનતે હૈં યા નહીં. હમારી કિતાબોં મેં સિમાએ મોતા કે ઉનવાનસે મશ્હૂર હૈ. ઔર ઈસ મસ્અલે મેં સહાબાએ કિરામ રદિયલ્લાહુ અન્હુમકે ઝમાને સે ઈખ્તીલાફ ચલા આતા હૈ. બા'ઝ ઈસકે કાઈલ હૈં ઔર બા'ઝ ઈન્કાર કરતે હૈં. દોનોં તરફ બળે બળે અકાબીર હૈં. ઈસ લીયે ઈસ મસ્અલે કા કતઈ ફેસલા નહીં હો સકતા, કયું કે જીસ મસ્અલે મેં સહાબાએ કિરામ રદિયલ્લાહુ અન્હુમકા ઈખ્તીલાફ હો ઉસ મેં કિસી એક જાનીબ કો કતઈ હક ઔર દૂસરી જાનીબ કો કતઈ બાતીલ કરાર દેના મુમકિન નહીં, પર જો હઝરાત સિમાએ મોતા કે કાઈલ હૈં ઉનકે નઝદીક મુર્દોં કો ખીતાબ કીયા જા સકતા હૈ ઔર જો કાઈલ નહીં ઉનકે નઝદીક મુર્દોં કો ખીતાબ કરના હી દુરૂસ્ત નહીં.

દોમ યહ કે આયા સલફે સાલિહીન કા યહ મઅમૂલ રહા હૈ કે વો અહલે કુબૂર સે દુઆ કી દરખાસ્તેં કિયા કરતે હોં યા નહીં ? ઉસકા જવાબ યહ હૈ કે જો હઝરાત સિમાએ મોતા કે કાઈલ નહીં થે ઉનકા મઅમૂલ તો ઝાહિર હૈ કે યહ નહીં હો સકતા થા, ઔર જો હઝરાત ઉસકે કાઈલ થે ઉનમેં સે ભી કિસી કે બારે મેં મુજે યહ મઅલૂમ નહીં હૈ કે ઉનકા યહ મઅમૂલ રહા હો. આંહઝરત સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમસે મનકૂલ હૈ કે હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુ ઉમરહ કે લીયે તશરીફ લે જા રહે થે તો આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને ઉનસે ફરમાયા : મેરે ભાઈ ! હમેં અપની દુઆ મેં ન ભૂલના. [મુસનદે અહમદ : ભાગ-૧ પેજ નં. ૩૯, ભાગ-૨ પેજ નં. ૫૯] મગર આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમસે યહ સાબિત નહીં કે આપને કિસી વલી વ સીદીક કી કબ્ર પર જા કર ઉનસે દુઆ કી ફરમાઈશ કી હો. ઈસી તરહ સહાબા રદિયલ્લાહુ અન્હુમ વ તાબીઈન (રહ.) ભી એક દૂસરે સે દુઆ કી દરખાસ્ત કીયા કરતે થે મગર કિસી સે યહ સાબિત નહીં કે ઉન્હોને કિસી શહીદ કી કબ્ર પર જાકર ઉનસે દુઆ કી દરખાસ્ત કી હો.

બહર હાલ જો બુઝુર્ગ ફોત હો ચુકે હૈં ઉનકી ખિદમત મેં યહ અર્ઝ કરના કે વો હમારે લીયે દુઆ કરેં, એક મુશતબહ સી ચીઝ હૈ. પર જબકે હમારે લીયે અલ્લાહ તઆલા સે દુઆએં માંગને કા રાસ્તા ખુલા હૈ ઔર

જબ કે હક તઆલાને હમારી દુઆઓં ઔર ઈલતીજાઓં કે કબૂલ કરને કા કતઈ વઅદહ ભી ફરમા રખ્ખા હૈ તો મૈં ઈસ બાત કો કતઅન નામવઝૂં સમજતા હું કે ઈસ વાઝેહ ઔર સાફ રાસ્તે કો છોડ કર ખ્વાહમખાહ એક એસા તરીકા હી ઈખ્તીયાર કીયા જાએ જીસ કે જવાઝ વ અદમે જવાઝ મેં ભી કલામ હો. યહાં યહ અર્ઝ કર દેના ભી જરૂરી સમજતા હું કે યહ સારી બહસ ગયરે અંબિયા અલય્હિમુસ્સલાતુ વસ્સલામ મેં હૈ. અંબિયાએ કિરામ અલય્હિમુસ્સલાતુ વસ્સલામ ખુસૂસન આંહઝરત સરવરે કાઈનાત સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમકે બારે મેં મેરા અકીદા હયાતુન્નબીકા હૈ ઔર આંહઝરત સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમકે રોઝએ અકદસ પર હાઝિર હોકર સલાતો સલામ પઢને ઔર શફાઅત કી દરખાસ્ત કરને કા મસ્અલા હમારી કિતાબો મેં લીખા હૈ. ઈસ લીયે જીસ સઆદતમંદ કો બારગાહે નુબુવ્વત કે આસ્તાનએ આલીયા પર હાઝરી નસીબ હો વો અગર આંહઝરત સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમકી ખિદમત મેં દુઆ વ શફાઅત કે લીયે દરખાસ્ત કરે તો મૈં ઉસે જાઈઝ બલકે મુસ્તહસન સમજતા હું.

[ઈખ્તીલાફે ઉમ્મત ઔર સિરાતે મુસ્તકીમ ભાગ-૧ પેજ નં. ૫૧ થી ૬૩]

## ૨. તબર્રૂકાત સાથેનું વર્તન કેવું હોવું જોઈએ ?

**સવાલ** : બુઝુર્ગો, અવલિયાઅલ્લાહ, ગૌસ, કુતુબ, અબ્દાલ તેમજ નબીઓના તબર્રૂકાત અકસર જગ્યાએ શજરા સાથે હોય છે. આ તબર્રૂકાતને કેટલી હદે માન આપવું જોઈએ અને માન મરતબો આપવાની ખરી રીત અને ઈસ્લામી તરીકો શું છે ?

આજ કાલ એને રૂહાની ફૈઝનો ઝરીયો બતાવી એને સજદા કરાવવામાં આવે છે. ચૂમવા, ચાટવા, આસ્તાના, મરકઝ બનાવી રોઝીનો ઝરીયો બનાવી લોકોને ગુમરાહ કરવામાં આવે છે.

**જવાબ** : દરેક વસ્તુ માટે ઈસ્લામે મર્યાદા નક્કી કરી છે. તેને ઓળંગવાની ઈજાઝત નથી. દા.ત. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ ઉપર ઈમાન લાવવું, તેમની તઅઝીમ કરવી જરૂરી છે. કોઈ માણસ

જો તેમની રિસાલતને ન માને તો તે મુસલમાન નથી. એ જ પ્રમાણે જો કોઈ માણસ તેમનું અપમાન કરે તો તે પણ ઈમાનથી નીકળી જાય છે. હવે તેમની તઅઝીમની એક મર્યાદા શરીઅત તરફથી નક્કી કરવામાં આવેલ છે. જો કોઈ તે મર્યાદાને ઓળંગી તેમની તઅઝીમ એ રીતે કરવા લાગે જે રીતે અલ્લાહ તઆલાની કરવામાં આવે છે. કે તેમના માટે તે સિફતો માનવા લાગે જે અલ્લાહ તઆલા માટે ખાસ છે તો તે ઈમાનથી નીકળી જશે.

નબીઓના તબર્રૂકાતથી બરકત હાસીલ કરવું જાઈઝ અને સાબિત છે. પરંતુ તેમાં મર્યાદા ઓળંગી તે તબર્રૂકાતના સામે સજદા કરવા અથવા તેની સાથે તઅઝીમ રૂપી એવો વર્તાવ કરવો જેનાથી તેની ઈબાદત લાઝિમ આવતી હોય જાઈઝ નથી. એને આસ્તાના રૂપ બનાવી ઝિયારત કરનારાઓ પાસેથી નઝર અને મન્નત (ચઢાવા) રૂપે નઝરાણું લેવું જાઈઝ નથી. અલબત્ત દેનાર એ નિય્યતે આપતો હોય કે બાલ મુબારક અથવા જે તબર્રૂક છે તેની સાચવણી કરનારનું દિલ ખુશ થાય તો લેવું દુરૂસ્ત છે.

[ઈમ્દાદુલ અહકામ : ભાગ–૧ પેજ નં. ૧૦૭]

તબર્રૂકાતને માનવાની રીત વિશે એટલું જ કહી શકાય કે જે જાતનો તબર્રૂક છે તે મુજબ એની સાથે વર્તન કરવામાં આવે અને કોઈ એવું વર્તન ન કરવામાં આવે જેનાથી શિર્ક અથવા ઈબાદતની શંકા જાય. દા.ત. બાલ મુબારક હોય તો તેની અદબ સહિત ઝિયારત કરવી અથવા તેને ધોઈ તે પાણી બરકતની નિય્યતે પી જવું.

સહાબાએ કિરામ રદિયલ્લાહુ અન્હુમ અને તાબેઈને ઈઝામ રહમતુલ્લાહિ અલય્હીમ તબર્રૂકાતને કેવી રીતે માનતા હતા તેનો ખ્યાલ નીચેના કિસ્સાઓથી આવશે.

બુખારી શરીફ પેજ નં. ૮૭૫ માં રિવાયત મૌજૂદ છે કે : "ઉમ્મુલ મુઅમિનીન હઝરત ઉમ્મે સલમહ રદિયલ્લાહુ અન્હા પાસે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના બાલ મુબારક હતા. જ્યારે કોઈને નજર લાગતી અથવા કોઈ બીજી બીમારી થતી તો લોકો એક વાસણમાં પાણી ભરી હઝરત ઉમ્મે સલમહ રદિયલ્લાહુ અન્હાની સેવામાં હાજર થતા અને

તે પણ આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના બાલ મુબારક જે નલકીમાં હતા તે નલકીને પાણીમાં ડુબાડી કાઢી લેતા અને તે પાણી બીમારોને પાવામાં આવતું.''

બુખારી શરીફ પેજ નં. ૮૬૫ ઉપર એક રિવાયતમાં છે કે : એક વખત એક ઓરત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની સેવામાં હાજર થઈ. એક ચાદર આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને ભેટ રૂપે આપી અને અરજ કરી કે : 'અય અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ ! આ ચાદર મેં પોતાના હાથે વણી છે કે આપને પહેરવા માટે આપૂં.' આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ તેને સ્વીકારી લીધી. ત્યાર પછી નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ તે ચાદરને લુંગી રૂપે બાંધી સહાબાની મજલિસમાં આવ્યા. તો તેઓમાંથી એકે તે ચાદરને હાથ વડે જોઈ પારખી અરજ કરી કે : 'અય અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ ! આપ એ ચાદર મને આપી દો.' આપે ફરમાવ્યું : 'ઠીક છે.' ત્યાર પછી જ્યારે હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ ત્યાંથી ઉઠીને ઘરમાં ગયા તો તે ચાદરને ગડીવાળી તે સહાબી પાસે મોકલી આપી. તે ટાણે લોકોએ પેલા સહાબીને કહ્યું કે : 'તમે સારૂં ન કર્યું. તમને ખબર છે કે હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ કોઈની અરજને ટાળતા નથી. (અને અત્યારે તમારે માંગવું મુનાસિબ ન હતું, કારણ કે આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને તેની જરૂરત હતી.)' તો સહાબીએ કહ્યું : 'ખુદાની કસમ ! મેં તો એ ચાદર એટલા ખાતર મેળવી છે કે તેનાથી મારૂં કફન બને અને એવું જ થયું.'

હઝરત મુઆવિયહ રદિયલ્લાહુ અન્હુની વફાતનો સમય જ્યારે નજીક આવ્યો ત્યારે એમણે પોતાના બેટાને બોલાવી ફરમાવ્યું : ''અય બેટા ! હું એક વખત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની સાથે હતો. આપ પોતાની હાજત પૂરી કરવા ગયા. હું વુઝૂનું પાણી લઈ પાછળથી પહોંચ્યો અને આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને વુઝૂ કરાવ્યું. તો આપે પોતાના બદન મુબારક ઉપર લાગેલા બે કપડાઓમાંથી એક કપડું મને અર્પણ કર્યું. તે મેં સાચવીને મૂકી રાખ્યું હતું. એ જ પ્રમાણે એક વાર આપ

સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ પોતાના વાળ અને નખ મુબારક કાપ્યા, તે મેં ભેગા કરી રાખી લીધા હતા. તમે કપડાને તો મારા કફન સાથે મૂકી દેજો અને નખ તથા બાલ મુબારક મારી આંખો મોઢા અને સિજદાની જગ્યા ઉપર મૂકી દેજો અને પછી અરહમુર્રાહિમીનના હવાલે કરજો."

[હઝરત મુઆવિયહ ઓર તારીખી હકાઈક : પેજ નં. ૨૬૫]

હઝરત ઈમામ અહમદ રહમતુલ્લાહિ અલય્હની પાસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો એક બાલ મુબારક હતો. જેને એમણે પોતાની બાંયમાં સીવી રાખ્યો હતો. કોરડા ખાતી વેળા પણ હર વખત એ ખ્યાલ રહેતો કે તે અલગ ન થઈ જાય.

[ફઝલુલ બારી : ભાગ–૨ પેજ નં. ૨૮૨]

તુર્કીમાં હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનું એક પહેરણ મુબારક છે. જે સનદી છે. બલ્કાનની જંગ વેળા તુર્કોએ કેટલીક તબર્રૂકાત ભારત મોકલાવી હતી. દારુલ ઉલૂમ દેવબંદના માટે એક બારીક કપડું જે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના આ મુબારક પહેરણને લાગેલું હતું. તે મોકલાવ્યું હતું. હઝરત શયખુલ હિન્દ મૌલાના મહમૂદ હસન રહમતુલ્લાહિ અલય્હ તેને ચુમતા હતા અને રડતા હતા.

[ફઝલુલ બારી : ભાગ–૨ પેજ નં. ૨૮૩]

અલબત્ત તબર્રૂકાતથી બરકત મેળવવા માટે એટલું જરૂરી છે કે તે સનદી હોય. કોઈ દલીલ અથવા સનદ વગર એમજ કોઈ વસ્તુને તબર્રૂકમાં બતાવી તેનાથી બરકત મેળવવાની ઈજાઝત નથી.

[ફઝલુલ બારી : ભાગ–૨ પેજ નં. ૨૮૨]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. ફાસીક ફાજીર ઊપર આફતો આવવી.

**સવાલ :** એક શખ્સ હરામ ખાતો હોય અને ફાસીક ફાજીર હોય અને તેના ઉપર કોઈ અલ્લાહ તરફથી ગુનાહની સજા રૂપી આફત, બીમારી, તકલીફ આવે તો આપણે એમ કહી શકીએ કે આ તેના ગુનાહની બદોલત

અલ્લાહનો અઝાબ છે ?

**જવાબ** : કહી શકાય છે :

وَمَا اَصَابَكُمْ مِنْ مُّصِيْبَةٍ فَبِمَا كَسَبَتْ اَيْدِيْكُمْ

અર્થાત્ : "અને જે કાંઈ આફત તમને પહોંચે છે તો તે તમારા હાથોના કરતૂતોનો જ બદલો છે." [સૂરએ શૂરા : આયત નં. ૩૦]

## ૪. અલ્લાહ પર ભરોસો રાખી કેવા અસ્બાબ ઈખ્તિયાર કરવા ?

**સવાલ** : બંદાએ જે કાંઈ માંગવું હોય તે અલ્લાહથી માંગવું જોઈએ, મખ્લૂક પાસે માંગવું ન જોઈએ. ઢીલા અસ્બાબના તોર પર પણ ન માંગવું જોઈએ. ફકત અલ્લાહ પર ભરોસો અને યકીન રાખી માંગવું જોઈએ. આ શરઈ નિયમ છે. પરંતુ અમારા દિલમાં એક વસવસો એ આવે છે કે અસ્બાબ ઈખ્તિયાર કર્યા વગર અલ્લાહ તઆલા કેવી રીતે આપશે ? જયાં સુધી મખ્લૂક સામે આપણી જરૂરતનો ઈઝહાર નહીં કરીએ, તો આપણા મામલાની મખ્લૂકને ખબર કેવી રીતે પડશે ?

**જવાબ** : આપણે જેને સબબ સમજીએ છીએ એવા દરેક સબબને ઈખ્તિયાર કરવું જોઈએ. એવું કયા આવ્યું છે ?

બલકે તે જ અસ્બાબ ઈખ્તિયાર કરવા જોઈએ જેની શરીઅતે ઈજાઝત આપી છે. ઘણાં અસ્બાબ એવા છે જે આપણી જાણ મુજબ અસ્બાબ બની શકે છે. પરંતુ શરીઅતે તની ઈજાઝત આપી નથી. એટલે તેવા અસ્બાબ ઈખ્તિયાર કરી શકાય નહિં. બીજાથી સવાલ કરવું પણ એવા અસ્બાબમાંથી છે, જેની શરીઅતે ઈજાઝત આપી નથી. અલબત્ત જે હાલત અપવાદ રૂપ છે, તેવી હાલતમાં ગુંજાઈશ છે. આ બાબત ફઝાઈલે સદકાતમાં છટ્ટી ફસ્લમાં વિગતે જોઈ શકો છો.

## ૫. રજબના કુંડા મનઘડત છે.

**સવાલ** : રજબની બાવીસ (૨૨) તારીખે ઘણાં લોકો હઝરત ઈમામ

જઅફરના નામે ખીર કુંડાનો નિયાઝ કરે છે. આ અંગે શું હુકમ છે?

**જવાબ :** કુંડાનો આ રિવાજ સહાબા રદિયલ્લાહુ અન્હુમના દુશ્મનોએ હઝરત મુઆવિયહ રદિયલ્લાહુ અન્હુની વફાત ઉપર ખુશી જાહેર કરવા માટે ચાલુ કર્યો હતો. રજબની બાવીસમી તારીખ હઝરત મુઆવિયહ રદિયલ્લાહુ અન્હુની તારીખે વફાત છે. [તારીખે તિબરી અને અલઈસ્તિઆબ]

હઝરત ઈમામ જઅફર સાદિક રહમતુલ્લાહિ અલય્હની પેદાઈશ માહે રમઝાનમાં થઈ હતી અને વફાત શવ્વાલ માસમાં થઈ છે. તેનાથી સાબિત થાય છે કે આ રસ્મને માત્ર છુપાવવા ખાતર હઝરત જઅફર સાદિક રહમતુલ્લાહિ અલય્હનું નામ આપવામાં આવ્યું છે. નહીં તો વાસ્તવમાં આ ઉત્સવ હઝરત મુઆવિયહ રદિયલ્લાહુ અન્હુની વફાતની ખુશીમાં મનાવવામાં આવે છે. જ્યારે આ રસ્મ શરૂ કરવામાં આવી ત્યારે અહલે સુન્નત–વલ–જમાઅતની સત્તા હતી. જેને લઈ તકેદારી લેવામાં આવી કે શીરીની ખુલ્લમખુલ્લા વહેંચવામાં ન આવે જેથી ભેદ જાહેર ન થાય. બલકે હઝરત મુઆવિયહ રદિયલ્લાહુ અન્હુના દુશ્મનો ખામોશ રીતે એક બીજાના ઘરે જઈ આ શીરીની જ્યાં રાખવામાં આવી છે ત્યાં ખાય અને એ રીતે એક બીજા સમક્ષ પોતાની ખુશી વ્યકત કરે અને જ્યારે એની ચર્ચા થઈ ત્યારે હઝરત જઅફર સાદિક રહમતુલ્લાહિ અલય્હ પ્રતિ મન્સૂબ કરી એ આરોપ લગાવ્યો કે તેઓએ પોતે આ તારીખમાં ફાતેહા દેવાનો હુકમ આપ્યો છે. હાલાંકે આ બધુ મનઘડત છે. મુસ્લિમો પર લાઝિમ છે કે આવા રિવાજથી સંપૂર્ણ રીતે બચીને બીજાઓને પણ આ હકીકતથી વાકિફ કરી બચાવવાની કોશિશ કરે. [અહસનુલ ફતાવા : ભાગ–૧ પેજ નં. ૩૬૮]

## ૬. રાત્રે ઝાડુ વાળવું ગુનાહિત કૃત્ય નથી.

**સવાલ :** સાંભળ્યું છે કે રાતે ઝાડુ વાળવું ગુનાહિત કૃત્ય છે?

**જવાબ :** રાતે ઝાડુ મારવાનો ગુનો મેં કયાય વાંચ્યો નથી.

## ૭. "મૃત્યુ પછી રૂહ ભટકે છે" શરઈ દ્રષ્ટિએ.

**સવાલ** : માણસની મોત (કમોત) થવાથી શું તેની "રૂહ" ભટકે છે? મારે એક ભાઈ સાથે આ વિષયે ચર્ચા થઈ છે. તેનું કહેવું એમ છે કે જો કોઈ વ્યક્તિ કોઈ ઈચ્છા (ખાસ ઈચ્છા) ધરાવતો હોય અને તે પૂરી થવા પહેલાં અથવા એકસીડન્ટમાં મોત થવાથી તેની રૂહ ભટકે છે. જ્યારે મારું કહેવું એમ છે કે દરેકની મોત અલ્લાહ તઆલાએ એવી રીતે જ લખી હોવાથી તે તે પ્રમાણે જ મરે છે અને મરવા પછી ફરિશ્તા તેના અમલ મુજબ તેની રૂહને અલ્લાહના હુકમ મુજબ લઈ જાય છે.

**જવાબ** : પેલા ભાઈનો દાવો ખોટો અને જાહિલિય્યતકાળ જેવી વહેમપૂજા પર આધારિત છે. કુર્આન તેમજ સુન્નતની રોશનીમાં આપનું મંતવ્ય સહીહ છે. મૃત્યુ પછી નેક રૂહોનું ઠેકાણું "ઈલ્લીય્યીન" છે અને કાફિરો અને ફાજિરોની રૂહો "સીજ્જીન"ના કેદખાનામાં બંધ રહે છે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

[આપકે મસાઈલ ઔર ઉનકા હલ : ભાગ-૧ પેજ નં. ૩૧૦]

## ૮. જન્નતુલ મોઅલ્લામાં દફન થવાથી મગ્ફિરતની ગેરંટી છે ?

**સવાલ** : અગર કોઈ હાજી મક્કા કે મદીનામાં ઈન્તિકાલ કરી જાય અને બકીઅ અથવા જન્નતુલ મોઅલ્લામાં દફન થાય તો તેની મગ્ફિરત અથવા ત્યાંની જમીન માં મદફૂન થવા બદલ બક્ષીસની ગેરંટી ખરી ? શું ત્યાં દફન થયા બાદ અગર તેની ઉપર કતઅ રહમીનો ગુનો કે હુકૂકુલ ઈબાદનો ગુનો કે કોઈની જમીન ચીજ વસ્તુ ગસબનો ગુનો મદ્દે નજર રાખવામાં આવશે કે કેમ ? કારણ કે જંગે ઉહદમાં એક શખ્સના જંગમાં શહીદ થવાના સમાચાર સાંભળતાં તેમની વાલિદહએ જન્નત મુબારક હો નો હર્ષનાદ કરેલ તો આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવેલ કે તે લાયાની કરતો હતો, માટે આ બાબત મુકમ્મલ ગેરંટી સાથે કહેવું કે ત્યાંની જમીનમાં દફન થવાથી મગ્ફિરત થઈ ગઈ, તે હકીકત સહીહ છે ?

**જવાબ :** બંદાઓનો હકોનો મામલો ઘણો અગત્યનો છે. અલ્લાહ પાક તરફથી એનો હિસાબ પણ સખ્ત હશે, માટે જે માણસ ઉપર બંદાઓના જાની અથવા માલી હકો બાકી છે, તેના માટે ગેરંટીથી એવું નથી કહી શકતા કે હવે તેનાથી હિસાબ નહીં થશે. અલબત્ત અગર અલ્લાહ તઆલા ચાહે તો તેઓને પોતાના તરફથી આપીને રાજી કરી લે અને આને માફ કરી દે.

## ૯. કયામત પહેલાં જન્નતમાં જવું શકય છે ?

**સવાલ :** શું જન્નતમાં કયામત પહેલાં અમુક લોકોને જવા દેવામાં આવશે ? કોને ?

**જવાબ :** કયામત પહેલાં કોઈ પણ જન્નતમાં જશે નહીં. અલબત્ત જે લોકો માટે જન્નતનો ફેસલો થયો છે, તેઓને આલમે બરઝખમાં જન્નતની નેઅમતોથી કંઈક અંશે ફાયદો પહોંચાડવામાં આવશે.

## ૧૦. અલ્ટ્રાવાયોલેટ યંત્ર દ્વારા બાળક નિહાળવું આયત વિરૂધ્ધ નથી.

**સવાલ :** પાંચ વાતોનો ઈલ્મ અલ્લાહ સિવાય કોઈ પાસે નથી. જેમ કે વરસાદ કયારે આવશે, માના પેટમાં શું છે (છોકરો કે છોકરી) ? તો આજકાલ દેશમાં તેમ વિદેશમાં અલટ્રાવાયોલેટ યંત્ર (મશીન) દ્વારા ડૉક્ટરો બતાવી આપે છે કે ઓરતના પેટમાં છોકરો છે કે છોકરી અને તે જ રીતે થાય છે તો આનું શુ કારણ હોય શકે ? કારણ કે જે વાત અલ્લાહે પોતાના કબ્જા—કુદરતમાં રાખેલ છે તે બંદાના હાથમાં કેવી રીતે આવી શકે ?

**જવાબ :** "ગયબ" ની વ્યાખ્યા આ છે કે "જે વસ્તુ હવાસ (જ્ઞાનતંતુઓ) અને અક્કલના સીધા માર્ગદર્શનથી જાણી ન શકવાની સાથે તેના ઉપર કોઈ દલીલ પણ ન હોય." હવે જો કોઈક વસ્તુ દલીલથી જાણવામાં આવે તો તે 'ગયબ' કહેવાશે નહીં. માનસૂન જોઈને એવી આગાહી કરવી કે ફલાણી જગ્યાએ વરસાદ થશે અને મશીન વડે માનસૂનનું દબાણ માપી એમ કહેવું કે આટલા ઈંચ વરસાદ થશે એનું નામ ઈલ્મે ગયબ નથી. એ તો

નિશાની જોઈ નિશાનીવાળી વસ્તુની જાણકારી મેળવેલી કહેવાય. જેમ કે, નાડી તપાસી તાવની જાણકારી મેળવે છે અને થર્મોમીટર વડે તાવની ડીગ્રી બતાવે છે. એમાં શું નવાઈ થઈ? અને વળી માનસૂન જોઈ વરસાદની આગાહી કરવામાં આવે છે તે પણ માત્ર એક અડસટ્ટો જ હોય છે, જે ઘણી વેળા ખોટું સાબીત થાય છે. તો એનું નામ ઈલ્મ નથી બલકે અંદાજ છે. હાં ચોક્કસ રૂપે પૂરી ચોકસાઈ સાથે કે ફલાણા વખતે ફલાણા એરીયામાં ચોક્કસ આટલો જ વરસાદ થશે, એવું પૂરી દુન્યા મળીને પણ બતાવી નથી શકતી. એ જ પ્રમાણે માની લ્યો કે કોઈ ડૉક્ટર નવા સાધનો વડે એક્ષરે લઈ પેટમાં રહેલા બાળક વિશે બતાવી આપે કે છોકરો અથવા છોકરી, એનું નામ પણ ઈલ્મે ગયબ નથી. કારણ કે એતો હાસ્સહ (જ્ઞાનતંતુ) વડે જાણેલું કહેવાય. ઈલ્મે ગયબ કયાં રહ્યું ?! હાં કોઈ માણસ કાંઈ પણ સાધન વાપર્યા વગર બતાવી આપે કે છોકરો છે અથવા છોકરી તો વાંધો આવશે પરંતુ એ શકય નથી.

[ફઝલુલ બારી ભાગ–૧ પેજ નં. ૫૪૧]

## ૧૧. કયામત આવવા પહેલાં હઝરત ઈમામ મેહદી રહમતુલ્લાહિ અલય્હ આવશે.

**સવાલ :** દજ્જાલ તેમજ યાજૂજ–માજૂજ તેમજ ઈસા અલય્હિસ્સલાતુ વસ્સલામ નો જે જમાનો આવવાનો છે તેની શું તરતીબ છે ? પ્રથમ યાજૂજ–માજૂજ આવશે ત્યાર બાદ તેના પછી દજ્જાલ આવશે, એને ઈમામ મેહદી રહમતુલ્લાહિ અલય્હ ખતમ કરશે. ત્યાર બાદનો જમાનો ઈસા અલય્હિસ્સલાતુ વસ્સલામનો છે, તે પછી કોઈ વાકેઓ પેશ આવશે કે ડાયરેકટ કિયામત આવશે, જેની તરતીબ લખવા ગુજારીશ છે.

**જવાબ :** પ્રથમ ઈમામ મેહદી રહમતુલ્લાહિ અલય્હ જાહેર થશે. ત્યાર બાદ દજ્જાલ જાહેર થશે. જેને હઝરત ઈસા અલય્હિસ્સલાતુ વસ્સલામ આવીને ખત્મ કરશે અને તુરત જ યાજૂજ–માજૂજ જાહેર થશે. ઈમામ મેહદી રહમતુલ્લાહિ અલય્હના છેવટ કાળ અને હઝરત ઈસા અલય્હિસ્સલાતુ વસ્સલામના શરૂઆતના કાળમાં દજ્જાલ અને યાજૂજ– માજૂજના ફિત્નાઓ

પ્રકાશમાં આવશે. [મઆરિફુલ્ કુર્આન-૫/૬૩૫, ૬૩૬ ટૂંકસાર]

## ૧૨. મુર્તિપૂજકો ઘણાં ખુદાઓને માનનારા હોય છે.

**સવાલ :** હઝરત ઈબ્રાહીમ અલય્હિસ્સલાતુ વસ્સલામના કિસ્સામાં જે તેમની કૌમ તેમ બાપ બુત પરસ્તી કરતા હતા અને તે જ સમય અને જમાનામાં નમરૂદે ખુદાઈ દાવો પણ કરેલ હતો. તો વાત સમજમાં એ ન આવેલ કે નમરૂદ પોતે પોતાને ખુદા કહેતો હતો તો પછી બુતોને બનાવવા અને પૂજવા પાછળ તે કૌમનો શું મકસદ હતો ? કેમ કે (નમરૂદ) પોતે હાજર હતો અને ખુદાઈ દાવો કરતો અને તેની કૌમે તેને તસ્લીમ પણ કરેલ તો પછી બુતને ખુદા માનવા અને તેની ઈબાદત અને પૂજા કરવા પાછળનો શું મકસદ હતો ? (જબ ઈબ્રાહીમ અલય્હિસ્સલાતુ વસ્સલામ નમરૂદ કે દરબારમેં આયે તો નમરૂદને પૂછા કે તુમ આખિર બાપદાદા કે દીનકી મુખાલફત કયૂં કરતે હો ઔર મુજે રબ માનનેંસે કયૂં ઈન્કાર કરતે હો ?)

**જવાબ :** એ લોકો મુશરિક હતા. એટલે નમરૂદને ખુદા માનવાની સાથે મુર્તિઓની પૂજા કરે એ વાત આશ્ચર્યજનક નથી. એ તો મુવહ્હિદની શાન છે કે તે એક જ ખુદાને માનનારો હોય. શું આપ નથી જાણતા કે કુરૈશના કાફિરો પણ બુતોની ઈબાદત કરવાની સાથો-સાથ અલ્લાહને પણ ખુદા માનતા હતા.

## ૧૩. તબર્રૂકાતની મર્યાદા.

**સવાલ :** કોઈ ઈસ્લામી લડાઈ સહાબા, તાબિઈન, તબેતાબિઈન, અવલીયાઅલ્લાહના જમાનામાં થઈ હોય, તેમાં જે લાકડી ઉપર ઝંડો લગાડેલો હોય, તે લાકડી આજે કોઈની પાસે હોય તો તેની વકઅત-કિંમત ગણાય ? એને એહતેરામની લાઈનથી તબર્રૂકની જેમ રાખી તેને ચૂમવું, ચાટવું, ધોઈને તેનું પાણી પીવું અને દરેકને વહેંચવું કેવું છે ?

**જવાબ :** તેને તબર્રૂકમાં ગણી શકાય છે અને કોઈ માણસ પોતાની રીતે અકીદતની રાહે એને ધોઈ એનું પાણી પીએ તો ગુંજાઈશ છે. પરંતુ

એવું કરવા માટે બીજાને ફરજ પાડી શકાય નહીં. અથવા બીજા એ મુજબ વર્તાવ ન કરે તો તેને મહેણાં–ટોણાં મારી શકાય નહીં અને એવી હાલતમાં પેલા માણસ માટે પણ તબર્રૂકવાળો એ વર્તાવ જાઈઝ રહેશે નહીં.

## ૧૪. હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની શાનમાં ગુસ્તાખીની ઉલમાએ દેવબંદ પર જૂઠી તોહ્મત.

**સવાલ :** નમાઝના અંદર રસૂલે પાક સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો ખ્યાલ આવવાથી નમાઝ ફાસિદ થઈ જાય છે અને સુવ્વર અને ગધેડાનો ખ્યાલ આવવાથી નમાઝ ફાસિદ થતી નથી. રસૂલે પાક સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના બારામાં આવું સોચવું તે કેવું છે ? અશરફ અલી થાનવી, ઈસ્માઈલ દહેલવી, રશીદ અહમદ ગંગોહી વગેરે દેવબંદના અમૂક માણસોએ રસૂલે પાક સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની તોહીન કરી છે એમ કહે છે અને એ લોગોને કાફીરનો ફતવો આપે છે. એમાં તમારો શું અભિપ્રાય છે ?

રસૂલે પાક સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના બારામાં જરા રાય ના દાણા બરાબર ગુસ્તાખી કરવું કેવું છે, એ મુસલમાન બાકી રહે છે ?

**જવાબ :** ઉલમાએ દેવબંદનો અકીદો છે કે હઝરત રસૂલે મકબૂલ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ અલ્લાહ તઆલાના સૌથી મહાન અને સૌથી વધુ મુકર્રબ રસૂલ છે. જે કમાલાત અલ્લાહ તઆલાએ આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને અતા ફર્માવ્યા છે તે બધા કોઈ નબી અથવા ફરિશ્તાને નથી મળ્યા. આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ તમામ પયગમ્બરોના સરદાર છે. બધાજ આપના ઝંડાની નીચે છે. જાત અને સિફાતથી સંબંધીત શાને નુબુવ્વતના મુવાફિક જેટલા ઉલૂમ (જ્ઞાન) આપને અતા થયા તે કોઈને પણ નથી મળ્યા. કોઈ વ્યક્તિ આપના દરજ્જા સુધી નથી પહોંચી અને પહોંચી પણ નથી શકતી. જે માણસ આ સિવાય ઉલમાએ દેવબંદ પ્રતિ કોઈ વાત જોડે છે તે જૂઠ બોલે છે અને તેઓ ઉપર બોહતાન મુકે છે. નમાઝને સમજીને પઢવાનો હુકમ છે. જ્યારે નમાઝમાં કુર્આને પાકની એ આયત

પઢશે જેમાં હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનું નામે મુબારક મવજૂદ છે, જેમ કે مُحَمَّدٌ رَّسُوْلُ اللّٰهِ ط وَ الَّذِيْنَ مَعَهٗ (છેલ્લે સુધી) [સુ. ફતહ] ત્યારે અર્થ ઉપર ધ્યાન કરવા માટે હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો તસવ્વુર (ખ્યાલ) મુબારક જરૂર આવશે. જ્યારે તશહહુદ પઢશે ત્યારે પણ ખ્યાલ આવશે તે છતાં એમ કહેવું કે આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો ખ્યાલ આવવાથી નમાઝ ફાસિદ થશે અને એ વાતને ઉલમાએ દેવબંદ સાથે જોડવું બોહતાન અને તોહમત છે. જેનાથી ઉલમાએ દેવબંદ પાક છે.

[ફતાવા મહમૂદિય્યહ : ભાગ–૧૪ પેજ નં. ૧૫૧]

હઝરત મવ. ઈસ્માઈલ દહેલવી સાહબ, હઝરત મવ. રશીદ અહમદ ગંગોહી સાહબ, હઝરત મવ. અશરફ અલી થાનવી સાહબ પોતાના યુગના ઉલમાએ રબ્બાની હતા. સુન્નતોના ચુસ્ત પાબંદ અને લોકોને પણ સુન્નત ઉપર અમલની દઅવત આપનારા હતા. તેઓ બુઝુર્ગ હતા. તેઓ માટે એમ કહેવું કે તેમણે હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની તવહીન કરી હતી. તેઓ ઉપર જૂઠી તોહમત છે. હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના માટે રાયના દાણા બરાબર ગુસ્તાખી કરનાર ઈમાનથી નીકળી જાય છે.

# (3) ફિરકાઓ

## ૧. સાત ફિરકાઓની વ્યાખ્યા.

**સવાલ :** ૧. અહલે સુન્નત ૨. અહલે સુન્નત વલ જમાઅત ૩. હનફી મઝહબ ૪. દેવબંદી ૫. વહાબી ૬. બિદઅતી ૭. ઈસાઈ ધર્મ. આ સાત વિશે જણાવશો કે કોને કહે છે ?

**જવાબ : અહલે સુન્નત વલ જમાઅત :** સુન્નતનો તે રસ્તો જેના ઉપર સહાબાએ કિરામ રદિયલ્લાહુ અન્હુમ હતા. તેને અપનાવનારી જમાઅતને અહલે સુન્નત વલ જમાઅત કહેવામાં આવે છે. [કવાઈદુલ ફિકહ પેજ નં. ૧૯૭] અહલે સુન્નત એનું જ ટુંકું નામ છે.

**હનફી મઝહબ** : શરીઅતના બુનિયાદી ઉસૂલો (કુર્આન, સુન્નત, ઈજમાઅ અને કિયાસ)નું જે સ્પષ્ટીકરણ ઈમામ અબૂ હનીફહ રહમતુલ્લાહિ અલય્હએ કર્યું છે તેને હનફી મઝહબ કહેવામાં આવે છે.

**દેવબંદી** : અહલે સુન્નત વલ જમાઅતના તરીકાઓનો પ્રચાર અને પ્રસાર કરવા દેવબંદ નામના કસ્બામાં દારુલ ઉલૂમ નામી સંસ્થા કાયમ કરી જે ચળવળ ભારતીય ઉપખંડમાં ચલાવવામાં આવી, તેના હિમાયતીને દેવબંદી કહેવામાં આવે છે.

**વહાબી** : અરબસ્તાનના નજદ નામી ઈલાકામાં શય્ખ મુહમ્મદ બિન અબ્દુલ વહાબ નામી એક સુધારક થઈ ગયાં. તેમના અનુયાયીઓને વહાબી કહેવામાં આવે છે. અત્યારે હાલત એ છે કે જે માણસ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના લાવેલ દીન ઉપર તેની મર્યાદાઓમાં રહી અમલ કરે અને સુન્નતની પયરવી કરે છે અને બિદઅતોથી અળગો રહે છે તેને *વહાબી* કહેવામાં આવે છે અને બદનામ કરવામાં આવે છે કે આ માણસ આકાએ નામદાર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમથી મોહબ્બત નથી કરતો, બલકે આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની પવિત્ર શાનમાં ગુસ્તાખી તેમજ બેઅદબી કરે છે.

**બિદઅતી** : જે વસ્તુ દીનમાં ન હોય તેને ઉપજાવી દીનમાં દાખલ કરનાર અને દીનનો એક ભાગ માનનાર *બિદઅતી* કહેવાય છે.

**ઈસાઈ ધર્મ** : હઝરત ઈસા સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને માનનારા જે ધર્મ પાળે છે તેને *ઈસાઈ ધર્મ* કહેવામાં આવે છે.

# (૪) બિદઅતો અને રિવાજો

## ૧. મૌલૂદ શરીફ પઢાવવું કેવું છે ?

**સવાલ** : મૌલૂદ શરીફ પઢાવવું કેવું છે ?

**જવાબ** : હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો મુબારક ઝિક્ર

ચાહે આપની વિલાદતે શરીફાનો ઝિક્ર હોય, ચાહે આપની ઈબાદતો (નમાઝ, રોઝા, હજ, જેહાદ વિ.)નો ઝિક્ર હોય, ચાહે આપના મામલાત (ખરીદ, વેચાણ, કરજ, રહન વિ.)નો ઝિક્ર હોય, ચાહે આપની મુઆશરત (સુવા, જાગવા, ચાલવા, ફરવા, ઉઠવા, બેસવા વિ.)નો ઝિક્ર હોય, ચાહે આપના લિબાસ (કુર્તા, લુંગી, જબ્બા, અમામા, ચાદર વિ.)નો ઝિક્ર હોય, ચાહે આપના જાનવરો (ઊંટ, ઘોડા, બકરા, ખચ્ચર વિ.)નો ઝિક્ર હોય. મતલબ કે જે કોઈ વસ્તુ પણ આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમથી નિસ્બત ધરાવતી હોય તેનો ઝિક્ર કરવું અને તેનાથી નસીહત હાસીલ કરવું (કોઈ પણ જાતની બિનસાબિત પાબંદી વગર) બેશક બરકતવાળુ સવાબનું કામ અને અલ્લાહ તઆલાની નઝદીકીનો ઝરીયો તેમજ ઈમાનનો તકાઝો છે. આજકાલ જે મવલૂદનો રિવાજ ચાલી રહ્યો છે. તેનો સુબૂત કુર્આને પાક, હદીષે પાક તેમજ ફીકહમાં કયાંય નથી. હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ અથવા સહાબા(રદિ.) અથવા ઈમામો તેમજ મુહદ્દીસો, ફકીહો કોઈએ પણ એ પ્રકારની મજલીસ રાખી હોય એવું સાબિત નથી અને જે કામ સાબિત ન હોય તે બિદઅત છે. [ફતાવા મહમૂદિય્યહ ભાગ-૧ પેજ નં. ૧૯૭]

## ૨. મઝારને ગુસલ આપી તેનું પાણી પીવું.

**સવાલ :** સાહેબે મઝારની મઝારને ગુસલ આપી એનું પાણી બરકત અને તબર્રૂક સમજી પીવું અને બદન ઉપર લગાડવું કેવું છે? કુર્આન શરીફ અને હદીષ શરીફથી તથા ઈમામોથી સાબિત હોય તો બરાએ મહેરબાની જવાબ આપશો.

**જવાબ :** એ પણ કુર્આન-હદીષ તેમજ ફિકહથી સાબિત નથી.

## ૩. ૪૦ દિવસ સુધી ઈમામનું મૈયતના ઘરે જઈ ઈમદાદ કબૂલ કરવી.

**સવાલ :** અમારા ગામમાં એક ભાઈને ત્યાં એક ડોસીમાં ગુજરી ગયા છે. તેમના ઘરમાં તે ડોસીમાંના જમાઈ તેમજ મરહૂમની દીકરી અને દીકરીના

છોકરાંઓ રહે છે. અહિંયાં રિવાજ પ્રમાણે ગામના ઈમામ સાહબને ૪૦ દિવસ સુધી ઘરે કુર્આન પઢવા બોલાવે છે અને ૪૦ દિવસ પછી ઈમામ સાહબને હદયો આપે છે. તો શું આ પ્રમાણે ઈમામ સાહબ ૪૦ દિવસ સુધી કુર્આન શરીફ ઘરે પઢવા જાય તેમજ ત્યાર બાદ હદયો લઈ શકે ? જાઈઝ છે ?

**જવાબ** : રિવાજ મુજબ અથવા પહેલેથી શર્ત કરી હદયો લઈ જે કુર્આન શરીફ મૈયત માટે પઢાવવામાં આવે છે તેમાં મૈયતને કોઈ સવાબ મળતો નથી. કારણ કે હદયો લેવાની નિય્યતને લઈ પઢનારને જ સવાબ ન મળ્યો તો મૈયતને કયાંથી પહોંચે ? અલબત્ત અગર કોઈ માણસ લિલ્લાહ કુર્આન શરીફ પઢી મૈયતને સવાબ પહોંચાડશે તો ઈન્શાઅલ્લાહ તેનો સવાબ મૈયતને પહોંચશે. તેના માટે મૈયતના ઘરે જઈ પઢવું પણ જરૂરી નથી. પોતાની જગ્યાએ રહી પઢી સવાબ પહોંચાડવાથી પણ સવાબ પહોંચી જશે.

[ફતાવા દારુલ ઉલૂમ : ભાગ–૧ પેજ નં. ૩૪૬, મતબૂઅહ કરાંચી]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. શબે મેઅરાજની ઉજવણી વિશે વિસ્તૃત ફતવો.

**સવાલ** : શબે મેઅરાજની રાત અને શાબાનની ૧૫મી તારીખની રાત કે જેને "લયલતુલ બરાત" તરીકે ઓળખવામાં આવે છે. તેની ઉજવણીનો યોગ્ય તરીકો શો છે ? અમારા વિભાગ (દેશ)ના લોકો આ બંને રાત્રીઓને ખૂબ મુબારક (પવિત્ર) સમજે છે અને તેમની ઉજવણી માટે ઘરો અને મસ્જિદોમાં ધાર્મિક જલસા થાય છે. (એક પેપર કટીંગનાં અનુવાદ સાથેની ઝેરોક્ષ કોપી આવી હતી જેમાં આ સવાલ અને સાથે જવાબ પણ કોઈક અરબ આલિમનો શામેલ હતો.)

**જવાબ** : આપે પેપર કટીંગની જે ઝેરોક્ષ કોપી (અનુવાદ સાથે) મોકલાવી છે તેમાં આપ શું પૂછવા માંગો છો તેની ચોખવટ કરી નથી. એના જે ભાગ ઉપર આપને પ્રશ્ન ઉદ્દભવ્યો તે લખીને મોકલાવ્યો હોત તો જવાબમાં સહુલત રહેત. જવાબ પહેલાં એક સિદ્ધાંત યાદ રાખો : ઈસ્લામમાં બધીજ

ઈબાદતો નમાઝ, રોઝહ, અલ્લાહનો ઝિક્ર, કુર્આનની તિલાવત વિ. સૌના માટે કેટલાક અદબો, શર્તો અને સીમાઓ નકકી કરવામાં આવી છે. તેને લક્ષમાં રાખી આ ઈબાદતો અદા કરવામાં આવે તો મોટો સવાબ અને દુન્યા તથા આખિરતની કામયાબી છે અને આ સીમાઓનું ઉલ્લંઘન કરી બીજી રીત અપનાવવામાં આવે તો સવાબના બદલે અઝાબ અને ગુનો છે. નમાઝ સર્વ ઈબાદતોમાં સર્વશ્રેષ્ઠ છે. પરંતુ સુર્યોદય તથા સુર્યાસ્ત સમયે નમાઝ પઢવી હરામ છે. નકકી કરેલી રકઅતોમાં કોઈ રકઅતનો ઉમેરો કરી આપે તો હરામ છે. જમાઅતની નમાઝ સુન્નતે-મુઅકકદહ છે અને તેનાથી નમાઝના સવાબમાં સત્તાવીસ ઘણો વધારો થઈ જાય છે. પરંતુ કોઈ નફલ નમાઝની જમાઅત કરવા લાગે તો મના અને ગુનો છે. રોઝો કેટલી મહાન ઈબાદત અને એનો સવાબ કેટલો મોટો છે. પરંતુ બન્ને ઈદ અને કુર્બાનીના દિવસોમાં રોઝો રાખવો હરામ છે. કુર્આને મજીદની તિલાવત શ્રેષ્ઠ ઈબાદત છે પરંતુ રૂકૂઅ સિજદહની હાલતમાં તિલાવત મના અને એવી જગ્યાઓએ જ્યાં લોકો સાંભળવા તરફ ધ્યાન ન દેતા હોય ત્યાં ઊંચા અવાજથી તિલાવત નાજાઈઝ છે. [જવાહિરૂલ-ફિકહ : ભાગ-૧ પેજ નં. ૨૧૨]

હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમને મેઅરાજ નસીબ થઈ જેની વિગતો હદીષ અને સીરતની કિતાબોમાં ખુલાસાવાર મવજૂદ છે અને મેઅરાજનો ઈનકાર કરનાર માટે "ફિકહે અકબર" (જે ઈમામ અબૂહનીફહ રહમતુલ્લાહિ અલય્હની કિતાબ છે તેમાં) લખ્યું છે કે, "મેઅરાજનો બનાવ સત્ય છે અને જે એને ન માનતો હોય તે ગુમરાહ તથા બિદઅતી છે." [શર્હે ફિકહે અકબર પેજ નં. ૧૩૪] બલકે મુલ્લા અલી કારી (રહ.)એ આ મસ્અલાની છણાવટ કરતાં "કિતાબુલ ખુલાસહ"ના હવાલાથી લખ્યું છે કે, "જે માણસ મેઅરાજનો ઈનકાર કરતો હોય તો જોવું જોઈએ કે તે અગર : રાતોરાત મક્કહ મુઅઝ્ઝમહથી બયતુલ-મુકદસ સુધી લઈ જવાનો ઈનકાર કરતો હોય તો તે કાફિર છે." [હવાલો ઉપર મુજબ] પરંતુ મેઅરાજનો આ બનાવ કયા વરસ અને કઈ રાતે ઘટયો એ વિશે એકમત નથી. હઝરત મુફતી મુહમ્મદ શફીઅ સાહબ (રહ.) પોતાની મશ્હૂર તફસીર 'મઆરિફુલ કુર્આન'માં લખે

છે કે : ઈમામ કુર્તુબી (રહ.)એ પોતાની તફસીરમાં ફરમાવ્યું કે : "મેઅરાજની તારીખમાં રિવાયતોમાં ઘણો જ મતભેદ છે. મૂસા બિન ઉકબહની રિવાયત એ છે કે, 'આ બનાવ મદીનહની હિજરતના છ માસ પહેલાં ઘટયો.' અને હઝરત આયશા રદિયલ્લાહુ અન્હા ફરમાવે છે કે, 'ઉમ્મુલ મુઅમિનીન હઝરત ખદીજહ રદિયલ્લાહુ અન્હાની વફાત નમાઝો ફર્ઝ થવા પહેલાં થઈ ચૂકી હતી.' ઈમામ ઝોહરી ફરમાવે છે કે, 'હઝરત ખદીજહ રદિયલ્લાહુ અન્હાની વફાતનો બનાવ નબુવ્વત મળ્યાના સાત વરસ પછી ઘટયો હતો.' કેટલીક રિવાયતોમાં છે કે 'મેઅરાજનો બનાવ નબુવ્વત મળ્યાના પાંચ વરસ પછી બન્યો છે.' ઈબ્ને ઈસ્હાક કહે છે કે, 'મેઅરાજનો બનાવ ત્યારે બન્યો જ્યારે ઈસ્લામ અરબના મોટા ભાગના કબીલાઓમાં પ્રસરી ચૂકયો હતો.' આ બધી જ રિવાયતોનો સારાંશ એ છે કે, 'મેઅરાજનો બનાવ મદીનહની હિજરતના કેટલાય વરસ પહેલાંનો છે.' હરબી કહે છે કે 'ઈસરાઅ તથા મેઅરાજનો બનાવ રબીઉસ્સાનીની સત્તાવીસમી રાત્રે હિજરતના એક વરસ પહેલાં બન્યો.' અને ઈબ્ને કાસીબ ઝહબી કહે છે કે, 'નબુવ્વતના અઢાર મહીના વિત્યા પછી આ બનાવ બન્યો.' મુહદ્દિસીન (રહ.) એ વિવિધ રિવાયતો નકલ કર્યા પછી કોઈ ચોકકસ વસ્તુ લખી નથી અને લોકોમાં મશહૂર એ છે કે, 'રજબની સત્તાવીસમી રાત્રી 'શબે મેઅરાજ છે."' [મઆરિફુલ કુર્આન ભાગ–૫ પેજ નં. ૪૩૦–૪૩૧] હઝરત શેખ અબ્દુલહક મુહદ્દિસ દહેલવી રહમતુલ્લાહિ અલય્હ ફરમાવે છે કે : "અરબ પ્રદેશના લોકોમાં એવું પ્રચલિત છે કે, 'આપ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમને મેઅરાજ, રજબની સત્તાવીસમી રાત્રે થઈ હતી.' અને તેઓમાં હજ સીઝનની જેમ રજબીય્યહ સીઝન પણ પ્રચલિત છે, જેમાં તેઓ દૂર દૂરથી નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમની ઝિયારત માટે આવે છે અને કહેવાય છે કે, આ વાત સહીહ નથી અને સહીહ વાત એ છે કે મેઅરાજનો બનાવ ૧૭ રમઝાન અથવા રબીઉલ અવ્વલમાં મક્કામાં નુબુવ્વતના બારમાં વરસે બન્યો હતો." [મા સબત મિનસ્સુન્નહ ૭૭]

હવે ઉપરોકત ટાંચણોને નજર–સમક્ષ રાખી એટલું જ વિચારવું રહયું

કે જ્યારે શબે મેઅરાજ કઈ એ જ ચોકકસ રીતે નથી કહી શકતા તો પછી તેને પોતાના તરફથી નકકી કરી લેવું અને એને ઉજવવું (ઉજવવું શરઈ દ્રષ્ટિએ કેવું છે તે આગળ આવે છે) શરીઅતે ઈસ્લામની નકકી કરેલી સીમાઓ અને ઈસ્લામના બુનિયાદી સિધ્ધાંતોથી કેટલું સુસંગત છે? અલ્લાહ તઆલાએ જેટલા નબીઓ હઝરત આદમ અલય્હિસ્સલામથી લઈ ખાતિમુલ–અંબિયા હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમ સુધી મોકલ્યા છે તેમના ઉપર ઈમાન લાવવું જરૂરી છે અને તે વગર કોઈ આદમી મુઅમિન થઈ શકતો નથી. પરંતુ તેઓની ચોકકસ સંખ્યા વિશે રિવાયતો અલગ–અલગ આવેલી છે. એક રિવાયતમાં એક લાખ ચોવીસ હજારની સંખ્યા છે, જ્યારે બીજી રિવાયતમાં બે લાખ ચોવીસ હજારની સંખ્યા બતલાવવામાં આવી છે. એને લઈ ઉલમા લખે છે કે યોગ્ય એ છે કે નબીઓ ઉપર ઈમાન વેળા કોઈ ચોકકસ સંખ્યા નજરમાં ન રાખે, બલકે એવું કહે કે અલ્લાહ તઆલાએ જેટલા પણ નબીઓ (હઝરત આદમ અલય્હિસ્સલામથી લઈ આપણાં નબી હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમ સુધી મોકલ્યા છે તે સૌ ઉપર હું ઈમાન લાવું છું. કારણ કે, જો તમો કોઈ ચોકકસ સંખ્યા નજર સમક્ષ રાખશો તો એ ભય છે કે, તે ચોકકસ વાસ્તવિક સંખ્યાથી વધુ છે, તો જે નબી નથી તેને નબી માનવાની ખરાબીમાં સપડાશો અને તે સંખ્યા વાસ્તવિક સંખ્યાથી ઓછી છે તો જે નબી છે તેને નબી નહીં માનવાની ખરાબી લાઝીમ આવશે. [જુઓ શર્હે અકાઈદ ૧૦૧ અને શર્હે– ફિકહે અકબર ૬૭] એ જ પ્રમાણે માણસ જ્યારે નમાઝ માટે સલામ ફેરવે ત્યારે એને જોઈએ કે ડાબે–જમણે સલામ ફેરવતી વેળા (એની સાથે અલ્લાહ તઆલા તરફથી) એની હિફાઝત માટે જે ફરિશ્તા મુકર્રર છે, તેની પણ નિય્યત કરે. આ મસ્અલો બયાન કરતી વેળા હઝરાતે ફુકહા રહમતુલ્લાહિ અલય્હીમ ચોખવટ કરે છે કે ફરિશ્તાઓની કોઈ ચોકકસ સંખ્યા ધ્યાનમાં ન રાખે. કારણ કે એ વિશે વિવિધ રિવાયતો છે. [જુઓ હિદાયહ ભાગ–૧ પેજ નં. ૯૪–૯૬] જે ફુકહા રહમતુલ્લાહિ અલય્હીમ અને ઉલમા રહમતુલ્લાહિ અલય્હીમ દીનના વિષયમાં આટલી સાવચેતી રાખતા હોય

અને નજીવી ભેદ–રેખાને પણ ધ્યાનમાં રાખતા હોય તેઓ એક બનેલા બનાવ વિશે પોતાના તરફથી તારીખ નકકી કરવાને કેવી રીતે સાંખી લીયે ?

શાબાનની પંદરમી રાત વિશે જાણકારી માટે હઝરતે અકદસ મુફતી મુહમ્મદ શફીઅ સાહબ રહમતુલ્લાહિ અલય્હ સૂરએ દુખાનની આયત 'ઈન્ના અન્ઝલ્નાહુ ફી લયૂલતિમ્મુબારકતિન્' હેઠળ પોતાની તફસીરમાં જે લખ્યું છે તે રજુ કરૂં છું : "મુબારક રાતથી મુરાદ મુફસ્સિરીનની મોટી જમાઅતના નજીક શબે કદ્ર છે. જે રમઝાનના છેલ્લા દશકામાં હોય છે......... (આગળ જતા લખે છે કે) અને કેટલાક મુફસ્સિરીન (જેમ કે) ઈકરમહ વિ. થી નકલ કરવામાં આવ્યું છે કે તેઓ આ આયતમાં મુબારક રાતથી મુરાદ શબે બરાત કિંવા પંદરમી શાબાનની રાત માને છે પણ આ રાતમાં કુર્આનનું ઉતરવું કુર્આનની સ્પષ્ટ આયતો અને હદીષની રિવાયતોના વિરૂદ્ધ છે. 'શહ્રુ રમઝાનલ્લઝી ઉન્ઝિલ ફીહિલ્કુર્આન' અને 'ઈન્ના અન્ઝલ્નાહુ ફી લયલતિલ્ કદ્ર' જેવી સ્પષ્ટ આયતો હોવા છતાં કોઈ પાકી દલીલ વગર નથી કહી શકતા કે કુર્આન શબે બરાતમાં ઉતર્યું. અલબત્ત......... શાબાનની પંદરમી રાતને હદીષની કેટલીક રિવાયતોમાં શબે બરાઅત અથવા લયલતુ–સ્સિક તરીકે ઓળખવામાં આવી છે અને સાથે જ મુબારક હોવા તથા તેમાં અલ્લાહ તઆલાની રહમત ઉતારવાનું બયાન છે. એ સાથે કેટલીક રિવાયતોમાં આ મઝમૂન પણ આવ્યો છે જે આ જગ્યાએ (ઉપરોકત આયતમાં) મુબારક રાતના માટે કહેવામાં આવ્યો છે. કિંવા "ફી હા યુફરકુ કુલ્લુ અમ્રિન હકીમ • અમરમ્ મિન્ ઈન્દિના. અર્થાત્ : 'આ રાતમાં દરેક હિકમતવાળા મામલાનો ફૈંસલો અમારા તરફથી કરવામાં આવે છે.' જેનો મતલબ હઝરત ઈબ્ને અબ્બાસ રદિયલ્લાહુ અન્હુએ બયાન ફરમાવ્યો છે કે : 'આ રાત, જેમાં કુર્આન નાઝિલ થયું કિંવા શબે કદ્ર તેમાં જ મખલૂકને લગતી તમામ મહત્ત્વની બાબતો જે આજ વરસમાં આવતી શબે કદ્ર સુધી બનવાની છે તેનો ફૈંસલો કરવામાં આવે છે, કે કોણ કોણ આ વરસમાં જનમશે, કોણ કોણ એમાં મૃત્યુને ભેટશે, કોને કેટલી રોઝી આ વરસમાં આપવામાં આવશે.' એ જ તફસીર બીજા (તફસીરના) ઈમામો હઝરત કતાદહ,

મુજાહિદ, હસન રહમતુલ્લાહિ અલય્હીમ વિ. થી પણ નકલ કરવામાં આવી છે અને મેહદવીએ ફરમાવ્યું કે : 'મતલબ એનો એ છે કે આ તમામ ફૈસલા જે ખુદાઈ તકદીરમાં પહેલાંથી થઈ ચૂકયા હતા આ રાત્રીમાં એને લગતા ફરીશતાઓને સોંપવામાં આવે છે, કારણ કે કુર્આન તથા હદીષના બીજા સ્પષ્ટ શબ્દો એવું બતલાવે છે કે અલ્લાહ તઆલાએ આ ફૈસલા ઈન્સાનની પેદાઈશથી પણ પહેલાં 'અઝલ'માં જ લખી આપ્યા હતા, તો આ રાત્રે એના નકકી કરવાનો મતલબ એ જ થઈ શકે છે કે કઝા અને કદરને લાગુ કરવાનું કામ જે ફરીશતાઓના હાથે થાય છે આ રાત્રે તે વાર્ષિક આદેશો તેમને સોંપવામાં આવે છે.' [કુર્તુબી] હદીષની કેટલીક રિવાયતોમાં શબે બરાત કિંવા શાબાનની પંદરમી રાત વિશે પણ આવ્યું છે કે : 'તેમાં ઉમર અને રોઝીથી સંબંધિત ફૈસલા લખાય છે.' એટલે જ ઉપરોકત આયતમાં મુબારક રાતની તફસીર શબે બરાતથી કરી દેવામાં આવી, પરંતુ એ સહીહ નથી, કારણ કે અહિંયાં એ રાતના બયાનમાં કુર્આન ઉતરવાની વાત સૌ પ્રથમ છે અને તેનું રમઝાનમાં હોવું કુર્આનની આયતોથી સાબિત છે અને શબે બરાતના વિશે આ મઝમૂન કેટલીક રિવાયતોમાં આવેલ છે કે તેમાં રોઝી વિ. ના ફેસલા થાય છે. પ્રથમ તો ઈબ્ને કસીર રહમતુલ્લાહિ અલય્હએ એના વિશે ફરમાવ્યું છે કે : 'તે રિવાયતો મુર્સલ (જેની સનદ છેવટ સુધીની ન હોય તેવી) છે અને એવી રિવાયતો સ્પષ્ટ આયતોના મુકાબલામાં વિશ્વાસપાત્ર થઈ શકતી નથી.' એ જ પ્રમાણે કાઝી અબૂબક્ર ઈબ્ને અરબી રહમતુલ્લાહિ અલય્હએ ફરમાવ્યું કે, પંદરમી શાબાનની રાત વિશે કોઈ વિશ્વાસપાત્ર રિવાયત એવી નથી જેનાથી સાબિત થતું હોય કે રોઝી અને જીવન–મરણના ફૈસલા એ રાતમાં થાય છે, બલકે તેમણે ફરમાવ્યું કે : આ રાતની ફઝીલતમાં પણ કોઈ વિશ્વાસપાત્ર હદીષ આવી નથી. પરંતુ "રૂહુલ મઆની" માં એક સનદ વગરની રિવાયત હઝરત ઈબ્ને અબ્બાસ રદિયલ્લાહુ અન્હુથી એવી નકલ કરવામાં આવી છે કે, રોઝી અને જીવન–મરણ વિ. ના ફેસલા શાબાનની પંદરમી રાત્રે લખાય છે અને શબે કદ્રમાં ફરીશતાઓને સોંપવામાં આવે છે. અગર આ રિવાયત સાબિત હોય તો આ રીતે બન્નેવ વાતોમાં

એકમત સાધી શકાય છે. નહીં તો અસલ વાત જે કુર્આનના ખુલ્લા શબ્દો અને સહીહ હદીષોથી સાબિત છે તે એજ કે સૂરએ દુખાનની આયતમાં "મુબારક રાત્રી અને એમાં બધી બાબતોના ફેસલા થાય છે" વિ. ના બધા જ શબ્દો શબે કદ્રને જ લગતા છે. રહી શબે બરાતની ફઝીલતની બાબત તો તે એક અલગ વિષય છે જે હદીષની કેટલીક રિવાયતો મવજૂદ છે. પરંતુ તે મોટા ભાગની "ઝઈફ" (અસ્વીકાર્ય– અવિશ્વાસપાત્ર–કમઝોર) છે. એટલે જ કાઝી અબૂબક્ર ઈબ્ને અરબી (રહ.) એ એ રાતની કોઈપણ ફઝીલતનો ઈન્કાર કર્યો છે પરંતુ શબે બરાતની ફઝીલતની રિવાયતો ચાહે સનદને જોતા કમજોરીથી ખાલી નથી તે છતાં વિવિધ સનદો અને કેટલીય રિવાયતોથી થોડીક પુષ્ટી (બળ) મળી જાય છે. જેથી ઘણા બુઝુર્ગોએ એને સ્વીકારી છે. કેમ કે "ફઝાઈલે આમાલ"માં ઝઈફ રિવાયતો ઉપર અમલ કરી લેવાની ગુંજાઈશ છે. [જૂઓ મઆરિફુલ કુર્આન : ભાગ–૭ પેજ નં. ૭૫૭–૭૫૮]

(અહિંયાં એટલું ધ્યાનમાં રહે કે ઝઈફ રિવાયત ઉપર અમલ કરવા માટે કેટલીક શરતો છે. જે ઈન્શાઅલ્લાહ નોટ રૂપે છેલ્લે લખીશ.)

ઉપરોક્ત વિગત ધ્યાનમાં રાખી હવે પ્રશ્ન પુછનારના પ્રશ્નની છણાવટ કરો. પ્રશ્નમાં આ બન્નેવ રાતોની ઉજવણીની રીત પૂછી રહયા છે. ઉજવણી શબ્દ શું સુચવે છે ? કોઈ ખુશી અને આનંદના પ્રસંગે (જેને તહેવાર કહી શકો છો) માણસ પોતાની હર્ષ અને ઉલ્લાસની લાગણીઓને (જે રીતે અપનાવી) પ્રદર્શિત કરે છે તેને ઉજવણી કહેવામાં આવે છે. જેમ કે આ રાતોમાં વિવિધ જગ્યાએ વિવિધ રીતો અપનાવવામાં આવે છે. (જે કિતાબોમાં આ વિષય ઉપર ચર્ચા છે તેના વાંચનથી તેમજ જાત–માહિતીથી જે રીતો લોકો અપનાવે છે તે ટૂંકમાં આ રીતે છે) દીવા સળગાવી ઘરો અને દિવાલો ઉપર મુકવા અને એમાં એક બીજાથી આગળ વધવાની કોશિશ કરવી. આજના યુગમાં એની જગ્યાએ રંગબેરંગી બલ્બોના ઝુમખાઓથી ઘરો અને દરવાજાઓ શણગારાય છે. ફટાકડા ફોડવા અને દારૂખાનામાં બનતી બીજી વસ્તુઓ વાપરવી, મસ્જિદોમાં પણ એ રાત્રે જરૂરતથી વધારે રોશની થાય છે, વળી કોઈક જગ્યાએ કબરો ઉપર પણ રોશની તથા અગરબત્તી કરવામાં

આવે છે અને આ રસમનું નામ ચિરાગી રાખવામાં આવ્યું છે. રીતસર એના માટે ઉઘરાણા કરવામાં આવે છે, જાહેર જગ્યાઓ ઉપર એ માટે ગલ્લા મુકાય છે. આ રાત્રીઓમાં સારી સારી વાનગીઓ બનાવવા ઉપર આગ્રહ રાખવો એને સવાબનું કામ સમજવું ન બનાવનારને ટોણાં મારવા, બલકે કેટલીક જગ્યાઓએ આ સમયે મરી ગયેલાઓની રૂહો આવવાનો અને એવી જ બીજી ખુરાફાતનો અકીદો પણ હોય છે વિ. અને એને જ ઉજવણી શબ્દથી વ્યકત કરે છે. હવે આપ પોતે જ ફેસલો કરો કે શું આ સૌ ઈસ્લામી રીત છે? આ બધા જ રીત-રીવાજો ઉપર ઉલમાએ વિગતવાર દલીલો રજૂ કરી એના શરીઅત-વિરૂધ્ધ બલકે (એમાના કેટલાક) ગેર કોમના રીત-રીવાજો હોવાના સચોટ પુરાવા આપ્યા છે.

[જૂઓ મા સબત મિનસ્સુન્નહ પેજ નં. ૮૭,
ઉફૂદુર્રિય્યહ ભાગ-૨ પેજ નં. ૩૨૬,
ફતાવા મહમૂદિય્યહ ભાગ-૧ પેજ નં. ૨૨૪-૨૨૫,
ફતાવા રહીમીય્યહ ભાગ-૨ પેજ નં. ૩૦૯-૩૧૩ વિ.]

જ્યારે કેટલાક દીનદાર મનાતા લોકો (જેઓ ઉપર મુજબની રીતોથી ઉજવણીને ખોટું અને ઈસ્લામ વિરૂધ્ધ સમજે છે તેઓ) બીજી રીત અપનાવે છે અને તેને પોતાના ખ્યાલથી નેકી અને ઈબાદત સમજે છે. દાખલા રૂપે મુબારક રાતોમાં મસ્જિદમાં સમૂહરૂપમાં ઈબાદતની ગોઠવણ કરે છે. નફલની જમાઅત કરે છે અથવા મસ્જિદમાં ભેગા મળી તકરીરો કરાવી ઈબાદતમાં લાગે છે અને એ માટે આગ્રહ રાખે છે. સય્યિદી હઝરત મવ. મુફતી મહમૂદ હસન ગંગોહી (રહ.) એક જવાબમાં ફરમાવે છે "શબે બરાત" ઔર "શબે કદ્ર" કી તલાશ ઔર ઈબાદત કે લીયે મસાજીદ મેં જમા હોના મકરૂહ ઔર બિદઅત હય મરાકીલ-ફલાહમેં ઈસકી તશરીહ મવજૂદ હૈ.

[ફતાવા મહમૂદિય્યહ ભાગ-૧ પેજ નં. ૧૨૭]

હઝરત મવ. મુફતી રશીદ અહમદ લુધયાનવી સાહબ (રહ.) ના ફતાવામાં છે:

**સવાલ** :- કયા ફરમાતે હૈ ઉલમાએ કિરામ ઈસ મસ્અલેમેં કે, ઈંદિયન,

નિસ્ફે-શાબાન, રમઝાનુલ મુબારક અશરએ અખિરહ ઔર દિગર લયાલિયે મુબારકહમેં જો આમ રીવાજ બન ગયા હૈ કે મસાજીદમેં ઝિક્ર વ તિલાવત વગયરહકે લીએ લોગ જમા હોતે હૈ ઔર વઅઝ મસાજીદમેં તકરીરકા ભી એહતેમામ હોતા હૈ ઈસ્કી શરઅન ક્યાં હૈસિયત હૈ? બય્યિનૂ તૂજરૂ.

**અલ જવાબ બિસ્મી મુલ્હીસ્સવાબ** : ઈન મુબારક રાતોંમે મસાજીદમેં આ કર ઈબાદત કરને કે તીન તરીકે હૈ. (૧) મસ્જિદમેં આ કર ઈબાદત કરનેકા એહતેમામ નહીં કિયા, બલ્કે ઈત્તિફાકન મસ્જિદમેં આકર તિલાવતો ઝિક્રમે લગ ગયે યહ જાઈઝ હૈ. લેકિન યહ નવાફિલ ઔર ઝિક્ર અગર ઘરમેં કરતા તો ઝિયાદહ સવાબ મિલતા બલ્કે મસ્જિદે હરામ વ મસ્જિદે નબવીકી બ નિસ્બત ભી ઘરમેં નફલ ઈબાદતકા ઝિયાદહ સવાબ હૈ ચુનાંચે યહ હદીસમેં હૈ...... (૨) મસ્જિદમેં આનેકા એહતેમામ કિયા ગયા હો યહ બિદઅત હૈ. ઈસ લીએ કે નવાફિલકે લીએ મસ્જિદકા એહતેમામ કરનેકા મતલબ યહ હૈ કે મસ્જિદમેં નવાફિલ પઢનેકો ઝિયાદહ સવાબ સમઝના હૈ, ઔર યહ શરીઅતે મુતહહરહ પર ઝિયાદતી બલ્કે અલ્લાહ ઔર રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમકા મુકાબલહ હૈ. ઈસ લીએ કે અહાદીસમેં ઈસકી શરાહત હૈ કે નવાફિલકા ઘરમેં પઢના ઝિયાદહ અફઝલ હૈ. (૩) લયાલિયે-મુબારકહહમેં મસ્જિદમેં ઈબાદતકા એહતેમામ હૈ અને ઈજતેમાઈય્યા કે સાથ કિયા જાએ. મસલન નવાફિલકી જમાઅત કી જાએ યા તકરીર કા એહતેમામ કિયા જાએ. યહ સૂરત ભી બિદઅત હૈ. સૂરતે દૌમસે ભી ઝિયાદહ કબીરહ હૈ ઈસમેં એક તો વો ખરાબી હૈ જો (૨) મેં મઝકૂર હુઈ. દૂસરી યહ ખરાબી હૈ કે નફલી ઈબાદત કે લીએ હૈ અને ઈજતેમાઈય્યા પૈદા કરબી જો શરઅન મમનુઅ હૈ. [અહસનુલ ફતાવા ભાગ-૧ પેજ નં. ૩૭૨-૩૭૩] આગળ એમણે લોકો તરફથી રજૂ કરવામાં આવતા કારણો અને બહાનાઓની વિગતવાર છણાવટ કરી છે. વધુ માહિતી માટે ત્યાં જ જૂઓ.

**નોંટ** : આમાલના ફઝાઈલવાળી ઝઈફ હદીસ ઉપર અમલ કરવા

માટે ત્રણ શરતો છે : (૧) તે હદીસ વધુ પડતી ઝઈફ ન હોય. (૨) ઝઈફ હદીસમાં જે અમલ આવ્યો છે તેનો આમ–કાનુનમાં સમાવેશ થઈ જતો હોય. (૩) અને ઝઈફ હદીસથી સાબીત થતા અમલને સુન્નત સમજીને ન કરે, બલ્કે એહતિયાતરૂપે કરે.

[જૂઓ દુર્રે મુખ્તાર શામી ભાગ–૧ પેજ નં. ૮૭, સિઆયહ ભાગ–૨ પેજ નં. ૪૬, ફતાવા રહીમિય્યહ ભાગ–૧ પેજ નં. ૬૧]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫. અગિયારમી કરવું કેવું છે ?

**સવાલ :** હાલમાં ઈસ્લામી મહીનો રબીઉલ આખર ચાલે છે અને એ મહીનામાં ૧૧ ચાંદથી લઈ ૩૦ ચાંદ સુધી અગિયારમીના નામે નિયાઝ કરવામાં આવે છે અને એમાં કંઈ પણ ખાવાનું બનાવવામાં આવે છે તો એ અગિયારમી કરવું કેવું છે? જાઈઝ છે કે નાજાઈઝ અને એ કોના નામે કરવામાં આવે અને એનો સવાબ મળે કે નહીં તે બરાબર લખી જણાવશો.

**જવાબ :** ગવસુલ–આઝમ, કુતબે રબ્બાની, મહબૂબે સુબ્હાની હઝરત શેખ અબ્દુલ કાદિર જીલાની રહમતુલ્લાહિ અલય્હ મહાન બુઝુર્ગ છે જેમની અઝમત અને મુહબ્બત ઈમાનની નિશાની છે અને બેઅદબી તથા ગુસ્તાખી કરવી ગુમરાહીની દલીલ છે. અહલે સુન્નત વલ–જમાઅતનો અકીદો છે કે બધી જ મખ્લૂકમાં નબીઓનો દરજ્જો સૌથી મોટો છે અને નબીઓમાં સૌથી અફઝલ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની બરકતવાળી ઝાત છે. આ ઉમ્મતમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ પછી ખલીફાએ અવ્વલ હઝરત અબૂબક્ર સિદીક રદિયલ્લાહુ અન્હુ, ત્યાર બાદ હઝરત ઉમર ફારૂક રદિયલ્લાહુ અન્હુ, પછી હઝરત ઉસ્માન રદિયલ્લાહુ અન્હુ, પછી હઝરત અલી રદિયલ્લાહુ અન્હુનો દરજ્જો છે. ત્યાર પછી તે દસ સહાબી રદિયલ્લાહુ અન્હુમ જેમને હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ જન્નતની બશારત આપી હતી, ત્યાર પછી ગઝવએ–બદ્રમાં ભાગ લેનાર સહાબીઓ, ત્યાર પછી અન્ય મુહાજીર અને અન્સાર સહાબા

પોતપોતાના દરજ્જા પ્રમાણે છે. ત્યાર પછી તાબેઈન તથા તબે-તાબેઈનનો દરજ્જો છે જે અવલિયાએ-કિરામ અને બુઝુર્ગોને સહાબીય્યતનું ભાગ્ય પ્રાપ્ત નથી. તેઓ સહાબાથી અફઝલ નથી, બલકે તેમની બરાબર પણ નથી. આટલું વિચારો કે નબીઓ અને સહાબીઓ જેવી મુકદસ હસ્તીઓનો વફાત દિવસ મનાવવાની શરીઅતે કોઈ તાકીદ કરી નથી તો પછી હઝરત ગવસે આઝમનો વફાત દિવસ મનાવવાનો શું મતલબ ? દરેકનો વફાત દિવસ મનાવવું શક્ય પણ નથી કારણ કે અંબિયાએ કિરામ અલૈહિમુસ્સલામ પછી સહાબાએ કિરામ રદિયલ્લાહુ અન્હુમ અને ત્યાર પછી બીજા બુઝુર્ગોનો વારો આવે છે અને વરસના કુલ દિવસ ૩૫૪ અથવા ૩૬૦ છે તો સૌનો વફાત દિવસ મનાવવા માટે બીજા દિવસો ક્યાંથી લાવીશું ? અને અંબિયા તથા સહાબાને છોડી એમના નીચલા દરજ્જાના બુઝુર્ગોના દિવસ મનાવવામાં આવે તો એ વાત નબીઓ તથા સહાબીઓના દરજ્જાઓમાં કમી કરવા બરાબર છે. માટે અગિયારમીનો આ રિવાજ શરીઅત વિરૂદ્ધ હોવાની સાથે સાથે બુદ્ધિથી પણ દૂર છે અને બિદઅત છે. બીજી વાત એ કે હઝરત ગવસુલ આઝમ રહમતુલ્લાહિ અલય્હની વફાતની તારીખમાં ઘણોજ મતભેદ છે. હઝરત રહમતુલ્લાહિ અલય્હની "સવાનેહ"માં આઠ કથનો લખ્યા છે. ૯, ૧૦, ૧૭, ૧૮, ૧૩, ૭, ૧૧ રબીઉલ- અવ્વલ અને છેલ્લે લખ્યું છે કે સહીહ એ છે કે દસ રબીઉલ અવ્વલમાં વફાત પામ્યા હતા. એનાથી જણાયું કે હઝરત ગવસુલ-આઝમ રહમતુલ્લાહિ અલય્હના ખલીફાઓ તથા એમના મુરીદો તથા માનનારાઓમાં આપનો વફાત-દિવસ મનાવવામાં આવતો ન હતો, નહીં તો વફાત-દિવસમાં આટલો મતભેદ ન હોત. આજે લોકો ફર્ઝો, વાજીબો, સુન્નતોને છોડી બિદઅતો તથા રીવાજોમાં ફસાય ગયા છે. [ફતાવા રહીમીય્યહ ભાગ-૨ પેજ નં. ૨૮૬, ૨૮૭] માટે એનાથી બચવું જરૂરી છે. જો કોઈ માણસ હઝરત ગવસુલ આઝમ રહમતુલ્લાહિ અલય્હને સવાબ જ પહોંચાડવા માંગતો હોય તો તેના માટે દિવસ અથવા મહિનો નક્કી કરવાની શી જરૂરત છે ? અને એ કામ તો બીજા કોઈ પણ દિવસે ચૂપચાપ કોઈ

ગરીબને રોકડ સદકા રૂપે આપી દેવાથી પણ થઈ જાય છે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૬. મય્યત થઈ જાય તો તે ઘરમાં કેટલા દિવસ સુધી ખાણું મોકલાવવું ?

**સવાલ** : અમારે ત્યાં કોઈ મય્યત થઈ ગઈ હોય તો મય્યતના ઘેર ત્રણ દિવસ સુધી ખાવાનું મુકવામાં આવે છે. તો આ ખાવાનું મુકવું જાઈઝ છે કે નહીં ? મુકનારાઓને કોઈ ગુનો લાગુ પડશે કે નહીં ?

**જવાબ** : મય્યતવાળા ઘરના પડોશીઓ તેમજ દૂરના સગાઓ માટે મુસ્તહબ છે કે મય્યતના ઘરવાળાઓ માટે એક દિવસના ખાવાની વ્યવસ્થા કરી આગ્રહ કરી તેમને ખવડાવે. હદીષમાં એની તાકીદ આવી છે. [શામી : ભાગ–૧ પેજ નં. ૬૬૪] આ હુકમ એક દિવસ પુરતો જ મર્યાદિત છે. જેથી એક દિવસ માટે જ એ ઉપર અમલ કરવો.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૭. ઝિયારતનું ખાવાનું કેવું છે ?

**સવાલ** : અમારા સૌરાષ્ટ્ર કાઠીયાવાડમાં ઝિયારતનું ખાવાનું બહુ મોટા પાયે કરવામાં આવે છે અને ઝિયારતમાં અમીર–ગરીબ બધા હોય છે અને દૂરથી આવેલ મહેમાનો પણ હોય છે. તો આ ઝિયારતનું ખાવું કેવું છે ? અને કુટુંબની અંદરમાં કોઈ પણ ગુજરી ગયું હોય તો તેની ઝિયારતનું ખાવું કુટુંબના ભાઈ તથા બહેનોએ ખાવું કેવું છે ?

**જવાબ** : કોઈના મૃત્યુ પછી એના ઘરવાળાઓ તરફથી ઝિયારતના નામે લોકોને ભેગા કરી તેમને જે ખાવું ખવડાવવામાં આવે છે એ બિદઅત અને નાજાઈઝ છે, ફિકહની મશહુર કિતાબ 'ફત્હુલ કદીર'માં છે : "મય્યિતના ઘરવાળાઓ તરફથી ખાવાની દાવત કરવી મના છે. કારણ કે દાવત તો ખુશીના પ્રસંગે કરવામાં આવે છે, ગમીમાં નહીં, અને એ દઅવત ઘણી જ ખરાબ બિદઅત છે." ઈમામ અહમદ રહમતુલ્લાહિ અલય્હ અને ઈબ્ને માજહ

રહમતુલ્લાહિ અલય્હ હઝરત જરીર ઈબ્ને અબ્દુલ્લાહ રદિયલ્લાહુ અન્હુમથી નકલ કરે છે કે અમે લોકો (કિંવા સહાબા રદિયલ્લાહુ અન્હુમ મય્યિતના ઘરવાળાઓને ત્યાં ભેગા થવાને અને તેઓ તરફથી ખાણાની દાવતને નિયાહા (કિંવા મય્યિત ઉપર શરીઅતે મના ફરમાવેલ રીતે શોક વ્યકત કરવું)નો એક પ્રકાર સમજતા હતા.

[ફત્હુલ કદીર ભાગ–૨ પેજ નં. ૧૪૨ મકતબા તિજારીય્યહ]

અલ્લામહ શામી રહમતુલ્લાહિ અલય્હ *"ફત્હુલ કદીર"*ની ઉપરોકત ઈબારત નકલ કર્યા પછી *"ફતાવા બઝઝાઝિયહ"*ના હવાલાથી લખે છે : (મૃત્યુના) પહેલાં દિવસે અને ત્રીજા દિવસે અને સપ્તાહ પછી ખાવું બનાવવું (અને ખવડાવવું) અને તહેવારોના પ્રસંગે કબ્ર ઉપર ખાવું તૈયાર કરવું અને સુલહાઅ અને કુર્રાને કુર્આનના ખતમ અથવા સૂરએ અન્આમ અથવા સૂરએ ઈખ્લાસના ખતમ માટે ભેગા કરવું મના છે. [શામી : ભાગ–૧ પેજ નં. ૬૬૪ કોઈટા] આગળ જતાં અલ્લામહ શામી રહમતુલ્લાહિ અલય્હએ *"મેઅરાજુ દ્દિયારહ"*નામી કિતાબના હવાલાથી લખ્યું છે કે "આ બધાં જ કામો ખ્યાતિ અને દેખાવ માટે કરવામાં આવે છે માટે એનાથી બચે, કારણ કે એમાં અલ્લાહ ખાતર કરવાની કોઈ નિય્યત હોતી નથી." [ભાગ–૧ પેજ નં. ૬૬૪]

*"અહસનુલ ફતાવા"*માં એના બિદઅત અને નાજાઈઝ હોવાના કારણો જણાવતાં લખ્યું છે કે : (૧) આ ખરેખર હિન્દુઓનો રિવાજ છે, માટે એમાં હિન્દુઓથી મુશાબહત (સરખાપણું) થાય છે. (૨) એમાં ઈસાલે સવાબની નિય્યત હોતી નથી, બલકે દેખાવ અને આડંબર હોય છે અથવા લોકોના મહેણાં ટોણાના ડરથી દાવત કરવામાં આવે છે. [ભાગ–૧ પેજ નં. ૩૫૬]

ઈસાલે સવાબ નજર સમક્ષ નહીં હોવાની દલીલ રૂપે લખે છે : (અ) સદકાને છુપાવવું અફઝલ છે, તે છતાં અગર એ લોકોને એનું પ્રોત્સાહન આપવામાં આવે તો સદંતર સ્વીકારવામાં તૈયાર નથી થતાં. (બ) સદકો રોકડરૂપે બેહતર છે કે એમાં છુપાવવાની સાથે ગરીબો માટે વધારે લાભકારક છે કે જે કાંઈ જરૂરત હશે રોકડ વડે પૂરી થઈ શકશે અને અત્યારે અગર જરૂરત નથી તો જરૂરત ટાણે વાપરવા રોકડ રકમ સાચવી શકાશે, આ

ફાયદાઓ દાવતમાં નથી તે છતાં રોકડ રકમનો સદકો કરવા કોઈ તૈયાર હોતું નથી. (ક) બીજા દરજ્જામાં સદકાની બેહતર રીત એ છે કે ગરીબની જરૂરત જોઈને સદકો કરવામાં આવે, કિંવા બીમારને દવા, મુસાફિરને ભાડું, ટીકીટ વગેરે, ભુખ્યાને ખાવું, નાગાને પોષાક, જોડા વગેરે, શરદીમાં કમ્બલ, રઝાઈ વગેરે મતલબ કે જરૂરત મુજબ મદદ કરવી. પરંતુ અહીંયાં તો હર હાલમાં ખાવું જ ખવડાવવામાં આવે છે, ચાહે બીમાર દવા વગર કણસતો હોય અને નાગો શરદીથી થથરી રહ્યો હોય કે મુસાફીર પોતાની મંઝીલ ઉપર પહોંચવાથી લાચાર હોય. અગર એ લોકોને દાવતને બદલે સદકાની સહીહ રીતની સલાહ આપો જે ગરીબ માટે પણ લાભકારક છે, અને મય્યિત માટે પણ, તો જવાબ આપે છે કે દાવત નહીં કરીએ તો બિરાદરીવાળા નારાઝ થઈ જશે, અમારી નાક કટાઈ જશે, લોકો કહેશે : "*મર ગયા મરદૂદ ન ખત્મ ન દુરૂદ.*" (ખ) ઈસાલે સવાબની નિય્યત હોત તો ગરીબો, મોહતાજોને પ્રાધન્ય આપવામાં આવત, હાલાંકે જોવામાં એ આવે છે કે રિશ્તેદારો અને દોસ્તો નો મેળાવડો હોય છે અથવા માલદાર અને રઈસોને દાવત આપવામાં આવે છે, ગરીબો તો નામ પુરતા જ હોય છે. બલકે કેટલીક જગ્યાઓ ઉપર તો નામ પૂરતો પણ ગરીબ હોતો નથી. આ હાલતમાં કોણ કહી શકે છે કે આ ઈસાલે સવાબ માટે છે? [અહસનુલ ફતાવા ભાગ–૧ પેજ નં. ૨૫૬, ૨૫૭]

"ફતાવા આલમગીરી"માં "ફતાવા તતારખાનીય્યહ"ના હવાલાથી નકલ કર્યું છે કે "ત્રીજા દિવસે દાવતનું ખાણું બનાવવું જાઈઝ નથી."

[ભાગ–૧ પેજ નં. ૧૬૭]

બરેલ્વીઓના ઈમામ મવ. અહમદ રઝાખાન સાહબ ઝિયારતના ખાણા બાબત પુછાયેલા એક સવાલના જવાબમાં લખે છે : *સુબ્હાનલ્લાહ!* અય મુસલમાન એવું પુછે છે કે જાઈઝ છે યા શું? એવું પુછ કે આ નાપાક રસમ પોતાની અંદર કેટલી બુરાઈઓ અને સખ્ત ગુનાહો અને મોટી ખરાબીઓ ધરાવે છે. [ફતાવા રઝવીય્યહ ભાગ–૪ પેજ નં. ૧૩૮] ત્યાર પછી એમણે આ રસમની ખરાબીઓ વિગતવાર વર્ણવી છે અને છેલ્લે લખે છે "સારાંશ કે આ રસમની બુરાઈ અને મના હોવામાં શંકા નથી, અલ્લાહ અઝ્ઝ વ જલ્લ

મુસલમાનોને તવકીફ બખ્શે કે આવી રસમો જેમાં એમના દીન તેમજ દુન્યાનું નુકસાન છે સદંતર છોડી દીએ અને ખોટા મહેણાંઓ પ્રતિ ધ્યાન નહીં આપે."

[ફતાવા રઝવીય્યહ ભાગ-૪ પેજ નં. ૧૪૦]

## ૮. મોહર્રમની મજલિસો શિયાઓનું ધર્મચિન્હ છે.

**સવાલ :** અમારે ત્યાં વરસોથી ફરજીયાત મુહર્રમના પહેલાં દસ દિવસ મજાલીસ રાખવામાં આવે છે. (ઈશા પછી) ઈમામે હુસૈન રદિયલ્લાહુ અન્હુની યાદમાં, જેમાં (મજાલીસમાં) બયાન-નસીહતો અને કસીદહખ્વાની થાય છે. તો આ ફરજીયાત મજાલીસ પઢવાવાળાને જમાઅત તરફથી બૈતુલમાલ (કોમના રૂપિયા)માંથી અમુક રકમ આપવામાં આવે છે. હાલ એનો ભાવ દસ દિવસનો ૨૫૦૦/- રૂપિયા છે. તો આ ફરજીયાત મજાલીસ કરવું કેવું છે અને પઢવાવાળાને હદયો આપવો કેવો છે? કુર્આન હદીષની રોશનીમાં જવાબ આપી રેહબરી ફરમાવશો.

**જવાબ :** મોહર્રમ મહિનાના પહેલાં દસ દિવસોમાં મજલિસો તેમજ જલસાઓનું આયોજન કરી શહાદતના કિસ્સાઓ બયાન કરવા તેમજ સાંભળવા રાફઝીયો તેમજ શીયાઓનો શિઆર (ધર્મચિન્હ) છે. જેથી એમ કરવામાં તેઓની મુશાબહત હોવાને લઈ નાજાઈઝ અને બિદઅત છે. મોટા ભાગે જે કિસ્સાઓ સંભળાવવામાં આવે છે તે ગલત અને મનઘડત હોય છે. જેને સાંભળવું-સંભળાવવું આમ હાલાતમાં પણ દુરૂસ્ત અને જાઈઝ નથી.

[અહસનુલ ફતાવા ભાગ-૧ પેજ નં. ૩૯૨-૩૯૩]

## ૯. અવ્લિયાના મજાર પર જઈ મુરાદ, મન્નત માનવી તેમજ નઝર ચઢાવવી.

**સવાલ :** એક ગામમાં કેટલાક શહીદોના મજારો છે, તે ગામમાં મુસલમાનોની એક મુજાવર સિવાય વસ્તી નથી. સદર મજારો ઉપર તે ગામના તથા આજુબાજુ ગામોમાં વસતા મુશ્રિકો તેમની મહિલાઓ સહિત દિવાસાના તહેવારના દિવસે પોતાની રીતે ધૂમધામથી ઉર્સનો મેળો ઉજવે છે

અને આખો દિવસ ધૂમધામ મુશ્રિકો કરે છે અને પોતાની રીતે ત્યાં નિયાઝ, નઝરાનાઓ અને મન્નતો ઉતારે છે. તો એવા મેળામાં મુસલમાનોએ શરીક થઈ અને મુશ્રિકો સાથે હળી મળીને મેળો ઉજજવવો તેમજ નિયાઝ, નઝરાનાઓ તથા મન્નતોનું ખાવું શરઈ રૂએ જાઈઝ છે કે નહીં ? અને તેવા પ્રોગ્રામની વિડીયો રેકોર્ડીંગ કરવી અને તેમાં મુસ્લિમોનું નાચવું, કુદવું જાઈઝ છે કે નહીં ? જો નાજાઈઝ હોય તો કુર્આન, અહાદીસે રસૂલ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમથી દલીલો આપવા મહેરબાની કરશો.

**જવાબ :** બુઝુર્ગો અને અવ્લિયાના મઝાર પર જઈ મુરાદો માંગવી તેમજ મન્નતો માનવી, નઝરો ચઢાવવી હરામ છે. [શામી ભાગ–૨ પેજ નં. ૧૩૯] ઉર્સ કરવું, તબલા સારંગી વગાડવી અને તેનું સાંભળવું (નાચવું–કુદવું) અને તેવી મહેફીલોમાં શરીક થવું નાજાઈઝ તેમજ બિદઅત છે. ફતાવા બઝ્ઝાઝિયહમાં લખ્યું છે કે : 'એના નાજાઈઝ હોવા પર ચારે ઈમામો (ઈમામ અબૂ હનીફહ રહમતુલ્લાહિ અલય્હ, ઈમામ માલિક રહમતુલ્લાહિ અલય્હ, ઈમામ શાફિઈ રહમતુલ્લાહિ અલય્હ, ઈમામ અહમદ બીન હમ્બલ રહમતુલ્લાહિ અલય્હ) સહમત છે અને તેમનો ઈત્તેફાક છે.' [ફતાવા મહમૂદિય્યહ : ભાગ–૧ પેજ નં. ૨૧૯] એવા નઝરાનાઓ હરામ છે અને તેનું ખાવું બિલ્કુલ જાઈઝ નથી. [ફતાવા મહમૂદિય્યહ : ભાગ–૧ પેજ નં. ૨૧૪]

## ૧૦. દરગાહની મન્નત માનવી હરામ છે.

**સવાલ :** કેટલાક લોકો દરગાહની મન્નત માને છે. જેમ કે એમ કહે છે કે મારૂં ફલાણું કામ થાય તો હું દરગાહ પર બકરો લઈ જઈને ઝુબહ કરીશ અને એમાં આમ લોકોને દઅવત આપે છે અને લોકો ઘણાં ખુશ થઈને ખાય છે. તે આપ વિગતવાર જણાવશો. આવી મન્નતો માનવી જાઈઝ હોય તો મન્નત કોની માનવી જોઈએ ?

**જવાબ :** એ રીતે મન્નત માનવી ના–જાઈઝ અને હરામ છે અને તેનું ખાવું પણ જાઈઝ નથી. [દુર્રે મુખ્તાર શામી : ભાગ–૨ પેજ નં. ૧૩૯]

## ૧૧. મીલાદુન્નબી સલ્લલ્લાહુ અલચ્હિ વ સલ્લમનો હુકમ.

**સવાલ :** શું મીલાદ પઢાવવું બિદઅત ઉપરાંત ગુનાહ છે ? એક સાહબનું કહેવું છે કે મીલાદમાં નબી સલ્લલ્લાહુ અલચ્હિ વ સલ્લમની તારીફ છે. તો પછી તેમાં ગુનાહ કેવી રીતે ? શું ફકત નબી સલ્લલ્લાહુ અલચ્હિ વ સલ્લમની તારીફના અશ્આર મના છે ?

**જવાબ :** જ્યારે બિદઅત છે, તો પછી ગુનાહ કેમ નહીં હોય, કોઈ માણસ ઈદના દિવસે રોઝો રાખે તો ગુનેગાર થશે કે નહીં ?

## ૧૨. શાદી પ્રસંગે હલદી લગાડવી, પહેલાં બાળક વખતે ગોદ ભરવાની રસમ.

**સવાલ :** શાદી પ્રસંગે છોકરા યા છોકરીને હલ્દી લગાડવામાં આવે છે અને બીજી બધી ઘણી રીત–રસમો પણ કરવામાં આવે છે અને પહેલાં બાળક વખતે સાતમાં મહિને ગોદ ભરવાની રસમો પણ કરવામાં આવે છે. તો શું આ કરવું શરીઅતમાં જાઈઝ છે ?

**જવાબ :** એ બન્ને કામો માત્ર રસમ અને રિવાજ છે. શરઈ રૂએ જાઈઝ નથી. બહેશ્તી ઝેવરમાં હઝરત હકીમુલ ઉમ્મત થાનવી રહમતુલ્લાહિ અલચ્હએ વિગતવાર એવી તમામ રસમોના નુકસાનો અને શરઈ ખરાબીઓ બયાન કરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૩. નિકાહના પ્રુફ માટે વિડીયો કેસેટ તથા ફોટા પડાવવું કેવું છે ?

**સવાલ :** એક છોકરાનો રિશ્તો એક છોકરી સાથે કરવામાં આવ્યો છે અને એ છોકરી કેનેડા જઈ રહી છે. એના જવા પછી નિકાહ કરી છોકરાને પણ ત્યાં જવાનું છે, જેને આપણાં સમાજ–સોસાયટીમાં શરબત કહે છે. તો એ શરબતની વિધિ થોડા દિવસ બાદ રાખવામાં આવી છે, જેમાં છોકરીના વાલીઓ તથા છોકરાના વાલીઓ વિડીયો કેસેટ કરવાનું કહે છે, જેનું મુખ્ય

કારણ એ છે કે કેનેડા જવા માટે વિડીયો કેસેટ એક મોટી દલીલ (નિકાહ અને શાદી કરી હોવાની) ગણાય છે અને કેનેડા જવા માટે કેનેડા એલચી કચેરીને આ પ્રુફ બતાવવું જરૂરી છે અને આ વિધિ સાથે સાથે ગેર કાયદેસરના નિકાહ ન ગણાય તે માટે ફોટા પણ પડાવવામાં આવે છે અને આ ફોટા અને વિડીયો કેસેટનું હોવું જરૂરી છે. તો ઉપરોકત જે વિધિ કરવા વિશે જણાવ્યું છે તો આ પ્રમાણે કરવું મજબૂરીની સૂરતમાં જાઈઝ છે ?

**જવાબ :** ફોટા વગેરે પાડવું-પડાવવું હરામ અને નાજાઈઝ છે. હદીષે પાકમાં એ ઉપર સખત વઈદ આવી છે. એ છોકરી સાથે જ રિશ્તો-નિકાહ કરવું શરઈ રૂએ લાઝિમ કે જરૂરી નથી. જેની સાથે નિકાહ-રિશ્તો કરવામાં શરીઅતની અવગણના કરી હરામમાં સંડોવાવું પડતું હોય તેનાથી બચવું જરૂરી છે.

## ૧૪. મુહર્રમમાં સબીલ તથા કોલ્ડ્રીક આપવું ખોટું અને અણ ઈસ્લામી વસ્તુ છે.

**સવાલ :** મુહર્રમની દસમી તારીખે બાળકોને દૂધ, કોલ્ડ્રીંક કે શરબત પિવડાવવું જાઈઝ છે ? એક ભાઈનું કહેવું છે કે મદ્રસામાં પઢતા તમામ બાળકો આપણાંજ બાળકો છે. તેમને પીવડાવી શકાય, સવાબનું કામ છે. આ ભાઈ મદ્રસાના વહીવટકર્તા છે. તો એમનું કહેવું જાઈઝ છે ?

**જવાબ :** કોઈ વસ્તુને દીન, સવાબ કે નેકી સમજીને કરવું ત્યાં સુધી દુરૂસ્ત નથી જ્યાં સુધી શરઈ દલીલોથી તેનો સુબૂત ન હોય. શરઈ દલીલો ચાર છે : "કિતાબ, સુન્નત, ઈજમાઅ, કિયાસે મુજતહિદ." જે વસ્તુનો આ પ્રમાણે સુબૂત ન હોય તેને દીન, સવાબ અને નેકી સમજીને કરવું બિદઅત તેમજ ગુમરાહી અને મના છે. મુહર્રમના દિવસોમાં કેટલાક લોકો સબીલ શરબત વગેરે કાયમ કરી પાણી તેમજ કોલ્ડ્રીંકની વ્યવસ્થા કરે છે, એ પણ એક પ્રકારની પાબંદી હોવાને લઈ ખોટું અને ગેર સાબિત છે. શરદીની સિઝન હોય છે તો પણ શરબત જ પિવડાવવામાં આવે છે. એક ગલત અકીદાનો પણ એમાં દખલ છે. તે એ છે કે હઝરત ઈમામ હુસૈન રદિયલ્લાહુ અન્હુ

બાબત મશહૂર છે કે પ્યાસા શહીદ કરવામાં આવ્યાં અને આ શરબત તેમની પાસે પહોંચી તેમની તરસ છિપાવશે. આ અકીદાની ઈસ્લાહ જરૂરી છે. આ શરબત ત્યાં પહોંચતું નથી અને તેઓને શરબતની જરૂરત પણ નથી. અલ્લાહ તઆલાએ તેમના માટે જન્નતમાં ઉચ્ચથી ઉચ્ચ નેઅમતો આપી રાખી છે, જેની તુલનામાં અહીંયાંનો શરબત કોઈ હેસિયત રાખતો નથી.

[ફતાવા મહમૂદિય્યહ ભાગ–૧૫ પેજ નં. ૪૨૭, ૪૨૮]

## ૧૫. મૈયતવાળા ઘરમાં તસ્બીહ કે કલિમા કાંકરા ગણીને પઢવું.

**સવાલ :** મૈયતવાળા ઘરમાં અમુક હજાર કે લાખ વખત તસ્બીહ કે કલિમા કાંકરા ગણીને પઢવામાં આવે છે. શું એ બિદઅતમાં શામિલ છે?

**જવાબ :** જરૂરી સમજ્યા વગર અને તારીખ કે દિવસ નક્કી કર્યા વગર પઢી શકાય છે. કોઈ ન પઢે તો તેની ટીકા પણ ન કરવામાં આવે.

## ૧૬. મૈયત દ્વારા સલામ પહોંચાડવાની રસ્મ.

**સવાલ :** અમુક જગ્યાએ જોવામાં આવ્યું છે અને ખાસ જ્યાં દીનનો માહોલ છે તેવી જગ્યાએ કે મૈયતના પાસે બેસીને અમુક સ્ત્રીઓ કે પુરૂષો મૈયતના કાન પાસે જઈ તેમના સગા સંબંધીઓને સલામ કહેવડાવે છે કે મારા ફલાણાંને સલામ કહેજો તો આ જાઈઝ છે? મૈયત દ્વારા પહોંચાડેલ સલામ તેના મર્હૂમ સગાઓને પહોંચે છે?

**જવાબ :** મરવા પછી રૂહોની આપસની મુલાકાત સાબિત છે. રિવાયતોમાં છે કે મરનારના સગાઓને એવી ખુશી થાય છે જેવી કોઈ માણસ સફરથી પાછો ફરે તો તેના સગા વહાલાઓને ખુશી થાય છે અને આ રૂહથી અન્ય જીવંત સગા વહાલાઓની હાલત પુછે છે અને તેઓની સારી હાલતથી ખુશ થાય છે. [ફતાવા મહમૂદિય્યહ ભાગ–૭ પેજ નં. ૨૪૦]

પરંતુ આ મરનાર વ્યક્તિને જ્યાં સુધી દફન કરવામાં આવી નથી તે દરમિયાન જીવંત લોકોનું તેના કાન પાસે જઈ પોતાના સગા વહાલાઓને

સલામ કહેવડાવવું કોઈ રિવાયતમાં જોવામાં આવ્યું નથી. જેથી એનાથી બચવું જોઈએ.

## ૧૭. શુક્રવારી દાળીયા ચણાની રસ્મ બેઅસલ છે.

**સવાલ :** અકસર જુમ્આના દિવસે જ જુમ્આની નમાઝ બાદ મસ્જિદમાં શેકેલ ચણા (જેને દાળીયા) કહેવામાં આવે છે તે મસ્જિદમાં રાખવામાં આવે છે અને નમાઝ બાદ લોકો તબર્રૂકન મૂઠ્ઠી મૂઠ્ઠી શેકેલ ચણા લેતા જઈ ખાતા જાય છે. તો અકસર ગામ કે શહેરમાં જુમ્આના દિવસે આ વસ્તુ જોવામાં આવેલ છે. જેને શુક્રવારી દાળીયા (ચણા)ના નામે ઓળખાય છે અને અમુક લોકો તેના પાછળ એવી માન્યતા (ઈમાન) ધરાવે છે કે જે શખ્સ સાત જુમ્આ સુધી આ દાળીયા ખાશે તો તેની કરજની અદાયગી થઈ જશે. તો આ બાબત બિદઅત છે કે શરઈ લાઈનથી કાંઈ હસ્તી ધરાવે છે ?

**જવાબ :** શરઈ રૂએ આ બે બુન્યાદ વસ્તુ છે. એની કોઈ અસલ નથી.

## ૧૮. મુસ્લિમ સમાજમાં પ્રચલીત અમલ "સોળ સૈયદોની કહાની"નો કોઈ સુબૂત નથી.

**સવાલ :** આજ કાલ આપણા મુસ્લિમ કૌમના લોકોમાં એક વસ્તુ ઘણી જગ્યાએ ઘણા લોકોમાં બહુ જોરજોરથી ચાલી રહી છે અને ઘણા એવા સમજદાર લોકો પણ આ વસ્તુમાં માન્યતા રાખે છે. આ અમલના અંદર એમ કરવામાં આવે છે કે દર ઈસ્લામી મહિનાના સોળમાં (૧૬) ચાંદમાં રોઝો રાખવામાં આવે છે અને અસર પછી જે મકરૂહ વખત છે તે છતાં તેમાં જેણે રોઝો રાખ્યો છે તે ચાર રકઅત નફીલ નમાઝ પઢે છે અને તેના પછી જેણે રોઝો રાખ્યો છે તે અને તેના બધા ઘરવાળા ભેગા થાય છે અને જેણે રોઝો રાખ્યો છે તે "સોળ સૈયદોની કહાની" જે કિતાબ છે જેની અમે ઝેરોક્ષ કરી સાથે મોકલાવી છે, તે કિતાબ તે પઢે છે. અને બધા ઘરવાળા સાંભળે છે અને કિતાબ ખત્મ થયા પછી ફાતેહા પઢવામાં આવે છે. અને ત્યાર પછી તલ અને ખજૂરની શીરીની વહેંચવામાં આવે છે અને એમાં ફકત નિય્યત એ

જ હોય છે કે આવા અમે સોળ (૧૬) રોઝા મુકીશું તો અમારૂ ફલાણું કામ, ફલાણી ઉમ્મીદ અને અમારી મુરાદો પૂરી થશે. તો શું આ અમલ કરવું જાઈઝ છે? આ અમલ કરવું કેવું છે? આ અમલ ઓરતોમાં વધારે પ્રમાણમાં થઈ રહ્યો છે અને આપને વધારે જાણકારી, વધારે માહિતી મળે એ માટે "સોળ સૈયદોની કહાની" જે કિતાબ છે, તેની ઝેરોક્ષ કવરમાં સાથે મોકલાવી છે, જેને આપ વાંચી એનો જવાબ પૂરેપૂરા ખુલાસા સાથે આપના સહી સિક્કા સહિત મોકલાવશો. જેથી ઉમ્મતને સહીહ રેહબરી મળી શકે.

**જવાબ** : શરઈ રૂએ કોઈ પણ અમલના દુરૂસ્ત અને સહીહ હોવા માટે શરઈ દલીલનું હોવું જરૂરી છે અને શરઈ દલીલ રૂપે કુર્આન, હદીષ, ઈજમાઅ અને એ ત્રણેવ દલીલોના પરિણામ રૂપ જે મસ્અલો ઉસૂલ મુજબ સમજવામાં આવ્યો હોય તે છે, એ સિવાય શરઈ રૂએ કોઈ મસ્અલો અને દલીલ માન્ય નથી. ઉપરોકત ચારે દલીલોથી શરીઅતના જે મસ્અલાઓ સાબિત થઈ ચૂકેલા છે તેને હઝરાતે ફુકહા રહમતુલ્લાહિ અલય્હીમએ ફિકહની કિતાબોમાં વિગતવાર વર્ણવી આપ્યા છે, એ વગર કોઈ આદમી કોઈ મસ્અલા બાબત શરઈ હુકમ હોવાનો દાવો કરે તો તે માન્ય નથી.

આપે પોતાના સવાલમાં આજ કાલ મુસ્લિમ સમાજમાં કેટલીક જગ્યાએ પ્રચલિત જે અમલનો વિગતવાર ઉલ્લેખ કર્યો છે તેનો શરઈ રૂએ કોઈ સુબૂત અને આધાર નથી. કોઈ અમલના માટે ચોક્કસ તારીખ અથવા સમયનું નક્કી કરવું અલ્લાહ તઆલા અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના ફરમાન વગર શક્ય નથી. રોઝો પણ એક ઈસ્લામી અમલ છે, કોઈ પણ ચોક્કસ તારીખ અથવા દિવસે રોઝો રાખવાને ફઝીલતનું કામ કુર્આન અને હદીષની દલીલ વગર કહી શકાય નહીં. આપે સવાલમાં લખેલ અમલમાં દર ઈસ્લામી મહિનાના ૧૬માં ચાંદે રોઝો રાખવાની જે બાબત લખી છે, કુર્આન અને હદીષમાં કોઈ પણ જગ્યાએ એનો ઉલ્લેખ નથી અને એવા અમલને સુન્નત અથવા શરઈ અમલ સમજી કરવું જાઈઝ નથી, બલકે બિદઅત છે જેની હદીષે પાકમાં સખ્ત બુરાઈ કરવામાં આવી છે. નમૂના રૂપ કેટલાક કથનો રજૂ કરવામાં આવે છે.

ફતાવા રહીમિય્યહમાં છે : બિદઅત ઉસે કહા જાતા હૈ કે જીસ કી અસલ શરીઅત સે સાબિત ન હો, યા'ની કુર્આન વ હદીષ સે ઉસકા સુબૂત ન મિલે, હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ, હઝરાતે સહાબા રદિયલ્લાહુ અન્હુમ, તાબેઈન ઔર તબ્એ તાબેઈન કે મુબારક ઝમાનેમેં ઉસકા વુજૂદ ન હો ઔર ઉસકો દીન ઔર સવાબ કા કામ સમજ કર કિયા જાએ. બિદઅત બહોત સખ્ત ગુનાહ હૈ. અઝરૂએ હદીષ બિદઅત મરદૂદ હૈ, ગુમરાહી હૈ, શર્રૂલ ઉમૂર હૈ, અલ્લાહ તઆલા, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ, મલાઈકા ઔર તમામ ઈન્સાનોં કી લઅનત કા સબબ હૈ. બિદઅતી કી તઅઝીમ કરનેવાલે પર લઅનત હોતી હૈ, બિદઅતી કા રોઝા મકબૂલ નહીં, નમાઝ મકબૂલ નહીં, હજ મકબૂલ નહીં, ઉમરહ મકબૂલ નહીં, સદકા મકબૂલ નહીં, જિહાદ મકબૂલ નહીં, બિદઅતોં સે બાઝ ન આવે તો તૌબા ભી નસીબ નહીં હોતી. હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમકા ફરમાને મુબારક હૈ : અલ્લાહ તઆલા બિદઅતી કા ન રોઝા કબૂલ ફરમાતે હૈં, ન નમાઝ, ન સદકા, ન હજ, ન જિહાદ, ન કોઈ ફર્ઝ ઈબાદત, ન કોઈ નફલી ઈબાદત, બિદઅતી ઈસ્લામ સે ઈસ તરહ નિકલ જાતા હૈ જીસ તરહ ગૌંધે હુવે આટે સે બાલ. [ઈબ્ને માજહ] અમીરૂલ મુઅમીનીન સય્યિદીના હઝરત અબૂબક્ર સિદીક રદિયલ્લાહુ અન્હુસે રિવાયત હૈ કે આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમકા ઈર્શાદ હૈ : ઈબલીસ કા મકૂલહ હૈ કે મૈંને લોગોં કો ગુનાહોં મેં મુબ્તલા કર કે તબાહ વ બરબાદ કર દીયા તો લોગોંને મુજે તૌબા વ ઈસ્તિગ્ફાર સે હલાક કર દીયા, જબ મૈંને યહ હાલત દેખી તો મૈંને ખ્વાહિશાતે નફસાની મેં ઉન કો મુબ્તલા કર કે હલાક વ બરબાદ કર દીયા. (યાની સુન્નત કે ખિલાફ એસે ઉમૂર ઈજાદ કિએ જો ઉનકી ખ્વાહિશાત કે મુતાબિક થે) પસ વહ સમજતે હૈં કે હમ હિદાયત પર હૈં, પસ તૌબા વ ઈસ્તિગ્ફાર ભી નહીં કરતે. (અત્તર્ગીબ વત્તરહીબ) હઝરત સુફયાને ષૌરી રહમતુલ્લાહિ અલય્હ ફરમાતે હૈં કે બિદઅત ઈબલીસ કો તમામ ગુનાહોં સે ઝયાદા મહબૂબ હૈ, ઈસ લિયે કે ગુનાહોં સે તો તૌબા હો સકતી હૈ ઔર બિદઅત સે તૌબા નહીં કી જાતી. ઔર ઉસકા સબબ યહ હૈ

કે ગુનેગાર તો યહ સમજતા હૈ કે મૈં ગુનાહ કા ઈરતિકાબ કર રહા હું, તો ઉસકે હકમેં ઉમ્મીદ હૈ કે આગે ચલ કર તૌબા વ ઈસ્તિગ્ફાર કરે ઔર બિદઅતી યહ સમજતા હૈ કે મૈં તાઅત વ ઈબાદત કર રહા હું, તો વહ ન તૌબા કરેગા, ન ઈસ્તિગ્ફાર. હઝરત ફુઝૈલ બિન અયાઝ રહમતુલ્લાહિ અલય્હ ફરમાતે હૈં કે જો શખ્સ કિસી બિદઅતી સે મોહબ્બત કરતા હૈ, તો અલ્લાહ તઆલા ઉસકે નેક અ'અમાલ મિટા દેતા હૈ ઔર ઈસ્લામ કા નૂર ઉસકે દિલસે નિકાલ દેતા હૈ. (**ફાઈદા** : ઈસ મકામ સે ખ્યાલ કરો કે ખુદ બિદઅતી કા કયા હાલ હોગા !) હઝરત સહલ બિન સઅદ રદિયલ્લાહુ અન્હુસે રિવાયત હૈ કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને ઈર્શાદ ફરમાયા : મૈં હૌઝે કૌસર પર તુમ સે પેહલે મૌજૂદ હુંગા, જો શખ્સ મેરે પાસ આયેગા વહ ઉસકા પાની પીયેગા ઔર જો એક બાર પી લેગા ફિર ઉસે કભી પ્યાસ ન હોગી. કુછ લોગ મેરે પાસ વહાં આયેંગે જીન કો મૈં પહેચાનતા હુંગા ઔર વહ મુજે પહેચાનતે હોંગે, મગર મેરે ઔર ઉનકે દરમિયાન રૂકાવટ ડાલ દી જાએગી. મૈં કહુંગા : યહ તો મેરે આદમી હૈં, જવાબ મિલેગા : આપ નહીં જાનતે ઉન્હોંને આપ કે બાદ કયા કયા ઈજાદ કિયા. યહ સુનકર મૈં કહુંગા "સુહકન, સુહકન" ફિટકાર–ફિટકાર ઉન લોગોં પર જીન્હોંને મેરે બાદ મેરા તરીકહ બદલ ડાલા. ઈસ હદીષ સે માલૂમ હોતા હૈ કે જીન લોગોંને આંહઝરત સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમકી સુન્નતોં કો છોડ કર દીન મેં નઈ નઈ બિદઅતેં ઈજાદ કર લી હૈં વહ કયામત કે દિન આંહઝરત સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમકે હૌઝે કૌસર સે મહરૂમ રહેંગે, ઈસ સે બડી મહરૂમી કયા હો સકતી હૈ ! [ઈખ્તિલાફે ઉમ્મત ઔર સિરાતે મુસ્તકીમ, ફતાવા રહીમિય્યહ ભાગ–૧૦ પેજ નં. ૩૩૭ થી ૩૫૧ ઊપરથી]

બીજું આપે લખેલ એ અમલમાં અસર પછી મકરૂહ વખતમાં ચાર રકઅત પઢવામાં આવે છે, જે શરઈ રૂએ જાઈઝ નથી. અસર પછીથી લઈ મગરિબ સુધી નફલ નમાઝ પઢવાની શરીઅતમાં મનાઈ આવી છે.

[દુર્રે મુખ્તાર, શામી ભાગ–૧ પેજ નં. ૩૭૪/૩૭૫]

એવા અમલને જેની મનાઈ હોય, ફઝીલતનું કામ સમજવું કેટલું

ખતરનાક કૃત્ય છે. ત્યાર પછી ઘરવાળાઓના ભેગા મળી "સોળ સૈયદોની કહાની" નામી પુસ્તિકાનું વાંચવું અને બધાનું સાંભળવું, હાલાંકે આ કહાની સંપૂર્ણ રીતે ઉપજાવી કાઢેલ, ખોટી અને ગલત કહાની છે, જેનો શરઈ અને તારીખી રૂએ કોઈ સુબૂત નથી, પઢનાર અને સાંભળનારાઓને પોતાના આ અમલને નેક અમલ સમજવું, શરઈ રૂએ ઘણું જ ખતરનાક છે. ત્યાર પછી એ કિતાબ ખતમ કરી તલ અને ખજૂરની શીરીની ઉપર ફાતિહા પઢવું અને એ શીરીની વહેંચવું, એનો પણ શરઈ રૂએ કોઈ સુબૂત નથી. આમેય ખાવાની ચીજ વસ્તુઓ ઉપર ફાતિહા પઢવાનો અમલ શરઈ રૂએ બિદઅત છે. માટે આ અમલનું કરવું બિદઅત અને ગુમરાહી તેમજ સખ્ત ગુનાહિત કૃત્ય છે, એનાથી બચવું અને જે લોકો તે અમલ કરતા હોય તેઓને એનાથી સખ્તીથી રોકવું જરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૫) કુર્આન અને તફસીર

## ૧. મિમ્બરની સીડી ઊપર કુર્આન મુકવું.

**સવાલ** : મસ્જિદના મિમ્બરની સીડી (પગથિયાં) પર જ્યાં ઈમામ સાહબ જુમ્આમાં બેસીને ખુત્બો પઢે છે, તે જગ્યા પર કુર્આન શરીફ મુકવું અને નીચેના છેલ્લા પગથિયાં પર કુર્આન શરીફ મુકીને પઢવું કેવું છે ? અમારે ત્યાં અમુક માણસો કહે છે કે મિમ્બર પર ઈમામ સાહબ બેસે છે અને પગ મુકે છે એટલે ત્યાં કુર્આન શરીફ ન મૂકાય. કુર્આનની બેહુરમતી થાય છે તો શું તે લોકોનું કહેવું બરાબર છે ?

**જવાબ** : કુર્આને મજીદનો અદબ અને એહતેરામ જાળવવું જરૂરી છે, કેટલીક બાબતો એવી હોય છે કે તેનું બે અદબી હોવું દરેકને સ્વીકાર્ય અને માન્ય હોય છે. તેનાથી બચવું તો આવશ્યક છે. જ્યારે કેટલીક બાબતો એવી છે કે તેનું બે અદબી હોવું દરેકને સ્વીકાર્ય તો નથી પરંતુ તે અદબ સમજીને પણ કરવામાં નથી આવતી, એવી બાબતોથી પણ બચવું બેહતર છે. જ્યારે

કેટલીક બાબતોને એક વર્ગ અદબ સમજીને કરે છે અને કોઈક તેને બે અદબી સમજે છે. કુર્આને પાકને મિમ્બર ઉપર મુકવાની બાબત પણ એમાંથી જ છે. માટે જે માણસો એને અદબ સમજીને મુકે છે તેઓની કનડગત કરવામાં ન આવે અને જેઓ એને અદબના વિરૂધ્ધ સમજતા હોય તેઓ પોતે એનાથી બચે.

## ૨. દુકાન શરૂ કરવા પહેલાં કુર્આન ખ્વાની કરાવવી.

**સવાલ** : કોઈ દુકાન નવી શરૂ કરવા માટે તારીખવાર નક્કી કરી ઉદ્‌ઘાટન કરવું જાઈઝ છે ? તેવી જ રીતે કેટલાક લોકો દુકાન શરૂ કરવા પહેલાં કુર્આન ખ્વાની વગેરે કરાવે છે. તો આવું કરવું કેવું છે ? કારણ કે કુર્આન ખ્વાનીથી શરૂઆત કરી પછી તે જ દુકાનમાં અલ્લાહના હુકમો તોડવામાં આવે છે. નમાઝની અદાયગી અને તિજારતના ઉસૂલો ઉપર લક્ષ અપાતું નથી. માટે ઉદ્‌ઘાટન તેમજ કુર્આન ખ્વાની કરવું કેવું છે ?

**જવાબ** : કુર્આન પાકની તિલાવત ચાહે ખેરો બરકત માટે હોય અથવા ઈસાલે સવાબ માટે નિ:શંક ઘણી જ મહત્ત્વની વસ્તુ છે. પરંતુ આજ કાલ લોકોએ એને રસમ બનાવી લીધી છે.

[અહસનુલ ફતાવા : ભાગ–૧ પેજ નં. ૩૬૨]

## ૩. "જેણે કુર્આન શરીફ છોડી દીધું" એનાથી શું મુરાદ છે ?

**સવાલ** : હદીષ શરીફમાં હઝરત ઈબ્ને જુનદુબ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે : 'હઝરત રસૂલે પાક સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ જ્યારે નમાઝે ફજરથી ફારિગ થતા તો અમારા તરફ ચેહરએ અનવર કરી બેસી જતા અને સહાબા રદિયલ્લાહુ અન્હુમને ફરમાવતા કે તમારામાંથી કોઈએ રાતના ખ્વાબ જોયો હોય તો કહો.' તમો હદીષથી સમજી ગયા હશો. એમાં આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને હઝરત જીબ્રઈલ અલૈહિસ્સલામ અને મીકાઈલ અલૈહિસ્સલામ લઈ ગયા અને બધાને અઝાબ થતો બતાવ્યો.

એમાં એ માણસ પણ શામિલ છે કે જેણે દુન્યામાં કુર્આન શીખ્યું હતું પછી એને છોડી દીધું હતું. તો એનાથી શું મુરાદ છે ? કે એનાથી હાફિઝ થઈને ભૂલી જવાના માટે આ અઝાબ છે ? કે કુર્આન નાઝરા પણ ન આવડે તેના માટે ? કે પછી કુર્આનના હુકમ ઉપર અમલ ન કરવા માટે અઝાબ છે ? તે વિગતવાર લખી રેહબરી કરશો.

**જવાબ** : મિર્કાત શરહે મિશ્કાતમાં મુલ્લા અલી કારી રહમતુલ્લાહિ અલય્હએ જે શરહ એ હદીષની ફરમાવી છે તે મુજબ એ વઈદમાં તે માણસ આવે છે જેણે કુર્આન (નું ઈલ્મ) શીખી તેના ઉપર અમલ ન કર્યો. [ભાગ–૩ પેજ નં. ૩૭–૩૮] અલબત્ત કુર્આન યાદ કરીને ભૂલી જાય તેના માટે પણ હદીષે પાકમાં સખ્ત વઈદ આવી છે અને ભૂલી જવાનો મતલબ ફતાવા આલમગીરીમાં લખ્યા મુજબ એ છે કે 'કુર્આન શરીફ જોઈને પણ પઢી ન શકતો હોય.' [ભાગ–૫ પેજ નં. ૩૧૭]

### ૪. કુર્આન શરીફમાં નુકતા વગેરે પ્રથમ કોણે લગાવ્યા ?

**સવાલ** : દારુલ ઉલૂમ માસિક કંથારીયાના ઓગષ્ટ ૧૯૮૯ ના અંકના ત્રીજા પાને લખેલ છે, "પ્રારંભમાં અરબી ભાષા ઘણી અઘરી હતી. અરબીના મૂળાક્ષરોમાં તે વેળા નુકતા ન હતા. જેથી અરબી લખાણ સરળતાથી વાંચી શકાતું ન હતું. હઝરત અલી રદિયલ્લાહુ અન્હુના જમાનામાં અબુલ અસ્વદ દોઅલી નામના ભાષા શાસ્ત્રી હતા. તેમણે અરબી મૂળાક્ષરોમાં મીંડા અને ઝેર, કાનો, ઝબર, માતર લગાવી તેને સહેલી બનાવવા અમૂલ્ય ફાળો આપ્યો." પરંતુ અમોએ વાંચેલ છે કે હજ્જાજ બિન યુસુફે કુર્આન મજીદમાં ઝબર, ઝેર, નુકતા લગાવેલ. તો સહીહ હકીકત શું છે ?

**જવાબ** : કુર્આને કરીમની પ્રત ઉપર (પઢનારાઓની સરળતા ખાતર) સૌ પ્રથમ નુકતા કોણે અને કોના હુકમથી લગાવ્યા તે વિશે વિવિધ રિવાયતો છે. કેટલીક રિવાયતો મુજબ આ કામ સર્વ પ્રથમ અબુલ અસ્વદ દોઅલીએ કર્યું. કેટલાકના કથન મુજબ એમણે આ કામ હઝરત અલી રદિયલ્લાહુ અન્હુના કહેવાથી કર્યું. બીજા કેટલાકના કહેવા મુજબ કુફાના ગવર્નર ઝિયાદ

બિન અબૂ સુફીયાને આ કામ કરાવ્યું અને કેટલાકના કહેવા મુજબ તેમણે (અબુલ અસ્વદે) આ કામ અબ્દુલ મલિક બિન મરવાનની ફરમાઈશથી કર્યું. રિવાયત એવી પણ છે કે આ કામ હજ્જાજ બિન યુસુફે હઝરત હસન બસરી યહયા બિન યઅમુર અને નસ્ર બિન આસિમના હાથે કરાવ્યું.

[ઉલૂમુલ કુર્આન : પેજ નં. ૧૯૪]

## પ. અંગ્રેજી અનુવાદ સાથે ગેર મુસ્લિમને કુર્આન પઢવા માટે આપવું.

**સવાલ** : કુર્આને પાક અંગ્રેજી અનુવાદ સાથે જો કોઈ ગેર મુસ્લિમ પઢવા માટે માંગે તો શું કુર્આને પાક દેવું જાઈઝ છે કે નહીં ?

**જવાબ** : જો આ વાતનો સંતોષ હોય કે કુર્આને મજીદની બેહુરમતી કે અપમાન કરશે નહીં તો દેવામાં કશો વાંધો નથી. અલબત્ત એને એવું કહી દેવામાં આવે કે ગુસ્લ (સ્નાન) કરીને એની તિલાવત કરે.

## ૬. કુર્આનનો આદેશ 'રોજીને જીવન ધ્યેય ન સમજવું જોઈએ.'

**સવાલ** : જે કુર્આનની આયત છે કે (૧) અય મુહમ્મદ ! (સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ) તુમ અપને ઘરવાલોંકો નમાઝકી તાકીદ કરતે રહો ઔર ખુદ ભી ઉસ પર જમે રહો, હમ આપસે રોજી કમવાના નહીં ચાહતે, રોજી તો હમ તુમ્હેં દેંગે. (૨) તો બીજી જગ્યાએ અલ્લાહ તઆલાએ હલાલ રિઝક માટે નીકળવું–શોધવુંનો હુકમ કરેલ છે અને રોજી કમાવવી વાજીબ કરી છે. તો ઉપરોક્ત ઈબાદત નીચેની ઈબાદતથી વિરોધાભાષી છે તો આનો મતલબ શું છે ?

ઉપરોક્ત (૧) ઈબાદત ખાસ જનાબ સરકારે દો આલમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ માટે મખ્સૂસ હતી કે કેમ ?

**જવાબ** : આયતમાં માણસનો જીવનધ્યેય બતાવવામાં આવ્યો છે. માણસ રોજીને જીવનધ્યેય ન સમજે, ત્યાર પછી અલ્લાહ તઆલાના

આદેશની બજવણી રૂપે કોઈક સાધન રોજીનું અપનાવશે તો તે પણ ઈબાદતમાં ગણાશે.

## ૭. તફસીર માટે જરૂરી ઉલૂમોની તફસીલી છણાવટ.

**સવાલ** : આ મુજબની મજલિસોમાં ઓરતોનું જુબાની બયાન કરવું કેવું છે ? તથા અમુક ઓરતો કુર્આનની તફસીર પણ કરે છે તો ઓરતોનું કુર્આનની તફસીર કરવું કેવું છે ? જે ઓરતો ખાસ પઢેલી હોતી નથી અથવા અમુક ઓરતો મદ્રસામાં તાલીમયાફતા "આલીમા" હોય છે. તો તેઓ તફસીર કે બયાન જે પ્રમાણે મર્દો કરે છે તે મુજબ કરી શકે ?

**જવાબ** : અસલ તો એ છે કે આવી મજલિસોમાં જબાની બયાન અથવા કુર્આનની તફસીર કરવાને બદલે માત્ર કિતાબ પઢી સંભળાવવામાં આવે. હાં ! તેમાં કોઈ શબ્દ અઘરો આવ્યો હોય તો તેને આસાન કરી સમજાવી શકે છે. તબ્લીગના ઝિમ્મેદારો તરફથી પણ એ જ તાકીદ કરવામાં આવે છે કે કિતાબ પઢીને સંભળાવવા સુધી મર્યાદિત રહે, તે છતાં અગર કોઈ ઓરત જબાની બયાન કરે અને તેમાં સહીહ મુસ્તનદ વાતો રજૂ કરતી હોય અથવા કુર્આનની તફસીર કરે અને કુર્આનની તફસીર માટે જે પ્રકારની શર્તો અને આવડત જરૂરી છે તે તેમાં મૌજૂદ હોય તો એવું પણ કરી શકે છે. આ જબાની બયાન અને તકરીરમાં એ વાતનો ખ્યાલ રાખવામાં આવે કે તેની આવાઝ નામહરમો સુધી ન પહોંચતી હોય.

[ફતાવા મહમૂદિય્યહ : ભાગ–૧૪ પેજ નં. ૧૧૬]

કુર્આને પાકની તફસીર કરવા માટે ક્યા પ્રકારની લાયકાત અને ઈલ્મ જરૂરી છે તે બાબત ચર્ચા કરતા શયખુલ હદીષ હઝરત મૌલાના મુહમ્મદ ઝકરીય્યા સાહેબ રહમતુલ્લાહિ અલય્હ ફઝાઈલે કુર્આનમાં લખે છે "અહલે ફનને તફસીર કે લીયે પંદરહ ઉલૂમ પર મહારત જરૂરી બતલાઈ હૈ, વકતી જરૂરત કી વજહ સે મુખ્તસરન અર્ઝ કરતા હું જીસ સે માલૂમ હો જાવેગા કે બતને કલામે પાક તક રસાઈ હર શખ્સ કો નહીં હો સકતી.

**(૧) લુગત** જીસસે કલામે પાક કે મુફરદ અલ્ફાઝ કે મઅના માલૂમ

હો જાવે. મુજાહિદ રહમતુલ્લાહિ અલય્હ કેહતે હૈં કે જો શખ્સ અલ્લાહ પર ઔર કયામત કે દિન પર ઈમાન રખતા હૈ ઉસકો જાઈઝ નહીં કે બિદૂને મઅરીફતે લુગાતે અરબ કે કલામે પાક મેં કુછ લબ કુશાઈ કરે, ઔર ચંદ લુગાત કા માલૂમ હો જાના કાફી નહીં. ઈસ લીયે કે બસા અવકાત લફ્ઝ ચંદ મઆનીમેં મુશતરક હોતા હૈ ઔર વહ ઈનમેં સે એક દો મઅના જાનતા હૈ ઔર ફિલ્વાકિઅ ઈસ જગહ કોઈ ઔર મઅના મુરાદ હોતે હૈં.

(૨) **નહવ** કા જાનના જરૂરી હૈ, ઈસ લીયે કે એ'અરાબ કે તગય્યુર-વ-તબદુલ સે મઅના બિલ્કુલ બદલ જાતે હૈ. ઔર એ'અરાબ કી મઅરિફત નહવ પર મૌકૂફ હૈ.

(૩) **સર્ફ** કા જાનના જરૂરી હૈ, ઈસ લીયે કે બિના ઔર સેગોં કે ઈખ્તિલાફ સે મઆની બિલ્કુલ મુખ્તલિફ હો જાતે હૈં. ઈબ્ને ફારિસ રહમતુલ્લાહિ અલય્હ કહતે હૈં કે જીસ શખ્સ સે ઈલ્મે સર્ફ ફોત હો ગયા ઉસસે બહોત કુછ ફોત હો ગયા. અલ્લામહ ઝમખશરી ઉ'અજુબાતે તફસીર મેં નકલ કરતે હૈં કે એક શખ્સને કલામે પાક કી આયત (યવમનદઊ કુલ્લ ઉનાસીમ બિઈમામિહિમ) (તર્જમહ : "જીસ દિન કે પુકારેંગે હમ હર શખ્સ કો ઉસ કે મુકતદા ઔર પેશરવ કે સાથ") ઈસકી તફસીર સર્ફ કી નાવાકિફિય્યત કી વજહ સે યહ કી કે જીસ દિન પુકારેંગે હર શખ્સ કો ઉન કી માંઓં કે સાથ. "ઈમામ" કા લફ્ઝ જો મુફરદ થા ઉસ કો "ઉમ્મુન્" કી જમા સમજ ગયા. અગર વહ સર્ફ સે વાકિફ હોતા તો મા'લૂમ હો જાતા કે "ઉમ્મુન્" કી જમા "ઈમામ" નહીં આતી.

(૪) **ઈશ્તિકાક** કા જાનના ઝરૂરી હૈ, ઈસ લીયે કે લફ્ઝ જબ કે દો માદ્દોં સે મુશ્તક હો તો ઉસસે મઅના મુખ્તલિફ હોંગે. જૈસા કે "મસીહ"કા લફ્ઝ હૈ કે ઉસકા ઈશ્તિકાક "મસહ"સે ભી હૈ જીસ કે મઅના છૂને ઔર તર હાથ કિસી ચીઝ પર ફેરને કે હૈં. ઔર મસાહત સે ભી હૈ જીસ કે મઅના પેમાઈશ કે હૈં.

(૫) **ઈલ્મે મઆની** કા જાનના જરૂરી હૈ જીસ સે કલામ કી તરકીબેં મઅના કે એ'અતેબાર સે માલૂમ હોતી હૈં.

(૬) **ઈલ્મે બયાન** કો જાનના જરૂરી હૈ જીસ સે કલામ કા ઝુહૂર-વ-ખિફા, તશબીહ-વ-કિનાયહ માલૂમ હોતા હૈ.

(૭) **ઈલ્મે બદીઅ** જીસ સે કલામ કી ખૂબિયાં તઅબીર કે એ'અતેબાર સે માલૂમ હોતી હૈં. યહ તીનો ફન ઈલ્મે બલાગત કેહલાતે હૈં. મુફસ્સીર કે અહમ ઉલૂમ મેં સે હૈં, ઈસ લીયે કે કલામે પાક જો સરા-સર એ'અજાઝ હૈ, ઈસી સે ઉસકા એ'અજાઝ માલૂમ હોતા હૈ.

(૮) **ઈલ્મે કિરાઅત** કા જાનના ભી જરૂરી હૈ, ઈસ લીયે કે મુખ્તલિફ કિરાઅતોં કી વજહ સે મુખ્તલિફ મઅના માલૂમ હોતે હૈં ઔર બા'ઝ મઅના કી દૂસરે મઅના પર તરજીહ માલૂમ હો જાતી હૈ.

(૯) **ઈલ્મે અકાઈદ** કા જાનના ભી જરૂરી હૈ ઈસ લીયે કે કલામે પાક મેં બા'ઝ આયાત ઐસી ભી હૈં જીન કે ઝાહિરી મઅના કા ઈતલાક હક સુબ્હાનહૂ-વ-તકદુસ પર સહીહ નહીં, ઈસ લીયે ઉન મેં કિસી તાવીલ કી જરૂરત પડેગી, જૈસે કે : યદુલ્લાહિ ફવ્કુ અય્દીહિમ્.

(૧૦) **ઉસૂલે ફિકહ** કા માલૂમ હોના જરૂરી હૈ જીસ સે વુજૂહે-ઈસ્તીદલાલ- વ-ઈસ્તીન્બાત માલૂમ હો સકે.

(૧૧) **અસ્બાબે નુઝૂલ** કા મા'લૂમ હોના ભી જરૂરી હૈ કે શાને નુઝૂલ સે આયત કે મઅના ઝયાદહ વાઝેહ હોંગે ઔર બસા અવ્કાત અસ્લી મઅના કા મા'લૂમ હોના ભી શાને નુઝૂલ પર મૌકૂફ હોતા હૈ.

(૧૨) **નાસિખ-વ-મન્સૂખ** કા માલૂમ હોના ભી જરૂરી હૈ તાકે મન્સૂખશુદહ અહકામ મા'મૂલ બિહા સે મુમ્તાઝ હો સકે.

(૧૩) **ઈલ્મે ફિકહ** કા માલૂમ હોના ભી જરૂરી હૈ કે જુઝઈય્યાત કે ઈહાતે સે કુલ્લિય્યાત પહેચાને જાતે હૈં.

(૧૪) **ઉન અહાદીષ** કા જાનના જરૂરી હૈ જો કુર્આને પાક કી મુજમલ આયાત કી તફસીર વાકેઅ હુઈ હૈં. ઈન સબ કે બાદ......

(૧૫) **વહ ઈલ્મે વહબી હૈ** જો હક સુબ્હાનહૂ-વ-તકદુસ કા અતીય્યએખાસ હૈ, અપને મખ્સૂસ બંદો કો અતા ફરમાતા હૈ. જીસ કી તરફ ઈસ હદીષ શરીફ મેં ઈશારહ હૈ "મન અમીલ બિમાં અલીમ વર્રસહુલ્લાહુ

ઈલ્મ મા લમ ય'અલમ.'' (જબ બંદા ઉસ ચીઝ પર અમલ કરતા હૈ જીસ કો જાનતા હૈ તો હક તઆલા શાનહુ ઐસી ચીઝો કા ઈલ્મ અતા ફરમાતે હૈં જીન કો વહ નહીં જાનતા.)

"ઈસી કી તરફ હઝરત અલી કર્રમલ્લાહુ વજહહૂને ઈશારા ફરમાયા જબ કે ઉન સે લોગોંને પૂછા કે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને આપ કો કુછ ખાસ ઉલૂમ અતા ફરમાએ હૈં યા ખાસ વસાયા જો આમ લોગોં કે અલાવા આપ કે સાથ મખ્સૂસ હૈં. ઉન્હોંને ફરમાયા કે કસમ હૈ ઉસ ઝાતે પાક કી જીસને જન્નત બનાઈ ઔર જાન પેદા કી ઉસ ફહમ કે અલાવા કુછ નહીં હૈ જીસ કો હક તઆલા શાનહુને અપને કલામે પાક કે સમજને કે લીયે કિસી કો અતા ફરમા દી. ઈબ્ને અબીદુન્યા કા મકૂલહ હૈ કે ઉલૂમે કુર્આન ઔર જો ઉસસે હાસિલ હો વહ એસા સમંદર હૈ કે જીસ કા કિનારા નહીં. યહ ઉલૂમ જો બયાન કિયે ગયે, મુફસ્સીરકે લિયે બતૌરે આલહ કે હૈં, અગર કોઈ શખ્સ ઈન ઉલૂમ કી વાકિફિય્યત બગેર તફસીર કરે તો વહ તફસીર બિર્રાય મેં દાખિલ હૈ જીસ કી મુમાનઅત આઈ હૈ."

[ફઝાઈલે કુર્આન મજીદ : પેજ નં. ૧૫–૧૬]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૬) હદીસ

## ૧. કયામત દસમી મુહર્રમે હશે તે હદીસ મૌઝૂઅ છે.

**સવાલ :** તઅલીમુલ ઈસ્લામમાં હઝરત મૌલાના મુફતી કિફાયતુલ્લાહ સાહબ કયામત વિશે લખે છે કે ૧૦ મી મુહર્રમનો દિવસ હશે જ્યારે હઝરત મૌલાના આશીક ઈલાહી બુલંદ શહરીની કીતાબ "મરને કે બાદ કયા હોગા ?"માં કયામત વિશેના બયાનના હાશિયામાં નીચેના ભાગમાં લખેલ છે, "આ હદીષ એટલે કે કયામત દસમી મુહર્રમના થશે." બિલકુલ જૂઠી–મૌઝૂઅ છે સહીહ શું છે ?

**જવાબ** : મૌલાના આશીક ઈલાહી બુલંદ શહરીએ લખેલ વાત કે "એ વાત મૌઝૂઅ છે" સહીહ છે.

**૨. હદીસ : "જે માણસે કોઈ એવો હોદ્દો કબૂલ કર્યો જેના વિશે તે પોતે જાણે છે કે તે તેને પાત્ર નથી તો તેને જોઈએ કે તે દોઝખને પોતાનું ઠેકાણું બનાવી લે." તેની સ્પષ્ટતા.**

**સવાલ** : બાદ અરજ ગુજારિશ છે કે નીચે લખેલ મઝમૂન વાંચવામાં આવ્યો છે જે આ પ્રમાણે છે :

ખુરાસાનનાં ગવર્નર યઝીદ બિન મુહલબ્બને એક સર્વે ગુણ સંપન્ન માણસની જરૂરત હતી. લોકોએ હઝરત અબૂ બુર્દહ રહમતુલ્લાહિ અલય્હનું નામ પેશ કર્યું. જેઓ હઝરત અબૂ મૂસા અશ્અરી રદિયલ્લાહુ અન્હુના પૂત્ર હતા. જેઓ ભારે કમાલવાળા બુઝુર્ગ હતા. યઝીદે તેમને તેડાવ્યા અને થોડાક હોદ્દાઓની વિગતો દર્શાવી કહ્યું કે : 'હું તમને આ હોદ્દા ઉપર નિયુક્ત કરવા માંગું છું.' હઝરત અબૂ બુર્દહ રહમતુલ્લાહિ અલય્હએ ઉત્તર આપ્યો કે : 'હું આ સેવાથી મઅઝિરત ચાહું છું.' યઝીદે કહ્યું : 'નહીં, આપે એ સેવાનો સ્વીકાર કરવો જ પડશે.' તો જવાબ આપ્યો કે : મારા પિતા અબૂ મૂસા અશ્અરી રદિયલ્લાહુ અન્હુએ મારાથી બયાન કર્યું હતું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ ફરમાવતા હતા, 'જે માણસે કોઈ એવો હોદ્દો કબૂલ કર્યો જેનાં વિશે તે પોતે જાણે છે કે તે તેને પાત્ર નથી તો તેને જોઈએ કે તે દોઝખને પોતાનું ઠેકાણું બનાવી લે.' એ સાંભળી યઝીદે મજબૂર થઈ તેમની મઅઝિરતનો સ્વીકાર કરી લીધો.

સવાલ એ છે કે ઉપર મુજબની હદીષથી કોઈ પણ માણસ જેમ કે અમીરે જમાઅત યાતો જમાઅતનાં મુતવલ્લી યા સેક્રેટરી અથવા ઈદારહનાં મુહતમિમ અથવા બીજા કોઈ હોદ્દા માટે પોતે સલાહિયત ન રાખતો હોય તે હોદ્દા માટે પાત્ર ન હોય તો તેવા હોદ્દાનો સ્વીકાર કરી શકે ?

ઉમ્મીદ છે ઉપરોક્ત હદીષનાં મદ્દેનઝર તફસીલથી જવાબ લખી આપી

એહસાન ફરમાવશો.

**જવાબ :** આપે સવાલમાં જે હદીષ બાબત પ્રશ્ન ઉઠાવ્યો છે. પ્રથમ તે પૂરો કિસ્સો મહાન મુહદ્દિસ અલ્લામહ ઝહબી રહમતુલ્લાહિ અલય્હની કિતાબ “સિયરૂ અઅલામીન્નુબલા”ના હવાલાથી રજુ કરૂં છું. યઝીદ ઈબ્ને મુહલ્લબને જ્યારે ખુરાસાનના ગવર્નર બનાવવામાં આવ્યા તો તેમણે કહ્યું કે : ‘મને બધી ખૂબીઓવાળો કામિલ માણસ બતાવો.’ તો તેઓને અબૂ બુર્દહ અશ્અરીનું નામ આપવામાં આવ્યું. તેઓ જ્યારે આવ્યા તો તેમને એક ઉચ્ચ વ્યક્તિ લાગ્યા, પછી જ્યારે તેમનાથી વાત ચીત કરી તો તેમના જાહેરી ખૂબસૂરતી–દેખાવ કરતા પણ અંદરના ગુણોમાં શ્રેષ્ઠ લાગ્યા, તો તેમને કહ્યું કે : ‘હું ફલાણાં ફલાણાં હોદ્દાઓ તમને સોંપી રહ્યો છું.’ તો તેમણે ક્ષમાયાચના કરી કે : ‘મને એનાથી મુઆફ રાખો.’ તો યઝીદે ક્ષમા આપવાથી ઈન્કાર કર્યો. કિંવા આ હોદ્દાઓ સ્વીકારવા બાબત પોતાનો આદેશ બાકી રાખ્યો. તો હઝરત અબૂ બુર્દહ બોલ્યા કે ‘અમીર ! હું તમને એક હદીષ સંભળાવું છું જે મારા બાપ હઝરત અબૂ મૂસા અશ્અરી રદિયલ્લાહુ અન્હુએ મને બતલાવી છે અને તેઓએ હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમથી સાંભળી છે.’ અમીર બોલ્યા : ‘સંભળાવો !’ તો હઝરત અબૂ બુર્દહએ કહ્યું કે : “મારા વાલિદ સાહબે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને ફરમાવતા સાંભળ્યા કે ‘જેણે કોઈ એવો હોદ્દો સ્વીકાર્યો જેનાં બાબત તે એવું યકીન રાખે છે કે પોતે આ હોદ્દાના લાયક નથી તેને જોઈએ કે જહન્નમને પોતાનું ઠેકાણું બનાવી લિએ.’ અને એ અમીર ! તમે મને જે હોદ્દો સ્વીકારવા માટે કહ્યું છે તેના લાયક હું નથી એવું હું સોગંદપુર્વક કહું છું.’ આ સાંભળી યઝીદ બોલ્યા કે તમે તો પોતાની આ વાતો વડે અમને પોતાના વ્યક્તિત્ત્વ બાબત વધારે શવક અપાવ્યો માટે તમે તે હોદ્દા પ્રતિ પ્રયાણ કરો. હું તમને છોડવાનો નથી. આ સાંભળી હઝરત અબૂ બુર્દહ તે હોદ્દાની જવાબદારીઓ અદા કરવા રવાના થયા. પછી ત્યાં એક મુદત રહ્યા પછી અમીર પાસે હાજર થવાની રજા માંગી તો અમીરે પોતાની પાસે આવવાની રજા આપી. ત્યાં પહોંચી કહેવા લાગ્યા કે : “એ અમીર ! હું તમને એક એવી હદીષ સંભળાવું છું જે મારા

બાપ હઝરત અબૂ મૂસા અશ્અરી રદિયલ્લાહુ અન્હુએ હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમથી સાંભળી મને બતલાવી હતી. હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું કે 'જે આદમી અલ્લાહનો વાસ્તો આપી કાંઈક માંગણી કરે તે લઅ્નતને પાત્ર છે અને જેનાથી અલ્લાહનો વાસ્તો આપી કાંઈક માંગવામાં આવે અને તે માંગનારને ન આપે બશર્તે કે તેણે કોઈ અયોગ્ય વસ્તુ માંગી ન હોય તો તે પણ લઅ્નતને પાત્ર છે.' અને એ અમીર ! હું તમને અલ્લાહનો વાસ્તો આપી સવાલ કરૂં છું કે તમે આપેલ જવાબદારીમાંથી મને મુકત કરો." આ સાંભળી અમીરે તે જવાબદારીમાંથી આપને મુકત કર્યા. [ભાગ-૪ પેજ નં. ૩૪૫]

ઉપરોકત હદીષ બાબત સનદની રૂએ મુહદ્દિસોએ ચર્ચા કરી છે અને કેટલાક મુહદ્દિસોએ એના એક રાવીને ઝઈફ બતાવ્યા છે. તે છતાં એટલી બધી ઝઈફ નથી કે એના ઉપર અમલ ન કરી શકાય.

આગલા યુગમાં જ્યારે બાદશાહો અને હાકિમો તરફથી તે જમાનાના મહાન આલિમો તેમજ બુઝુર્ગોને કાઝીનો હોદ્દો સ્વીકારવા માટે કહેવામાં આવતું તો કેટલાક બુઝુર્ગોથી એનો ઈન્કાર સાબિત છે, કિંવા તેઓએ એ હોદ્દો કોઈ પણ હિસાબે સ્વીકાર્યો નહીં. જેમ કે હઝરત ઈમામ અબૂ હનીફહ રહમતુલ્લાહિ અલય્હને પણ આ હોદ્દો સ્વીકારવા બાદશાહ તરફથી રજૂઆત કરવામાં આવી, પરંતુ આપે ઈન્કાર ફરમાવ્યો, ત્યાં સુધી કે એ ઈન્કારને લઈ આપને જેલમાં ધકેલવામાં આવ્યા અને ત્યાં ઘણાં કષ્ટો આપવામાં આવ્યા. તે છતાં આપે એ હોદ્દો સ્વીકાર્યો નહીં.

ઉપરાંત બુઝુર્ગો તરફથી આ હોદ્દો સ્વીકારવા બાબત કરવામાં આવેલ ઈન્કાર પાછળ બે કારણો હતાં. પહેલું એ કે : તેઓ પોતાને આ હોદ્દાના હક્કો અદા કરી શકવાથી અશકત સમજતા હતા અને ખુલ્લી વાત છે કે જ્યારે કોઈ માણસ પોતાને આ હોદ્દાના લાયક સમજતો ન હોય તો એના માટે એ હોદ્દો સ્વીકારવું કેમ કરી દુરૂસ્ત લેખાશે ? બીજું કારણ એ પણ હતું કે : કોઈક વાર તે બાદશાહો અને સત્તાધીશો જેમનું રાજતંત્ર સહીહ ઈસ્લામી તરીકા ઉપર ન હતું અને તેઓ તે સમયના મોટા આલિમોને વિવિધ હોદ્દાઓ

ઉપર નિયુકત કરી પોતાની ગેર ઈસ્લામી રાજ્ય વ્યવસ્થા માટે વાતાવરણ ઠીક કરવા માંગતા હતા અને એવું ચાહતા હતા કે ઉલમાએ હકની જબાનો ઉપર તાળાં લાગી જાય અને પબ્લીક આ મોટા ઉલમાને મળેલ હોદ્દાઓને લઈ એ સત્તાધીશોથી મુવાફિક થઈ જાય, જાહેર છે કે સરકાર જ્યારે એહલેહકનું શોષણ કરી રહી હોય અને હોદ્દાઓ આપી તેઓની જબાન ઉપર તાળું લગાવવા ચાહતી હોય એવી હાલતમાં તે ઉલમાં જેઓનું પબ્લીક અનુકરણ કરતી હોય તેઓ માટે એવા હોદ્દાઓના સ્વીકારથી ઈન્કાર કરવું જ યોગ્ય કહેવાશે. ખાસ કરીને જ્યારે કે માત્ર તેઓના અસ્વીકારથી કચેરીનું કામ બંધ પડી જવાનું નથી બલકે બીજા લોકો આ જવાબદારી પૂરી કરી રહ્યાં હોય છે. એ જ કારણ છે કે ઈમામ અબૂ હનીફહ રહમતુલ્લાહિ અલય્હ અને બીજા અન્ય બુઝુર્ગોએ આ વિશે કષ્ટો અને દુઃખ ભોગવ્યાં, પરંતુ સરકારની ઓફરને સ્વીકારી નહીં. સારાંશ કે અગર હાલાત એવા પેદા થઈ જાય કે જે માણસને હોદ્દો પેશ કરવામાં આવી રહ્યો છે તે લાયક વ્યક્તિઓના ન હોવાને લઈ આ હોદ્દાની જવાબદારીઓ નિભાવવા માટે તે નક્કી જેવો જ થઈ ગયો છે તો એ સૂરતમાં તેના ઉપર એ હોદ્દાને સ્વીકારવું વાજીબ છે, અને એવી સૂરતમાં જ્યારે કે લાયક વ્યક્તિઓ મૌજૂદ હોય પરંતુ આ માણસ એ હોદ્દાની જવાબદારીઓ પૂરી કરવાની લાયકાત બીજાઓ કરતાં પોતાના અંદર વધારે જોતો હોય તો એ હોદ્દો કબૂલ કરવો તેના માટે મુસ્તહબ છે, અને જ્યારે એના જેવી લાયકાત ધરાવનાર બીજા માણસો પણ મૌજૂદ હોય તો તેને ઈખ્તિયાર છે : સ્વીકાર કરે યા અસ્વીકાર અને જ્યારે એનાથી વધારે લાયકાતવાળા માણસો મૌજૂદ હોય તો સ્વીકાર મકરૂહ છે અને જો તે પોતાના અંદર આ હોદ્દાની જવાબદારી પૂરી કરવાની લાયકાત નથી જોતો તો એ સૂરતમાં એ હોદ્દો સ્વીકારવું એના માટે હરામ છે.

[ઈસ્લામી અદાલત ભાગ-૧ પેજ નં. ૨૦૮-૨૦૯-૨૧૦]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૩. મજલિસના ખત્મ પર પઢવામાં આવતી દુઆથી**

## મજલિસનો કફ્ફારો થવાનો સહીહ અર્થ.

**સવાલ** : તબ્લીગી જમાઅતમાં જિમ્મેદારો દ્વારા ઓરતોની તાલીમ બાબત જે દર અઠવાડિયે મોહલ્લાની કે ગામની ઓરતો કોઈ એક મકાનમાં એકત્ર થઈને તાલીમ કરે છે એ તો સારી વાત છે. જેમાં ઓરતોને દીનની માલુમાત થાય, પરંતુ સવાલ આ છે કે ત્યાર બાદ એટલે કે મજલિસના ખત્મ પર ઓરતો મજલિસના ખત્મ પછીની દુઆ પઢે છે અને અમુક ઓરતો પોત પોતાના ઘરે ચાલી જાય છે, જ્યારે તેમાંથી મોટા ભાગની ઓરતો બેસીને વાતો અને તેમાં ખાસ કરીને એક બીજાની ગીબતો કરે છે. તો શું આ જાઈઝ છે? આ બાબતે જ્યારે ઓરતોને કહેવામાં આવે તો સામે મસ્અલાઓ બતાવે છે કે અમોએ મજલિસના ખત્મની દુઆ પઢી લીધી છે. જે દુઆ પઢવાથી મજલિસનો કફ્ફારો થઈ જાય છે. એટલે આવી વાતો કે ગીબતો કરવાથી કંઈ વાંધો નથી. તો શરઈ હુકમ બતાવશો.

**જવાબ** : અલ્લામહ ઈબ્નુસ્સુન્ની રહમતુલ્લાહિ અલય્હની કિતાબ અમલુલ્યવ્મી વલ્લયલહમાં છે હઝરત અબૂ હુરૈરહ રદિયલ્લાહુ અન્હુ હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો પાક ઈર્શાદ નકલ ફરમાવે છે કે જે માણસ કોઈ મજલિસમાં બેસે અને તેમાં લા યઅની (નકામી) વાતો વધારે થાય પછી ઊભા થતાં પહેલાં આ દુઆ પઢી લે "સુબ્હાનકલ્લા હુમ્મ વબિહમ્દિક લા ઈલાહ ઈલ્લા અન્ત અસ્તગફિરુક વ અતૂબુ ઈલયહ" તેના માટે જે નકામી વાતો એ મજલિસમાં થઈ છે તે મુઆફ કરી દેવામાં આવશે.

[દાફિઉસ્સહવી વલ ગફલત
તરજમએ અમલુલ્યવ્મી વલ્લયલહ : પેજ નં. ૨૩૨]

ઉપરોક્ત રિવાયતમાં અરબી ભાષાનો શબ્દ "લગત" વાપરવામાં આવ્યો છે જેનો અર્થ થાય છે : એવી વાતો જેમાં કોઈ ફાયદો ન હોય. [મજમઉલ બિહાર : ભાગ-૫ પેજ નં. ૬૬૫] એનાથી માલૂમ પડયું કે મજલિસમાં એવા પ્રકારની વાતો જેનો દીની યા દુન્યવી કોઈ ફાયદો ન હોય એ પણ માણસ માટે એક પ્રકારનો બોજ છે. કારણ કે તેણે પોતાનો કિંમતી

સમય આવા નકામાં કામમાં વેડફયો તેના ઉપર કયામતના દિવસે પૂછવામાં આવશે. પરંતુ અગર ઉપર હદીષમાં જણાવવામાં આવેલ દુઆ પઢી લે તો તેના માટે મજલિસનો કફફારો થઈ જશે. કિંવા તેની આ ગફલત અને કસૂર મુઆફ કરી દેવામાં આવશે. પરંતુ આ હુકમ ત્યારે જ છે જ્યારે કે તે કોઈ ગુનાહની વાત ન હોય અને ખાસ કરીને ગીબત જેનું હરામ હોવું કુર્આન અને હદીષમાં સ્પષ્ટ રૂપે આવ્યું છે અને જે હુકૂકુલ ઈબાદમાંથી હોવાને લઈ તે બંદા પાસે મુઆફ કરાવવું જરૂરી છે, તેમાં આ દુઆ કાફી નથી. માટે તે ઓરતોનું ગીબતની મુઆફી માટે આ દુઆને કાફી સમજવું દુરૂસ્ત નથી. બીજી વાત એ છે કે જે ઓરતો આ દુઆ પઢી લીધા પછી ગીબત કરવામાં વ્યસ્ત થાય છે તો ગુનાહ પહેલાં પઢવામાં આવેલી દુઆ પાછળથી કરેલ ગુનાહ માટે કેવી રીતે કફફારો બની શકે ? સાથે જ તે ઓરતોનું પોતાના આ ગુનાહિત કૃત્ય ઉપર આમ કહેવું કે અમોએ મજલિસના ખત્મની દુઆ પઢી લીધી છે જે દુઆ પઢવાથી મજલિસનો કફફારો થઈ જાય છે એટલે આવી વાતો કે ગીબતો કરવામાં કંઈ વાંધો નથી, ઘણું જ ખતરનાક અને ઈમાન ઘાતક છે. તેણીઓના આ જવાબમાં ગીબત જેવા કબીરહ ગુનાહને મામૂલી સમજવું લાઝિમ આવે છે.

## ૪. અલ્લાહ તઆલાનો વાસ્તો આપી સવાલ કરનાર અને એ સવાલ પર ન આપનાર મલઊન શા માટે?

**સવાલ :** દોઝખ કા ખટકા પેજ નં. ૪૮, મઝમૂન ૧૯ ઝકાત, સદકા, નફકા, સવાલ, બુખ્લના બાબમાં હદીષ નં. ૪૮ હઝરત અબૂ મૂસા અશઅરી રદિયલ્લાહુ અન્હુ ફરમાતે હૈં કે સરકારે દોઆલમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને ફરમાયા : જો શખ્સ અલ્લાહ કા નામ લેકર ઔર રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમકા વાસ્તા દેકર સવાલ કરતા હૈ વોહ મલઊન હૈ ઔર ખુદાકા વાસ્તા દેને કે બાવજૂદ ઈસ્તિતાઅત કે માંગનેવાલે કો કુછ નહીં દેતા વોહ ભી મલઊન હૈ. તો આ હદીષમાં અલ્લાહના વાસ્તાથી માંગવાને મલઊન બતાવવાનો શું મતલબ ? અને મલઊન છે તો ન દેવા

ઉપર વઈદ અને તેના પર પણ મલઊન બતાવેલ તો અલ્લાહનો વાસ્તો દેવો મના સમજવો કે કેમ ?

**જવાબ** : અલ્લાહનો વાસ્તો એક મહાન ઝાતનો વાસ્તો છે. તેના વડે દુન્યાની હકીર વસ્તુ માંગવી એ વાસ્તાની નાકદરી છે. જેથી એનાથી બચવું જોઈએ. મહાન વાસ્તો આપી મહાન વસ્તુ જ માંગી શકાય અને તે જન્નત છે અને જે માણસ પાસે અલ્લાહનો વાસ્તો આપી કોઈ વસ્તુ માંગવામાં આવે અને શકિતમાન હોવા છતાં તે ન આપે તો તે પણ ગુનેગાર છે.

## ૫. દુઆએ ગંજુલ અર્શ પઢવું.

**સવાલ** : દુઆએ ગંજુલ અર્શ (જે પંજસૂરહમાં આવે છે) નો એઅતેબાર છે ? તેને પઢવામાં કાંઈ વાંધો ખરો ? બીજી વાત એ કે આવી દુઆ જે કુર્આન મજીદમાં નથી જેમ કે અહદનામા, દુઆએ ગંજુલ અર્શ વગેરે વજૂદમાં કયાથી આવેલ ?

**જવાબ** : એની કોઈ સહીહ સનદથી સાબિતી નથી, જે ખૂબીઓ વર્ણવેલી છે તે બે–અસલ છે. એના બદલે કુર્આને પાકની તિલાવત કરવામાં આવે, દુરૂદ શરીફ, કલિમહ શરીફ, ઈસ્તિગફાર પઢવામાં આવે.

[ફતાવા મહમૂદિય્યહ ભાગ–૫ પેજ નં. ૩૪૭]

## ૬. દુઆએ ગંજુલ અર્શ, દુઆએ અહદ, દુરૂદે તાજની શરઈ હેસિયત.

**સવાલ** : મારી પાસે એક કિતાબ છે, જેમાં દુઆએ ગંજુલ અર્શ, દુઆએ અહદ અને દુરૂદે તાજ લખેલું છે અને એના ઘણાં ફઝાઈલ લખ્યા છે. તો એ પઢવું કેવું છે ? અને ફઝીલતોની સનદ મોઅતબર છે કે નથી ?

**જવાબ** : એની કોઈ સહીહ સનદ સાબિત નથી. જે તારીફ અને ફઝાઈલ લખ્યા છે તે બેઅસલ છે. એના બદલે કુર્આને પાકની તિલાવત કરવામાં આવે, દુરૂદ (ઈબ્રાહીમ) શરીફ, કલિમહ શરીફ, ઈસ્તિગફાર પઢવામાં આવે. [ફતાવા મહમૂદિય્યહ : ભાગ–૫ પેજ નં. ૩૪૭]

**૭. મરઘા અને ગધેડાના બોલવા વિષે ચોખવટ.**

**સવાલ** : 'જયારે કુકડો (મરઘો) બોલે ત્યારે સુબ્હાનલ્લાહ બોલવું, તેમજ તે વખતે દુઆ માંગવાથી દુઆ કબૂલ થાય છે.' શું બુખારી શરીફની હદીષથી સાબિત છે ? 'મરઘો, ફરિશ્તાને જોઈને બોલે છે, અને ગધેડુ શૈતાનને જોઈને બોલે છે.' આ હકીકત સહીહ છે ?

**જવાબ** : અબૂદાવૂદ શરીફમાં કિતાબુલ અદબમાં એ રિવાયત છે.

**૮. "નમાઝ શર્હે સદકા સબબ હે" નો મતલબ.**

**સવાલ** : "ફઝાઈલે નમાઝ" માં હઝરત શયખ રહમતુલ્લાહિ અલયહએ પેજ નં. ૧૮ ઉપર નમાઝની ૪૦ હદીષ બયાન કરેલી છે, તેમાં એક છે કે "નમાઝ શર્હે સદ્રકા સબબ હે" તો 'શર્હે સદ્ર'નો શું મતલબ ?

**જવાબ** : હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ જ્યારે આ આયત 'અફમન શરહલ્લાહુ.....' તિલાવત ફરમાવી તો અમે આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને 'શર્હે સદ્ર'નો મતલબ પુછ્યો તો આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું : 'જ્યારે ઈમાનનું નૂર ઈન્સાનનાં દિલમાં પ્રવેશે છે તો એનું દિલ મોટું થઈ જાય છે (જેના લઈ ખુદાઈ આદેશોનું સમજવું અને તેના ઉપર અમલ કરવું સરળ થઈ જાય છે).' અમે અરજ કરી : 'હે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ ! આ શર્હે સદ્રની નિશાની શું છે ?' તો આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું : 'હંમેશા રહેનાર ઘર તરફ આકર્ષણ અને ધોકાના ઘર (કિંવા દુનિયાના એશ–આરામ તેમજ શૃંગાર)થી દૂર રહેવું અને મોતના આવતા પહેલાં તેની તૈયારી કરવી." [મઆરિફુલ કુર્આન ભાગ–૭ પેજ નં. ૫૫૦–૫૫૧]

**૯. હદીષ શરીફમાં "ચુનનેવાલી–ગુદવાનેવાલી"નો મતલબ.**

**સવાલ** : એક જગ્યાએ હદીષ પઢવામાં આવેલ કે "ચુનનેવાલી ઔર

ચુનવાનેવાલી બાલોકોં, ગુદને ઔર ગુદવાનેવાલી ઓરત પર અલ્લાહ તઆલાને લઅનત કી હે.'' 'ગુદને—ગુદવાને'થી શું મતલબ છે? અને ચુનને ઔર ચુનવાનેવાલીથી શું મુરાદ છે?

[મિશ્કાત હદીષ નં. ૪૨, ૪૩ બાબ કંઘી કરનેકા બયાન]

**જવાબ** : સોય અથવા ટાંકણી વડે શરીરના કોઈ ભાગ ઉપર છિદ્રો પાડી તેમાં ગળી અથવા સુરમો ભરી દઈને માણસનું નામ યા પ્રાણીની આકૃતિ યા કોઈ દેવ દેવીની આકૃતિ કોતરવામાં આવે છે. ગુજરાતીમાં એને ગોદવું ગોદાવવું (અંકિત કરવું કરાવવું) કહેવામાં આવે છે. એવું કરવાની હદીષમાં મનાઈ આવી છે. પ્રાચીન અરબોમાં સ્ત્રીઓ આ પ્રમાણે કરતી કરાવતી હતી. એટલે ખાસ કરીને એવી ઓરતો ઉપર લઅનત કરવામાં આવી છે. બાકી આ હુકમ ઓરત અને મર્દ બન્નેને લાગુ પડે છે. એ જ પ્રમાણે સુંદરતા વધારવા માટે સ્ત્રીઓ પોતાની ભ્રમણો (આંખોની ઊપરના બાલો) ચિપિયાથી ઊખેડી ઊખડાવી તેને પાતળી બનાવડાવતી હતી તે ઉપર પણ હદીષમાં લઅનત કરવામાં આવી છે.

# (૭) તસવ્વુફ

# કિંવા અધ્યાત્મવાદ

## ૧. તસવ્વુફના ચાર સીલસીલાવાળાનો મસલક અને ચારેય વચ્ચે ફરક.

**સવાલ** : જે ચાર સીલસીલા કાદરીયા, ચીશ્તીયા, સુહરવરદીયા, નકશબંદીયા છે તે ફીરકા છે કે ખાનકાહ છે? તેઓ કયા મસલકને માને છે અને ચારેય વચ્ચે ફરક શું છે?

**જવાબ** : સાચા અકીદા, નેક અમલ, ઉચ્ચ અખ્લાક ઈખ્તિયાર કરવા દરેકના માટે જરૂરી છે. અને અનુભવ એ બતલાવે છે કે આ બધું કોઈ કામીલ

શેખની કેળવણી વગર પ્રાપ્ત થતું નથી અને એ માટે જ મુરીદ થવાની જરૂરત રહે છે, જેવી રીતે શરીરના રોગોના ઈલાજ માટે હકીમ યા ડૉક્ટરની જરૂરત પડે છે. હવે જે કેળવણી કામીલ શેખથી મેળવવામાં આવે છે તેની રીત ભાત જુદી જુદી હોય છે પરંતુ આશય બધાનો એક જ છે. જેવી રીતે શરીરના રોગોના ઈલાજમાં ડૉક્ટર એલોપેથી રીતથી અને હકીમ યુનાની રીતથી અને વૈદ્ય આયુર્વેદીક રીતથી ઈલાજ કરે છે, સૌનો આશય એક જ કિંવા તંદુરસ્તી છે. એ જ રીતે રૂહાની રોગોના ઈલાજ માટે બુઝુર્ગો અને અલ્લાહના મકબૂલ બંદાઓએ કુર્આન અને હદીષની તાલીમને નજર સમક્ષ રાખી એ રૂહાની ઈલાજ રૂપે વિવિધ પ્રકૃતિઓ માટે વિવિધ દવાઓ તજવીઝ કરી એનુ જ નામ છે "સલાસિલે તસવ્વુફ" એમાંથી ચાર સિલસિલા આપણાં તરફ પ્રખ્યાત છે. ચિશ્તીયા હઝરત ખ્વાજા મુઈનુદ્દીનચિશ્તી અજમેરી રહમતુલ્લાહિ અલય્હ તરફ મનસૂબ છે. કાદિરીય્યા હઝરત સય્યિદ અબ્દુલ કાદિર જીલાની રહમતુલ્લાહિ અલય્હ તરફ, નકશબંદીય્યહ હઝરત બહાઉદ્દીન નકશબંદી રહમતુલ્લાહિ અલય્હ તરફ અને સુહરવરદિય્યહ હઝરત શેખ શહાબુદ્દીન સુહરવર્દી રહમતુલ્લાહિ અલય્હ તરફ. એ સિવાય બીજા સિલસિલા પણ છે જે બીજા મહાન બુઝુર્ગો તરફ મનસૂબ છે. તેઓમાં ફકત કેળવણીની રીત ભાતનો ફર્ક છે. આશય સૌનો એક જ કિંવા રૂહાની રોગો દૂર કરી અલ્લાહ તઆલા સાથે સહીહ તઅલ્લુક પેદા કરવો છે. તેઓ ફિકહી રૂએ ચાર ઈમામો હઝરત ઈમામ અબૂ હનીફા રહમતુલ્લાહિ અલય્હ, હઝરત ઈમામ શાફિઈ રહમતુલ્લાહિ અલય્હ, હઝરત ઈમામ માલિક રહમતુલ્લાહિ અલય્હ, હઝરત ઈમામ અહમદ રહમતુલ્લાહિ અલય્હના મસલકને જ માને છે. [ફતાવા મહમૂદિય્યહ]

## ૨. ઈસ્લાહ માટે કોઈ પીર ન મળે તો શું કરે ?

**સવાલ** : અગર કોઈ શખ્સને પોતાની ઈસ્લાહ માટે કોઈ કામીલ પીર–મુર્શીદ ન મળે તો કોઈ સાહિબે ઈલ્મ સાથે ઈસ્લાહી ખતો કિતાબત રાખવાથી ઈસ્લાહ અને પીર–મુર્શીદની ગરજ સરી શકે ?

**જવાબ** : ઈસ્લાહી-પત્રવ્યવહાર માટે પણ જરૂરી છે કે તે કામીલ હોય, માત્ર એહલે ઈલ્મ હોવું કાફી નથી. બાકી કોઈનું એમ કહેવું કે "કામીલ" મળતો નથી તો એનો અર્થ એ થયો કે અલ્લાહ તઆલાએ રૂહાની બીમારીઓ પેદા ફરમાવી પરંતુ ઈલાજ કરનાર પેદા ન કર્યો. એ તો (અલ્લાહ બચાવે) ખુદા પાક તરફ જુલ્મની નિસ્બત કરેલી કહેવાય.

[અહસનુલ ફતાવા ભાગ-૧ પેજ નં. ૫૪૭]

## ૩. ઝીક્ર કરવાથી દિલની બીમારીઓ દૂર થશે કે બીજો કોઈ ઈલાજ છે ?

**સવાલ** : જે બીમારીઓ દિલમાં પેદા થાય છે જેમ કે હસદ, કીના, બુગ્ઝ તેવી બીજી બીમારીઓનો ઈલાજ અલ્લાહનો ઝીક્ર કરવાથી નીકળી જશે ? અથવા તે ઉપરાંત બીજો કયો ઈલાજ છે જેનાથી તે નીકળી શકે ?

**જવાબ** : એ બીમારીઓનો ઈલાજ રૂહાની તબીબો કિંવા અલ્લાહ તઆલાના તે મકબૂલ નેક બંદાઓ-બુઝુર્ગોથી કરાવવો જોઈએ. જેઓ એ ફનના માહિર હોય છે. ઝીક્ર પણ તેઓ બતાવે તે મુજબ કરવું. તિબ અને ડૉક્ટરની કિતાબોને માત્ર પઢી લેવાથી કોઈ માણસ ડૉક્ટર કે તબીબ બની જતો નથી, તેમજ એ કિતાબોમાં બધી બીમારીઓનું સવિસ્તાર વર્ણન હોય છે અને સાથેજ ઈલાજ પણ લખેલો હોય છે, તે છતાં માત્ર એમાં જોઈ કોઈ પણ પોતાનો ઈલાજ કરતું નથી. બલકે ડૉક્ટર અથવા તબીબની પાસે જ જાય છે. એ જ પ્રમાણે રૂહાની બીમારીનો ઈલાજ પણ કોઈ એવા મુર્શિદ પાસે કરાવવો જેના ઉપર વિશ્વાસ કરી અલ્લાહના મકબૂલ બંદાએ તેને બયઅત તથા ઈર્શાદની ઈજાઝત આપી હોય.

## ૪. શરીઅત-તરીકત-હકીકત-મઅરિફત શું છે ?

**સવાલ** : શરીઅત-તરીકત-હકીકત અને મઅરિફતની તશરીહ શું છે ? એક સાહબ કહે છે કે શરીઅત પર ચાલતા ચાલતા તેમાં એક તરીકો પેદા થાય છે તેને તરીકત કહે છે અને તે જે તરીકો સો ફીસદ આવી જાય તો

અલ્લાહથી જે ચાહે તે પ્રાપ્ત કરી લઈ હકીકત સુધી પહોંચે છે અને મઅરિફત બાબત કાંઈ ફરમાવેલ નથી. તો આમ માણસો સમજી શકે તેવી તશરીહ સમજાવવા એક તાલીબે ઈલ્મના નાતે ગુજારીશ છે.

**જવાબ :** જાહેરી અહકામ (દા.ત. નમાઝ, રોઝા, ઝકાત, હજ, નિકાહ, તલાક, ખરીદ–વેચાણ વગેરે) તથા બાતિની અહકામ (દા.ત. સબર, શુક્ર, રઝા, તસલીમ, તવક્કુલ ઈખ્લાસ વગેરે) બંનેને સંયુકત રૂપમાં શરીઅત કહેવામાં આવે છે, જ્યારે માત્ર બાતિની અહકામને તરીકત કહેવામાં આવે છે, માટે તરીકત કોઈ અલગ વસ્તુ નથી, બલકે શરીઅતનો જ એક વિભાગ છે. શરીઅતના તમામ હુકમો (જાહેરી અને બાતેની) ઉપર સંપૂર્ણ ચાલવાથી અલ્લાહ તઆલા તરફથી કેટલીક હકીકતો (દુન્યા–આખેરત તથા શરીઅતની) તે માણસ ઉપર ખુલે છે એનું નામ હકીકત છે અને શરીઅતના સંપૂર્ણ અનુકરણ તથા હકીકતોના ખુલવાને લઈ અલ્લાહ તઆલા સાથેની મુહબ્બત અને સંબંધમાં વધારો થાય છે તેનું નામ "મઅરિફત" છે.

[ફતાવા મહમૂદિય્યહ ભાગ–૧ પેજ નં. ૧૪૩,
અહસનુલ ફતાવા ભાગ–૧ પેજ નં. ૫૪૯–૫૫૦]

## ૫. "કુતુબ" ઈસ્લામી પરિભાષામાં કોને કહેવાય ?

**સવાલ :** કિતાબોમાં જયાં જયાં ફકત *'કુતુબે આલમ'* લખેલું આવે છે તો તે કયા બુઝુર્ગ અથવા અકાબિરને સંબોધી લખવામાં આવેલ સમજવું ? તેવીજ રીતે જેમને આવા ઉપનામથી સંબોધવામાં આવતા હોય તેમના નામ–ઉપનામનું માર્ગદર્શન આપશો.

**જવાબ :** *'કુતુબ'* અરબી શબ્દ છે. જેનો શબ્દાર્થ આટો દળવાની ઘંટીમાં વચ્ચે જે ખીલી આવે છે, જેના ઉપર ઘંટીનું પૈંડું ફરે છે–થાય છે. તસવ્વુફની પરિભાષામાં કુતુબ તે વ્યક્તિને કહેવામાં આવે છે જે રૂહાનિય્યતમાં પોતાના યુગવાળાઓનો સરદાર હોય.

[રસાઈલે ઈબ્ને આબિદીન ભાગ–૨ પેજ નં. ૨૬૪]

# (૮) અમલિયાત કિંવા તાવીઝ-દોરા

## ૧. તાવીઝ પર યકીન રાખવું તવક્કુલના ખીલાફ છે.

**સવાલ** : અકસર લોકો ફરાઈઝ અને સહીહ આ'માલથી પર રહી તાવીઝને વધુ મહત્ત્વ આપે છે. મતલબ કે બીમારીમાં તાવીઝ ઉપર યકીન વધુ પડતું રાખવું તવક્કુલના ખીલાફ ગણાશે ?

**જવાબ** : અલ્લાહ તઆલા સિવાય અન્ય કોઈ પણ સાધન ઉપર યકીન રાખવું ઈમાન અને તવક્કુલના ખીલાફ છે.

## ૨. આમીલ સાહેબનું ચોર, જીન, બીમારી, જાદુનું બતાવવું.

**સવાલ** : શું ફરમાવે છે ઉલમાએ દીન ! અમારા યુ. કે. માં એક આલીમ પોતે આમીલ હોવાનો દાવો કરે છે. તેઓ પોતાની જાતની તઅરીફ કરતા રહે છે કે કોઈની છોકરી અથવા છોકરો ઘરેથી ભાગી ગયો હોય, કોઈના ઘરે ચોરી થઈ હોય, કોઈ બીમાર હોય, કોઈને જીનનો અસર હોય, કોઈએ કોઈના ઉપર જાદુ અથવા ગંદો અમલ કર્યો હોય તો હું મારા અમલથી નામ, એડ્રેસ, નકશા સાથે એ મુજરિમને બતાવી શકું છું. તો લોકોની આ આમીલને ત્યાં તાવીઝ માટે તથા ઈલાજની ગર્જે લાઈન લાગે છે. અંતે ઉમ્મતમાં જબરદસ્ત નાઈત્તિફાકી તથા આપસમાં રિશ્તેદારોમાં દુશ્મનાવટ થવાની કોઈ હદ નથી. લોકોના અકાઈદ ખરાબ થાય છે. એ આલીમ આમીલ હોવાનો દાવો કરતાં આ પ્રકારનો અમલ કરે છે કે એક નાબાલિગ બચ્ચાના નાખુનના ઉપર તેલ અથવા કાજલ લગાવીને બચ્ચાં પાસે બોલાવે છે કે મુઅક્કલ સાહેબાન હાજીર હો ! ત્રણ વાર બોલાવે છે. અગર ચોરીનો કેસ હોય તો તે બચ્ચુ નાખુનમાં જોઈને કહે છે કે ફલાણો માણસ એનો પહેરવેશ આ છે, તમારા ઘરમાં દાખલ થાય છે, આ રીતના ચોરી કરે છે, માલ લઈ

ચાલ્યો જાય છે. બચ્ચું તેનો હુલ્યો બતાવે છે અને અમુક કેસમાં તો નામ પણ બતલાવે છે અને પોતાની નાબાલિગ બચ્ચીને પણ બેસાડી આ અમલ કરે છે. મોટા ભાગે ખોટું સાબિત થાય છે. એક માણસ અલ્લાહ પાક, પરવરદિગાર, આલીમુલગૈબને હાજર રાખી ગવાહ રાખી મસ્જિદમાં કુર્આન શરીફની તથા તલાકે મુગલ્લઝાની કસમ ખાયને કહે છે કે મેં આ કામ કર્યું નથી. તે માણસનું નામ આ આમીલ સાહેબે નાખુનના અમલથી સાબિત કર્યું અને મરીઝોને પણ બેસાડી આ જ અમલ હેઠળ નાબાલિગ બચ્ચાં સામું તે મરીઝને બતાવે છે : ફલાણાએ તારા પર જાદુ કર્યું છે અથવા જીનનો અસર છે. વળી કોઈ વાર બાલિગ નામહરમ ઓરત અથવા જવાન છોકરીને એકાંતમાં સુવડાવી નાફ પર તાવીઝ મૂકી બતાવે છે કે આ મરીઝને જીનનો અસર છે કે જાદુનો અસર છે. તો શું આ અમલને સાચો માનવો ? આ અમલ શરઈ તોર પર જાઈઝ છે કે નાજાઈઝ ? આ અમલ કરનાર કરાવનાર ગુનેગાર છે કે નહીં ? તફસીલથી જવાબ આપશો.

**નોટ** : આવા જ એક અમલથી અમારા બાજૂમાં એક ટાઉનમાં એક માણસનું ખૂન થયું હતું. ઘણી વખતે મરીઝને બેસાડી એવો અમલ કરે છે તે મરીઝ 'વલ્લાહુ અઅલમ' બીજાઓના નામ લે છે કે હું ફલાણો માણસ યા ઓરત છું. આટલા વર્ષથી આ મરીઝ સાથે જાદુ કરૂં છું અથવા ફલાણો માણસ જાદુ કરે છે. તો આ બારામાં આપ શું ફરમાવો છો ?

**જવાબ** : કુર્આન પાકમાં અલ્લાહ તઆલા ફરમાવે છે કે "જે વાતની તમને તહકીક ન હોય એના ઉપર અમલ ન કરો (કારણ કે) કાન અને આંખ અને દિલ દરેક માણસથી આ સર્વ (અવયવો) ની (કયામતના દિવસે) પુછ થશે." [સૂરએ બની ઈસ્રાઈલ] તફસીરે કુર્તુબી અને તફસીરે મઝહરીમાં એનો આ મતલબ પણ વર્ણવ્યો છે કે પહેલાં વાકેઆતમાં એ ઈર્શાદ ફરમાવ્યો કે જે વસ્તુની તમને જાણ અને તહકીક નથી તેના ઉપર અમલ ન કરો અને એની સાથે જ કાન આંખ અને દિલથી સવાલ કરવાનું વર્ણન કરવામાં આવ્યું છે. જેનો મતલબ એ છે કે જે માણસે તહકીક વગર દા.ત. કોઈ માણસ ઉપર કોઈ આરોપ મુકયો અને તહકીક વગર કોઈ વાત ઉપર અમલ કર્યો અગર

તેનો સંબંધ એવી વસ્તુથી છે જે કાનથી સાંભળવામાં આવે છે, તો કાનથી સવાલ થશે અને આંખથી જોવાની વસ્તુ છે તો આંખથી અને દિલથી સમજવાની વસ્તુ છે તો દિલથી સવાલ થશે કે આ માણસ પોતાના આરોપ અને પોતાના દિલમાં જમાવેલા ખ્યાલમાં સાચો છે અથવા જૂઠો છે ? એના ઉપર માણસના અવયવો પોતે સાક્ષી આપશે, જે મેદાને હશરમાં તહકીક વગર આરોપ મુકવામાં અને વગર તહકીકની વાતો ઉપર અમલ કરનાર માટે મોટી બદનામી (બેઈઝઝતી)નું કારણ બનશે. [મઆરીફુલ કુર્આન : ભાગ-૫ પેજ નં. ૪૭૦-૭૧] અલ્લામહ અબૂબક્ર જસ્સાસ રાઝી (રહ.) હઝરત કતાદહ (રદિ.)થી નકલ ફરમાવે છે કે "લોકો વિશે કોઈ બુરી વાત જ્યાં સુધી તેની સત્યતા પુરવાર ન થાય ત્યાં સુધી ન કહે અને જે માણસ એવું કરશે તે ગુનેગાર છે. ચાહે તે વાસ્તવમાં ખોટી હોય અથવા ખરી." [અહકામુલ કુર્આન : ભાગ-૩ પેજ નં. ૨૦૪] હવે જે માણસ સવાલમાં પૂછવા મુજબ રીત અપનાવી કોઈ ચોક્કસ વ્યક્તિ ઉપર ચોરી અથવા જાદુ કરવાનો આરોપ મુકે છે, સ્પષ્ટ છે કે તેણે પેલા માણસને ચોરી અથવા જાદુ કરતા જોયો નથી, માટે તે માણસ ઉપર લખેલ હુકમમાં આવી જઈ ગુનેગાર છે.

હઝરત શાહ વલીયુલ્લાહ (રહ.) અલકવલુલ જમીલમાં (જ્યાં ચોરની ઓળખ માટેનો એક અમલ લખ્યો છે) ત્યાં લખે છે કે : જે માણસ આ અમલ અથવા એના જેવો બીજો કોઈ અમલ કરી ચોરને ઓળખી લે તેના ઉપર વાજીબ છે કે તેના ચોર હોવા ઉપર યકીન ન કરે અને તેને બદનામ ન કરે, બલકે કરાઈનની પૈરવી કરે, ત્યાર પછી કુર્આને પાકની ઉપરોકત આયત લખી છે. [શિફાઉલ અલીલ તરજુમએ કવલુલ જમીલ : પેજ નં. ૯૮]

હઝરત થાનવી (રહ.)થી ઉપરોકત અમલ વિશે પૂછવામાં આવ્યું કે આ રીત અજમાવવાથી કેટલીક વસ્તુઓ મળી ગઈ, ચોર પકડાઈ ગયો, શું આ રીત અપનાવવી જાઈઝ છે ? તો જવાબમાં ફરમાવે છે કે "નહીં ! બલકે (આ રીત તો) એટલા માટે છે કે જેની આ રીતે ભાળ મળે તેની તપાસ શરીઅત મુજબ કરાય, પરંતુ અવામ એનાથી આગળ વધી જાય છે." આ ઉપર ફરીથી પૂછવામાં આવ્યું કે આ અમલ કેવો છે ? તો જવાબમાં હઝરત

થાનવી (રહ.) લખે છે "મારા નજદીક બિલકુલ નાજાઈઝ. કારણ કે અવામ તપાસની મર્યાદા ઓળંગી જાય છે." [ઈમ્દાદુલ ફતાવા : ભાગ–૪ પેજ નં. ૮૮] એ જ પ્રમાણે શરઈ સબૂત વગર કોઈની ઉપર આરોપ મુકવો કે "ફલાણા માણસે જાદુ કર્યો છે" ગુનાહિત કાર્ય છે અને આમીલના આ પ્રમાણે કહેવાથી ફિત્નાનો ચોખ્ખો ભય હોય તો એના ગુનાહિત હોવામાં વધારે સખ્તી આવી જાય છે. હદીષે પાકમાં મવજૂદ છે કે જ્યારે હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ ઉપર લબીદ બિન અઅસમ નામી માણસ તરફથી જાદુ કરવામાં આવ્યું અને અલ્લાહ તઆલા તરફથી ફરિશ્તાઓ વડે આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને પૂરી વિગતથી વાકિફ કરવામાં આવ્યા અને આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ સહાબા (રદિ.)ની જમાઅત સાથે તે કુવા ઉપર તશરીફ લઈ ગયા, જ્યાં તે (જાદુઈ અમલ જે વસ્તુ ઉપર કરવામાં આવ્યો હતો તે) દાટવામાં આવ્યું હતું અને તેને કઢાવ્યું અને આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ સાજા–સમા થયા તો હઝરત આઈશા (રદિ.)એ અરજ કરી કે : 'અય અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ ! આ ભેદ (જેમાં જાદુ કરનારનું નામ પણ આવી જાય છે) લોકો સામે જાહેર કેમ નથી કરતા ?' તો હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું કે : 'અલ્લાહ તઆલાએ મને તંદુરસ્ત કરી આપ્યો અને હું લોકોમાં બુરાઈ, ફિત્નો ભડકાવવાનું પસંદ નથી કરતો.' [બુખારી શરીફ : પેજ નં. ૮૯૬] કારણ કે જો આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ તે સમયે જાદુ કરાવનારનું નામ જાહેર કરી આપત તો સહાબા તેની ખબર લઈ નાખત અને પરિણામ રૂપ મોટો ઝઘડો ઉત્પન્ન થાત. [ઉમદતુલ કારી શર્હે બુખારી] ઉપરોકત રિવાયત ઉપર ઈમામ બુખારી (રહ.)એ પ્રકરણનું જે શિર્ષક બાંધ્યું છે, તેમાં ફરમાવે છે : "ફિત્નો ભડકાવવાનું છોડી દેવું મુસ્લિમ અથવા કાફિર વિરૂધ્ધ"

[બુખારી શરીફ : પેજ નં. ૮૯૫]

અલ્લામહ અયની (રહ.) એની છણાવટ કરતાં લખે છે કે : 'એક મુસલમાનની હાલતનો તકાઝો એ છે કે તે તમામ લોકો ઊપરથી ફિત્નો દૂર કરે.' [અયની શર્હે બુખારી : ભાગ–૨૨ પેજ નં. ૧૩૪]

ઉપરોકત હદીષ ઉપર ખૂબ ચિંતન-મનનની જરૂરત છે, કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને તે માણસનું નામ જેણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઉપર જાદુ કરાવ્યું હતું, અલ્લાહ તઆલા તરફથી વહી વડે બતાવવામાં આવ્યુ હતું, છતાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેને જાહેર નથી કરતાં, હાલાંકે હઝરત આઈશા (રદિ.) તરફથી અરજ કરવામાં આવી કે આપ જાહેર કેમ નથી કરતા ?! તો શું આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અનુયાયી હોવાના દાવા સાથે એક મુસલમાન માટે માત્ર વહેમ અને ગુમાનની બુન્યાદ ઉપર કોઈ બીજા મુસલમાન ઉપર આવો આક્ષેપ મુકવાની ઈજાઝત શરીઅત કેવી રીતે આપી શકે છે ? બાકી રહ્યું નામહરમ બાલિગ જવાન છોકરી સાથે એકાંત વગેરે, તો એ એક એવું નાજાઈઝ કૃત્ય છે જેને ઈસ્લામી અહકામનો સામાન્ય જ્ઞાન રાખનારો માણસ પણ સમજી શકે છે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૩. ઓરતે પોતાના હૈઝ પર તાંત્રિક વિદ્યા કરી પુરૂષોને પીવડાવવું.

**સવાલ** : આજ કાલ ગેર મુસ્લિમોની માફક ઘણી સ્ત્રીઓ પોતાના ફાવતા પુરૂષને કે પોતાની મોહજાળમાં ફસાવવા, પોતાનો બનાવવા, સ્ત્રી પોતાના હૈઝ ઉપર ગેર મુસ્લિમ પાસે તાંત્રિક વિદ્યા કરાવડાવી પુરૂષોને પીવડાવે છે અને પુરૂષોનું વશીકરણ કરે છે. જેનાથી ઘણાં પુરૂષોને માનસિક તકલીફોના શિકાર બનવું પડે છે. તો આવા ભુવા, સાંતિકો, અઘોરીઓ પાસે જઈ મન ફાવતા કામો કરાવવા ઈસ્લામની દ્રષ્ટિએ જાઈઝ છે ? આવી નાપાકી પુરૂષોને પીવડાવવામાં આવે છે તે પુરૂષના ઈમાનની શું હાલત થાય તે જણાવશો. આવું કામ કરનાર અને કરાવનાર સ્ત્રી કે પુરૂષ ઈસ્લામના કેવા ગુનેગાર છે તે વિસ્તારથી સમજાવશો. આ કામ કરવાનો આશય સ્ત્રી પુરૂષને ઝિનાનાં સબંધમાં કૈદ કરી પોતાની હુકૂમત તે પુરૂષ ઉપર જાહેર કરે છે અને તે આ સંબંધોને કારણે પેલી સ્ત્રીથી દબાતો રહે છે અને જેમ નચાવે તેમ

નાચતો રહે છે. આ કામ બાબતે ઈસ્લામ શું કહે છે?

**જવાબ** : કોઈ પુરૂષને પોતાના તાબેઅ બનાવવા તેમજ પોતાની મોહજાળમાં ફસાવવાના આશયે પોતાના હૈઝના ખૂન ઉપર તાંત્રિક વિદ્યા કરાવી પુરૂષને પીવડાવવું મહાન ગુનાહિત કૃત્ય અને હરામ છે. હૈઝનું ખૂન નજાસતે ગલીઝહ છે અને કોઈને એવી નાપાકી તેની અજાણતામાં ખવડાવી દેવું ધૃણાપાત્ર અને ગુનાહિત હોવાની સાથે નીચતા ભર્યું કાર્ય છે અને તે પણ તેને પોતાની મોહજાળમાં ફસાવા માટે, જેથી તે તેની સાથે ઝિનાના સંબંધમાં કેદ થઈ હંમેશના માટે તેનાથી દબાતો રહે અને તે જેમ નચાવે તેમ નાચતો રહે અને તેના માટે એ હૈઝના ખૂન ઉપર ભુવાઓ અથવા તાંત્રિકોની પાસે તાંત્રિક વિદ્યા કિંવા જાદુ કરાવવું ઘણાં બધા ગુનાહોનો સંગમ છે. જાદુ કબીરહ ગુનાહ છે અને તેના ઉપર હદીષમાં ઘણી જ સખ્ત વઈદો આવેલી છે. આવું ખતરનાક ગુનાહનું કૃત્ય અને તે પણ હૈઝના ખૂન ઉપર, વળી ગેર મુસ્લિમ ભુવા પાસે મુસ્લિમ સ્ત્રીઓએ જઈ કરાવવું કેટલું મહાન પાપ છે? એ વસ્તુ વિચારવી રહી અને મોટા ભાગે એવા ભુવાઓ એમની પાસે આ પ્રકારનું કામ કરાવવા માટે આવતી સ્ત્રીઓ સાથે પોતે પણ હરામ કારી કરે છે અને આવી સ્ત્રીઓ આ રીતની હરામ કારી કરાવડાવી એવા ભુવાઓ પાસે પોતાનું ઈચ્છિત કામ પડાવે છે. વળી, એ પણ વિચારવું જોઈએ કે જે પુરૂષને તાબેઅ બનાવવા આ બધું કરવામાં આવે છે તે પરાયો પુરૂષ હોવાની સાથે આ બધું કરાવવાનો આશય હંમેશ માટે તેની સાથે આડા સંબંધો બાંધી તેને પોતાની મોહજાળમાં ફસાવેલો રાખી તેનાથી પોતાનું કામ કઢાવવાનો તેમજ પોતાની મરજી મુજબ તેને નચાવવાનો હોય છે. આમાંથી દરેક વસ્તુ શરઈ રૂએ હરામ અને મહાન ગુનાહનું કામ છે. કોઈ સ્ત્રી અગર પોતાના પતિને પોતાના તાબેઅ બનાવી મરજી મુજબ નચાવવા ખાતર આવું કરી રહી હોય તો તે પણ હરામ અને મહાન ગુનાહનું કાર્ય છે.

[ઈમ્દાદુલ ફતાવા : ભાગ–૬ પેજ નં. ૧૯૮,
ફતાવા આલમગીરી : ભાગ–૫ પેજ નં. ૩૫૬ ઊપરથી]

## ૪. એક આમીલ સાહબ વિષે અગત્યનો ફતવો.

**સવાલ** : અમારે ત્યાં એક આમીલ સાહબ આવે છે. જે શરીઅતના પાબંદ છે, મસ્લકે હનફી તથા આલીમોથી સંબંધ ધરાવે છે. એમનું કહેવું છે કે મારી પાસે સૂરએ જીનનો અમલ છે (જીન તાબેઅ છે.) જેના ઝરીઆથી અમુક બીમાર માણસોની હાલત અને અમુક એવી વાતો જે આગળ થઈ ચૂકી હોય છે, માણસોની શકલ સૂરત જોયા વગર તેમની દિલની બીમારીઓ બતાવે છે અને એના બતલાવવાની રીત એ છે કે પહેલાં એક ચોક્કસ રકમ લે છે. પછી પથારી બિછાવે છે અને કંઈક પઢી જીન હાજર કરે છે અને એક વાત મેં મારા કાને સાંભળી છે કે જીન કહે છે : 'યહ કોઈ ગયબકી બાત નહીં હે, ઈલ્મે ગયબ તો ખુદાકો હી હે ઔર વહી જાનતા હે, લેકિન ખુદાને જીન્નાતોંકો ઐસી તાકત દી હે જો યહ બાતેં ઈલ્મકે ઝરીએસે બતાતે હેં.'

બીમાર માણસના બદનની તલાશી જીન કરે છે અને તેના ઘરની પણ તલાશી લે છે અને અમુક વાતો બિલકુલ જ સહીહ હોય છે. તો શું એવી વસ્તુઓ માની શકાય ખરી ? અને જીન એવી વસ્તુઓ બતાવી શકે ખરો કે માણસ કયાં છે અને કેવો છે ? અને તે કઈ રીતે બતાવી શકે ? અને આમીલ સાહબનું ચોક્કસ રકમ લેવું કેવું છે ?

**જવાબ** : સૌ પ્રથમ એટલું જાણી લેવું જરૂરી છે કે 'ગયબ' કોને કહેવામાં આવે છે ? તેનો ખરો અર્થ ન જાણવાને લઈ ઘણી ગેર સમજ ઉત્પન્ન થાય છે. હઝરત મૌલાના મુફતી મુહમ્મદ શફીઅ (રહ.) ફરમાવે છે કે કુર્આનની પરિભાષામાં 'ગયબ' નો મતલબ "એ વસ્તુઓ જે અત્યાર સુધી વજૂદમાં નથી આવી અથવા વજૂદમાં તો આવી ચૂકી છે પરંતુ હજુ સુધી કોઈ મખ્લૂકની જાણમાં નથી આવી" થાય છે. અગર એને નજર સમક્ષ રાખવમાં આવે તો 'ગયબ' વિશે ઉપર છલ્લી રીતે જે જે વાંધાઓ અવામને પેશ આવે છે તે આપોઆપ નષ્ટ થઈ જાય. પરંતુ મોટા ભાગે લોકો 'ગયબ' શબ્દનો ભાષાકીય અર્થ લે છે કે "જે વસ્તુ અમારી જાણ તથા દ્રષ્ટિથી ગાયબ હોય, ચાહે બીજાઓ પાસે એની જાણકારી મેળવવાના સાધનો (અસ્બાબ) મવજૂદ

હોય.'' તેને પણ ગયબ કહેવા લાગે છે. જેના પરિણામ રૂપ વિવિધ શંકા કુશંકાઓ ઉપસ્થિત થાય છે. દા.ત. ઈલ્મે નુજૂમ, જફર, રમલ અથવા હથેળીની રેખાઓ વગેરેથી જે ભવિષ્યના બનાવોની જાણકારી મેળવવામાં આવે છે અથવા 'કશ્ફ' અને 'ઈલ્હામ' વડે કોઈકને ભવિષ્યના બનાવોની જાણ થાય છે અથવા માનસૂનના પ્રવાહો તેમજ તેની ગતિ તથા શકિત આંકીને ખગોળશાસ્ત્રીઓ ભવિષ્યમાં થનાર વર્ષા તેમજ વાવાઝોડા વિશે આગાહીઓ કરે છે અને તેમાંથી કેટલીક વાતો ખરી પણ પડે છે. આ સર્વ વાતો અવામની નજરમાં ગયબ હોય છે. જેને લઈ તેઓ શંકા કુશંકામાં પડે છે, કે કુર્આને કરીમ તો 'ગયબ' ને માત્ર અલ્લાહ તઆલા સુધી મર્યાદિત કહે છે અને અનુભવ એ છે કે તે બીજાઓને પણ પ્રાપ્ત છે. જવાબ સ્પષ્ટ છે કે કશ્ફ તથા ઈલ્હામ અથવા વહી વડે અગર અલ્લાહ તઆલાએ પોતાના કોઈ બંદાને ભવિષ્યની જાણકારી આપી તો કુર્આનની પરિભાષામાં તે ઈલ્મે ગયબ ન રહ્યું. એ જ પ્રમાણે સાધનો તેમજ અસ્બાબ વડે જે જાણકારી મેળવી શકાય તે પણ કુર્આનની પરિભાષામાં ઈલ્મે 'ગયબ' નથી. જેમ કે હવામાન ખાતાની આગાહીઓ અથવા નાડી તપાસીને બીમારની છૂપી હાલત બતલાવી દેવી. કારણ કે હવામાન ખાતાને અથવા હકીમ–ડૉક્ટરને આવી ખબર આપવાનો મોકો ત્યારે જ હાથ આવ્યો જ્યારે આ બનાવોના કારણો ઉદ્‌ભવી ચૂકયા છે. ફર્ક માત્ર એટલો જ છે કે હજુ તે સ્પષ્ટ રૂપમાં સૌની સમક્ષ નથી આવ્યાં. સાધનો વડે તજજ્ઞો સમજી જાય છે, અવામ બેખબર રહે છે અને જ્યારે આ કારણ પરાકાષ્ઠાએ પહોંચે છે તો તે સૌની સમક્ષ સ્પષ્ટ રૂપમાં આવી જાય છે. એ જ કારણ છે કે હવામાન ખાતું મહિના બે મહિના પછી થનારી વર્ષાની આગાહી આજે નથી કરતું. કારણ કે તે વર્ષાના કારણો હજુ સુધી નજર સમક્ષ નથી આવ્યાં. એ જ પ્રમાણે કોઈ હકીમ ડૉક્ટર બે વર્ષ પછી ખાવામાં આપનારી ખોરાક કે દવા વગેરેની ખબર આજે નાડી તપાસીને આપી નથી શકતો.... મતલબ કે આ બધી તે વસ્તુઓ છે જેની નિશાનીઓ–અંધાણીઓ જોઈને તેની ખબર આપવામાં આવે છે અને જ્યારે તેની નિશાનીઓ અને કારણો ઉદ્‌ભવી ચૂકયા છે તો તે 'ગયબ' ન રહ્યું..... અલબત્ત, તે કારણો

બધાં જ બારીક તેમજ મંદ હોવાને લઈ સૌની સમક્ષ હજુ સુધી નથી આવ્યાં. જ્યારે પરાકાષ્ઠાએ પહોંચશે તો સૌની નજર સમક્ષ પણ (પરિણામ) આવી જશે..... જેમ કે કોઈ માણસ હિસાબ લગાવી એવું કહે કે આજે ૫–૪૧ મિનિટે સુર્યોદય થશે અથવા ફલાણા મહિના ફલાણી તારીખે ચંદ્ર ગ્રહણ અથવા સુર્ય ગ્રહણ થશે, સ્પષ્ટ છે કે આ એક વસ્તુની ચાલનો હિસાબ લગાવીને સમય નક્કી કરવું એવું જ છે જેવું કે આપણે પ્લેન અથવા ટ્રેનના કોઈ એરપોર્ટ અથવા સ્ટેશન ઉપર પહોંચવાની ખબર આપીએ છીએ.

[મઆરીફુલ કુર્આન : ભાગ–૩ પેજ નં. ૩૪૬–૩૪૭]

જીનને અલ્લાહ તઆલાએ એવી શકિત આપી છે કે થોડાક સમયમાં લાંબી મજલ કાપી શકે. હઝરત સુલેમાન અલય્હિસ્સલામ એ જ્યારે બિલ્કીસનો તખ્ત મંગાવવાનો ઈરાદો કર્યો અને પોતાના દરબારીઓથી પૂછયું કે “તેઓના મારી પાસે પહોંચવા પહેલાં તમારામાંથી કોણ એનો તખ્ત મારી પાસે હાજર કરી શકે છે?” તો એક શકિતશાળી જીન્નાતે જવાબ આપ્યો કે : ‘તમારો દરબાર બરખાસ્ત થાય એ પહેલાં હું એ તખ્ત આપની સેવામાં હાજર કરી આપીશ.’ [સુ.નમલ પેજ નં. ૩૯]

માટે અગર કોઈ માણસ એવા કોઈ બનાવ વિશે જે બની ચૂકયો છે અથવા એવા માણસ વિશે જે દૂરના શહેરમાં રહે છે, પૂછપરછ કરે તો શકય છે કે બનાવ વિશે જીન્નાતને જાણકારી હોય અથવા તે માણસની હાલતથી તે વાકેફ હોય અને ખબર આપે અને એ પણ શક્ય છે કે એની પાસે જાણકારી ન હોય, પરંતુ તે તરત જ જઈને તપાસ કરી પરત થઈ ખબર આપે. પરંતુ એટલું યાદ રાખવા જેવું છે કે તે માત્ર એક વ્યક્તિની ખબર છે. [આકામુલ્મર્જાન : પેજ નં. ૧૩૯] અલબત્ત જે બનાવો હજુ સુધી બન્યા નથી તે વિશે જીન્નાતથી પૂછપરછ કરવી અને તેમની બતાવેલી વાતને એવું સમજી કે તેઓ ગયબ જાણે છે, સત્ય સમજવી મહાન ગુનો છે. [આકામુલ્મર્જાન : પેજ નં. ૧૩૯]

જાઈઝ રીતે ઈલાજ કરવાની કોઈ ફીસ નક્કી કર્યા મુજબ ઈલાજ કરનાર લઈ શકે છે. ચાહે ઈલાજ કરનાર બીમારના ઘરે જઈ બીમારી પારખી નુસ્ખો લખી આપે અને ચાહે બીમાર પોતે ઈલાજ કરનારની પાસે આવે. બન્નેવ

સૂરતમાં ઈલાજની ફીસ લેવી જાઈઝ છે.

[કિફાયતુલમુફતી : ભાગ–૭ પેજ નં. ૩૩૮]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## પ. તા'વીઝ અને બાપુઓના ઈલાજ બાબત હદ બંદીઓ.

**સવાલ :** આજે ઘણી જ ફિત્નાની શાખો શૈતાન તરફથી ફેલાઈ રહી છે. નવા નવા ઢોંગી, બાપુઓ ઉમ્મતના યકીન બગાડી રહ્યા છે. ઉમ્મતનું યકીન તાવીઝો તરફ જઈ રહ્યું છે. શું એમાં શીર્ક તો નથી થઈ રહ્યું ? મર્દ અને ઓરતો બે પર્દા થઈ એવા બાપુઓ પાછળ દોટ મુકી રહ્યા છે. અમુક ઈમામો પણ આ ધંધો લઈ બેઠા છે. એ દ્વારા કમાઈ પણ કરી રહ્યા છે. એ કમાઈ કેવી છે ?

**જવાબ :** "ઈલાજ વ મુઆલજહ કે શરઈ અહકામ" નામી કિતાબમાં વિવિધ કિતાબો નજર સમક્ષ રાખી તાવીઝ અને ઝાળફૂંક બાબત સારી માહિતી રજૂ કરવામાં આવી છે. તેમાંથી જ સાર રૂપે કેટલીક વાતો રજૂ કરવામાં આવે છે.

તાવીઝ બાબત બે વિરોધાભાસી મત મૌજૂદ છે. કેટલાક લોકો એને બિલકુલ બેકાર બલકે હરામ સુધ્ધાં સમજે છે. જ્યારે બીજી બાજુ કેટલાક લોકો એને ફાયદામંદ સમજે છે અને તેઓમાં પણ એક મોટી સંખ્યા તે છે જે અતિશયોક્તિ પૂર્વક તાવીઝ વાપરે છે અને એના વિશે કેટલાક ગલત અકીદાઓમાં ફસાયેલ છે. અગર તાવીઝ બાબત મધ્યમ માર્ગ અપનાવવામાં આવે તો શરીઅતના મિઝાજ તેમજ નબવી તરીકા મુજબ કહેવાશે.

તાવીઝ તેમજ ઝાળફૂંક બાબત બે પ્રકારની હદીષો અને રિવાયતો મૌજૂદ છે. મોટા ભાગની હદીષો તે છે જેમાં તાવીઝ અને ઝાળફૂંકની ઈજાઝત આપવામાં આવી છે. પરંતુ કેટલીક હદીષો એવી પણ છે જેનાથી મનાઈ માલૂમ પડે છે. જ્યારે કોઈ મસ્અલામાં આ પ્રમાણે વિવિધ અને વિરોધાભાસી હદીષો હોય તે ટાંણે મુહદ્દીષીન અને હદીષોની શરહ કરનારાઓ બન્ને પ્રકારની હદીષોનું એવું અર્થઘટન કરે છે કે બન્નેનો વિરોધાભાસ બાકી ન

રહે. સર્વ પ્રથમ તે રિવાયતો રજૂ કરવામાં આવે છે જેનાથી સ્પષ્ટ રૂપે ઝાળ ફૂંકની ઈજાઝત માલૂમ પડે છે. હઝરત અવફ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે : "જાહિલિય્યતના યુગમાં અમે ઝાળફૂંક કરતા હતા. તો અમે પુછ્યું કે : 'અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ ! એ બાબતમાં આપ શું ફરમાવો છો ?' તો આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું : 'તમારા તાવીઝો (કિંવા તે શબ્દો જેના વડે તમે ઝાળફૂંક કરો છો) મારા સામે રજૂ કરો. જે તાવીઝોમાં શીર્કવાળા શબ્દો ન હોય તેમાં કોઈ વાંધો નથી."

[મુસ્લિમ, અબૂ દાવુદ]

(૨) હઝરત જાબિર (રદિ.) ફરમાવે છે કે : હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ઝાળફૂંકથી મનાઈ ફરમાવી તો અમ્ર ઈબ્ને હઝમની ઔલાદે આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની સેવામાં હાજર થઈ અરજ કરી કે : "એ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ ! અમારી પાસે વીંછીના ઝહેરને ઉતારવાની ઝાળ છે. જેના વડે અમે ઝાળફૂંક કરીએ છીએ અને આપે તો એની મનાઈ ફરમાવી છે." ત્યાર પછી તે લોકોએ પોતાની એ ઝાળફૂંક હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ સમક્ષ રજૂ કરી. તેને સાંભળી આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું : "મારા મત મુજબ એમાં કોઈ વાંધો નથી. તમારામાંથી જે માણસ પોતાના ભાઈને ફાયદો પહોંચાડી શકતો હોય તો પહોંચાડવો જોઈએ." [મુસ્લિમ શરીફ]

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે : "હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ડંખ, નઝરેબદ અને નમલહ માટે ઝાળફૂંકની ઈજાઝત આપી."

[તિર્મિઝી શરીફ ભાગ-૨ પેજ નં. ૨૫

મુસ્લિમ શરીફ ભાગ-૨ પેજ નં. ૨ ]

ઉપરોકત રિવાયતોથી માલુમ પડયું કે હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ઝાળફૂંક કરવાની ઈજાઝત આપી છે અને જો મનાઈ ફરમાવી હતી તો તે એટલા ખાતર કે તેમાં શિર્કિયા શબ્દો હતા. એટલા જ માટે સહાબા (રદિ.)એ જયારે આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ સમક્ષ પોત પોતાના ઝાળફૂંકના શબ્દો રજૂ કર્યા. તો આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ રજા

આપવાની સાથે ફરમાવ્યું કે : તમારામાંથી કોઈ અગર પોતાના ભાઈને ફાયદો પહોંચાડી શકતો હોય તો પહોંચાડવો જોઈએ.

કેટલીક રિવાયતો જોતા તાવીઝની મનાઈ માલૂમ પડે છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.) ફરમાવે છે કે : મેં હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમથી સાંભળ્યું, આપે ફરમાવ્યું કે : "તાવીઝો, ગંડો અને તેવલા શિર્ક છે." [અબૂ દાવૂદ શરીફ–૫૪૨] આ હદીષનું સ્પષ્ટીકરણ કરતા અલ્લામહ શવકાની (રહ.) લખે છે કે : "આ ત્રણેય વસ્તુઓને શિર્ક એટલા માટે કહેવામાં આવી કે તે લોકોની માન્યતા હતી કે તાવીઝ તેમજ ગંડામાં નફો–નુકસાન પહોંચાડવાની જાતી તાસીર છે."

[નય્લુલ અવતાર : ભાગ–૬ પેજ નં. ૩]

એનાથી જણાયું કે અગર એ મુજબની માન્યતા ન હોય તો આ ત્રણેય વસ્તુ જાઈઝ ઠરે છે. મશહૂર ગયર મુકલ્લિદ આલિમ અને હદીષની કિતાબોના ઉર્દૂ અનુવાદક અલ્લામહ વહીદુઝ્ઝમા હૈદરાબાદી લખે છે કે મંતર અને ગંડો ત્યારે શિર્ક ઠરશે જ્યારે કે તેની જાતી તાસીરની માન્યતા રાખવામાં આવે. પરંતુ તે તાવીઝ જેમાં અલ્લાહના નામો હોય તેનું લટકાવવું દુરૂસ્ત છે. [અબૂ દાવૂદ શરીફ ઉર્દૂ અનુવાદ]

મુસ્લિમ શરીફના મશહૂર શારિહ અલ્લામહ નવવી (રહ.) ફરમાવે છે કે : "બધી જ તાવીઝો જાઈઝ છે જ્યારે કે તે કુર્આની આયતો યા અલ્લાહના ઝિક્ર વડે હોય. અને જે તાવીઝો અજમી ભાષામાં યા એવા શબ્દોમાં હોય જેના મતલબની ખબર ન હોય તો એ મના છે. કારણ કે શક્ય છે કે એમાં કોઈ કુફ્રિયા વાત હોય. બાકી જે તાવીઝો કુર્આને પાકની આયતોમાં પ્રખ્યાત ઝિક્રો વડે હોય તેમાં કોઈ મનાઈ નથી. બલકે તે તો સુન્નત છે."

[શર્હે મુસ્લિમ]

અલબત્ત, જેવી રીતે ઘણી બધી વસ્તુઓના જાઈઝ હોવા માટે કેટલીક શર્તો તેમજ મર્યાદાઓ નક્કી કરવામાં આવી હોય છે, તે જ પ્રમાણે તાવીઝના જાઈઝ હોવા માટે પણ નીચે મુજબની શર્તો જરૂરી ઠેરવવામાં આવી છે.

(૧) તાવીઝ જાઈઝ આશય ખાતર હોય, નાજાઈઝ આશય માટે ન

હોય.

(૨) તેમાં કોઈ વાત કુફ્રિયા તેમજ શિર્કિયા ન હોય, બલકે એવી શંકા ઉપજાવનાર કોઈ શબ્દ પણ ન હોય.

(૩) તેમાં લખેલ શબ્દોનો અર્થ માલૂમ હોય.

(૪) તેમાં અલ્લાહ સિવાય અન્ય કોઈથી મદદ માંગવામાં આવી ન હોય.

(૫) તાવીઝને જાતી રૂપે અસરકારક કિંવા એ જ નફો અને નુકશાન આપનાર છે, એવું સમજવામાં આવતું ન હોય.

અગર ઉપરોકત શરતો મૌજૂદ હોય તો જ તાવીઝ જાઈઝ છે. એમાંની એક પણ શરત અગર નહીં હોય તો જાઈઝ નથી.

**નીચે મુજબના તાવીઝ અને અમલીય્યાત નાજાઈઝ અને મના છે.**

(૧) કુફ્રિયા શબ્દો મૌજૂદ હોય.

(૨) શિર્કની શંકા ઉપજાવનાર શબ્દો હોય.

(૩) અલ્લાહના સિવાય અન્ય કોઈથી મદદ માંગવામાં આવી હોય.

(૪) તાવીઝના જાતી અસરકારક હોવાની માન્યતા રાખતો હોય અથવા કોઈ બુઝુર્ગની નજરો નિયાઝ સાથે તાવીઝના ફાયદા કારક તે બુઝુર્ગની પણ દખલ સમજતો હોય.

(૫) તાવીઝ કોઈ નાજાઈઝ મકસદ માટે હોય.

મતલબ કે ઉપરોકત વાતોમાંથી કોઈ એક પણ હશે તો એવા તાવીઝનો વપરાશ નાજાઈઝ ઠરશે.

હઝરત મૌલાના મુહમ્મદ યુસુફ સાહબ લુધ્યાનવી (રહ.) લખે છે કે : "કેટલાક લોકો તાવીઝની તાસીરને અટલ અને ચોક્કસ સમજે છે, આ સહીહ નથી, બલકે તાવીઝ પણ અન્ય ઉપાયોની જેમ એક ઉપાય અને ઈલાજ છે અને તેનું ફાયદાકારક હોવું અને ન હોવું અલ્લાહના ચાહવા પર મૌકુફ છે. કેટલાક લોકો દુઆ પર એટલો યકીન નથી રાખતા જેટલો તાવીઝ પર રાખે છે. આ વસ્તુ સુધારવા લાયક છે. દુઆ ઈબાદત છે અને તાવીઝ કરવું ઈબાદત

નથી.'' [આપકે મસાઈલ ઔર ઉન્કા હલ : ભાગ-૧ પેજ નં. ૩૫૨]

આજ કાલ તાવીઝ વાપરનારાઓમાં મોટો વર્ગ તાવીઝમાં જાતી તાસીર સમજે છે અને ઉપર જણાવ્યા મુજબ એવા લોકો માટે તાવીઝ વાપરવું જાઈઝ નથી.

હઝરત અબૂ ખુઝામહ (રદિ.) નકલ ફરમાવે છે કે : ''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમથી પૂછવામાં આવ્યું કે 'દુઆ અને ઝાળફૂંક તકદીરને ફેરવી શકે છે? તો આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું : એ પણ તકદીરમાં દાખલ છે. કિંવા અગર ફલાણી દવા અથવા ઝાળફૂંક કરશે તો નફો થશે, એવું તકદીરમાં લખ્યું હોય તો જ નફો થાય છે અને જો તકદીરમાં એવું હોય કે કોઈ પણ ઉપાય કરો ફાયદો નહીં થાય, તો તે સૂરતમાં કોઈ પણ ઉપાય ફાયદા કારક થશે નહીં.

[તાવીઝાત વ અમલીય્યાત : પેજ નં. ૪૫]

માણસને બે પ્રકારની બીમારીઓ લાગે છે. એક તો તે જેનો ઉપાય દવાઓ વડે થાય છે અને બીજી તે બીમારીઓ જેનો ઉપાય દવામાં નથી. જેમ કે જીન્નાતનો અસર, બુરી નજર લાગવું, જાદુ વગેરે. ખરેખર તાવીઝ આવી બીમારીઓ માટે છે અને એના સિવાયની બીજી બીમારીઓ માટે દવા છે. તે છતાં અગર તે બીમારીઓ માટે પણ તાવીઝ વાપરવામાં આવે તો વાંધો નથી. કારણ કે અલ્લાહના નામમાં બરકત છે અને તેનાથી ફાયદો થાય છે. [તાવીઝાત વ અમલીય્યાત પેજ નં. ૧૪૦]

હઝરત થાનવી (રહ.) ફરમાવે છે કે : ''આજ કાલ લોકો પોતાનો ધ્યેય સિધ્ધ કરવા અને બીમારીઓ તેમજ મુસીબતોને દૂર કરવા માટે તાવીઝ ગંડા વગેરેને ઘણું મહત્ત્વ આપે છે અને જે અસલ ઉપાય છે, કિંવા અલ્લાહ તઆલાથી દુઆ તેમાં ગફલત કરે છે. મારો અનુભવ છે કે કોઈ પણ તાવીઝ દુઆ જેટલું અસર કારક નથી. અલબત્ત દુઆને દુઆની જેમ માંગવામાં આવે અને જે કારણોને લઈ દુઆ કબૂલ નથી થતી તેનાથી બચવામાં આવે.

અમલિય્યાત અને તાવીઝ ઉપાય રૂપે જાઈઝ છે. પરંતુ હદીષની રોશનીમાં બહેતર અને શ્રેષ્ઠ વાત એ જ છે કે સામાન્ય રૂપે અમલિય્યાત

અને તાવીઝ ના કરતાં માત્ર દુઆ કરવામાં આવે. બલકે ઝાળફૂંક ન કરવાની ફઝીલત દવા ન કરવાથી વધુ છે. કારણ કે અવામના માટે દવા કરવામાં કોઈ દીની નુકશાનનો ભય નથી. જ્યારે કે અમલિય્યાત અને તાવીઝમાં એનો ભય છે.''

મૌલાના એજાઝ અહમદ આઝમી સાહબ (તંત્રી અલ્મઆષિર) તાવીઝની ખરાબીઓ વિશે વિસ્તૃત ચર્ચા કરતાં લખે છે. જેનો સાર નીચે મુજબ છે. ''તાવીઝ બાબત લોકોના અકીદાઓ ઘણાં બગડેલા છે. અગર તાવીઝ લખનાર એવું કહે કે તમે પોતે પણ દુઆ કરો હું પણ દુઆ કરૂં છું તો તેઓને સંતોષ નથી થતો, જ્યાં સુધી કે કંઈક લખીને આપવામાં ન આવે. વળી દરેક તાવીઝને અલ્લાહનું કલામ સમજે છે. તેમજ કેટલાય તાવીઝનો ધંધો કરનારાઓ પણ એવું જ ઠસાવે છે. હાલાંકે તાવીઝમાં કેટલીક વખત આંકડાઓના નકશ હોય છે અને કેટલીક વાર અન્ય વસ્તુઓ હોય છે, તેના બાબત એવો અકીદો રાખવું કે આ અલ્લાહનું કલામ છે, ખુલ્લી ગુમરાહી છે. એ જ પ્રમાણે દરેક તાવીઝ આપનાર તેમજ અમલિય્યાત કરનાર વિશે અવામની માન્યતા એ હોય છે કે આ બુઝુર્ગ છે અને અલ્લાહ સુધી પહોંચેલા છે. ઘણી જ આશ્ચર્યજનક વાત છે કે માણસ વાળ વધારી લે, ખૌફનાક સૂરત બનાવી લે અને શરીઅતના દરેક હુકમથી આઝાદ બની જાય. પરંતુ અમલિય્યાત કરતો હોય તો તેને બુઝુર્ગ સમજવામાં આવે છે અને જો કોઈ ખરેખર અલ્લાહના હુકમનો પાબંદ તેમજ નેક અને દીનદાર હોય, પરંતુ અમલિય્યાતથી વાસ્તો ન રાખતો હોય તો તેની કોઈ હેસિયત નથી. કેવો ખોટો ખ્યાલ દિલોમાં બેસેલો છે. આમિલનો બધો જ સંબંધ અમલિય્યાતથી હોય છે, અલ્લાહથી નહીં. આ એક ખતરનાક વસ્તુ છે. એમાં આમિલ પોતાના આશ્ચર્યજનક કારનામાઓ જુએ છે તો તેનો નફસ ફૂલી જાય છે અને બીજા લોકો પણ તેની આશ્ચર્યજનક અસરો જોઈને ધોકામાં આવી જાય છે. હાલાંકે તેને રત્તીભર પણ અલ્લાહનો કુર્બ નસીબ હોતો નથી. વળી, કેટલાય સ્વાર્થી લોકો પણ તેની સાથે લાગી જાય છે. તેની ખુશામદ અને ચાકરી કરે છે અને પછી તેનાથી ઉલ્ટા સીધા કામો કરાવવા લાગે છે. આ સિવાય પણ એક

અન્ય ફિત્નો જે એક મહાન ફિત્નો છે, ઘણાં આલિમોને પોતાની લપેટમાં લઈ લે છે, તે ઓરતોનો ફિત્નો છે. જાદુનો વધારે પડતો અસર તેણીઓ ઉપર જ થાય છે. તેણીઓ ઈલાજ માટે આમિલ પાસે આવે છે અને આમિલ તેણીઓ ઉપર અમલિય્યાત અજમાવે છે અને શૈતાન બન્નેના ઈમાન અને દીનને આઝમાઈશમાં નાંખે છે. વળી, આ એક આંધળી કળા છે જેનાથી બીજો માણસ બિલકુલ બે ખબર હોય છે. આમિલ શું કરે છે? શું પઢે છે? શું લખે છે? તેની બીજાને બિલકુલ ખબર હોતી નથી. અકસર જોવામાં આવે છે કે આમિલ દરેકને કંઈને કંઈ જરૂર બતાવે છે. કોઈના ઉપર જાદુ, કોઈને આસેબ, કોઈને ખબીસ અને કોઈને ડાકણ; વળી તે એવું પણ બતાવે છે કે કંઈક ખવડાવવામાં આવ્યું છે અથવા જમીનમાં દાટવામાં આવ્યું છે. જીન્નાત છે તો કેટલા? મતલબ કે ઉલ્ટું સીધું જે કંઈ બતાવે છે, સામાન્ય બીમાર વ્યક્તિએ તો મુંગા મોઢે માનવું જ પડે છે. તેઓ પાસે આ વાતોનું સત્ય અને જૂઠ પરખવાનું કોઈ સાધન નથી હોતું. એ જ કારણ છે કે અમલિય્યાતની દુન્યામાં જેટલો ધોકો અને ફરેબ છે અન્ય કોઈ જગ્યાએ નહીં હોય. તદઉપરાંત પોતાના કોઈ અમલ વડે કયારેક તો એવું કહે છે કે ફલાણાએ જાદુ કર્યું છે, ફલાણાએ ચોરી કરી છે. હાલાંકે જે દલીલો વડે તે આ નક્કી કરી રહ્યો છે તે ખરેખર દલીલ જ નથી. માત્ર શંકા કુશંકાઓ છે. જ્યારે કે સાંભળનાર તેના ઉપર યકીન કરી લે છે, જે શરઈ રૂએ ગલત છે. પછી આપસમાં બદગુમાનીઓ, શિકાયતો અને લડાઈઓ થાય છે. મતલબ કે એના લઈ કાંઈ કેટલીય ખરાબીઓ પેદા થતી રહે છે અને ઉપર બયાન કરવામાં આવેલી દરેક ખરાબી ઈમાન માટે ઘાતક છે.

[અલ્મઆસીર વર્ષ પાંચમું, અંક ત્રીજો, વર્ષ બીજું, અંક છઠ્ઠો]

આપણાં એક મહાન બુઝુર્ગ હઝરત મૌલાના ફઝલે રહમાન સાહબ ગંજ મુરાદાબાદી (રહ.) ફરમાવે છે કે ખબર પણ છે! અમલિય્યાતમાં મશ્ગૂલ થવાથી બાતિની નિસ્બત ખતમ થઈ જાય છે. [અમલિય્યાત વ તાવીઝાત]

અલ્લાહ તઆલાએ દરેક વસ્તુમાં નફા અને નુકશાનની સલાહિય્યત રાખેલી છે. પરંતુ તેનો નફો અને નુકશાન જાતી નથી કે પોતાની જાતથી

અચુક અસર કરે, બલકે અલ્લાહ તઆલાની દેન છે, બલકે દરેક વસ્તુમાં વાસ્તવિક અસર કારક અલ્લાહની જાત છે. અન્ય કોઈ વસ્તુમાં વાસ્તવિક અસર કારક હોવાની માન્યતા રાખવી કે તે જ નફો અને નુકશાન પહોંચાડનાર છે કુફ્ર છે. માટે અગર અમલિય્યાત પર એવો પાકો વિશ્વાસ હોય કે એમાં ફલાણી વાસ્તવિક તાસીર છે અને આ તાવીઝ નફા કારક જ રહેશે અને જાતી રૂપે અસર કારક હોવાનો સંપૂર્ણ અકીદો હોય તો એ પણ કુફ્ર છે અને જો જાતી રૂપે અસર કારક ન સમજે પરંતુ અમલિય્યાત પર એવો ભરોસો કરી લે કે અલ્લાહ તઆલા તરફથી પણ ગાફેલ થઈ જાય અને એવું સમજવા લાગે કે આમિલ સાહબ ચાહે તો આ કામ જરૂર થઈ જશે. તો ખરેખર આ બધું અકીદાને બગાડનારૂં છે અને આમિલ તાવીઝ આપીને આ બગાડ માટે કારણ રૂપ બને છે. માટે આમિલે એવા માણસને તાવીઝ આપવું પણ દુરૂસ્ત નથી. કારણ કે કોઈ ગુનાહ માટે કારણ રૂપ બનવું પણ ગુનો છે. તાવીઝ લેનારાઓમાં મોટા ભાગે ઓછું પઢેલા ગણેલા લોકો હોય છે. જેમના અકીદા કમઝોર હોય છે. કયારેક તો આમિલને જ સર્વ શકિતમાન સમજવા લાગે છે કે તેણે આવું કહી દીધું અને કયારેક તાવીઝને હકીકી અસર કારક સમજી લે છે. માટે આમિલ ઉપર જરૂરી છે કે એવા પ્રકારના લોકોને અમલ–તાવીઝ દેતીવેળા ચોખવટ કરે કે તાવીઝ તો દવાની જેમ એક ઉપાય છે, તેની ઈચ્છા અને ઈરાદા પછી જ ફાયદો થશે, તે વગર કંઈ થઈ શકતું નથી. આ પ્રકારના શબ્દો કહેવાથી તાવીઝ લેનાર અકીદાના બગાડથી બચી જશે.

તાવીઝ તેમજ નકશ લખવું એક દુન્યવી ઉપાય છે અને તે એવું જ છે જેમ કે હકીમ દવા લખી આપે છે. માટે અગર અનુભવથી એ સિધ્ધ થયું હોય કે આ પ્રકારના તાવીઝથી શિફા થાય છે તો તેના ઉપર મહેનતાણું લેવું જાઈઝ છે. પરંતુ એ શર્તની સાથે કે તાવીઝ લખનાર ઈલાજ જાણતો હોય, ધોકો ન આપતો હોય અને ઈલાજમાં કોઈ નાજાઈઝ કૃત્ય ન કરતો હોય. બલકે તાવીઝ નાજાઈઝ હોવા બાબત આગળ જે શર્તો અને મર્યાદાઓ જણાવી ચુકયા છે તે મુજબ તાવીઝ બનાવતો હોય. સાથે જ તાવીઝ બનાવવા પહેલાં તેની સાથે બધી જ વાતોની ચોખવટ કરી લેવામાં આવે કે આટલી સંખ્યામાં

તાવીઝ લખી આપીશ, જેમાંથી આટલા પીવાના, તેમજ આટલા બાંધવાના અને આટલા દિવસ માટે અને તેના મહેનતાણાં રૂપે આટલી રકમ લઈશ. મતલબ કે બધી વાત પહેલેથી સ્પષ્ટ રૂપે નક્કી કરીને કહેવામાં આવે તો જ મહેનતાણું લેવાનું દુરૂસ્ત કહેવાશે. કેટલાક આમિલો આ બધી વાતની ચોખવટ કર્યા વગર તાવીઝ આપી દે છે. પછી જ્યારે લેનાર તરફથી પૂછવામાં આવે છે કે કંઈ આપવું પડશે ? તો જવાબમાં એવો મોટો આંકડો બતાવે છે કે છાતીના પાટિયા બેસી જાય અને આ રીતે હરામ કમાઈ પ્રાપ્ત કરવાની સાથે ગરીબોની હાય પણ લે છે.

જે ઉલમા તેમજ હુફ્ફાઝ દીનની ખિદમતમાં પરોવાયેલા છે તેઓ માટે મુનાસિબ એ છે કે તાવીઝ ઉપર મહેનતાણું ન લે. હઝરત થાનવી (રહ.) ફરમાવે છે કે : "પેશવા લોકો માટે મહેનતાણું લેવું મુનાસિબ લાગતું નથી. આપણાં બુઝુર્ગો અને અકાબિર જેઓના તાવીઝો ઘણાં જ મશ્હૂર રહ્યાં છે તેઓમાંથી કોઈએ પણ તાવીઝ ઉપર મહેનતાણું લીધું નથી. બલકે તે બુઝુર્ગો તબ્લીગ અને અલ્લાહની મખ્લૂકને ફાયદો પહોંચાડવાની સાથે ખોટા રસ્તે જવાથી બચાવવા ખાતર તાવીઝ આપતા હતા. હઝરત મુફતી મહમૂદ હસન ગંગોહી (રહ.)થી એક વખત પૂછવામાં આવ્યું કે : 'કાનપુરમાં કિયામના જમાનામાં આપના તાવીઝ મશ્હૂર હતા.' જવાબમાં ફરમાવ્યું કે : 'બેશક કાનપુરમાં કિયામના જમાનામાં હું તાવીઝ બે કારણોને લઈ આપતો હતો. એક તો તાવીઝ લેનાર પાસેથી વાયદો લેતો હતો કે નમાઝની પાબંદી કરીશ. હઝરત ફરમાવે છે. મારાથી કોઈ તબ્લીગ તો થતી નથી, આ તાવીઝ વડે હું તબ્લીગ કરતો હતો. બીજુ કારણ એ હતું કે હું વિચારતો હતો કે અગર આને મેં તાવીઝ ન આપ્યું તો ખુદા જાણે કયાં જશે ? અગર ખોટી જગ્યાએ ચાલ્યો ગયો અથવા કોઈ બિદઅતીને ત્યાં ચાલ્યો ગયો તો ખબર નહીં શું શું કરાવશે ? અને શિર્ક વગેરેમાં સંડોવી તેનું ઈમાન પણ ખરાબ કરી નાંખશે."

[મલ્ફૂઝાતે ફકીહુલ ઉમ્મત : ભાગ–૬ પેજ નં. ૯૭]

માટે જે એહલે ઈલ્મ પોતાને આ અકાબિર અને બુઝુર્ગો સાથે તઅલ્લુક હોવાનું જાહેર કરે છે અને પોતાને અકાબિરે દેવબંદનો અનુયાયી બતાવે છે.

તેની ફરજ છે કે તાવીઝ અને અમલિય્યાત બાબતે પણ પોતાને તેઓના તરીકાનો જ પાબંદ બનાવે. અહલેહક સાથે પોતાની નિસ્બત જાહેર કરી ખોટી રીતો અપનાવવી ઘણું જ વખોડવા– લાયક કૃત્ય છે.

કોઈ પણ નાજાઈઝ અને ખોટા આશય ખાતર તાવીઝ લેવું હરામ છે, આમિલ માટે પણ દેવું જાઈઝ નથી. પરાયી ઓરત સાથે મોહબ્બત પેદા કરવા અથવા મીયાં બીવીમાં નફરત અને અદાવત પેદા કરવાનું તાવીઝ અથવા કોઈકને પોતાનો એ રીતનો તાબે બનાવવા ખાતર તાવીઝ લખવું યા લખાવવું કે તેનાથી પોતાનો સ્વાર્થ હંમેશ માટે સાધતો રહે, જાઈઝ નથી.

કેટલીક ઓરતો પોતાના શોહરોને તાબે કરવા માટે તેઓની અજાણતામાં તેમને હરામ વસ્તુ ખવડાવી દે છે. એ જાઈઝ નથી. ઉપર લખ્યા મુજબ શોહર અથવા કોઈ પણ માણસને તાબે કરવા માટે જાઈઝ અમલ કરવો પણ હરામ છે. પછી હરામ વસ્તુ ખવડાવીને તાબે બનાવવું બેવડું (ડબલ) હરામ કહેવાશે.

મેલું ઈલ્મ શીખવા માટે મોટા ભાગે દેવી દેવતા વગેરેની પૂજા કરવી પડે છે અને તેઓના નામ પર કોઈ જાનવરની બલી ચઢાવવી પડે છે અથવા એવા કામો કરવા પડે છે જેનાથી શૈતાન ખુશ થાય. આ પ્રકારનું મેલું અને સિફલી ઈલ્મ પણ હરામ છે. અગર કોઈ મુસલમાન એ શીખી લે અને તે માટે કુફ્રિયા કામ કરવું પડયું અથવા કુફ્રિયા શબ્દો બોલવા પડયા તો તેના ઉપર નવેસરથી કલિમો પઢવો અને નવેસરથી નિકાહ પઢવા જરૂરી છે અને એવા માણસ પાસે ઈલાજ કરાવવો પણ જાઈઝ નથી.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૯. એક આમીલાના બદનમાં જીન્નાતનું આવવું અને તેના વડે લોકોનું ઈલાજ કરવું.

**સવાલ** : હાલ એક બહેન જે આમીલાનું કામ કરે છે. તેનું કહેવું છે કે એક પાક જીન્નાત છે, જે સય્યિદોમાંથી છે, જેમની ઉંમર ૮૧૬ વર્ષની છે, અને મને બેટી બનાવી છે, અને જે મારા બદનમાં આવે છે અને તે આમીલનું કામ

કરે છે. હવે એ બહેન જયારે પોતાના કામની શરૂઆત કરે છે અથવા જયાં પણ એમને કોઈ પણ (મુસલમાન કે ગૈર) બોલાવે છે ત્યાં પણ જાય છે. હવે જયાં પણ જાય અથવા જે જગ્યાએ પોતાનું કામ કરે છે એમના શોહર બીલ્કુલ એમના સાથે જ હોય છે.

હવે મિસાલ સમજો કે જે કોઈ પણ મરીઝ આવે છે તેમને એમના શોહર પુછે છે મતલબકે મરીઝ સાથે પૂછપરછ કર્યા પછી એમના શોહર ખુદ એમની ઓરતના બદનમાં જે જીન્નાત આવે છે, તેમના સાથે દરેક વાતો કહે છે. ત્યાર પછી આમીલા તાવીઝ લખી આપે છે. જે તાવીઝો કોઈને પીવાની, બાળવાની, ગળામાં પહેરવાની મતલબકે જેવા મરીઝ તેવા તાવીઝો અને જો તે મરીઝને પીવાની દવા અથવા માલીશની દવાની જરૂરત હોય તો તે મુજબ આપે છે. જયારે મઝકૂર બાઈ ઈલાજ કરે છે, ત્યારે તે બાઈ ફરીને એટલે પૂંઠના ભાગે બેસે છે અને બાઈ બુરખો પહેરે છે, અને બુરખો પહેરીને જ ઈલાજો કરે છે. (બને ત્યાં સુધી ચેહરો દેખાય નહીં) અને મઝકૂર બહેન જે દવા આપે છે તેના પૈસા વ્યાજબી લે છે, બાકી તાવીઝ વગેરે કોઈ પણ કામના માટે મોઢેથી પૈસાની માંગણી ન તો તેમના શોહર માંગે છે, ન તો મઝકૂર બહેન.

તો આપ હઝરાતથી અમારી ખાસ ગુજારીશ છે કે મઝકૂર સવાલનો તફસીલથી જવાબ આપી શુક્રિયહનો મોકો આપશો. મઝકૂર બાઈ જે કામ કરે છે તે જાઈઝ છે કે નથી ?

**જવાબ** : આપે પુછેલ પ્રશ્નોના જવાબ આપવા પહેલાં પ્રસ્તાવના રૂપ કેટલીક વાતો રજુ કરૂં છું. જેથી જવાબ સમજવામાં સરળતા રહેવાની સાથે જીન્નાત બાબત કેટલીક હકીકતો અને શરઈ આદેશો નજર સમક્ષ આવવાથી નાવાકિફીય્યતને લઈ લોકોને થતી ગેરસમજ પણ દૂર થાય.

(૧) ઈન્સાન અને ફરિશ્તાઓની જેમ જીન્નાત પણ અલ્લાહ તઆલાની પેદા કરેલ એક મખલૂક છે. એમનું આગવું અસ્તિત્ત્વ છે, અને એમનું વજૂદ એક વાસ્તવિકતા છે, ખ્યાલી વસ્તુ નથી. માણસોની નિગાહોથી તેઓ ઓઝલ રહેલા હોવાથી અરબીમાં એને જીન્ન કહેવામાં આવે છે. ઈન્સાનને અલ્લાહ

તઆલાએ જેવી રીતે માટીથી પેદા કર્યો, એવી જ રીતે જીન્નને આગથી પેદા કર્યો. [સૂરએ રહમાન, સૂરએ હિજર]

(૨) હઝરત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમને અલ્લાહ તઆલાએ જેવી રીતે ઈન્સાનો માટે નબી બનાવી મોકલ્યા એવી રીતે આપ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમ જીન્નાત માટે પણ નબી બનાવીને મોકલવામાં આવ્યા છે. જીન્નાત ઉપર ફર્ઝ ઠેરવવામાં આવ્યુંકે તેઓ આપ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમ અને આપ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમની લાવેલી શરીઅત ઉપર ઈમાન લાવે, આપ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમની પયરવી અને ફરમાંબરદારી કરે. અલ્લાહ અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ જે વસ્તુઓ હલાલ ઠેરવી તેને હલાલ સમજે. જે વસ્તુઓને હરામ ઠેરવી તેને હરામ સમજે. જે આદેશો આપ્યા તેને બજાવી લાવે. અલ્લાહ તઆલા અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમને જે વસ્તુ પસંદ હોય તેને પસંદ કરે, અને તેઓને જે વસ્તુથી નફરત હોય તેનાથી નફરત કરે.

[આકામુલ મરજાન પેજ–૩૭,
મજમૂઅહ ફતાવા ઈબ્ને તયમિય્યહ–૧૯/૯]

શરીઅતના અહકામ અને આદેશો જેવી રીતે ઈન્સાનને લાગુ પડે છે એવી જ રીતે જીન્નાતને પણ લાગુ પડે છે. આ બાબત અહલે–સુન્નત વલ–જમાઅતમાં કોઈ મતભેદ નથી. 'અલ અશબાહ–વન્નઝાઈર' માં છે : "લા ખિલાફ ફી અન્નહુમ મુકલ્લફૂન' આ વાત નિર્વિવાદ છે કે જીન્નાતને પણ શરીઅતના અહકામ લાગુ પડે છે." [પેજ–૩૨૬]

(૩) જીન્નાત ઈન્સાનના શરીરમાં પ્રવેશી, તેના વડે વિવિધ હરકતો કરાવી શકે છે, એ પણ એક સર્વમાન્ય હકીકત છે. [ફતાવા અઝીઝી–૧/૧૧૦] ઈમામ અહમદ ઈબ્ને હમ્બલ (રહ.) ફરમાવે છે કે એ હાલતમાં તે માણસની જબાન ઊપરથી વાતો કરે છે. [આકામુલ મરજાન પેજ–૧૦૩] [અયની શર્હે બુખારી–૨૧/૨૧૪] હદીષે પાકની કેટલીક રિવાયતોથી એ વસ્તુ સાબિત છે.

[અકામુલ મરજાન પેજ–૧૦૭, અયની વિ.]

(૪) જીન્નાતના ઈન્સાન ઉપર સવાર થવાની બાબતના કારણો ચર્ચા

કરતા ઉલમાએ–કિરામે લખ્યું છે કે : “ઈશ્ક–મોહબ્બતને લઈ એટલે જેવી રીતે એક ઈન્સાન બીજા ઈન્સાન ઉપર મોહી પડે છે (અને તેના લઈ તેનો સહવાસ ઈચ્છે છે) એવી જ રીતે જીન્નાત પણ ઈન્સાન ઉપર મોહી પડી તેના ઉપર સવાર થઈ જાય છે બીજું કારણ એ પણ હોય છે કે કોઈકવાર ઈન્સાનથી જીન્નાતને તકલીફ પહોંચી જાય છે.(દા. ત. ગંદુ પાણી મકાનમાંથી બહાર ફેંકી રહયો હતો તે કોઈ જીન્નાત ઉપર પડયું, કોઈક સુરાખમાં પેશાબ કર્યો જયાં જીન્નાત રહેતા હતા, તેઓના ઉપર તે પેશાબ પડયો)તો એનું વેર વાળવા અને બદલો લેવા જીન્નાત તે ઈન્સાન ઉપર સવાર થઈ જાય છે અને કોઈકવાર કોઈ પણ જાતના કારણ વગર માત્ર ખેલ રૂપે આવું કરે છે, જેમ કે ઈન્સાનોમાં પણ કેટલાક બદમાશ અને બેવકૂફ એવું કરે છે.”

[આકામુલ મરજાન પેજ–૧૦૬, અયની શર્હે બુખારી ૨૧/૨૧૪]

પહેલાં કારણ બાબત એના શરઈ હુકમની છણાવટ કરતા અલ્લામહ કાઝી બદરૂદ્દીન શીબ્લી (રહ.) લખે છે : “એવી રીતે (ઈશ્ક–મોહબ્બતથી) કોઈ જીન્નાતનું ઈન્સાન ઉપર સવાર થવું અને તેના બદનમાં પ્રવેશવું બદકૃત્ય છે, ચાહે સામેવાળાની ઈચ્છાથી હોય અને જો તેની અનિચ્છા એ હોય તો પછી એના હરામ હોવામાં કોઈ શંકા જ નથી, કારણ કે તે સૂરતમાં બદકૃત્યની સાથે–સાથે જુલ્મ પણ છે.” [આકામુલ મરજાન પેજ–૧૦૬]

(૫) ઈસ્લામમાં ‘લે પાલક’ નથી, કિંવા અગર કોઈ માણસ બીજા માણસની અવલાદ (છોકરા અથવા છોકરી)ને ‘લે પાલક’ કિંવા મોઢેથી દિકરો અથવા દિકરી બનાવી લીએ તો એવું કરવાથી તે છોકરો અથવા છોકરી એનો સગો દિકરો અથવા દિકરી બનતા નથી, બલકે તેઓના માટે પરાયાનો જ હુકમ રહે છે. માટે કોઈ પરાઈ ઓરત અથવા છોકરીને બેટી બનાવવાથી તે સગી બેટીના હુકમમાં આવતી નથી, બલકે તે પરાઈ જ રહે છે અને ઈસ્લામે પરાઈ ઓરત માટે જે આદેશો આપ્યા છે તે જ એને પણ લાગુ પડે છે.

(૬) જીન્નાત માણસને કેટલીક બીમારીઓની દવા પણ બતલાવે છે.

[આકામુલ મરજાન પેજ–૮૫,૮૬,૮૭]

(૭) સય્યિદ અરબી ભાષાનો શબ્દ છે, જેનો શાબ્દિક અર્થ છે સરદાર, આકા વગેરે. પરંતુ આમ બોલચાલમાં જયારે એવું કહેવામાં આવે છે કે ફલાણો માણસ સય્યિદ છે તો એનો મતલબ એ હોય છે કે હઝરત અલી (રદિ.)ની જે અવલાદ હઝરત ફાતિમહ (રદિ.)થી ચાલી છે, તેમાંથી છે. સારાંશકે એનો વંશ, વેલો હઝરત ફાતિમહ (રદિ.)થી જઈને મળે છે. સ્પષ્ટ છે કે ઉપરોકત મતલબની રૂએ સય્યિદ હોવું માણસ કિંવા ઈન્સાનની ખુસૂસિય્યત ઠરી, જીન્નાત માટે નહીં.

ઉપરોકત બાબતો અને વાતો જે પ્રસ્તાવના રૂપ લખી છે તે સમજમાં આવી ગયા પછી હવે આપના ઉઠાવેલ આ પ્રશ્નોના જવાબ ઘણા જ સરળ થઈ ગયા કે સવાલમાં મઝકૂર બાઈ જે કામ કરે છે તે જાઈઝ છે કે નથી ?

મઝકૂર બાઈએ સવાલમાં જણાવેલ કામ કરવા માટે જીન્નાતનો સહવાસ ઉઠાવવો પડે છે, બલકે જીન્નાતને પોતાના શરીર ઉપર કાબુ આપવો પડે છે. જાહેર છે કે એ બાઈ તે જીન્નાત માટે પરાઈ ઓરતનો હુકમ ધરાવે છે, અને જીન્નાત તે બાઈ માટે પરાયા પુરૂષના હુકમમાં છે પોતાની ઈચ્છા અને મરજીથી આ રીતે તેને બોલાવવો, પોતાના શરીર ઉપર પ્રવેશવા દેવો, પોતાના ઉપર કાબુ આપવો શરીઅતની રૂએ કેમ કરી જાઈઝ હોય શકે છે ? ખાસ કરી જયારે તેનું આ રીતે આવવું પ્રસ્તાવના નં.૪માં જણાવ્યા મુજબ પહેલાં કારણને લઈ છે. હઝરત અલ્લામહ અન્વર શાહ (રહ.) ફરમાવે છે કે : "જીન્નાતનું ઈન્સાનના શરીર ઉપર સવાર થવું ઈશ્કના લઈ હોય છે અથવા દુઃખ પહોંચાડવા માટે હોય છે." [ફયઝુલ બારી ૪/૩૬૩] સવાલમાં જણાવેલ હકીકતથી માલૂમ પડે છે કે મઝકૂર બાઈ પાસે તેનું આવવું દુઃખ પહોંચાડવા માટે નથી. જેથી પહેલું કારણ નકકી થઈ ગયું.

આવનાર જીન્નાતે મઝકૂર ઓરતને બેટી બનાવી પણ હોય તો એનાથી તે વાસ્તવમાં બેટી બની જતી નથી. [જુઓ પ્રસ્તાવના નં.૫] અને સગી બેટીના હુકમો લાગુ પડતાં નથી. સાથે જ તે જીન્નાતનો સય્યિદ હોવાનો દાવો કેટલી સચ્ચાઈ ધરાવે છે તે પ્રસ્તાવના નં. ૭ ઊપરથી માલૂમ પડી ગયું હશે.

એ સિવાય ઓરતના આ કામ કરવામાં અવામ મુસલમાનોનું એક મોટું નુકસાન એ છે કે લોકો પોતાની નાદાની અને જહાલતના લઈ અન્ય એવી વાતો પણ તેનાથી પુછે છે કે જેનાથી એવો ભાસ થાય છે કે (નઊઝુ બિલ્લાહ) જીન્નાત ગયબની વાતો જાણે છે. જાહિલિય્યતકાળમાં લોકો એવું સમજતા હતા, અને તેઓની એવી માન્યતાનો ઈસ્લામ તેમજ કુર્આને રદિયો આપ્યો છે. [અહકામુલ કુર્આન થાનવી (રહ.)–૩/૧૫૯] અને જે કામથી લોકોના અકીદા બગડતા હોય તેની શરઈરૂએ હરગીઝ ઈજાઝત નથી.

મઝકૂર ઓરતનો ધણી શું એ ગવારા કરશે કે પરાયો પુરૂષ એની બીબી પાસે આવી રીતે આવ–જા કરે અને તેના શરીરથી ચેન ચાળા કરે ? જાહેર છે કે તે હરગીઝ એને સાંખી નહીં લીયે કે એ બે–ગયરતી છે, તો પછી આ રીતે જીન્નાતના સવાર થવાને કેમ સાંખી લીએ છે ? કમ અઝ કમ પોતાના તરફથી એને દૂર કરવાની કોશિશ તો કરે અથવા એ વસ્તુથી અણગમો તો બતલાવે. તેના બદલે એ પોતે જ તેનાથી પૂછપરછ કરવાનું કામ કરી તેની આ હરકતોને પ્રોત્સાહન આપે છે. જે બેગયરતીથી વધીને દય્યુસપણાંની હદમાં આવી જાય છે. અન્ય સગા વ્હાલાઓને જોઈએ કે આ સિલસિલો બંધ કરાવી એને દૂર કરવાની તદબીરો અપનાવે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૭. ચોરની જાણકારી અમલીય્યાત દ્વારા.

**સવાલ :** મારા એક સગાના ઘરમાં હાલ અમુક રૂપિયાની ચોરી થઈ. તેમણે નજીકના એક શહેરમાં રહેતા આમીલ કે જેઓ ચોરાયેલી, ખોવાયેલી વ્યક્તિ કે ચીજવસ્તુ કયાં છે ? કોણ લઈ ગયું છે ? તે પાછી મેળવવી હોય તો તેમના કહેવા મુજબ તાબે કરેલા જીન્નાત મારફત તાગ મેળવી જાણકારી આપે છે. ઓળખ માટે નખમાં નાના બાળકોને જે તે વ્યક્તિના ચેહરા વગેરે દેખાડે છે, બલકે સિનેમાની જેમ પડદા ઉપર જોતા હોય તેમ નખમાં હૂબહૂ ચિત્ર દેખાડે છે, જેમાંના કેટલાક કિસ્સા, વાતો સાચી ઠરે છે.

પૂછવાનું કે ચોરાયેલી, ખોવાયેલી ચીજવસ્તુ કે વ્યક્તિ માટે આ

તરીકાથી જે ઉપર બતાવ્યો જાણકારી મેળવવી શરઈ દ્રષ્ટિએ કેવું છે ? આ તરીકો અપનાવવાથી ઈમાન ઉપર એની શી અસર થાય છે ? આને શું કહીશું બિદઅત કે શીર્ક ? જો આ રીત શરઈ નઝરે જાઈઝ હોય તો પણ કુર્આન અને હદીષની રોશનીમાં એના કારણો વિગતવાર આપવા ગુજારીશ છે. ઊપરના સંજોગોમાં કયો સુન્નત તરીકો અપનાવવો જોઈએ ?

આજ કાલ મુસલમાનો આ રીત મોટા પ્રમાણમાં અપનાવી રહ્યા છે, માટે કૌમની ભલાઈના હેતુ માટે સવાલનો જવાબ વિગતે આપવા વિનંતી છે.

**જવાબ** : ચોરની જાણકારી મેળવવા માટે હાઝીરાતનો જે અમલ કરવામાં આવે છે તેના બાબત હઝરત શાહ વલીયુલ્લાહ સાહબ મુહદ્દીસે દેહલ્વી (રહ.) લખે છે કે : "આ અમલ અને રીત ઉપર યકીન ન કરે. એના ઉપર યકીન કરવું જાઈઝ નથી. બલકે એ અમલ તો માત્ર એટલા માટે છે કે એના વડે જે વ્યક્તિની જાણકારી મળી હોય તેના બાબત શરઈ ધારા ધોરણ મુજબ તપાસ કરે અને જ્યાં સુધી એ રીતે સાબિત ન થાય ત્યાં સુધી તેને ચોર ન સમજે." પરંતુ લોકો આ મર્યાદા ઓળંગી જાય છે અને એટલા જ માટે હઝરત થાનવી (રહ.) લખે છે કે : "મારા નઝદીક આ અમલ બિલકુલ નાજાઈઝ છે." [ઈમ્દાદુલ ફતાવા : ભાગ–૪ પેજ નં. ૮૮]

કુર્આન અને હદીષમાં ચોરની જાણકારી મેળવવા માટે કોઈ તરીકો અથવા રીત બતાવવામાં આવી નથી. સિવાય એ કે ચોર પોતે ચોરીનો ઈકરાર કરે અથવા શરઈ ગવાહોએ તેને ચોરી કરતા પ્રત્યક્ષ જોયો હોય અને તેઓ તેની ગવાહી આપે. એ સિવાય કોઈને ચોર કહેવું જાઈઝ નથી. વિવિધ અમલીય્યાતની બુનિયાદ પર ચોક્કસ વ્યક્તિઓ ઉપર ચોરીનો આરોપ લગાવવો અથવા તેને ચોર સમજી તે મુજબનો વર્તાવ કરવો શરઈ રૂએ નાજાઈઝ અને હરામ છે. કુર્આને પાકમાં અલ્લાહ તબારક વ તઆલા ઈર્શાદ ફરમાવે છે "વલા તકફુ–માલયસ લક બિહી ઈલ્મ..." [સૂરએ બની ઈસરાઈલ, આયત નં. ૩૬] અર્થાત્ : "અને જે વાતની તને તહકીક ન હોય તેની ઉપર અમલ ન કર. કાન, આંખ અને દિલ એ બધાના જ વિશે કયામતના દિવસે

સવાલ થશે.'' આ આયતની તફસીરમાં હઝરત મુફતી મુહમ્મદ શફીઅ સાહબ (રહ.) તફસીરે કુર્તુબી અને તફસીરે મઝહરીના હવાલાથી લખે છે કે ''જે વસ્તુની તમને જાણ અને તહકીક નથી તેના ઉપર અમલ ન કરો. તેની સાથે કાન, આંખ અને દિલથી સવાલનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. જેનો મતલબ એ છે કે જે માણસે તહકીક વગર દા.ત. કોઈ વ્યક્તિ ઉપર આરોપ લગાવ્યો અને કોઈ વાત પર અમલ કર્યો, અગર તે વાત એવી છે જે કાનથી સાંભળવામાં આવે છે તો કાનથી સવાલ થશે અને આંખથી જોવાની વસ્તુ છે તો આંખથી અને દિલથી સમજવાની વસ્તુ છે તો દિલથી સવાલ થશે, કે આ માણસ પોતે લગાવેલ આરોપ અને પોતાના દિલમાં જમાવેલ ખ્યાલમાં સાચો છે યા જૂઠો, એના પર માણસના આ અવયવો પોતે ગવાહી આપશે. જે હશ્રના મેદાનમાં તહકીક વગર આરોપ લગાવનારાઓ તેમજ તહકીક વગરની વાતો કરનારાઓ માટે રૂસ્વાઈનો સબબ બનશે.''

[મઆરીફુલ કુર્આન : ભાગ-૫ પેજ નં. ૪૭૦-૪૭૧]

માટે આજના યુગમાં જ્યારે લોકોનું માનસ એવું બની ગયું છે કે આવા અમલીય્યાતની બુનિયાદ પર જેનું નામ નીકળયું હોય, તેને જ બીજી કંઈક તપાસ વગર ચોક્કસ રૂપે ચોર સમજે છે, તો આમીલ માટે આ પ્રકારના અમલ કરવા જાઈઝ અને દુરૂસ્ત નથી અને તે અમલીય્યાતના પરિણામ રૂપ કોઈકને ચોર સમજી તેની સાથે જે કંઈ જુલ્મ અને ઝિયાદતી કરવામાં આવશે, તેના ગુનાહમાં આમીલ પણ શામિલ અને ગુનેગાર રહેશે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૮. યાસીન શરીફ અથવા આયતુલકુર્સીમાં ૨૧ અને ૧૧ ની સંખ્યા.

**સવાલ** : યાસીન શરીફ અથવા આયતુલકુર્સી અગિયાર અથવા એકવીસ વખત પઢી પાણી પર દમ કરીને બીમારને પિવડાવવું. એમાં ૧૧ કે ૨૧ વખતની કોઈ પાબંદી છે ખરી ?

**જવાબ** : જાઈઝ છે.

# (૯) તબ્લીગ

## ૧. દીન કિતાબો વાંચવાથી નથી આવતો.

**સવાલ :** જમાઅતી ભાઈ અકસર એક જુમલો કહે છે કે દીન કિતાબોના મુતાલઅહ તેમજ વઅઝ સાંભળવાથી નથી આવતો તો ખરેખર આ જુમલો અતિશયોકિત (હદથી તજાવુઝ કરવાવાળો) ગણાશે ? અગર એમ જ હોય તો કિતાબો ઈશાઅત કરવાનો અને છપાવવાનો શું મકસદ ?

**જવાબ :** એ જુમલાનો મતલબ બોલનારાઓથી જ પુછી લ્યો. બાકી અગર મતલબ એ હોય કે માત્ર કિતાબ કાફી નથી બલકે અલ્લાહવાળાઓની સોહબત પણ જરૂરી છે તો એ સહીહ છે.

## ૨. સંસ્થાના કામોના લીધે જમાઅતમાં ન જઈ શકવા બાબત.

**સવાલ :** હું અમારા ગામની સંસ્થાનો માનદ્ સેક્રેટરી છું. આ સંસ્થાના તાબા હેઠળ મદ્રેસા, સ્કુલ મસ્જિદ, કબ્રસ્તાન, દવાખાના, જીમખાના, વાસણભાડા ખાતુ મળીને ૧૪ યુનિટ ચાલે છે. આ સંસ્થા માટે હું રોજ ૪–૫ કલાક કોઈ પણ જાતના વેતન યા પદ, ખુરશી, જાહ (શોહરતની અપેક્ષા) વિના ફી સબીલીલ્લાહ ખિદમત આપું છું. અલ્લાહના ફઝલથી હું ખાતો પીતો ખેડુત છું. જેથી આ સમયની કુરબાની આપવું શકય બને છે. મારી મુશ્કેલી આ છે કે આ સૌ કામો લઈને દીનના કામમાં (જમાઅતમાં) વધુ વખત લાગતો નથી. છતાં મારાથી થઈ શકે તેટલા મકામી કામમાં હીસ્સો લઉં છું. જેને લઈ મારા અમુક જમાઅતના સાથીઓ મને બહુ સારી નઝરથી જોતા નથી. તો હવે મારે શું કરવું ? તે મુંઝવણમાં છું. મારે સંસ્થા સાથે નાતો તોડી દેવું ? શું આ કામમાં મને અજર નહીં મળે ? કોઈ જમાઅતના સાથી સાથે મશ્વરો કરી માર્ગદર્શન આપશો.

**જવાબ :** ખલ્કે ખુદાની ખિદમત, તેમને ફાયદો તેમજ રાહત પહોંચે

એવા કામો કરવા બીમારો, દુખિયાઓ, આફતગ્રસ્તોને વિવિધ રૂપે સહાયરૂપ થવું, મુસ્લિમ સમાજના સામૂહિક કામો કરવા ઘણું જ મહાન નેકીનું કાર્ય છે. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની સુન્નત તેમજ ખુલફાએ રાશિદીન, સહાબા રદિયલ્લાહુ અન્હુમ તાબેઈન તેમજ સલફે સાલિહીનનો તરીકો અને તેમનું મહબૂબ કાર્ય છે. કુર્આન તેમજ હદીષે પાકમાં એની ખૂબ જ તાકીદ અને ફઝીલતો આવી છે. અલ્લાહ તઆલાએ પોતાની આ કાએનાતનું માળખું જ એ રીતનું બનાવ્યું છે કે પોતાના કેટલાક બંદાઓને એટલા માટે જ પેદા કર્યા છે કે તેઓ લોકોની હાજતો પૂરી કરતા રહે, તેઓના કામોમાં મદદ રૂપ થતા રહે, એવા લોકો કિયામતના કપરા દિવસે બેફીકર હશે. તેઓને કોઈ ખૌફ નહીં હોય. અન્ય એક હદીષમાં છે કે “જે માણસ મારી ઉમ્મતમાંથી કોઈની હાજત પૂરી કરે છે, જેથી તેને ખુશી થાય, તેણે મને ખુશ કર્યો અને જેણે મને ખુશ કર્યો, તેણે અલ્લાહ તઆલાને ખુશ કર્યો અને જે અલ્લાહ તઆલાને ખુશ કરે છે તેને અલ્લાહ તઆલા જન્નતમાં દાખલ કરી દે છે.” [ફઝાઈલે સદકાત : ભાગ–૧ પેજ નં. ૧૨૮] એક હદીષમાં છે કે : “જે માણસ દુખિયારી ઓરતો અને ગરીબોની મદદ કરે છે તે જિહાદમાં મહેનત કરનારની જેમ છે.” અને ફરમાવ્યું : “તે રાતભર નફલ પઢનાર જે જરાય આળસ નથી કરતો તેના જેવો છે અને હંમેશ રોઝા રાખનાર, જે કયારેય ઈફતાર ન કરતો હોય તેના જેવો છે.”

[મિશ્કાત : પેજ નં. ૪૨૨]

મુસ્લિમ સમાજના સામૂહિક કામો જે આપ કરી રહ્યા છો, તેમાના કેટલાય એવા હોય છે જેને દરેક માણસ સારી રીતે બજાવી શકવાની કાબેલીયત ધરાવતો નથી. વળી, એના માટે મુસ્લિમ સમાજના બહોળા વર્ગનો જે વિશ્વાસ પ્રાપ્ત હોવો જોઈએ તે દરેકને પ્રાપ્ત હોતો નથી. વળી તે કામો એ પ્રકારના હોય છે કે તેને લાંબો સમય રોકી શકાય નહીં. જેને લઈ તે કામો કરનાર વ્યક્તિ લાંબો સમય ગેર હાજર રહી શકતો નથી. અલ્લાહના રસ્તામાં નીકળવામાં દરેક નેકી સાત લાખ નેકીનો દરજ્જો પ્રાપ્ત કરે છે. એક જમાનામાં લોકો એવું સમજતા હતા કે “અલ્લાહના રસ્તા”માં નીકળવાનો મતલબ

માત્ર જિહાદ માટે નીકળવું છે. ઉલમાએ કિરામ તેમજ મુફતીયાને ઈઝામે પોતાના ફતવાઓ વડે આ ગેરસમજ દૂર કરી લોકોને બતલાવ્યું કે : વર્તમાન યુગની તબ્લીગી જમાઅતમાં નીકળવું પણ અલ્લાહના રસ્તામાં નીકળવાનો જ એક પ્રકાર છે. ઉલમા હઝરાતની કોશિશોથી લોકોની તે ગેરસમજ દૂર થઈ અને લોકો તબ્લીગી જમાઅતમાં નીકળવાને પણ અલ્લાહના રસ્તામાં નીકળવાનો એક પ્રકાર સમજવા લાગ્યા અને આ કામને વેગ મળ્યો.

અલ્હમ્દુલિલ્લાહ આજે આ કામ પૂરી દુન્યામાં ફેલાયું અને અલ્લાહના અસંખ્ય બંદાઓને એનાથી ફાયદો પહોંચ્યો તેમજ પહોંચી રહ્યો છે. આ કામમાં ભાગ લેનારાઓની બહુમતી એવી છે જેણે દીનનું સંપૂર્ણ ઈલ્મ પ્રાપ્ત કરેલું નથી. જેને લઈ કુર્આન, હદીષની તાલીમાત તેમજ શરીઅતે મુતહહરહ પોતાના અનુયાયીઓના માનસમાં દીનના દરેક વિભાગો તેમજ આદેશો બાબતે જે સમતુલન (એઅતેદાલ) પેદા કરવા ચાહે છે તે હોતું નથી અને તેના પરિણામ રૂપ તેઓ અતિશયોકિત (ગુલૂ)નો શિકાર થઈ જાય છે અને આજે જ્યારે આ મુબારક કામ પ્રચાર પ્રસારની રૂએ ઉચ્ચ શીખરે પહોંચ્યું છે ત્યારે તેમાં મહેનત કરનારો એક વર્ગ એવું સમજવા લાગ્યો કે અલ્લાહના રસ્તામાં નીકળવાનો મતલબ તબ્લીગમાં નીકળવું જ છે. આ તે જ ગેર સમજ છે જે એક જમાનામાં જિહાદ બાબત પ્રચલિત હતી. હઝરતે અકદસ મુફતી મહમૂદ હસન સાહબ ગંગોહી રહમતુલ્લાહિ અલય્હનો એક ફતવો જુઓ : "અલ્લાહના રસ્તામાં નીકળવામાં દરેક નેકી સાત લાખ નેકીઓનો દરજ્જો ધરાવે છે." આ હદીષ હાફીઝ અ.અઝીમ મુન્ઝીરી રહમતુલ્લાહિ અલય્હએ "અત્તરગીબ વત્તરહીબ" માં બયાન કરી છે અને તેને મોઅતબર તેમજ વિશ્વાસપાત્ર બતલાવી છે. અલ્લાહના રસ્તામાં નીકળવાનો મતલબ મોટા ભાગે જિહાદમાં નીકળવાનો સમજવામાં આવે છે. પરંતુ આ શબ્દ ઘણો જ આમ (વ્યાપક અર્થવાળો)છે. દીનની દરેક મહેનત માટે નીકળવું અલ્લાહના રસ્તામાં નીકળવું કહેવાય છે. દા.ત. ઈલ્મે દીન શીખવા માટે, વઅઝ કહેવા માટે, ઈસ્લાહે નફસ ખાતર કોઈક બુઝુર્ગની ખિદમતમાં જવા માટે, તબ્લીગ ખાતર જમાઅત બનાવી નીકળવા માટે, કોઈક જગ્યાએ ફસાદ થઈ ગયો

હોય તો હુલ્લડ ગ્રસ્તોની મદદ માટે, બાતીલ ફિરકાઓથી મુસલમાનોની હિફાઝત ખાતર મુનાઝરો કરવા માટે, આ તમામ કામો માટે નીકળવું અલ્લાહના રસ્તામાં નીકળવું છે. ત્યાં સુધી કે ઈમામ બુખારી રહમતુલ્લાહિ અલય્હએ જુમ્આની નમાઝ માટે નીકળવાને પણ અલ્લાહના રસ્તામાં નીકળવું બતલાવ્યું છે. જેમ કે બુખારી શરીફ ભાગ–૧ પેજ નં. ૧૨૪ માં છે.

[ફતાવા મહમૂદિય્યહ ભાગ–૧૨ પેજ નં. ૨૪૩]

તબ્લીગી જમાઅતમાં જોડાયેલ ઉપરોકત વર્ગ જે પ્રકારની અતિશયોક્તિ ભરી વિચાર સરણીનો શિકાર છે. તે પોતાની આ વિચાર શૈલીને લઈ દીનના અન્ય મહત્ત્વના કામોમાં પરોવાયેલ વ્યક્તિઓને સારી નજરે નથી જોતો. આપે પોતાના સવાલમાં એની ફરીયાદ કરી છે. આ પ્રકારનો એહસાસ અને ફરીયાદ દિવસો દિવસ વધી રહી છે. તે બાબત આપને તો એટલું જ કહીશ કે તેઓની આ વર્તણૂંકને લઈ આપે આ મહત્ત્વના કામો છોડવાની જરૂરત નથી. દરેક કામમાં અલ્લાહની રઝામંદીને હર પળ નજર સમક્ષ રાખો અને આપ અન્ય દીનના કામોમાં પરોવાયેલાઓને તુચ્છ ન સમજો. હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો ઈર્શાદ છે "મુસલમાન બીજા મુસલમાનનો ભાઈ છે. તે એના ઉપર જુલ્મ નથી કરતો, તેને નિઃસહાય નથી છોડતો, તેને તુચ્છ નથી સમજતો, તકવો અહિંયાં છે. ત્રણ વાર એમ કહી છાતી પ્રતિ ઈશારો કર્યો. કોઈ માણસના ભૂંડા હોવા માટે એટલું જ બસ છે કે તે પોતાના મુસલમાન ભાઈને તુચ્છ સમજે." [મુસ્લિમ શરીફ, મિશ્કાત : પેજ નં. ૪૨૨] કોઈનું નેક કામ અલ્લાહના ત્યાં કેટલું મકબૂલ તેમજ કેટલો દરજ્જો ધરાવે છે તે બાબત કાલે કિયામતના દિવસે જ ખબર પડશે. જે ભાઈઓ આપને બહુ સારી નજરથી નથી જોતા તેમને પોતાની જહાલતના લઈ મઅઝૂર સમજી તેમના નેક કામો તેમજ તેમને કદરની નજરથી જુઓ અને જેટલો સમય તેમજ મૌકો આપને મળે તે પ્રમાણે તબ્લીગી કામમાં પણ યથાશકિત મુજબ ભાગ લેતા રહો.

**૩. સંસ્થા સાથે જોડાયેલ મુદર્રિસો, ટીચરો અને ડૉક્ટરોનું**

## કામ છોડી જમાઅતમાં જવું.

**સવાલ :** હું જે સંસ્થાનો સેક્રેટરી છું, તેના તાબા હેઠળ અમુક મુદર્રિસો, ટીચરો અને કર્મચારીઓ દીનની મહેનત સાથે ખાસ સંકળાયેલા છે. ઉસૂલોના પાબંદ હોવાથી વર્ષ દરમિયાન જમાઅતમાં જવા રજાની માંગણી કરવામાં આવે છે. અમારૂં ટ્રસ્ટી મંડળ પણ એ જ જમાઅતના કામથી માનૂસ છે. છતાં આ રીતે મુદર્રિસો, ટીચરો, ડૉક્ટર યા અન્ય કર્મચારીના ચાલુ કામ ઊપરથી જમાઅતમાં ચાલ્યા જવાથી અનેક પ્રશ્નો ઊભા થાય છે. બાળકોની તાલીમ, દર્દીઓની માવજત, ગામવાળા સાથે કર્મચારીઓ વગેરેમાં અસંતોષ ઊભા થાય છે. તેને લઈ કમીટીએ અમુક સમયે મના કરવું પડે છે. આ સમયમાં બાંધછોડ કરવાનું કહે છે. પરંતુ અમુક ઉસૂલોના પાબંદ સાથીઓ નીકળી જ જાય છે. હવે સવાલ એ થાય છે કે આ જનાર સાથીઓના ઉપલા અધિકારી યા કમીટી રોકે તો ગુનેગાર થશે ? જમાઅતના ભાઈઓએ પણ કંઈ જવાબદારી નિભાવવી જોઈએ કે નહીં ? હવે આ કમીટીમાં હું પણ છું અને મસ્જિદવાર જમાઅતનો સાથી પણ છું, તો મારે આ પરિસ્થિતિમાં શું કરવું ? અને ન રોકું તો બાળકોની તાલીમ, સંસ્થાના કામને પણ નુકશાન થાય, તો શું તજવીઝ કરવી ? માર્ગદર્શન આપશો તો આભારી થઈશ.

**જવાબ :** મુદર્રિસ, ડૉક્ટર, ટીચર વિ. કર્મચારીઓ સાથે તેઓને આ કામો માટે નિયુક્ત કરતી વખતે જે નિયુક્તી કરાર કરવામાં આવે છે તેને શરીઅતની પરિભાષમાં "અકદે ઈજારહ" કહેવામાં આવે છે. આ કરાર કરતી વખતે જે શર્તો બન્ને પક્ષો તરફથી નક્કી થાય છે તેનું પાલન કરવું શરઈ રૂએ જરૂરી છે. (અલબત્ત કોઈ એવી શર્ત જે શરઈ ધારા ધોરણની વિરૂધ્ધ હોય તે અપવાદરૂપ છે અને એવી શર્ત લગાવવાથી આ અકદે ઈજારહ ફાસીદ ઠરે છે.) વરસ દરમિયાન ઉપરોક્ત વ્યક્તિઓના તબ્લીગમાં નીકળવાથી તેમનાથી સંબંધિત કામોમાં વિક્ષેપ પડવો સ્વભાવિક વાત છે. ખાસ કરી બાળકોની તાલીમનું કાર્ય તો એવું છે જેમાં એમની જગ્યાએ અન્ય વ્યક્તિને હંગામી ધોરણે મુકવાથી પણ કાબુમાં આવતું નથી. કારણ કે એ માટે ઉસ્તાદ તેમજ શાગિર્દના સ્વભાવોમાં આપસમાં જે મનમેળ હોવો જોઈએ

તે એકદમ પેદા થતો નથી. તે પેદા થતાં સમય લાગે છે. વળી, દરેકની શિક્ષણ શૈલી તેમજ સમજાવવાની રીત પોતાની આગવી હોય છે, એક સરખી હોતી નથી. (આ હકીકતોને શિક્ષણ ક્ષેત્રના અનુભવી સારી રીતે સમજી શકે છે.) હવે પેલા ચીલ્લામાં જનાર મુદર્રિસની જગ્યાએ મુકાયેલ નવી વ્યક્તિ, તાલીમ મેળવનાર બાળકો સાથે મનમેળ પેદા કરી રહે, ત્યાં સુધીમાં આગલા મુદર્રિસના પાછા ફરવાનો વખત થઈ જાય છે અને આ રીતે બાળકોની તાલીમને નુકશાન પહોંચે છે. આ બધું પણ ત્યારે જ્યારે કે અન્ય વ્યક્તિને હંગામી ધોરણે મુકવામાં આવી હોય અને જો એમ ન થયું હોય તે સૂરતમાં તો આટલો સમય બાળકોની તાલીમ એકદમ બંધ રહેવાથી તેઓને જે નુકશાન પહોંચે છે તે અસહ્ય હોય છે. આ બધું ઉસૂલે તબ્લીગના પણ વિરૂધ્ધ છે. હઝરત મુફતી મહમૂદ હસન ગંગોહી રહમતુલ્લાહિ અલય્હ જેઓ બાનીએ તબ્લીગ હઝરત મૌલાના મોહંમ્મદ ઈલ્યાસ રહમતુલ્લાહિ અલય્હના સોહબત યાફતા પણ હતા એક સવાલના જવાબમાં લખે છે :

"આ વિચાર ઉસૂલે તબ્લીગના પણ વિરૂધ્ધ છે. કિંવા ઈલ્મ છોડી તબ્લીગમાં જવું ખોટુ છે. અલબત્તઃ છુટ્ટી તેમજ ખાલી સમય ગાળામાં જવું બેહતર છે. કોઈ મુદર્રિસને મુજાહેદહની મશક ખાતર અથવા અન્ય કોઈ મસ્લેહતને લઈ અગર કોઈક વાર તબ્લીગમાં એવી રીતે મોકલવામાં આવે કે તાલીમમાં પણ વાંધો ન આવે તો જુદી વાત છે."

[ફતાવા મહમૂદિય્યહ ભાગ-૧૪ પેજ નં. ૧૧૫-૧૧૬]

માટે આપ પોતાના સવાલમાં જે લખો છો કે "ઉસૂલોના પાબંદ હોવાથી વરસ દરમિયાન જમાઅતમાં જવા રજાની માંગણી કરવામાં આવે છે, હકીકતમાં એ ઉસૂલોની પાબંદી નથી, બલકે ઉસૂલોનું ઉલ્લંઘન છે. પહેલાં જવાબમાં જણાવ્યા મુજબ શરીઅતના સમતોલ, મિજાઝથી ના વાકિફીય્યતને લઈ એને જ ઉસૂલની પાબંદી સમજી રહ્યા છે. બચ્ચાઓની તાલીમ તેમજ અન્ય સામુહીક તેમજ ઈજતીમાઈ જરૂરતોને લઈ તેઓને સમયમાં બાંધછોડ કરવાનું કહેવામાં આવે છે. તે છતાં તેઓ નીકળી જાય છે તેનો મતલબ એ થયો કે તેઓ આ કામોને અલ્લાહ તઆલા તેમજ દીનનું કામ સમજીને નથી

કરતા, બલકે પોતાનું એક વ્યક્તિગત કામ તેમજ વ્યવસાય સમજીને કરી રહ્યા છે જેને લઈ જ્યારે ચીલ્લામાં જવાની વાત આવે છે તો એવું વિચારી કે અત્યારે અમારી સામે પોતાના વ્યક્તિગત કામનો તકાઝો અને અલ્લાહના રસ્તામાં નીકળવાનો તકાઝો, એમ બે વિવિધ તકાઝાઓમાં મુકાબલો આવી પડયો છે, જેથી મારે અલ્લાહના રસ્તામાં નીકળવાના તકાઝાને પ્રાધન્ય આપી પોતાના વ્યક્તિગત તકાઝાને તેના ઉપર કુરબાન કરવો જોઈએ. હાલાંકે અગર તેઓ પોતે કરી રહેલા આ કામોને અલ્લાહનો રસ્તો સમજી (જેમ કે પહેલાં જવાબમાં વિગત આવી ગઈ છે.) કરી રહ્યા હોત, તો એવું વિચારત કે અત્યારે મારા સમક્ષ બે એવા તકાઝાઓ છે જે બન્ને દીનના કામો, અલ્લાહના રસ્તાના કામો, ઈજતેમાઈ કામો છે. બન્નેનું પોતાનું આગવું મહત્ત્વ છે. હવે મારે એ વિચારવાનું છે કે અત્યારે બન્ને તકાઝાઓમાંથી કયો વધારે મહત્ત્વનો છે?"

આ ટાણે કેટલાક લોકો એવું સમજે છે અને તેઓ માંહેના કેટલાક જબાનથી પણ કોઈક વાર કહે છે કે આ કામો કરવાનો તો પગાર લેવામાં આવે છે. તો પછી એ દીન તેમજ અલ્લાહના રસ્તાનું કામ કેમ થયું? એમની ગેર સમજ દૂર કરવા માટે તો હું એટલું જ કહીશ કે કોઈ પણ કામના અલ્લાહનું કામ હોવાનો મદાર માત્ર પગાર લેવા કે નહીં લેવા ઉપર નથી, બલકે તે કામ કરવાની નિય્યત તેમજ ઈખ્લાસ ઉપર છે. જો પગાર લેવાને એ વાતની દલીલ બનાવવામાં આવે કે એ વ્યવસાય છે, તો આપણાં તે તમામ અકાબીર તેમજ બુઝુર્ગો જેઓની સાથે નીસ્બતને આપણે પોતાની સઆદત તેમજ ફખ્ર સમજીએ છીએ તેઓ માંહેના અકસર તે છે જેણે પૂરી જિંદગી અથવા જીવનના એક સમય ગાળા સુધી પગાર લીધો હતો અને જો પગાર નહીં લેવાને એ વાતની દલીલ માનવામાં આવે કે અલ્લાહનું કામ છે તો હઝરત અબૂ હુરૈરહ રદિયલ્લાહુ અન્હુવાળી પેલી રિવાયત જેમાં હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ ફરમાવે છે કે : "કિયામતના દિવસે સૌથી પહેલો જે લોકોનો ફેંસલો સંભળાવવામાં આવશે તેમાં એક શહીદ, એક આલીમ અને એક માલદાર હશે જેઓએ પોતાની જાન, ઈલ્મ અને માલની કુરબાની આપી દીનના મહાન કાર્યો કરી ઘણી જ ઉચ્ચ ખિદમત બજાવી

હોવા છતાં તેઓને જહન્નમમાં ધકેલવામાં આવશે. [પૂરી હદીષ માટે જુઓ: ફઝાઈલે તબ્લીગ પેજ નં. ૨૪-૨૫] આ ત્રણેવે કેટલો પગાર લીધો હતો ? માટે દીનનો અસલી મીઝાજ તેમજ તેની રૂહને સમજી કામ કરવાની જરૂરત છે."

હવે આપે પુછેલા પ્રશ્નનો અસલી જવાબ એ છે કે બાળકોની તાલીમ તેમજ અન્ય સામૂહિક અને ઈજતીમાઈ કામોમાં કોઈ નુકશાન ન પહોંચે તેને લઈ અગર આપ તેઓને ચીલ્લામાં નીકળવાની રજા નહીં આપો તો ગુનેગાર ઠરશો નહીં, બલકે અકદે ઈજારહ વડે પોતાને પાબંદ કરવા છતાં જે લોકો આપ તેમજ કમિટી તરફથી રજા નહીં આપવા પછી પણ નીકળી જ જાય છે તેઓ ગુનેગાર ઠરશે. અલબત્ત, આપના લખવા મુજબ જ્યારે આપનું ટ્રસ્ટી મંડળ તેમજ સંસ્થાની અન્ય જવાબદાર વ્યક્તિઓ પણ જમાઅતના કામથી માનૂસ છે તો આ મુશ્કેલીના નિવારણ માટે બેહતર સૂરત એ છે કે બચ્ચાઓની તાલીમ માટે જેટલા મુદર્રિસો આવશ્યક છે તેનાથી એક વધારે મુદર્રિસની નિમણૂંક કાયમી ધોરણે કરવામાં આવે અને જે મુદર્રિસ જમાઅતમાં એક ચીલ્લા અથવા ત્રણ ચીલ્લા માટે નીકળવા માંગે તેની જગ્યાએ પેલો વધારાનો મુદર્રિસ બચ્ચાઓની તાલીમનું કામ સંભાળશે. એ જ રીત તમારી સંસ્થાના અન્ય વિભાગો માટે પણ અપનાવી શકાય છે. એ સૂરતમાં જે વ્યક્તિ (મુદર્રિસ અથવા અન્ય કોઈ કર્મચારી) જમાઅતમાં નીકળવાની તરતીબ બનાવવા ચાહે ત્યારે મહીના બે મહીના પહેલાંથી આપ કમીટીવાળાઓને પણ જાણ કરી પોતાની ગેર હાજરી દરમિયાન તાલીમ વગેરેનું કામ બરાબર ચાલતું રહે, તે બાબત મશ્વેરો કરી અહિંયાંની તરતીબ પણ બનાવી લે અને તે મુદર્રિસના ચીલ્લામાં નીકળવાના આઠ દસ દિવસ પહેલાંથી પેલો વધારાનો મુદર્રિસ તેની સાથે કલાસમાં બેસી બચ્ચાઓની તાલીમ તેમજ તેમના મીઝાજ બાબત માહિતી મેળવી લે. જેથી બચ્ચાઓની તાલીમનું કાર્ય જરા પણ ખોરવાયા વગર સળંગ ચાલતું રહે. આ ટાણે જમાઅતના ભાઈઓને પણ જોઈએ કે તેઓ પણ પોતાની જવાબદારી સમજી માત્ર કોઈને ચીલ્લામાં મોકલવાને જ પોતાની સફળતા

સમજી દીનના બીજા કામો તરફથી બે દરકારી ન બતાવે. આ પ્રમાણે દીનના કામો કરનારાઓ આપસમાં હળી મળી કામ કરશે તો જ લોકોમાં સહીહ દીન આવશે.

## ૪. કુર્આને પાકની તફસીર અફઝલ છે કે ફઝાઈલે આ'માલની તાલીમ ?

**સવાલ** : (૧) કુર્આને પાકની તફસીર અફઝલ છે કે પછી ફઝાઈલે આ'માલ ? કુર્આનની તફસીર અસલ છે, અહમ છે કે પછી એનાથી વધીને ફઝાઈલે આ'માલ કિતાબનો દરજ્જો વધારે છે ?

(૨) અમારા પેશ ઈમામ પહેલાં તાલીમ કરતા હતા પછી અમુક લોકોના કહેવાથી તફસીર શરૂ કરી. તો મુબલ્લિગ હઝરાતોએ એનો વિરોધ કર્યો અને પોતાની નારાઝગી જાહેર કરી. વળી, ઐન ૧૪ શઅબાને દબાણ કરી તફસીર બંધ કરાવી. પછી ઈમામ સાહબે બિલકુલ બંધ કરી આપી. એ લોકોએ ફઝાઈલની તાલીમ ચાલુ કરી તો સવાલ એ છે કે જે તફસીરે કુર્આન બંધ કરાવે અને એનાથી નારાઝગી જાહેર કરે એવા લોકો માટે શરઈ એ'તેબારથી શું હુકમ છે ? એ લોકોનું માનવું એમ છે કે ફઝાઈલે આ'માલ કિતાબ અહમ અને અસલ છે.

(૩) ફઝાઈલની તાલીમ વાજીબ છે, ફર્ઝ છે, સુન્નત છે ? એના છૂટી જવાથી આદમી કબાઈર-સગાઈરના ગુનાહોમાં સપડાય છે ? અહિં લોકો ખાસ તબ્લીગી હઝરાત એને ફર્ઝ સમજીને જ કરે છે કે લાઈટના હોય તો ચાર્જીંગ કે મીણબત્તી સળગાવી ને પણ કરે છે. તો શરીઅતમાં એનો શો દરજ્જો છે ? મુસ્તહસન છે તો શું તેને એટલો દરજ્જો આપવાથી બિદઅત નથી બનતી ?

(૪) એક મૌલાના કે ઈમામ જે સાહિબે ઈલ્મ, મુત્તકી, પરહેઝગાર, સહીહુલ અકાઈદ છે. તબ્લીગના કામમાં એટલા માટે નથી જોડાતાં કે મુબલ્લિગીન ઘણો ગુલૂ કરે છે અને ઉસૂલોથી કામ થતું નથી. તેમ એ લોકોના મામલાત ખરાબ હોવાથી ઈમામ તેમજ મૌલાનાને ઉચિત નથી લાગતું જેથી

ઈમામ જોડાતાં નથી. પરંતુ મુબલ્લિગ હઝરાત એવા ઈમામ કે મૌલાનાથી નફરત કરે છે. તેઓને ઘટિયા દરજાના સમજે છે અને ઈમામ મુદર્રિસના પાછળ પડી જાય છે. ત્યાં સુધી કે એવા ઈમામ મુદર્રિસને છૂટા કરવાના પુરજોર પ્રયાસો કરે છે. ઈમામો કેટલાક તો બેહતરીન મુકર્રિર હોય છે. જેઓ જુમ્આની તેમજ દીગર તકરીરોમાં મુબલ્લિગીનની તાઈદ પણ કરે છે. જેથી સવાલ એ છે કે શું તબ્લીગમાં લાગે એ જ ઈમામ, મુદર્રિસ બરાબર છે ? કે ઉપર જણાવેલ ઈમામ પણ શરીઅતની રૂએ બરાબર છે ? અને મુબલ્લિગીન હઝરાતનો ઉપર જણાવ્યા પ્રમાણેનો વર્તાવ શરઈ હિસાબે બરાબર છે ? શું તબ્લીગ ન કરવું જે રિવાજી તબ્લીગ છે એ એવો કબીરહ ગુનો છે કે એની પાછળ નમાઝ નહીં થાય ? આજ કાલ ઘણી જગ્યાએ આ જ પ્રમાણે, ઈમામને મુદર્રિસને છૂટા કરવામાં આવે છે. માટે શરઈ હિસાબે શું હુકમ છે ?

(૫) નમાઝની સુન્નતો મસ્જિદમાં પઢવું અફઝલ છે કે ઘરમાં ? ઈમામ સાહબ અમુક નમાઝ–ઈશા, ફજરની સુન્નતો ઘરે પઢીને આવે છે તો એ કેવું છે ?

(૬) મદ્રસાની તાલીમ અફઝલ છે કે તબ્લીગ ?

**જવાબ** : (૧) એ વાત તો સ્પષ્ટ છે કે કુર્આને પાકનો દરજ્જો સર્વ કિતાબોથી વધારે છે. હઝરત અબૂ સઈદ ખુદરી રદિયલ્લાહુ અન્હુથી નકલ કરવામાં આવેલ એક રિવાયતમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો ઈર્શાદ છે કે હુઝૂરે સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું : "અલ્લાહ તઆલાના કલામની ફઝીલત અન્ય તમામ કિતાબો ઉપર એવી છે જેમ કે અલ્લાહ તઆલાની ફઝીલત એની પૂરી મખ્લૂક ઊપર. [મિશ્કાત શરીફ : પેજ નં. ૧૮૬] ખૂદ ફઝાઈલે આ'માલમાં એક કિતાબ ફઝાઈલે કુર્આનના નામે પણ છે. તેને જ અગર જોઈ લેવામાં આવે તો કોઈ સવાલ ઉપસ્થિત થતો નથી. બુખારી શરીફમાં એક રિવાયત હઝરત ઉસ્માન રદિયલ્લાહુ અન્હુથી નકલ કરવામાં આવી છે કે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું : "તમારામાં સર્વ શ્રેષ્ઠ માણસ તે જ છે જે કુર્આન શરીફ

શીખે અને શીખવાડે." આ હદીષનો ખુલાસો કરતાં હઝરત શયખુલ હદીષ મૌલાના મુહમ્મદ ઝકરિય્યા સાહબ રહમતુલ્લાહિ અલય્હ ફઝાઈલે કુર્આનમાં લખે છે કે : "હદીષ શરીફની કેટલીક કિતાબોમાં 'શીખે અને શીખવાડે' ના બદલે 'શીખે અથવા શીખવાડે' ના શબ્દો સાથે આવેલી છે. એ સૂરતમાં આ ફઝીલત માત્ર પોતે શીખનાર અથવા બીજાઓને શીખવાડનાર બન્નેને આગવી રીતે પ્રાપ્ત થશે." આગળ ચાલતા હઝરત રહમતુલ્લાહિ અલય્હ લખે છે કે : "કલામે પાક દીનની અસલ છે. તેના બાકી રહેવા તેમજ ફેલાવા ઉપર જ દીનનો મદાર છે. એટલે તેના શીખવા તેમજ શીખવાડવાનું અફઝલ હોવું જાહેર છે. કોઈ ખુલાસાની જરૂરત નથી. અલબત્ત એના પ્રકારો વિવિધ છે. ઉચ્ચ પ્રકાર એ છે કે એનો મતલબ સમજવાની સાથે શીખે અને મા'મૂલી પ્રકાર એ છે કે માત્ર શબ્દો શીખે."

[ફઝાઈલે કુર્આન પેજ નં. ૮]

જે લોકો ફઝાઈલે આ'માલની તાલીમ માટે આગ્રહ સેવે છે અને તેમાં વર્ણન કરવામાં આવેલી હકીકતોથી ગાફિલ છે તેઓનું આ કૃત્ય કિંવા તાલીમ પર આગ્રહ રાખવું એક રસમી અને રિવાજી વસ્તુથી વધારે કંઈ નથી. હવે રહ્યો એ સવાલ કે કુર્આનની તફસીર અહમ છે અથવા ફઝાઈલે આ'માલની તાલીમ તો એનો જવાબ જાણવા માટે જરૂરી છે કે આ પ્રશ્ન કયા લોકોને નઝર સમક્ષ રાખીને કરવામાં આવી રહ્યો છે? એવા લોકો જે દીનના પ્રાથમિક જ્ઞાનથી પણ અજાણ હોય તેઓ સમક્ષ અગર કુર્આનની તફસીર કરવામાં આવે તો તેમના માટે એ કેટલી કારગર નીવડી શકે છે? એ આપ જ વિચારી શકો છો. કઈ વસ્તુની તાલીમ કેટલું મહત્ત્વ ધરાવે છે તેનો નિર્ણય તાલીમ કરાવનાર કોણ છે? તાલીમ કોને આપવામાં આવી રહી છે? એ બન્નેવની કાબિલીય્યત નઝર સમક્ષ રાખી કરવામાં આવશે. આજે ઈમામ સાહિબ ઈલ્મ હોવાને નાતે તફસીરની કિતાબ પઢી લોકોને સમજાવી રહ્યા છે. કાલે જ્યારે તેઓ ગેરહાજર હશે ત્યારે તફસીરની એ જ કિતાબને હાથમાં લઈ એક જાહિલ પઢવા લાગશે તો કેવું કહેવાશે? જમાઅતે ઈસ્લામીના વર્તુળમાં દર્સે કુર્આનના નામે જે કાંઈ થઈ રહ્યું છે તેનાથી આપ સારી રીતે વાકિફ

હશો.

(૨) આપના લખવા મુજબ પેશ ઈમામ સાહબ પહેલાં તાલીમ કરતા હતા. પછી અમુક લોકોના કહેવાથી તફસીર શરૂ કરી. મારા ધારવા મુજબ ઝઘડાની બુન્યાદ આ જ છે. તે અમુક લોકો જેમના કહેવાથી તફસીર શરૂ કરી તે કોણ છે ? તેનો ખુલાસો આપે સવાલમાં કર્યો નથી અને તેઓએ તાલીમ બંધ કરાવી તફસીર કેમ શરૂ કરાવી ? તેનું કારણ પણ આપે લખ્યું નથી અને તેમના આ કૃત્ય ઉપર આપે પોતાના સવાલમાં કોઈ વાંધો પણ ઉઠાવ્યો નથી. અલબત્ત ત્યાર પછી તેની પ્રતિક્રિયા રૂપે જે કંઈ થયું તે ઉપર આપનો આખો સવાલ આધારિત છે. અહિંયાં મારા દિલમાં એ સવાલ પેદા થાય છે કે તાલીમ બંધ કરાવીને આવું કેમ કર્યું ? અગર અમુક લોકોની ઈચ્છા તફસીરની હતી તો બીજા કોઈ વખતે પણ શરૂ કરવામાં આવત અને આ રીતે ઈમામ સાહબ જેવા સાહિબે ઈલ્મનો ફયઝ બન્ને રસ્તાથી બધા જ લોકોને પહોંચત. માટે આ ટાણે તફસીર બંધ કરાવી એનાથી નારાઝગી જાહેર કરી એવા લોકો માટે શરઈ હુકમ શું છે ? એ સવાલ વ્યર્થ છે. જે સંજોગોમાં આ બધું થઈ ગયું તેને જોતા એવું સ્પષ્ટ થાય છે કે તફસીર અથવા તાલીમ બન્નેમાંથી કોઈનું પણ મહત્ત્વ બન્ને પક્ષોના નઝદીક નથી. બલકે પોતાનું કીધેલું અથવા પોતે નક્કી કરેલું થઈને જ રહેવું જોઈએ એ માનસ કામ કરી રહ્યું છે. તમે જ બતાવો એમાં દીન કયાં રહ્યો ? બન્ને પક્ષોએ પોતાનું આત્મ નિરિક્ષણ કરી પોતાની કમઝોરીઓ દૂર કરવાની તેમજ પોતાની ભૂલો સુધારવાની જરૂરત છે. નહીં તો દીનની બાબતોમાં આ રીતનો મતભેદ કેમ પ્રવર્તે ?

(૩) લાઈટ ન હોવાની સૂરતમાં ચાર્જીંગ કે મીણબત્તી સળગાવીને તાલીમ કરવું એ વાતની દલીલ નથી કે તેઓ એને ફર્ઝ સમજી રહ્યા છે. લાઈટ ન હોવાની સૂરતમાં માણસ પોતાના રોજીંદા કામો ચાર્જીંગ કે મીણબત્તી સળગાવીને કરે જ છે. ખાવાનો ટાઈમ હોય તો ખાવું ખાય છે, વાંચવાનો ટાઈમ હોય તો વાંચે છે, અન્ય કોઈ કામનો ટાઈમ હોય તો તે કામ કરે છે. એમાં નવાઈની વાત શું છે ? અને ચાર્જીંગ કે મીણબત્તી સળગાવીને એ કામ

કરવાને લઈ એને ફર્ઝ કહેવું, આપની એ દલીલ સમજમાં આવતી નથી ? આપણે ત્યાં અવાર નવાર પાવર ચાલ્યો જાય છે અને તે સૂરતમાં તે ટાઈમમાં કરવામાં આવતું કામ દરેક માણસ અન્ય વિકલ્પ શોધી કરે જ છે. બલકે એક નેકીનું કામ જેને એક માણસ રોજ કરી રહ્યો હોય છે તે પ્રત્યે તેની તકેદારીની નિશાની છે, જે ટીકા પાત્ર નથી, બલકે સરાહનિય છે. પરંતુ આપ સાહબ ટીકા કરવાના મૂડમાં હોવાને લઈ એક સારૂં એવું સરાહનિય કામ આપની દ્રષ્ટિમાં ટીકા પાત્ર બની ગયું.

(૪) મુબલ્લિગીનના ગુલૂ તેમજ તેઓના મામલાત ખરાબ હોવા, તેમજ ઉસૂલોથી કામ ન કરવાને લઈ ઈમામ સાહબનું તબ્લીગી કામમાં ન જોડાવવું સમજમાં આવતું નથી. અગર ઈમામ સાહબના માનવા પ્રમાણે આ કામ સારૂં, ફાયદાકારક અને દીની કામ છે તો એ કામમાં લાગેલા લોકોની કોતાહીયોને લઈ પોતે તેનાથી દૂર રહેવું ઉચિત નથી. અલબત્ત અગર ઈમામ સાહબ પઢવા પઢાવવા તેમજ અન્ય તાલીમી કામોમાં મશ્ગૂલ હોવાને લઈ તેમને વખત મળતો નથી, તેના કારણે તબ્લીગી જમાઅતમાં નીકળતા ન હોય તો એ વાંધાજનક નથી. બલકે આવા અગત્યના કામો જેને એમના સિવાય બીજું કોઈ સહીહ અને સારી રીતે અંજામ આપી શકવાનું નથી. તેને છોડી તેમણે તબ્લીગમાં ચીલ્લો આપવાની જરૂરત નથી અને જે લોકો સાહિબે ઈલ્મ હોવાની સાથે ઈલ્મે દીન પઢવા–પઢાવવામાં લાગેલા હોવાને લઈ તબ્લીગમાં ચીલ્લો આપતા નથી તેમની સાથે માત્ર તબ્લીગમાં ચીલ્લો ન આપવાના કારણે કેટલાક અતિશયોકિતમાં ફસાયેલા મુબલ્લિગો જે અજુગતુ વર્તન કરે છે અને તેમને ઘટીયા દરજાના સમજે છે એમનું આ કૃત્ય જહાલત અને નાદાની ભર્યું પ્રદર્શન છે. એ બાબત કેટલાક સવાલોના જવાબો અહીંયાંથી આપવામાં આવ્યા છે. જે અલ–ઈસ્લાહ માસિક માહે ફેબ્રુઆરી ૨૦૦૧ ઈ.સ. અને માહે માર્ચ ૨૦૦૧ ઈ.સ. બાબુલ ફિકહમાં જોઈ લેવા વિનંતી.

જે મુબલ્લિગો પોતાની જહાલત અને નાદાનીના લઈ એવા મુદર્રિસો તેમજ ઈમામોને છૂટા કરાવવાના પ્રયાસો કરી તેમાં કામ્યાબી મેળવે છે અને

ખુશ થાય છે. એવી ઘણી જગ્યાઓએ ત્યાર પછી કેટલાક બિદઅતી અને બદઅકીદહ ઈમામોના આવવાથી તબ્લીગી કામ એકદમ પડી ભાંગવાના પણ દાખલા મવજૂદ છે.

(૫) સુન્નત તેમજ નવાફિલમાં અસલ એ જ છે કે તે ઘરમાં પઢવામાં આવે. મસ્જિદો તો ફર્ઝ નઢમાઝને જમાઅત સાથે અદા કરવા માટે હોય છે. જેથી ઈમામ સાહબનું એ સુન્નતો ઘરેથી પઢીને આવવું વાંધા જનક નહીં બલકે બેહતર છે.

(૬) એનો જવાબ અલ–ઈસ્લાહવાળા મઝમૂનમાં મળી જશે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫. જોર જોરથી કિતાબી તાલીમના કારણે નમાઝમાં ખલેલ પહોંચતો હોય તો તાલીમ મસ્જિદે ખારીજમાં કરે કે નમાઝ ઘરે જઈ પઢે ?

**સવાલ :** હું અમારી સોસાયટીની મસ્જિદમાં નમાઝ પઢવા જાઉં છું. મસ્જિદમાં તાલીમ થાય છે. જેમાં હું સક્રીય હિસ્સો લઉં છું. અવાર નવાર તબ્લીગ જમાઅતમાં અમે તથા અમારી ફેમીલી સક્રીય હિસ્સો લઈએ છીએ. જે સૌ જાણે છે.

રમઝાન માસમાં મગરીબની ફરજ નમાઝ પછી તરત જ ચાર થી પાંચ મીનીટમાં તાલીમ માટે મિમ્બર પાસે ઊભા થઈ જોર જોરથી મોટા અવાજથી તાલીમ શરૂ કરે છે. રમઝાન માસ હોય જમાઅતખાનું નમાઝીઓથી સંપૂર્ણ ભરેલું હોય છે અને નમાઝીઓ સુન્નત તથા નફીલ નમાઝો તથા અવ્વાબીનની નમાઝો પઢતા હોય છે. તે દરમિયાન મોટા અવાજથી તાલીમ કરી નમાઝમાં ખલેલ પહોંચાડે છે અને પાબંદ નમાઝીઓ દ્વારા એમને ૧૫ થી ૨૦ મીનીટ પછી તાલીમ શરૂ કરવાની નમ્ર અરજ કરવામાં આવે છે. તેમ છતાં ત્રણ થી ચાર જણા તબ્લીગના નામે તથા તબ્લીગને બદનામ કરવા પોતાની જોહુકમી ચલાવે છે અને કહે છે કે "હઝરત નિઝામુદ્દીન મરકઝમાંથી કહેવામાં આવેલ કે નફીલ નમાઝો, સુન્નત નમાઝો

તથા વાજીબ નમાઝો ઘરે જઈને પઢો એ શરીઅતના હિસાબે સાબિત છે અને તાલીમ પણ શરીઅતના હિસાબે મિમ્બર પાસે કરવાનો હુકમ છે.''

પાબંદ નમાઝીઓ દ્વારા નમ્ર અરજ વારંવાર કરતા બે ત્રણ જણ તથા એમના સાથીઓ જે સોસાયટીની બહારના છે, ખરાબ ભાષાનો ઉપયોગ કરી કહે છે ''તમારાથી જે થાય તે તોડીને ભારા બાંધી લો અમે તાલીમ મિમ્બર પાસે બેસીને જ કરીશું.'' રમઝાન માસ હોય તાલીમમાં રોઝા ખોલ્યા પછી કોઈ બેસતું નથી. ફકત ઉપર જણાવેલ ત્રણ ચાર જણા જ હોય છે. જેઓ ૨૫૦ થી ૩૫૦ નમાઝીઓની નમાઝમાં ખલેલ પાડે છે અને તબ્લીગને બદનામ કરવાનું કાર્ય કરે છે. ઊપરોકત ત્રણ ચાર માણસો આલીમ, હાફીઝ, મુફતી કે દીનના જાણકાર હોવાનો ઢોંગ કરે છે. હકીકતમાં જાહીલ અને અનપઢ લોકો છે અને ગુંડા તત્ત્વો સાથે સંબંધ ધરાવે છે. એના બે ત્રણ દિવસ પછી બીજીવાર મગરીબની નમાઝ પછી ફરીથી તાલીમ કરવાના હોઈ પાબંદ નમાઝીઓ ફરીથી તાલીમ ૧૫–૨૦ મીનીટ મોડી કરવા કહેશે અને રોકશે એવું સમજીને તે લોકો અને તેમના મળતીયાઓ મસ્જિદમાં તલવાર, ધારીયા, ચાકુ તથા બીજા હથિયારો સાથે સોસાયટીની બહારના ગુંડા તત્ત્વોને લઈને નમાઝીઓને મારવા બંદોબસ્ત સાથે આવેલા હતા. એમને તાલીમ લેટ કરવા અથવા જમાઅતખાના બહાર (મસ્જિદે ખારીજ)માં કરવાનું જણાવતા ઉગ્ર વાતાવરણ ઉભું કરી નમાઝીઓમાં ભયનું વાતાવરણ પેદા કરેલ. એમાંના એકે કહેલ કે જે પણ હવે પછી તાલીમ રોકવા કોશિષ કરશે એને રસ્તામાં એકસીડન્ટ કરીને જાનથી મારી નાંખીશું. આવા ગુંડા તત્ત્વોથી નમાઝીઓ ખૂબ ગભરાયેલ છે અને અમને લાગે છે ત્યાં સુધી ટ્રસ્ટીઓ, ઈમામ સાહબ, બાંગી સાહબ પણ મૂકપ્રેક્ષક બની જોયા કરે છે અને પોતાની બેઈઝઝતી ન થાય તે માટે ગભરાય છે.

તબ્લીગના નિયમ પ્રમાણે તાલીમ દિવસમાં એકવાર હોય છે. પરંતુ પોતાની જોહુકમીના બળે સવારની તથા ઈશાની નમાઝમાં તથા રમઝાન માસમાં મગરીબની નમાઝ પછી તાલીમ દિવસમાં બે ટાઈમ રાખવામાં આવે છે અને રવિવારના દિવસે પાંચ ટાઈમ તાલીમ કરવામાં આવે છે.

અમારે ત્યાંથી બધી મસ્જિદમાં રમઝાન માસ હોય મગરીબની નમાઝની તાલીમ મોકૂફ રાખવામાં આવેલ છે. અતરાફની બીજી મસ્જિદોમાં પણ તાલીમ મસ્જિદે ખારીજમાં રાખવામાં આવે છે. એ પ્રમાણે બીજી ઘણી મસ્જિદોમાં પણ મસ્જિદે ખારીજમાં તાલીમ પઢવામાં આવે છે. તે જ પ્રમાણે આપણા ભારત દેશના તબ્લીગ દાવતના રેહનુમા મરકઝ "હઝરત નિઝામુદ્દીન"માં પણ મસ્જિદે ખારીજમાં તાલીમ થાય છે. તેનું કારણ નમાઝીઓને નમાઝ પઢવામાં ખલેલ ન પડે તેનું ચોક્કસ ધ્યાન રાખવામાં આવે છે. અમારી નમ્ર અરજ છે કે ઉપરોક્ત લખાણ વંચાણે એમા આપ સાહિબથી અમે નીચેના સવાલોના જવાબ તલબ કરીએ છીએ.

(૧) તાલીમ થતી હોય તે દરમિયાન સુન્નત, નફીલ, વાજીબ નમાઝો જમાઅતખાના બહાર અથવા ઘરે જઈને પઢવી જોઈએ કે જમાઅતખાનામાં પઢવી જોઈએ ?

(૨) ફરજ નમાઝ પછી તાલીમ મસ્જિદે ખારીજમાં શરીઅતથી થઈ શકે કે જમાઅતખાનામાં મિમ્બર પાસે જ થાય ? ઉપરોક્ત અમારા બંને સવાલોના જવાબ કુર્આન હદીષની રોશનીમાં આપવા મહેરબાની કરશો.

**જવાબ :** આપના સવાલનો જવાબ આપતા પહેલાં કેટલીક વાતો સરળતા ખાતર પ્રસ્તાવના રૂપે રજૂ કરવામાં આવે છે :

દુનિયામાં તમામ શાહી દરબારો તેમજ અદાલતો માટે અદબ અને શિસ્ત મુકર્રર હોય છે, જેને હર માણસ જાણે છે. મસ્જિદ તમામ બાદશાહોના પેદા કરનાર અલ્લાહ તબારક વ તઆલાનો અઝીમુશ્શાન દરબાર છે અને એના પણ કેટલાક અદબો છે. જે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ આપણને શીખવાડયા છે. દરેક મુસલમાન ઉપર જરૂરી છે કે તે અદબોને જાણે, શીખે અને તે મુજબ ચાલવાની કોશિશ કરે.

[આદાબુલ મસાજીદ : પેજ નં. ૨૬-૨૭]

અલ્લાહ તઆલા કુર્આને કરીમમાં ઈર્શાદ ફરમાવે છે : વ-મન-અઝલમુ..... [સૂરએ બકરહ] અર્થાત્ : "એનાથી મોટો જાલિમ કોણ હોય શકે છે જે અલ્લાહ તઆલાની મસ્જિદોમાં અલ્લાહના ઝીક્ર (અને

ઈબાદત) કરવાથી રોકે અને તે (મસ્જિદો)ને વેરાન કરવાની કોશિશ કરે. એવા લોકોએ તો ક્યારેય નિડર બની તે (મસ્જિદો)માં પગ મૂકવો ન જોઈતો હતો. એવા લોકો માટે દુનિયામાં પણ ઝિલ્લત છે અને આખિરતમાં પણ મહાન અઝાબ છે.'' [સૂરએ બકરહ આયત નં. ૧૧૪]

ઉપરોકત આયતની તફસીરમાં હઝરત મુફતી મુહમ્મદ શફીઅ સાહબ રહમતુલ્લાહિ અલય્હ પોતાની પ્રખ્યાત તફસીર મઆરીફુલ કુર્આનમાં લખે છે : ''અલ્લાહ તઆલાની મસ્જિદોની અઝમતનો તકાઝો એ છે કે તેમાં જે માણસ પણ દાખલ થાય, ડર અને અઝમત તેમજ ખુશુઅ અને ખુઝુઅની સાથે દાખલ થાય. જેવી રીતે કે કોઈ શાહી દરબારમાં દાખલ થવામાં આવે છે. આ આયતથી કેટલાક જરૂરી મસ્અલાઓ અને અહકામ જાણવા મળે છે જેની વિગત આ છે.........

બીજો મસ્અલો એ જાણવા મળ્યો કે મસ્જિદમાં ઝીક્ર તેમજ નમાઝથી રોકવાની જેટલી પણ સૂરતો છે તે બધી નાજાઈઝ અને હરામ છે. તે પૈકી એક સૂરત તો સ્પષ્ટ છે જ કે કોઈને મસ્જિદમાં જવાથી અથવા ત્યાં નમાઝ અને તિલાવતથી ખુલ્લી રીતે રોકવામાં આવે. બીજી સૂરત એ છે કે મસ્જિદમાં શોર અને ધાંધલ કરી અથવા તેની પાસ પડોશમાં બેંડ વાજા વગાડી લોકોની નમાઝ અને ઝીક્ર વગેરેમાં ખલેલ પહોંચાડે, એ પણ અલ્લાહના ઝીક્રથી રોકવામાં શામેલ છે. એ જ પ્રમાણે નમાઝના સમયોમાં જ્યારે કે લોકો પોતાની નફીલ અથવા તસ્બીહ તેમજ તિલાવત વગેરેમાં મશ્ગૂલ હોય. કોઈ માણસ બુલંદ અવાજથી તિલાવત અથવા ઝીક્ર કરવા લાગે તો આ પણ નમાઝીઓની નમાઝ તેમજ તસ્બીહમાં ખલેલ પહોંચાડવા અને એક રીતે અલ્લાહના ઝીક્રથી રોકવાની સૂરત છે. એટલા માટે જ હઝરાતે ફુકહાએ એને પણ નાજાઈઝ ઠેરવ્યું છે. અલબત્ત જ્યારે મસ્જિદ નમાઝીઓથી ખાલી હોય ત્યારે જોરથી ઝીક્ર તેમજ તિલાવતમાં વાંધો નથી.''

[મઆરિફુલ કુર્આન ભાગ-૧ પેજ નં. ૨૯૯]

ઉપરોકત સિદ્ધાંત અને ઉસૂલને નજર સમક્ષ રાખી હઝરાતે ફુકહાએ કિતાબોમાં જે મસ્અલાઓ લખ્યા છે તેમાંથી કેટલાક ટાંકવામાં આવે છે.

(૧) કોઈ આદમી નમાઝમાં મશ્ગૂલ છે એ હાલતમાં તેની પાસે બેસી કુર્આન મજીદ બુલંદ અવાજથી એવી રીતે પઢવું કે નમાઝીને ખલેલ પહોંચે દુરૂસ્ત નથી. હાલાંકે કુર્આન મજીદ બુલંદ અવાજથી પઢવું અફઝલ છે.

[ઉમ્દતુલ ફિકહ : ભાગ–૨ પેજ નં. ૧૨૨ ઉપરથી]

(૨) ફિકહની કિતાબોમાં મસ્અલો લખ્યો છે કે ઈમામ જ્યારે જમાઅતની નમાઝમાં સલામ ફેરવે ત્યારે તેને જોઈએ કે કિબ્લા તરફથી ફરીને લોકો તરફ મોઢું કરી લે પરંતુ અગર કોઈક માણસની રકઅત છૂટી હોવાને લઈ તે પોતાની છૂટેલી રકઅત પઢી રહ્યો છે અને ઈમામના રૂખ ફેરવવાને લઈ તેના તરફ સીધું મોઢું થઈ રહ્યું છે તો લોકો તરફ સીધું મોઢું કરવાને બદલે ડાબી તરફ અથવા જમણી તરફ ફરી જાય. અલબત્ત અગર ઈમામ અને તે નમાઝીની દરમિયાનમાં કોઈ ત્રીજો આદમી એ રીતે બેઠેલો હોય કે તેની પીઠ નમાઝી તરફ છે તો ઈમામના માટે તે તરફ મોઢું કરવામાં કોઈ કરાહત નથી. [ઉમ્દતુલ ફિકહ ભાગ–૨ પેજ નં. ૧૧૪ ઉપરથી]

જુઓ આ મસ્અલામાં નમાઝીનો એટલો બધો એહતેરામ રાખવામાં આવ્યો કે તેના તરફ સીધું મોઢું કરી બેસવાથી ઈમામને રોકવામાં આવ્યા અને એ જ કારણને લઈ મસ્જિદમાં નમાઝના સમયોમાં જ્યારે લોકો ફર્ઝ અથવા સુન્નત અથવા નફલ નમાઝોમાં મશ્ગૂલ હોય ત્યારે જોરથી તિલાવત કરવા, ઝીક્ર કરવા, દુરૂદ શરીફ પઢવા, યા કોઈ દીનની વાત એ પ્રમાણે જોરથી કરવાથી જેના લઈ નમાઝીની નમાઝમાં ખલેલ પડતી હોય મનાઈ કરવામાં આવી છે.

(૩) "આપકે મસાઈલ ઔર ઉનકા હલ"માં એક સવાલ જવાબ નીચે મુજબ છે.

**સવાલ :** મસ્જિદમેં જબ ઓર લોગ ભી નમાઝ–વ–તસ્બીહમેં મશ્ગૂલ હોં તો કયા તિલાવત બ આવાઝે બુલંદ જાઈઝ હે ?

**જવાબ :** ઈત્ની બુલંદ આવાઝસે તિલાવત કરના જાઈઝ નહીં જિસસે કિસીકી નમાઝમેં ખલલ પળે.

[આપકે મસાઈલ ઔર ઉનકા હલ ભાગ–૩ પેજ નં. ૨૦૪]

(૪) હઝરત મુફતી કિફાયતુલ્લાહ સાહબ રહમતુલ્લાહિ અલય્હ એક સવાલના જવાબમાં લખે છે : "જો ફે'લ કે નમાઝીઓંકી નમાઝમેં ખલલ પેદા કરે યા મસ્જિદકો મુલવ્વસ કરે યા શોર-વ-શગબ હો વહ મકરૂહ હૈ."
[કિફાયતુલ મુફતી : ભાગ-૩ પેજ નં. ૧૭૬]

(૫) અન્ય એક સવાલના જવાબમાં લખે છે : "બુલંદ આવાઝસે ઐસી હાલતમેં દુરૂદ શરીફ પઢના કે ઝીક્ર વ તિલાવત વ નમાઝમેં ખલલ પડે મકરૂહ હૈ."
[કિફાયતુલ મુફતી ભાગ-૩ પેજ નં. ૧૭૭]

(૬) અન્ય એક સવાલના જવાબમાં લખે છે : "જબ કે મસ્જિદમેં નમાઝ પળ્હનેવાલા કોઈ ન હો તો ઉસમેં ઝીક્રુલ્લાહ યા તિલાવતે કુર્આને મજીદ યા કુછ કલામે ખૈર જહરન (ઝોરસે) પઢના જાઈઝ હૈ."
[કિફાયતુલ મુફતી : ભાગ-૩ પેજ નં. ૧૭૭]

(૭) અહસનુલ ફતાવામાં એક સવાલ જવાબ નીચે મુજબ છે.

**સવાલ** : બાદ નમાઝે ફજર તા વકતે ઈશ્રાક નમાઝીઓંકી આમદ ઔર નમાઝ કા સિલસિલા જારી રહતા હૈ. ઈસ અસ્ના મેં કિસીકો બુલંદ આવાઝ સે મસ્જિદ કે અંદર કુર્આન શરીફ કી તિલાવત કી ઈજાઝત હૈ યા નહીં ? જબ કે તિલાવત કી આવાઝ સે નમાઝીઓં કો તશવીશ લાહીક હોતી હૈ.

**જવાબ** : ઐસી હાલત મેં નમાઝ મેં મુખિલ હોનેકી વજહ સે બુલંદ આવાઝ સે તિલાવત જાઈઝ નહીં.
[અહસનુલ ફતાવા ભાગ-૬ પેજ નં. ૪૫૭-૪૫૮]

(૮) બલકે નમાઝ પઢનાર માટે તો ત્યાં સુધી છૂટ આપવામાં આવી છે કે ફતાવા આલમગીરીમાં મસ્અલો લખ્યો છે કે અગર મસ્જિદમાં તંગી હોય તો નમાઝ પઢનારને હક્ક છે કે બેસેલા આદમીને તેની જગ્યાએથી હટાવી દે, ચાહે તે ઝીક્ર અથવા કુર્આનની તિલાવત અથવા શીખવા-શિખાવાડવામાં મશ્ગૂલ હોય.
[આમલગીરી ભાગ-૫ પેજ નં. ૩૨૨, આદાબુલ મસાજીદ પેજ નં. ૪૪]

આગળ ઉપર કિફાયતુલ મુફતી તેમજ અહસનુલ ફતાવાના હવાલાથી

જે મસ્અલા રજુ કરવામાં આવ્યા, તેમાં પણ સ્પષ્ટ રૂપે લખવામાં આવ્યું છે કે નમાઝીની નમાઝમાં જે વસ્તુથી ખલેલ પડતી હોય, નમાઝના ટાંણે તેની ઈજાઝત નથી. ચાહે તે જોરથી તિલાવતે કુર્આન હોય, જોરથી ઝીક્ર હોય, જોરથી ભલાઈની વાત હોય કે જોરથી દુરૂદ શરીફ પઢવું હોય. એનાથી અંદાજ આવશે કે મસ્જિદમાં નમાઝ પઢનારનો કેટલો બધો ખ્યાલ રાખવમાં આવ્યો છે.

(૯) ફતાવા મહમૂદિય્યહમાં એક સવાલના જવાબમાં લખ્યું છે : "અગર કુર્આને કરીમ ઔર દીની તાલીમ કે લીયે કોઈ જગહ નહીં તો મસ્જિદ મેં તાલીમ કી ગુંજાઈશ હે. લેકીન મસ્જિદ કા એહતેરામ લાઝીમ હે. ન વહાં શોર–વ–શગબ કિયા જાએ, ન વહાં કોઈ કામ ખિલાફે એહતેરામે મસ્જિદ કિયા જાએ. નમાઝ કે અવ્કાત મુતઅય્યનહ હૈં, વહ અવ્કાત તાલીમ કે લિયે નહીં જીસ વકત અવ્કાતે મુતઅય્યન મેં લોગ નમાઝ પઢતે હોં. તાલીમ કી ઐસી સૂરત ઈખ્તિયાર નહીં કરના ચાહીયે જીસસે નમાઝ મેં ખલલ આએ." [ફતાવા મહમૂદિય્યહ ભાગ–૧૮ પેજ નં. ૧૩૮]

ઉપર રજૂ કરવામાં આવેલ શરઈ મસાઈલ અને અહકામથી એટલી વાત સારી રીતે સમજમાં આવી ગઈ હશે કે નમાઝના સમયોમાં નમાઝીને (ચાહે તે ફર્ઝ પઢતો હોય અથવા નફલ) ખલેલ પહોંચે એવું કોઈ પણ કૃત્ય ચાહે તે દીની કેમ ન હોય કરવાની ઈજાઝત નથી.

બીજી તરફ વર્તમાન યુગમાં મુસ્લિમોમાં આમ તૌર પર દીન પ્રત્યે ઉદાસીનતા અને બે અમલી ઘણી જ વધી ગઈ છે જેને દૂર કરવા માટે મોઅતબર દીની કિતાબોને સંભળાવવું ઘણું જ ફાયદાકારક છે. શ્રેષ્ઠ રીત તો એ છે કે બધા લોકો જમાઅતથી નમાઝ પઢે, અગર કોઈની રકઅત ગઈ હોય તો તે પોતાની નમાઝ પૂરી કરી લે અને નમાઝ પછીની જે સુન્નતો વગેરે છે તેનાથી પણ બધા ફારીગ થઈ જાય, ત્યાર પછી કિતાબ સંભળાવવામાં આવે. નમાઝીઓનો આ જનસમૂહ નમાઝના ટાઈમ સિવાય અન્ય સમયે ભેગો થયેલો મળશે નહીં, તેનાથી ફાયદો ઉઠાવી કિતાબ સંભળાવવામાં આવે, કોઈ એકાદ વ્યક્તિને કુર્આનની તિલાવત અથવા નફલ નમાઝ પઢવી

હોય તો તે બીજા સમયે પણ પઢી શકે છે અથવા બીજા સમયે તેની ગુંજાઈશ ન હોય તો મસ્જિદમાં જ એક તરફ આહિસ્તાથી તિલાવત કરી શકે છે અને આ રીતે સમજી મળીને મશ્વેરાથી કામ થઈ જાય તો એમાં ઘણી જ ખૈર અને બરકત રહેલી છે. પરંતુ અગર એવી કોઈ શકલ પર બધા એક મત નથી થઈ શકતા તો ફઝાઈલની કિતાબોની તાલીમ માટે એવી સૂરત ઈખ્તિયાર કરવામાં આવે કે બન્ને પક્ષોમાંથી કોઈને શિકાયત ન રહે.

[ફતાવા મહમૂદિય્યહ ભાગ–૧૦ પેજ નં. ૨૬૭]

આપ સવાલમાં લખો છો કે "રમઝાન માસમાં ત્રીજા રોઝામાં મગરીબની ફર્ઝ નમાઝ પછી તરત જ ૪ થી ૫ મીનીટમાં તાલીમ માટે મિમ્બર પાસે ઊભા થઈ જોર જોરથી મોટા અવાજથી તાલીમ શરૂ કરે છે. રમઝાન માસ હોય જમાઅતખાનું નમાઝીઓથી સંપૂર્ણ ભરેલું હોય છે અને નમાઝીઓ સુન્નત તથા નફીલ નમાઝો તથા અવ્વાબીનની નમાઝો પઢતા હોય છે તે દરમિયાન મોટા અવાજથી તાલીમ કરી નમાઝમાં ખલેલ પહોંચાડે છે."

આગળ આપ સવાલમાં લખો છો કે "રમઝાન માસ તાલીમમાં રોઝા ખોલ્યા પછી કોઈ બેસતું નથી ફકત ઉપર જણાવેલ ત્રણ–ચાર જણાં જ હોય છે જેઓ ૨૫૦ થી ૩૫૦ નમાઝીઓની નમાઝમાં ખલેલ પાડે છે અને તબ્લીગને બદનામ કરવાનું કાર્ય કરે છે."

આપના લખવા મુજબ અગર ખરેખર મસ્જિદ નમાઝીઓથી ભરેલી હોવાની સાથે આટલો મોટો જનસમૂહ સુન્નત અને નફલ નમાઝમાં મશ્ગૂલ હોય છે એ ટાંણે અલ્પસંખ્યામાં કેટલાક લોકોનું આ રીતે મિમ્બર પાસે જોર જોરથી તાલીમ કરવું અને નમાઝીઓની નમાઝમાં ખલેલ પહોંચાડવું આગળ ઉપર જણાવેલી વિગત મુજબ ખરેખર ટીકા પાત્ર, ખોટું અને શરઈ રૂએ મના છે. ખાસ કરી જ્યારે કે તેઓથી એવી ગુંજાઈશ કરવામાં આવે છે કે ફર્ઝના સલામની ૧૫ થી ૨૦ મીનીટ પછી તાલીમ શરૂ કરો અને તેઓ ૪ થી ૫ મીનીટમાં તાલીમ શરૂ કરી દે છે. હાલાંકે મસ્જિદમાં મૌજૂદ નમાઝીઓમાંથી કોઈ પણ તબ્લીગી જમાઅત અથવા કિતાબી તાલીમનું

વિરોધી નથી કે તેઓનું આ લોકોને જોર જોરથી તાલીમ કરવાથી રોકવું તબ્લીગી કામના વિરોધને લઈને હોય, તે છતાં એ લોકોનું આ બધી સ્પષ્ટ હકીકતોથી આંખ આડા કાન કરી પોતાની ઝીદ પર રહી તેમને કરવામાં આવેલ નમ્ર અરજને ઠોકર મારી ધમકી રૂપે એમ કહેવું કે "તમારાથી જે થાય તે તોડીને ભારા બાંધી લો અમે તાલીમ મિમ્બર પાસે બેસીને જ કરીશું." ઘણું જ ધૃણાપાત્ર અને શરઈ રૂએ ગુનાહિત છે. સાથે જ તેઓનું હઝરત નિઝામુદ્દીન મરકઝનું નામ લઈ સવાલમાં દર્શાવેલ વાત કરવું તબ્લીગી મરકઝ નિઝામુદ્દીન ઉપર પણ એક પ્રકારનો આરોપ અને તોહમત જ છે. ત્યાંથી હરગીઝ એવું કહેવામાં આવ્યું નથી અને આપ પોતે પણ સવાલમાં લખો છો કે મરકઝ હઝરત નિઝામુદ્દીનમાં પણ મસ્જિદે ખારીજમાં તાલીમ થાય છે. તો પછી એ લોકોનું આ રીતે મરકઝનું નામ લઈ આવી વાત કરવું કેમ કરી માનવામાં આવે ?

બહરહાલ એવા ટાંણે જ્યારે કે નમાઝીઓની સંખ્યા ઘણી જ વધુ છે અને તાલીમમાં બેસનારા ગણ્યા ગાંઠયા છે તેઓને જોઈએ કે મિમ્બર પાસે જોર જોરથી તાલીમ કરવાને બદલે મસ્જિદના વરંડા અથવા સહનમાં એવી રીતે તાલીમ કરે કે કોઈની નમાઝમાં ખલેલ ન પડે.

ફતાવા રહીમિય્યહમાં હઝરત મુફતી સય્યિદ અબ્દુર્રહીમ સાહબ લાજપૂરી રહમતુલ્લાહિ અલય્હ લખે છે "બેહતર સૂરત યહ હૈ કે નમાઝ પઢને કી જગહ છોડ કર બર આમદહ યા સહને મસ્જિદ મેં તાલીમ કી જગહ મુકર્રર કી જાએ, અગર ઐસી જગહ ન હો તો મસ્જિદ કે કિસી ગોશહ મેં બેઠકર ઈસ તરહ તાલીમ કરાઈ જાએ કે નમાઝીઓં કો તશવીશ ન હો, ઈસ તરહ દોનોં કામ જારી રહ સકતે હૈં ઔર જારી રહના ચાહીએ."

[ફતાવા રહીમિય્યહ ભાગ-૩ પેજ નં. ૧૬૪]

**હવે આપે પુછેલ સવાલોના જવાબ રજૂ કરવામાં આવે છે :**

(૧) સુન્નત અને નફલ નમાઝોને ઘરમાં અદા કરવું અફઝલ છે. પરંતુ જે માણસ એવું સમજતો હોય કે ઘરે જઈ કામોમાં મશ્ગૂલ થઈ જવાને લઈ સુન્નત અને નફલો છૂટી જશે યા મોડું થશે અથવા ઘરમાં નમાઝમાં દિલ

નથી લાગતું અને ખુશુઅ ખુઝુઅ કમ થઈ જાય છે તો અફઝલ એ છે કે બધી જ સુન્નતો અને નફલ મસ્જિદમાં પઢે.

[ઉમ્દતુલ ફિકહ ભાગ–૨ પેજ નં. ૩૦૯]

નફલ અને સુન્નતો બાબત ઉપરોકત હુકમ હોવાનો મતલબ એ નથી કે લોકોને મસ્જિદમાં સુન્નત અને નફલ પઢવાથી રોકવામાં આવે. સવાલમાં દર્શાવ્યા મુજબ લોકોને ઘરે જઈ સુન્નત અને નફલ પઢવું કહેનારા શું પોતે પણ એના ઉપર અમલ કરે છે ?

ઉપર જંવાબની પ્રસ્તાવનામાં વિગતવાર જણાવ્યા મુજબ નમાઝના ટાઈમોમાં જ્યારે લોકો મસ્જિદમાં નમાઝ પઢી રહ્યા હોય ચાહે તે ફર્ઝ નમાઝ હોય અથવા વાજીબ સુન્નત કે નફીલ નમાઝ હોય તે ટાંણે મસ્જિદમાં કુર્આનની તિલાવત, અલ્લાહનો ઝીક્ર અથવા કિતાબી તાલીમ એવી રીતે જોરથી કરવી કે નમાઝ પઢનારાઓની નમાઝમાં ખલેલ પડતી હોય, દુરૂસ્ત નથી.

(૨) "તાલીમ મસ્જિદે ખારીજમાં નહીં બલકે જમાઅતખાનામાં મિમ્બર પાસે જ થવી જોઈએ" એ રીતનો મસ્અલો કોઈ કિતાબમાં મારા જોવામાં આવ્યો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૬. બ્લેકબોર્ડ દ્વારા દીનનો પ્રચાર એ તબ્લીગ નથી ?

**સવાલ** : જમાઅત ઉલમાએ દેવબંદનો અકીદો રાખનારની છે. બહારથી પ્રવેશવાની જગ્યા જ્યાં બુટ–ચંપલ, સાયકલ, સ્કુટર રહે છે ત્યાં ભીંત ઉપર ઘણાં વર્ષોથી "બ્લેકબોર્ડ" બનાવવામાં આવેલ છે. જેના ઉપર મોત–મૈયતના વખતે એલાનેઆમ ચોકથી લખવામાં આવે છે. બાકીના બ્લેકબોર્ડ ઉપર પહેલાં મસ્લકે અ'અલા હઝરતના અકીદાવાળા ભાઈ દીનની વાતો દર શુક્રવારે લખતા રહેતા હતા. પછી અમે અને અમારા સાથીઓએ તેઓ પાસેથી અડધો બોર્ડ ઉપર અમે લખીશું અને અડધા બોર્ડ ઉપર તે ભાઈ લખશે, તેવું નક્કી કરી થોડો સમય તે ભાઈએ બોર્ડ પર લખ્યું પછી બોર્ડને લખવાનું બંધ કરી ચાલ્યા ગયા અને અમારા સાથીઓ પાસે પણ સમયનો અભાવ હોય હું ઘણાં સમયથી આખા બોર્ડ ઉપર મારા પૈસાથી

ચોક ખરીદીને મારી ઈસ્લાહ થઈ જાય અને અને ઉમ્મતનું ભલું થઈ જાય તેવી નેક નિય્યતથી મોકા શનાસી મુજબ મોઅતબર કિતાબો અને દારુલ ઉલૂમમાંથી લેખો નકલ કરૂં છું.

મારો બોર્ડ લખવાનો તરીકો આ છે કે જુમ્આના દિવસે સવારે બોર્ડ ઉપર ચોકથી લખવામાં આવે છે. મોકા શનાસી મુજબ બે–ત્રણ–ચાર જુમ્આ સુધી લખાણ રહેવા દઉં છું. નમાઝી ભાઈઓ વાંચી લીધા પછી તેને ભૂંસી નાંખું છું.

બીજી મસ્જિદોવાળા પણ બોર્ડ લખવાનું કહે છે. સમય પ્રમાણે લખી આવું છું.

બોર્ડ નમાઝી ભાઈઓ ઘણાં શોખથી વાંચે છે. ઉપર મુજબની વિગત જાણ્યા પછી સવાલ........

એહલે સુન્નત વલ–જમાઅતનું "દારુલ ઉલૂમ" (માસિક) એપ્રિલ–૨૦૦૫ પાના નં.–૧૨ ઉપરનો લેખ ઈસ્મુહૂ અહમદ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ આપ (સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ)નું મુબારક નામ અહમદ છે ના બશારતની ફઝીલતનો લેખ મોકા શનાસી મુજબ બોર્ડ ઉપર જુમ્આના દિવસે સવારે લખેલ. હજી નમાઝી ભાઈઓ અહમદ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની બશારત અને ફઝીલત બોર્ડ ઉપર વાંચે કે બીજા કે ત્રીજા દિવસની અંદર "તબ્લીગ જમાઅત"ના અમુક ઝિમ્મેદાર હઝરાત, જેઓ મારા ગુમાન મુજબ એવું સમજે છે કે દાવતનું કામ જ પુરૂં દીન છે અને શરીઅત અને તરીકતની દરેક વાતો દાવતના કામમાં જ શામેલ છે. એટલે જ દાવતના જ કામમાં જોડાવવું અને તેના જ બોલ બોલવા અને બીજા અફરાદ જે દીનના બીજા શોઅબહમાં કામ કરે છે, તેઓને અંદરમાં ન લાવવા એટલે જ્યારે બીજા ધોરણથી અર્થાત્ દાવતના તરીકા સિવાય અગર કોઈ બીજા તરીકાથી દીનનું કામ કરે છે તો તેઓ તેની સાથે સોતેલા ભાઈ જેવો સુલુક કરે છે, અહીં મારી સાથે પણ એવો જ વ્યવહાર થયો લાગે છે. એટલે મેં જે બોર્ડ ઉપર લખ્યું હતું તે ફકત બીજા કે ત્રીજા દિવસે જ ભુંસાવી નાંખેલ છે.

શું મારા લખાણ પરથી "મુહમ્મદ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ"ની બેઅદબી મારાથી થાય છે ખરી ? જો મારાથી બેઅદબી થતી હોય તો મારે શું કરવું ? મારે બોર્ડ ઉપર લખવાનું બંધ કરી દેવું ? કે આ દીનની ખિદમત ચાલુ રાખવી ? અને બોર્ડ ભુંસવાનો મશ્વેરો કરનાર (ગુપ્ત) તબ્લીગી જમાઅતના અમુક ઝિમ્મેદાર હઝરાતનું આવું કૃત્ય શરીઅતની રીતે કેવું ? શું તેઓથી બેઅદબી થાય છે ? અને અમારા ગામમાં દાવતનું કામ કરનારને જ પરહેઝગાર કહેવામાં આવે છે, માટે કુર્આને કરીમમાં પરહેઝગાર કોને કહેવામાં આવે છે ? ઉપર મુજબના મારા સવાલનો શરીઅતની રૂએ જવાબ આપશો.

**જવાબ :** લોકો સુધી દીનની વાતો પહોંચાડવી અને તેઓને દીનની વિવિધ વાતોથી માહિતગાર કરવા ઘણું જ નેકી અને ખૈરનું કામ છે અને આ કામની વિવિધ રીતો છે. તે પૈકી એક રીત એ પણ છે કે કલમ વડે આ સેવા આપવામાં આવે. આપે પોતે કરી રહેલ આ દીની કામની જે વિગત સવાલમાં દર્શાવી છે તે એક સહીહ અને સરાહનીય રીત છે. શરઈ રૂએ એમાં કોઈ બાધ નથી. અલ્લાહના બંદાઓ આપે લખેલ એ લખાણ વાંચી દીનની વિવિધ જાણકારી પ્રાપ્ત કરે છે અને એ રીતે આપ દીનની તબ્લીગ કરી રહ્યા છો. દીનની ખરેખરી હકીકતથી અજાણ એવા કેટલાક ભાઈઓ જે આપના લખવા મુજબ આપનું એ લખાણ મિટાવી આપના કામમાં રૂકાવટ નાંખી રહ્યા છે. તેનાથી નાસીપાસ થઈ એ મહત્ત્વનું તબ્લીગી કામ છોડવાની જરૂરત નથી અને હિંમતથી કામ લઈ પોતાની સેવા ચાલુ રાખવાની જરૂરત છે. દરેક દીનનું કામ કરનારને આ પ્રકારની રૂકાવટોનો સામનો કરવો પડે છે. પારકા જ રૂકાવટો પેદા કરે એવું કંઈ જરૂરી નથી, આપણાં પોતાના પણ એવું કામ કરતા આવ્યા છે અને કરે છે. આપ પોતાનું કામ ચાલુ રાખો, તેઓની પાછળ પડવાની પણ જરૂરત નથી. એવું કરવા જશો તો આપની શકિત વહેંચાય જશે અને આપ જે કામ બજાવી રહ્યા છો તેમાં કમજોરી આવશે. બાકી રહ્યું તેઓનું કૃત્ય તો એના ખોટા હોવામાં કોઈ શંકા નથી અને એટલે જ તેઓ છુપી રીતે આવું કરે છે. અગર ખરેખર આપનું કામ શરીઅત

વિરૂદ્ધ હોય તો તેઓની ફરજ છે કે ખુલીને સામે આવે અને શરીઅતના વિરૂદ્ધ જે કંઈ વસ્તુ હોય છાતી ઠોકીને બતાવે. કોઈક વ્યક્તિ કોઈ એક પ્રકાર અને રીતે દીનની ખિદમત કરી રહી હોય તેનો મતલબ એ નથી કે દીનની ખિદમત એ રીત પુરતી જ મર્યાદિત છે. બલકે અન્ય વ્યક્તિઓ જે શરીઅતે બતાવેલ અન્ય રીતો વડે દીનની સેવા બજાવી રહી હોય તેમના માટે પણ પોતાના દિલમાં જગ્યા પેદા કરવાની જરૂરત છે. હઝરત શૈખુલ હદીષ મૌલાના મુહમ્મદ ઝકરિય્યા સાહબ (રહ.) જેમની ફઝાઈલની કિતાબો દાવત વ-તબ્લીગના સિલસિલામાં બુનિયાદી હૈસિયત ધરાવે છે. તેઓ પોતાની પ્રખ્યાત કિતાબ "અલ એ'અતેદાલ ફી મરાતિબીર્રીજાલ"માં લખે છે કે "શરીઅતના અહકામમાં પણ દરેક વસ્તુનો એક દરજ્જો છે તેનાથી ન તો ઘટાડવું જોઈએ ન વધારવું, માત્ર એ કારણને લઈ કે આપણે એક કામમાં લાગેલા છે અથવા આપણા નજીક એક કામ મહત્ત્વનું છે અન્ય બધી ઈબાદતો અને અન્ય બધા જ દીની કામો ઉપર પાણી ફેરવી દેવું, સખ્ત અન્યાય છે. મારો આશય એ નથી કે તે કામનું પ્રોત્સાહન આપવામાં ન આવે અથવા બીજાઓને એ તરફ મુતવજ્જેહ કરવામાં ન આવે. મારો આશય તો એ છે કે તેમાં એટલી અતિશયોક્તિ ન કરવામાં આવે જે મર્યાદાઓથી આગળ નીકળી જાય કે તેની તુલનામાં કોઈ ફર્ઝ બાકી ન રહે, ન વાજીબ, ન ઉઝર અને મઅઝિરત, જે લોકો તેના સિલસિલામાં જોડાયેલા ન હોય તેઓને જહન્નમી બનાવી દેવામાં આવે. તેઓનો શુમાર બેઈમાન અને કાફિરોમાં કરવામાં આવે. જેમ કે કેટલાય બયાનો અને લખાણોમાં જોવામાં આવે છે અને ઘણાં જ આશ્ચર્યની વાત તો એ છે કે કેટલાક ઉચ્ચ દરજ્જાના અકાબિર અને ઝિમ્મેદાર હઝરાતની જબાનથી પણ એવા શબ્દો નીકળી જાય છે."

[પેજ નં. ૫૮, ૫૯]

બહરહાલ આપ પોતાની એ સેવા ઈખ્લાસની સાથે ચાલુ રાખો અને કોઈ ભલે આપની પાછળ પડયું હોય પણ આપ કોઈની પાછળ પડયા વગર પોતાનું કામ ચાલુ રાખો, એમાં જ આપની કામ્યાબી અને ઉન્નતી છે. જો આપ પણ અન્યોની આવી હરકતોને લઈ તેઓની પાછળ પડશો તો

આપ પોતાના અસલ મકસદથી દૂર ફેંકાઈ જશો. બસ એવા લોકો માટે હિદાયતની દુઆ કરતા રહો અને દિલથી તેઓને માફ પણ કરતા રહો.

## ૭. માણસના વ્યવહાર જીવનનું સીફ્તે સલાત પર આવી જવું શું મતલબ ધરાવે છે ?

**સવાલ** : નમાઝનો મકસદ બતાવવામાં આવે છે કે આપણી જિંદગી સીફતે સલાત પર આવી જાય તો નમાઝની સીફત બહારની વ્યવહારૂ જિંદગીમાં કેવી રીતે આવે ? ટૂંકમાં વ્યવહારૂ જીવનમાં નમાઝની સીફતના ઉદાહરણ (મિષાલ)થી શું મતલબ છે ? નમાઝની મિષાલ જાહેર જીવનમાં કેવી રીતે અમલી બને તેની તશરીહ લખવા ગુજારીશ છે.

**જવાબ** : નમાઝમાં જેવી રીતે માણસનો દરેક બોલ અને હલન ચલન અલ્લાહ અને રસૂલ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના આદેશ તથા તરીકા મુજબ હોય છે એ જ પ્રમાણે બાહ્યજીવનમાં પણ તેવું જ બોલે જે અલ્લાહ અને રસૂલ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના હુકમ મુજબ હોય અને તેવું જ વર્તન તથા હલન ચલન કરે જેનો અલ્લાહ તથા રસૂલ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ આદેશ આપ્યો હોય, એનું નામ છે માણસના વ્યવહારૂ જીવનનું સીફતે સલાત ઉપર હોવું.

## ૮. શબ્દ "અલ્લાહના રસ્તા"નો ઉપયોગ દીનના કયા કયા કામોમાં થાય છે ?

**સવાલ** : આજકલ તબ્લીગ જમાઅતમેં જાનેવાલોંકો અલ્લાહકા રાસ્તા બતાયા જાતા હય, તો સરકારે દો આલમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમકે ઝમાનેમેં ઈસ્લામી જિહાદમેં જાનેવાલોંકો અલ્લાહકા રાસ્તા ઔર ઉસ્કે ફઝાઈલ ભી વહી બતાયે જાતે થે ? જેસે કે એક રૂપિયા ખર્ચ કરને પર સાત લાખ રૂપિયા ખર્ચ કરને કે બરાબર સવાબ મીલતા હૈ તો દીન સીખના યહ ભી અલ્લાહકા રાસ્તા હૈ ?

**જવાબ** : એક તો અલ્લાહના રસ્તામાં ઈસ્લામના દુશ્મનોથી લડવું મોટા ભાગે એને જ જિહાદ કહેવામાં આવે છે. એની ફઝીલતો અલગ છે

અને તે ઘણી જ ઉંચી છે. બીજી વસ્તુ છે અલ્લાહના દીનના માટે કોશિશ કરવી, ચાહે તેમાં લડાઈની જરૂરત ન પડે. કુર્આન શરીફ અને હદીષના અભ્યાસથી જણાય છે કે એ પણ જિહાદ છે. હાફિઝ ઈબ્ને હજર રહમતુલ્લાહિ અલય્હએ બુખારીની શરહ ફત્હુલ બારીમાં લખ્યું છે કે દીની વાતોની જાણકારી મેળવવી (પઢવું), તા'લીમે દીન (પઢાવવું), ભલી વાતનો હુકમ કરવો અને બુરી વાતોથી રોકવું એ સૌ જિહાદ છે. એ જ પ્રમાણે દીની કિતાબો લખવી, મસાઈલ બતાવવા, વિરોધીઓના વાંધાઓનો જવાબ આપવો, તેઓથી મુનાઝરહ કરવો પણ જિહાદ છે. ત્યાં સુધીકે ઈમામ નવવી રહમતુલ્લાહિ અલય્હએ જિહાદના તેર પ્રકાર લખ્યા છે. કુર્આન શરીફમાં છે "યા અય્યુહન્નબિય્યુ જાહિદિલ કુફ્ફાર વલ મુનાફિકીન" [સૂરએ તહરીમ.] આ આયતમાં કાફિરો અને મુનાફિકોથી જિહાદનો આદેશ આપવામાં આવ્યો છે પરંતુ મુનાફિકોથી તલવાર વડે જિહાદની નોબત નથી આવી. બીજી જગ્યાએ ઈર્શાદ છે : "વલ્લઝીન જાહદૂ ફીના લનહદિયન્નહુમ સુબુલના" [સૂરએ અન્કબૂત] અહિયાં પણ તલવારની લડાઈ મુરાદ નથી, એ જ પ્રમાણે "અલ્લાહના રસ્તામાં નીકળવા"નો શબ્દ પણ તલવારની લડાઈ સાથે ખાસ નથી. ઈમામ બુખારી રહમતુલ્લાહિ અલય્હએ કિતાબુલ જિહાદ [સફા નં. ૩૯૪]માં હદીષ નકલ કરી છે કે જેના પગો અલ્લાહના રાસ્તામાં ધૂળવાળા થયા તેને જહન્નમની આગ નથી લાગી શકતી અને એ જ વિષયની હદીષ કિતાબુલ જુમ્અહ (પે.૧૨૪)માં પણ બયાન કરી છે. જેથી જણાયું કે જિહાદ (અને અલ્લાહના રસ્તા)નો શબ્દ તલવારની લડાઈ સાથે ખાસ કરી લેવો દુરૂસ્ત નથી. [ફતાવા મહમૂદિય્યહ ભાગ–૧ પેજ નં. ૪૪૫–૪૪૬]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૯. તબ્લીગી ભાઈઓનું મસ્જિદમાં કયામ કરવું અને ત્યાં વાતો કરવી.

**સવાલ** : મસ્જિદમાં જયારે પણ જમાઅત આવે છે તે જમાઅતીભાઈઓ સહેનના બદલે મસ્જિદમાં જમાઅતખાના (મિમ્બર)

પાસે બીસ્તરા લગાવી આરામથી ઊંઘે છે અને ભેગા મળીને દુન્યાની વાતો પણ કરે છે તો તે બદલ મસ્અલો શું બતાવે છે ?

**જવાબ :** તબ્લીગી જમાઅતવાળા અગર મુસાફિર છે અને મસ્જિદના અદબ તેમજ સફાઈનો ખ્યાલ રાખે છે તો સુવાની ગુંજાઈશ છે. જમાઅતખાનાની બહાર જગ્યા હોય તો ત્યાં સુવું બેહતર છે અગર મુસાફિર નથી પરંતુ મસ્જિદમાં ઈબાદત તેમજ એ'તેકાફની નિય્યતથી કાંઈક વખત ગુજારી રહયો છે, તેના માટે પણ સુવાની ઈજાઝત છે. [ફતાવા રહીમીય્યહ : ભાગ–૬ પેજ નં. ૧૨૧, ૧૨૨] રહયું ભેગા મળીને દુન્યાની વાતો કરવું, તો એ ગુનાહિત કૃત્ય છે, જેનાથી બચવું જરૂરી છે.

## ૧૦. નમાઝ પઢાવનાર કોઈ ન હોય તો ઈમામ સાહબે તબ્લીગ જમાઅતમાં જવું યોગ્ય નથી.

**સવાલ :** અમારૂં ગામ નાનું છે. ૨૦–૨૫ બચ્ચાં મદ્રસામાં તાલીમ લે છે. અમારે ત્યાં જમાઅત બહારથી આવે છે અને અમારા ઈમામ સાહબ ત્રણ દિવસ જમાઅતમાં જાય છે. નમાઝ પઢાવનારૂં કોઈ હોતું નથી અને નમાઝનો ટાઈમ થઈ ગયા પછી પાંચ–સાત મિનિટે જમાઅત થાય છે, તો શું ઈમામ (મવલાના) સાહબ જમાઅતમાં જાય તો તેમને મના કરવી ?

**જવાબ :** હઝરત મવલાના મુફતી મહમૂદ હસન સાહબ ગંગોહી રહમતુલ્લાહિ અલય્હ લખે છે : “જે લોકો પઢાવવાના કામમાં લાગેલા છે તેઓ હરગિઝ પોતાના આ મુબારક મશ્ગલહ (પ્રવૃત્તિ)ને ન છોડે. અલબત્ત, નવરાશના સમયે તબ્લીગી જમાઅતની સાથે સહકાર કરતા રહે અને મકામી કામમાં હિસ્સો લેતા રહે.”

[ફતાવા મહમૂદિય્યહ : ભાગ–૧૪ પેજ નં. ૧૦૯]

અન્ય એક સવાલના જવાબમાં લખે છે કે “આ રીત તબ્લીગના ઉસૂલથી વિરૂદ્ધ છે. કિંવા તઅલીમ છોડીને તબ્લીગમાં જવું ગલત છે. અલબત્ત, છુટ્ટીઓમાં અને નવરાશના સમયગાળામાં જવું બેહતર છે.”

[ફતાવા મહમૂદિય્યહ : ભાગ–૧૪ પેજ નં. ૧૧૫]

અન્ય એક જવાબમાં લખે છે કે : "અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની જવાબદારીઓમાં તબ્લીગ પણ છે અને તઅલીમ પણ છે : યા અય્યુહર્રસૂલુ.... [સૂરએ માઈદહ : આયત નં. ૬૭] અર્થાત્ : "હે રસૂલ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ ! જે કંઈ આપના રબની તરફથી આપ ઉપર ઉતારવામાં આવ્યું છે તે બધું આપ પહોંચાડી આપો......" સૂરએ આલિ ઈમરાનમાં અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : લકદ મન્નલ્લાહુ અલલ.... [આયત ૧૬૪] અર્થાત્ : "અલ્લાહ તઆલાએ ઈમાનવાળાઓ ઉપર ઉપકાર કર્યો કે તેઓમાંથી જ તેઓમાં એક રસૂલ મોકલ્યા, જેઓ તેમને અલ્લાહની આયતો પઢી-પઢીને સંભળાવે છે અને તેઓની સફાઈ કરતા રહે છે અને તેઓને કિતાબે ઈલાહી તેમજ હિકમતની વાતો શિખવાડતા રહે છે."

આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ બન્ને કામો કર્યા છે. તબ્લીગ માટે બીજાઓની પાસે તશરીફ લઈ ગયા અને તઅલીમ માટે બીજા લોકો આપની ખિદમતમાં હાજર થયા. તબ્લીગનો અર્થ છે "પહોંચાડવું". તેના માટે મુબલ્લિગે જવું પણ પડે છે. તઅલીમનો અર્થ છે "શિખવાડવું". તેના માટે શીખનારાઓએ શિખવાડનારની પાસે આવવું પડે છે. આ બન્ને કામો હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ઉમ્મતના હવાલે કર્યા."

[ફતાવા મહમૂદિય્યહ ભાગ-૧૪ પેજ નં. ૧૦૦]

*સારાંશ* એ છે કે તબ્લીગ અને તઅલીમ બન્ને કામો પોત પોતાની જગ્યાએ ઘણાં જ મહત્ત્વના અને જરૂરી છે; પરંતુ દરેક કામ અંજામ આપવા માટે ઉસૂલ અને સિદ્ધાંત હોય છે. વર્તમાન તબ્લીગના ઉસૂલોમાંથી જેમ કે ઉપર ફતાવા મહમૂદિય્યહના હવાલાથી જણાવવામાં આવ્યું એ પણ છે કે જે લોકો તઅલીમના કામમાં લાગેલા છે તેઓ પોતાના આ કામને છોડીને તબ્લીગમાં ન જાય. પોતે જવા માંગતા હોય તો તઅલીમ અને ઈમામતની જે જવાબદારી તેમના શિરે છે તેની અદાયગી માટે સારી પૂરક વ્યવસ્થા કરી (જેનાથી મુસલ્લીઓને પણ ઈત્મીનાન હોય) જઈ શકે છે.

સવાલમાં દર્શાવ્યા મુજબ કોઈ નમાઝ પઢાવનારૂં ન હોય એવી સૂરતમાં જમાઅતની નમાઝની વ્યવસ્થાને હાનિ પહોંચે એ રીતે જવું યોગ્ય નથી

અને અગર એકાદ દિવસ જમાઅત સાત મિનિટ મોડી ઊભી થઈ હોય તો એવા અપવાદ રૂપ બનાવને આગળ કરી તબ્લીગની વિરૂદ્ધ ખોટો ઉહાપોહ કરવું પણ યોગ્ય નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૧. મસ્તૂરાતની તબ્લીગી જમાઅત શરીઅતની નજરમાં.

**સવાલ** : ઝિમ્મેદાર કક્ષાના મુબલ્લિગીન હઝરાત આજ કાલ "મસ્તૂરાત (મહિલાઓ) ની જમાઅત" બનાવીને રવાના કરે છે. મસ્તૂરાત સાથે એમના મહરમ તો હોય છે, પરંતુ ગાડી વગેરેમાં બેસે છે ત્યારે (ગેર મહરમ સાથે) આમનો સામનો થાય છે અને કુર્બત (સમીપતા) પણ પ્રાપ્ત થાય છે. ઉપરાંત, જે સ્થળે રોકાણ થાય છે ત્યાં એમના માટે અજનબીપણું જ હોય છે. ભલે, ત્યાં પરદાની વ્યવસ્થા કરવામાં આવે છે, પરંતુ અસાવચેતી યા બેએહ્તિયાતીનો ભય તો રહેતો જ હોય છે. આવી સ્થિતિમાં ૨૪ કલાક ગુઝારે છે અને એમના મહરમોને મસ્જિદમાં મોકલી દેવામાં આવે છે. ઘરનો માણસ (જેને ત્યાં આ જમાઅત થોભે છે–રોકાય છે) તે તો મસ્જિદમાં થોભવાને બદલે પોતાના ઘરે જ રહે છે.....

– તો શું આ સૂરત જાઈઝ લેખાશે ?

– વર્તમાન ફિત્નાપૂર્ણ યુગમાં આ પ્રમાણે દીનની ઈશાઅત અને તબ્લીગ કરવું જાઈઝ છે ?

– શું શરીઅતમાં આની કોઈ મિસાલ યા ઉદાહરણ જોવા મળે છે ?

– ફારૂકે આ'ઝમ (રદિ.)ના ખિલાફતકાળમાં ઓરતોને મસ્જિદમાં આવવાની મનાઈ કરી દેવામાં આવી, તો આજના નાઝુક અને અશ્લીલ યુગમાં "મસ્તૂરાતની જમાઅત" બનાવીને મોકલવાનો શું હુકમ છે ?

જવાબ અતા ફરમાવી ઉમ્મતને માર્ગદર્શન પુરૂં પાડશો, જેથી ઉમ્મતની પ્રત્યેક વ્યક્તિ ગુમરાહીથી બચી શકે. અલ્લાહ તઆલા આપના ઈલ્મ–અમલ અને ઉંમરમાં બરકત અતા ફરમાવે, આમીન!

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા......** ઓરતોને તબ્લીગી જમાઅતમાં મોકલવાના સિલસિલામાં સમકાલીન ઉલમાએ

કિરામનાં બે દષ્ટિકોણ અને બે અભિપ્રાય છે, અમુક ઉલમા અને અકાબિરે તબ્લીગની અહમિયત અને જરૂરત (મહત્ત્વતા અને આવશ્યકતા)નો તીવ્ર એહસાસ હોવા છતાંય દૂષણો અને દુર્ગુણોના વર્ચસ્વનાં પાસાને નજર સમક્ષ રાખી ઈજાઝત આપી નથી. જેમ કે, મુફતીએ ગુજરાત હઝરત મવલાના મુફતી સય્યિદ અબ્દુર્રહીમ સા. લાજપૂરી રહમતુલ્લાહિ અલય્હ અને મુફતીએ પાકિસ્તાન હઝરત મવલાના મુફતી રશીદ અહમદ સા. લુધયાનવી રહમતુલ્લાહિ અલય્હના ફતાવા આ જ પાસાનું સમર્થન કરે છે. હઝરત મવલાના મુફતી સય્યિદ અબ્દુર્રહીમ લાજપૂરી સા. રહમતુલ્લાહિ અલય્હ ફરમાવે છે : "ઓરતોને જમાઅતમાં લઈ જવું ઈચ્છનીય અને પસંદિત નથી..اِثْمُهُمَا اَكْبَرُ مِنْ نَّفْعِهِمَا (........ફાયદાઓ કરતાં નુકસાન વધુ છે) નું મિસ્દાક (સૂચિતાર્થ) છે. ઓરત સચેત હોતી નથી—અસાવચેત હોય છે."

[ફતાવા રહીમિય્યહ ભાગ–૧૦ પેજ નં. ૪૯૮]

હઝરત મવલાના મુફતી રશીદ અહમદ સા. લુધયાનવી (નવ્વરલ્લાહુ મર્કદહૂ) લખે છે : "ઓરતોનું ઘરોમાંથી બહાર નીકળવું બહુ મોટો ફિત્નો છે. આ કારણે હઝરાતે ફુકહાએ કિરામ રહમતુલ્લાહિ અલય્હીમએ મસ્જિદની જમાઅત, જુમ્આ, ઈલ્મપ્રાપ્તિ અને વઅઝ સાંભળવા માટે ઓરતોના ઘરોમાંથી બહાર નીકળવાને નાજાઈઝ ઠેરવ્યું છે. જ્યારે આવી અહમ ઈબાદતો અને દીની જરૂરિયાતો ખાતર થોડા અમસ્તા સમય પૂરતું અતિ નજીકના સ્થળો માટે બહાર નીકળવા ઉપર પણ આટલી બધી પાબંદી હોય, તો પછી તબ્લીગ માટે અનેક દિવસ સુધી; બલકે અનેક મહિનાઓ અને ચિલ્લાઓ માટે દૂર અંતરના સ્થળોએ જવું તો વધુ તીવ્રપણે ના–જાઈઝ લેખાવું જોઈએ."

[અહસનુલ ફતાવા : ભાગ–૮ પેજ નં. ૫૮]

તદુપરાંત હઝરત મુફતી રશીદ અહમદ સા. રહમતુલ્લાહિ અલય્હ "બસીરતે ફિક્હિય્યહ" ના શીર્ષક હેઠળ લખે છે : "હઝરાતે ફુકહાએ કિરામ રહમતુલ્લાહિ અલય્હીમની ઉપરોક્ત ઈબારતો (લખાણો)થી સાબિત થયું કે દીની બાબતો અને દીની કાર્યો માટે ખવાતીનના બહાર નીકળવાનો નિષેધ

કુર્આન અને હદીષમાં મન્સૂસ (નિર્ધારિત) નથી, બલકે એ હઝરાતે પોતાના જમાનાના હાલાત અને ફિત્ના-ફસાદના ઉદ્દભવ અને વ્યાપકતાના કારણે ઉસૂલે શરીઅતને નજર સમક્ષ રાખી પોતાના મંતવ્યો વ્યકત ફરમાવ્યા છે, જેથી એ હઝરાતનો નિર્ણય કોઈ અંતિમ પ્રત્યક્ષ આદેશ (નસ્સે કતઈ) અને અંતિમ શબ્દ નથી, બલકે જમાનાના પરિવર્તન સાથે એમાં ફેરફાર અને કાપકૂપની ગુંજાઈશ છે."

"વર્તમાન યુગમાં જહાલત અને દીન પ્રત્યે વિમુખતા અને અવગણના એટલી હદે પહોંચી ગઈ છે કે ખવાતીન માટે શરઈ જરૂરિયાતને આધીન ઘરમાંથી બહાર નીકળવાને સદંતર નિષિદ્ધ (મમ્નૂઅ) અને હરામ ઠેરવવું અને કોઈ પણ શરઈ જરૂરત માટે બહાર નીકળવાની ઈજાઝત ન આપવી, ઈકામતે દીન (દીનની સ્થાપના)ના બદલે દીનને ધરાશયી કરવા સમાન છે. આ જ કારણે ઉપરોકત મુદ્દાને નજર સમક્ષ રાખી 'મજ્મૂ ઉન્નવાઝિલ' માં શરઈ મસાઈલ અંગે જાણકારી મેળવવાની જરૂરત અનુસાર બહાર નીકળવાની ઈજાઝત આપવામાં આવી છે."

[અહસનુલ ફતાવા ભાગ-૮ પેજ નં. ૫૮]

આ મતની વિરૂદ્ધ અમુક બીજા ઉલમાએ કિરામે વર્તમાન યુગના લોકોમાં દીનથી ગફલત, ઈસ્લામી તહઝીબ અને કલ્ચરથી દૂરી, ઈસ્લામી ઉલૂમની પ્રાપ્તિ અને પ્રચાર-પ્રસારથી સુસ્તી અને બેઝારી વગેરે બીજી વાસ્તવિકતાઓ ઉપરાંત તબ્લીગી જમાઅતના પુષ્કળ ફાયદાઓ ને નજર સમક્ષ રાખી કેટલીક અહમ અને જરૂરી શરતો સહિત એની ઈજાઝત આપી છે. જેમ કે, મુફતીએ આ'ઝમે હિન્દ ફકીહુલ ઉમ્મત હઝરત મવલાના મુફતી મહમૂદ હસન સા. રહમતુલ્લાહિ અલય્હના ફતાવા આ જ વાસ્તવિકતાઓ તરફ નિર્દેશ કરે છે. આપ ફરમાવે છે : "તબ્લીગી જમાઅતનો મકસદ દીન શીખવાનો, એને પુખ્ત કરવાનો અને બીજાઓને દીન શીખવા અને પુખ્ત કરવા માટે તત્પર કરવાનો છે અને આ જઝબા (ભાવના)ને આમ કરવા માટે લાંબા સફરો કરવામાં આવે છે. જેવી રીતે પુરૂષ વર્ગ પોતાના દીનને સમજવાનો અને પુખ્ત કરવાનો મોહતાજ છે, (એવી રીતે) ઓરતો પણ

મોહતાજ છે અને સામાન્ય રીતે ઘરોમાં એનો ઈન્તિઝામ કે પ્રબંધ હોતો નથી. આ કારણસર જો લંડન યા કોઈ પણ દૂર અંતરના સ્થળે, મહરમ સાથે, શરઈ મર્યાદાઓ અને આચાર–સંહિતાઓની પાબંદીનો લિહાઝ રાખીને તબ્લીગમાં જાય અને કોઈના હક્કો નષ્ટ ન થાય, તો શરઈ દષ્ટિએ એની ગુંજાઈશ છે, દીની એ'તેબારથી ફાયદાકારક અને અહમ છે. જો બાળકો એટલાં નાના ન હોય કે વાલિદહ વગર તરફડશે અને એમની પરવરિશ નહીં થઈ શકે અને બાળકોના નાની સંતોષકારક રીતે એમની સાર–સંભાળ રાખી શકશે તો ઈજાઝત છે." [ફતાવા મહમૂદિય્યહ ભાગ–૧૪ પેજ નં. ૧૦૭]

એક અન્ય સ્થળે લખે છે : "દીન શીખવું પુરૂષો અને સ્ત્રીઓ સૌના ઝિમ્મે જરૂરી છે. ઓરત માટે જો દરેક મકાનમાં એમના પતિ, બાપ, ભાઈ વગેરે દીન શીખવાનો ઈન્તિઝામ કરી દે, તો પછી કોઈ ઠેકાણે જવાની જરૂરત નથી, પરંતુ જ્યારે આ અંગે કશો ઈન્તિઝામ ન હોય તો એમના ઈજ્તિમાઅ્ની–એમના એકઠાં થવાની મનાઈ કરવામાં ન આવે. અલબત્ત, આ વાતનો એહતિમામ (પ્રબંધ) કરવામાં આવે કે પરદાનો સંપૂર્ણ ઈન્તિઝામ હોય, મહરમ વગર ઓરતો સફર ન કરે, તકરીરમાં એમનો અવાજ ના–મહરમો સુધી ન પહોંચે. હઝરત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ પણ ઓરતોનો ઈજ્તિમાઅ્ ફરમાવ્યો હતો અને એમાં પોતે જઈને દીન શિખવાડયો છે." [ફતાવા મહમૂદિય્યહ ભાગ–૧૪ પેજ નં. ૧૧૬]

શહીદે મિલ્લત હઝરત મવલાના મુફતી મુહમ્મદ યૂસુફ સા. લુધયાનવી રહમતુલ્લાહિ અલય્હ "ઓરતોનું તબ્લીગી જમાઅતમાં જવું કેવું છે?" – આ સવાલના જવાબમાં લખે છે : "તબ્લીગના ઝિમ્મેદારોએ મસ્તૂરાત માટે તબ્લીગમાં જવા વિશે ખાસ ઉસૂલ અને શરતો નિયુકત કર્યા છે. તે ઉસૂલો અને નીતિ–નિયમોની પાબંદી કરીને ઓરતોનું તબ્લીગી જમાઅતમાં જવું બહુ જ જરૂરી છે, એના પરિણામે સ્વજાતમાં પણ દીનની ફિક્ર અને વિચારસરણી ઉત્પન્ન થશે અને ઉમ્મતમાં દીન–વાળા આ'માલ જીવંત થશે." [આપકે મસાઈલ ઔર ઉન્કા હલ ભાગ–૭ પેજ નં. ૨૭૫]

સર્વથા, આ મસ્અલા દિયાનતથી સંબંધ ધરાવે છે. એની આખી

બુનિયાદ જ દિયાનત પર છે. આ જ કારણે જે હઝરાત મોકલનાર છે (અર્થાત્ ઝિમ્મેદાર હઝરાત) અને જે સજ્જનો સાથે જઈ રહ્યા છે, તે સૌની બહુ મોટી, ભારેખમ અને અહમ ઝિમ્મેદારી છે કે તેઓ સર્વપ્રથમ આ વાતનો સંપૂર્ણ સંતોષ પ્રાપ્ત કરી લે કે જમાઅતે તબ્લીગમાં મોકલાતી આ ખવાતીન કયા પ્રકારની છે? આજ સુધીની એમની કાર્યપદ્ધતિ, કાર્યશૈલી અને વર્તનથી આ વાતનો સંતોષ મળતો હોય કે આ ઓરતો આ સિલસિલામાં જે ખાસ ઉસૂલ અને શરતો તજવીઝ કરવામાં આવ્યા છે, એની સંપૂર્ણ પાબંદી કરશે, તો જમાઅતમાં મોકલવાની ઈજાઝત અને ગુંજાઈશ છે. હવે રહી આ વાત કે ઘણી ખરી વખત પતિઓ અથવા મહરમો આ ખવાતીનથી અલગ રહીને રાત ગુઝારે છે, તો એમનું આ કૃત્ય નાજાઈઝ હોવાનું નિમિત્ત કે કારણ બની શકતું નથી, કારણ કે આ સિલસિલામાં નિયુકત કરાયેલા ઉસૂલ અને શરતોની બુનિયાદ પર આ ઓરતોને એવી જગ્યાઓ પર જ ઉતારો આપવામાં આવે છે, જ્યાં એમની ઈસ્મત અને ઈફ્ફત (શિયળ અને પવિત્રતા)ની હિફાઝત વગેરેનો સંપૂર્ણ સંતોષ પ્રાપ્ત થતો હોય.

અંતમાં હઝરત મવલાના મુફતી મુહમ્મદ યૂસુફ સા. લુધયાનવી રહમતુલ્લાહિ અલય્હનું તે લખાણ પ્રસ્તુત કરવામાં આવે છે, જે આપે સ્વજાતે–સદેહે મસ્તૂરાતની તબ્લીગી જમાઅત સાથે શિર્કત ફરમાવીને લખ્યું છે. જેમ કે આપ આલેખે છે :

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ**

મસ્તૂરાતની તબ્લીગી જમાઅતમાં સ્વયં મને પોતાને પોતાની અહલિયહ અને પૂત્રી સાથે શિર્કત કરવાની તક મળી છે. મસ્તૂરાતના તબ્લીગી અમલનો મેં પોતે મુશાહદહ (પ્રત્યક્ષ દર્શન) કર્યો છે, જેમાં શરીઅતના તમામ અહકામની સંપૂર્ણ પાબંદી કરવામાં આવે છે અને પરદાના તમામ અહકામની સાચવણી – ભાળવણી કરવામાં આવે છે. મસ્તૂરાતની તબ્લીગના સિલસિલામાં તબ્લીગી જમાઅતના અકાબિરે જે શરતો નિયુકત ફરમાવી છે, તે સંપૂર્ણપણે શરીઅતને અનુરૂપ અને શરીઅત અનુસાર છે. આ શરતોનું ઉલ્લંઘન કરનારી મસ્તૂરાતને તબ્લીગી અમલમાં

શિર્કત કરવાની ઈજાઝત મળતી નથી. આ તમામ સાવચેતીઓ અને સાવધાનીઓ છતાંય મારી સમજ બુદ્ધિથી આ વાત ઉચ્ચતર છે કે મસ્તૂરાતની તબ્લીગી જમાઅતમાં શિર્કત અંગે ના જાઈઝ હોવાનો ફત્વો કેમ આપવામાં આવે છે ? મારા મત અનુસાર મસ્તૂરાતનું આ પ્રમાણે તબ્લીગ માટે જવું દુરૂસ્ત અને જાઈઝ છે. મસ્તૂરાતની જમાઅતોને કારણે હજારો ઓરતોની ઈસ્લાહ થઈ ગઈ છે અને ઘણી ઓરતો જે બે–હિજાબ, છડેચોક બે–પરદા બહાર નીકળતી હતી અને કુર્આને કરીમે જેનો "તબર્રૂજલ જાહિલિય્યહ" (આગલા જહાલત કાળનો શણગાર) તરીકે ઉલ્લેખ કર્યો છે, એનું પૂરેપુરૂં અને ખુલ્લેઆમ પ્રદર્શન કરતી હતી, અલ્હમ્દુલિલ્લાહ ! આ મસ્તૂરાતને નિહાળીને, એમની પાસે બેસીને અને તેમની દીની વાતો સાંભળીને એમની ઈસ્લાહ થઈ ગઈ છે અને હવે તેઓ સંપૂર્ણ પરદા સહિત બહાર નીકળે છે. આ કારણે આ અપાત્ર વ્યક્તિના મતાનુસાર તો નિર્ધારિત શરતો અનુસાર ન માત્ર મસ્તૂરાતનું તબ્લીગમાં નીકળવું જાઈઝ છે, બલકે જરૂરી છે, કારણે કહેવત મશહૂર છે કે "તડબૂચ તડબૂચને જોઈને રંગ પકડે છે." આપણે ત્યાં જે બે–પર્દગીનો આમ રિવાજ પ્રચલિત થયો છે અને ઈલ્લા માશાઅલ્લાહ, (કદાચ) કોઈ ઘર મુશ્કેલીથી જ આ વિનાશકારી તોફાનથી મહફૂઝ રહેવા પામ્યું હશે, આની શરૂઆત અંગ્રેજોએ ગેર મુસ્લિમ શિક્ષિકાઓ દ્વારા કરી હતી અને અંતે પરિણામ સ્વરૂપ આ ચળવળે તોફાનનું સ્વરૂપ ધારણ કરી લીધું. જો મશ્હૂર અને નિયુકત શરતો અને આચારસંહિતાઓને આધીન તબ્લીગી જમાઅતમાં મસ્તૂરાતની નક્લો–હરકત (આવન–જાવન)ને પ્રચલિત કરવામાં આવે, તો ઈન્શાઅલ્લાહ એનાં બહુ સારાં પરિણામ અને અસરો જાહેર થશે. વલિલ્લાહીલ્ હમ્દુ અવ્વલન્ વ આખિરન્.

["અલ્ બય્યિનાત" ઉર્દૂ માસિક, માહે સફર, ૧૪૧૯ હિ.]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**૧૨. મિમ્બરનો વપરાશ આલીમ તથા તબલીગી ભાઈ પણ કરી શકે.**

**સવાલ** : મસાજીદમાં જે મિમ્બર બનાવવામાં આવે છે તેનો મકસદ શું છે અને મિમ્બર પર બેસી બયાન (વઅઝ) કરવું કેવું છે ? શું જે માણસ આલીમ હોય તેજ મિમ્બર પર બેસી બયાન (વઅઝ) કરી શકે છે કે આમી માણસ પણ મિમ્બર પર બેસી બયાન કરી શકે છે ? જેમ કે તબ્લીગ જમાઅતના સાથીઓ જેમાં ઘણાં આલીમ હોતા નથી. તેઓ મિમ્બર પર બેસીને બયાન (વઅઝ) કરે છે. શરઅન એનો શું હુકમ છે ? હવાલા સાથે જવાબ આપી શુકીયાનો મોકો આપશો.

**જવાબ** : મિમ્બર અરબી શબ્દ છે જેનો અર્થ થાય છે ઉંચી બનાવવામાં આવેલી જગ્યા. [શામી : ભાગ–૧ પેજ નં. ૬૭૮] નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ મિમ્બર બનવા પહેલાં મેહરાબની બાજૂમાં ઊભા રહી ખુત્બો આપતા હતા અને કયારેક વધુ વખત ઊભા રહેવાથી જ્યારે થાક અનુભવતા તો ત્યાં ખજૂરના ઝાડનું થડ ચોડવામાં આવ્યું હતું. તેનાથી ટેકો લગાવતા હતા, એટલે એક માણસે અરજ કરી કે અગર હુઝૂર રજા આપો તો એક એવું મિમ્બર તૈયાર કરવામાં આવે જેના પર ઊભું રહેવું તેમજ બેસવું પણ આસાન થઈ જાય. આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ આ અરજ સ્વીકારી લીધી અને એક મિમ્બર તૈયાર થઈ ગયું અને ત્યાર બાદ હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ મિમ્બર ઉપરથી ખુત્બો આપવા લાગ્યા. [રાહતુલ કુલુબ પેજ નં. ૧૦૧]

એટલા માટે જ ઉલમા લખે છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના અનુકરણમાં મિમ્બર ઉપર ખુત્બો આપવો સુન્નત છે. [શામી : ભાગ–૧ પેજ નં. ૬૦૮] બીજી રિવાયતોથી માલુમ પડે છે કે આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ મિમ્બર ઉપરથી માત્ર જુમ્આનો ખુત્બો આપતા હતા એવું નથી, બલકે અવાર–નવાર જ્યારે કોઈ બયાન કરવું હોતું તો તેમાં પણ મિમ્બરનો ઉપયોગ ફરમાવતા હતા. બલકે શરૂમાં જ્યારે મિમ્બર બન્યું ત્યારે એક નમાઝ પણ એના ઉપર પઢી, જેથી લોકો નમાઝનો તરીકો સારી રીતે જાણી લીયે. જેનાથી એ સાબીત થયું કે માત્ર જુમ્આના ખુત્બા માટે જ વાપરવું જરૂરી નથી. બીજા બયાનો અથવા દીનની વાતો કહેવા માટે પણ એનો

ઉપયોગ થઈ શકે છે.

તબ્લીગ અને વઅઝ બે અલગ–અલગ વસ્તુ છે. વઅઝ કહેવું એ માત્ર આલીમોનું કામ છે. જાહિલ માટે વઅઝ કહેવું જાઈઝ નથી. એના માટે આલીમ હોવું જરૂરી છે જેથી એ જે કાંઈ કહી રહયો છે તે શરીઅત પ્રમાણે હોય. કોઈ વાત કુર્આન તથા હદીષ વિરૂદ્ધ એમાં ન કહેવાય જાય અને તબ્લીગ જેનો મતલબ થાય છે માત્ર પયગામ પહોંચાડવો. કોઈ સંદેશ કોઈના સાથે મોકલવા માટે તેનું આલીમ હોવું જરૂરી નથી. તબ્લીગી જમાઅત જે કાંઈ કરે છે તેમાં એમના માટે છ વાતો નકકી કરી દેવામાં આવી છે તેનેજ સંદેશ રૂપે દેશ–વિદેશ, ગામે–ગામ લઈને ફરે છે. તેઓના ઉસૂલમાં એ પણ છે કે બીજી કોઈ વાતમાં ન પડે. હઝરત થાનવી (રહ.) ફરમાવે છે કે : "જે વાતો કુર્આન–હદીષમાં સ્પષ્ટરૂપે મવજૂદ છે તેની તબ્લીગ ઉલમા સાથે મખ્સૂસ નથી. દરેક માણસ ઊંચા અવાજે કહી શકે છે. અલબત્ત જે વાતો ઈજ્તિહાદથી સંબંધ ધરાવે છે, સ્પષ્ટ નથી તેના વડે સંબોધન કરવું ઉલમાનું જ કામ છે. કારણ કે અવામ તેમાં ભૂલ કરશે." [અનફાસે ઈસા] બીજી જગ્યાએ ફરમાવે છે : તબ્લીગના બે પ્રકાર છે – આમ અને ખાસ. તબ્લીગે ખાસ માટે તો મસ્અલાની હકીકતથી વાકિફ હોવું અને તેને બયાન કરવા ઉપર શકિતમાન હોવું શર્ત છે અને તબ્લીગે આમ કિંવા વઅઝ કહેવું ઉલમાનું કામ છે. ચાહે દર્સીયાત પઢીને આલીમ બન્યો હોય અથવા કોઈ આલીમથી મસાઈલ સાંભળીને આલીમ બન્યો હોય તેના માટે પણ તબ્લીગે આમની ઈજાઝત છે. [આદાબુત્તબલીગ] માટે કોઈ આમી માણસ પણ જે વસ્તુ બયાન કરવાની એને ઈજાઝત છે તે વસ્તુ મિમ્બર ઉપર બેસી બયાન કરી શકે છે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૩. ફઝાઈલે સદકાતના એક કથન (આમી નેક લોગોંકે લિએ જો ચીઝેં નેકિયાં હે, મુકર્રબ લોગોંકી શાનમેં વહ ભી કોતાહિયાં શુમાર હો જાતી હૈં)નું ઉદાહરણ

**સવાલ** : ફઝાઈલે સદકાત પેજ ૩૭ ઉપર નવમી લીટીમાં એક મકોલો

લખેલ છે : "આમી નેક લોગોંકે લીએ જો ચીઝેં નેકિયાં હૈં, મુકર્રબ લોગોંકી શાનમેં વહ ભી કોતાહિયાં શુમાર હો જાતી હૈં" તો આ મકોલો મિસાલ (ઉદાહરણ) આપી સમજાવવા ગુજારિશ.

**જવાબ** : જે માણસ અલ્લાહ તઆલાથી વધુ નઝદીકી પ્રાપ્ત કરી લે, તે મુજબ તેની સાથે અલ્લાહ તઆલા મામલો ફરમાવે છે. કેટલીક વાતો જે બીજાઓ (જેમણે એટલી વધુ નઝદીકી હાસીલ નથી કરી તેમના) માટે સારી કહેવાય અથવા સમજાય છે. એવી વાતો પણ પેલા ઉચ્ચ સ્થાન ઉપર બિરાજમાન માટે શોભાસ્પદ નથી હોતી.

દુન્યવી લાઈનથી એક દાખલા રૂપે એમ સમજો કે એક વિદ્યાર્થી તઅલીમમાં ખૂબ તેજસ્વી, હોશિયાર અને બુદ્ધિશાળી હોય, જે હંમેશા પરીક્ષામાં પ્રથમ વર્ગમાં પ્રથમ નંબરે પાસ થતો હોય, એની તુલનામાં એક બીજો વિદ્યાર્થી જે સાધારણ બુદ્ધિનો અને સાધારણ મહેનત કરનારો હોય, હવે જો આ બીજા પ્રકારનો વિદ્યાર્થી પરીક્ષામાં ૬૦% માર્ક મેળવી સફળતા પ્રાપ્ત કરે તો લોકો કહેશે બહુ સારા માર્કસ મેળવ્યા અને ભવ્ય રિઝલ્ટ આવ્યું. જ્યારે પહેલાં પ્રકારનો વિદ્યાર્થી એટલા જ માર્કસથી સફળ થશે તો લોકો કહેશે કે બહુ જ ખરાબ રિઝલ્ટ આવ્યું. આ દાખલામાં બીજા પ્રકારવાળા માટે જે વસ્તુ સારી અને ખૂબીની હતી, તે જ વસ્તુ પહેલાં પ્રકારવાળા માટે કોતાહીની ગણવામાં આવી.

# (૧૦) તારીખ કિંવા ઈતિહાસ

### ૧. હઝરત ખદીજા રદિયલ્લાહુ અન્હાના પિતાનું નામ શું હતું ?

**સવાલ** : હઝરત ખદીજા રદિયલ્લાહુ અન્હાના પિતાનું નામ શું હતું ?

**જવાબ** : હઝરત ખદીજા રદિયલ્લાહુ અન્હાના પિતાનું નામ "ખુવય્લદ" હતું.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. હુઝૂર સલ્લલ્લાહુ અલચ્હિ વ સલ્લમની ઔલાદ વિષે.

**સવાલ :** હુઝૂર સલ્લલ્લાહુ અલચ્હિ વ સલ્લમની ઔલાદ નીચે મુજબ અમારી જાણ મુજબ લખી છે તે બરાબર છે કે કેમ ? એમના માં (વાલેદા)ના નામો લખો ? (૧. કાસિમ, ૨. દાઅ(તાહેર), ૩. તૈયબ, ૪. ઈબ્રાહીમ, ૫. ઝૈનબ, ૬. રૂકૈયા, ૭. કુલષૂમ, ૮. ફાતેમા.)

હઝરત ઝૈનબ રદિયલ્લાહુ અન્હાના નિકાહ થયા હતા કે કેમ ? થયા હોય તો તેમનું નામ લખો.

હઝરત રૂકૈયાના નિકાહ હઝરત ઉસ્માનગની રદિયલ્લાહુ અન્હુ સાથે થયા હતા, રૂકૈયા રદિયલ્લાહુ અન્હાના ઈન્તેકાલ બાદ એમની બહેન કુલસૂમ રદિયલ્લાહુ અન્હાની સાથે નિકાહ કર્યા એ હકીકત સાચી છે કે કેમ ?

હઝરત ફાતેમા રદિયલ્લાહુ અન્હાના નિકાહ હઝરત અલી રદિયલ્લાહુ અન્હુ સાથે થયા.

**જવાબ :** હુઝૂર સલ્લલ્લાહુ અલચ્હિ વ સલ્લમના ત્રણ સાહબ ઝાદા હતા. (૧) કાસિમ (સૌથી મોટા એવણ જ હતા, બે વરસની વયે મૃત્યુ પામ્યા.) (૨) અબ્દુલ્લાહ (એવણ જ તચ્યિબઅને તાહિરના લકબથી ઓળખાતા હતા, એવણનો પણ બાળ વયમાં જ ઈન્તેકાલ થઈ ગયો હતો.) (૩) ઈબ્રાહીમ (એવણ મદીના મુનવ્વરહમાં હઝરત મારીયા કિબ્તીયહ રદિયલ્લાહુ અન્હાની કુખે જનમ્યા હતા. એવણ પણ બાળ વયમાં જ મૃત્યુ પામ્યા હતા.) સાહબ ઝાદીઓ ચાર હતી. (૧) હઝરત ઝૈનબ રદિયલ્લાહુ અન્હા એવણના નિકાહ એમના જ માસીભાઈ અબુલ આસ રદિયલ્લાહુ અન્હુથી થયા હતા. બે ઔલાદ (એક છોકરો એક છોકરી) હતી. સન હિજરી આઠમાં વફાત પામ્યા. (૨) હઝરત રૂકૈયા રદિયલ્લાહુ અન્હા (૩) હઝરત ઉમ્મે કુલષૂમ રદિયલ્લાહુ અન્હા પહેલાં એ બન્નેના નિકાહ અબૂ-લહબના બે બેટાઓ (ઉતબહ, ઉતયબહ)થી થયા હતા. રૂખ્સતી થઈ ન હતી. સૂ. તબ્બત નાઝિલ થવા ઉપર અબૂ લહબના આગ્રહથી તેઓએ તલાક આપી દીધી હતી. ત્યાર પછી આપ સલ્લલ્લાહુ અલચ્હિ વ સલ્લમ હઝરત રૂકૈયા રદિયલ્લાહુ અન્હાના નિકાહ હઝરત ઉસ્માન રદિયલ્લાહુ અન્હુથી કરી દીધા અને હિજરી

બે માં એમની વફાત થયા પછી હઝરત ઉમ્મે કુલષુમ રદિયલ્લાહુ અન્હાને પણ હઝરત ઉસ્માન રદિયલ્લાહુ અન્હુના નિકાહમાં આપ્યા. સન હિજરી "૯" માં એમની વફાત થઈ. (૪) હઝરત ફાતેમા રદિયલ્લાહુ અન્હા હઝરત અલી રદિયલ્લાહુ અન્હુના નિકાહમાં હતા. હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની વફાત પછી સન હિજરી "૧૧" માં વફાત થઈ, પાંચ ઔલાદ હતી. [સીરતે મુસ્તફા સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ ભાગ–૩ પેજ નં. ૩૬૪ થી ૩૭૦] હઝરત ઈબ્રાહીમ રદિયલ્લાહુ અન્હુ સિવાય બાકી તમામ ઔલાદ હઝરત ખદીજા રદિયલ્લાહુ અન્હાથી હતી.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. અરબના દસ્તૂર પ્રમાણે બાળકને દૂધ પીવડાવવા માટે બીજી ઔરતને શા માટે આપવામાં આવતું ?

**સવાલ :** સીરતની કિતાબોમાં જે આવે છે કે આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ દાઈહલીમાનું દૂધ પીધેલ હતું. જે દૂધ પીવડાવવા માટે દાઈઓ બચ્ચાને લેવા આવતી હતી તો એ જમાનામાં બચ્ચાની માં હોવા છતાં દાઈઓ રાખવામાં આવતી હતી. તેનું કારણ શું ? અને નબી સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને દાઈહલીમાને દૂધ પીવડાવવા માટે આપેલ તો તે વખતે આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની વાલેદા માજેદા વફાત પામી ગયેલ હતા?

**જવાબ :** અરબમાં રિવાજ હતો કે ઊંચા કુળના લોકો પોતાના દૂધ પીતા બાળકોને પહેલેથી જ ગામડાઓમાં મોકલી આપતા હતાં. જેથી ગામડાના શુદ્ધ વાતાવરણમાં બાળક મોટું થાય. એની ભાષા શુદ્ધ અને ફસીહ બને અને અરબોની ખુસૂસીય્યતો તેમનાથી અળગી ન થાય. [સીરતે મુસ્તફા સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ] દાઈહલીમા જ્યારે આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને દૂધ પીવડાવવા લઈ ગયા ત્યારે આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની વાલેદા માજેદા હયાત હતા.

## ૪. મુલ્કે શામનો ઉચ્ચાર કયા દેશો માટે થાય છે?

**સવાલ :** એક રિવાયત મુજબ વધુમાં વધુ નબી મુલ્કે શામમાં મદફૂન

છે તો મુલ્કે શામને હાલમાં કયો દેશ કહેવામાં આવે છે ?

**જવાબ** : હાલનું સીરીયા, જોર્ડન, ઈઝરાયેલ અને લુબનાન એ ચારે દેશોના સંયૂકત ઈલાકા ઉપર મુલ્કે શામનો શબ્દ બોલાતો હતો.

## ૫. કૈસર-કિસ્રા આજના કયા દેશો પર રાજ કરતા હતા ?

**સવાલ** : જનાબે સરકારે દો આલમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના જમાનામાં કૈસર અને કિસ્રાની હુકૂમત હતી જે મહા સલ્તનતોમાં તેની ગણના હતી તો હાલ તે મુલ્ક કયો છે જેના ઉપર કૈસર-કિસ્રા રાજ કરતા હતા ? હાલમાં તે (જગ્યા) દેશ શું નામથી ઓળખાય છે ?

**જવાબ** : કૈસરનું રાજ્ય હાલના ઈટાલી, રોમ, ગ્રીસ, તુર્કી, સીરીયા વગેરે હતું, જ્યારે કિસ્રાનું રાજ્ય હાલના ઈરાન, ઈરાક, બલુચીસ્તાન તેમજ રશિયાના કેટલાક ભાગ ઉપર હતું. સમયે-સમયે દેશોની સરહદો-સીમાઓમાં મોટા ફેરફારો થતા જ રહે છે એટલું ધ્યાનમાં રાખવું.

## ૬. ખલીફા એટલે શું ?

**સવાલ** : ખલીફા એટલે શું ? ખલીફા કેટલા છે ? કોણ કોણ ?

**જવાબ** : ખલીફા પણ અરબી ભાષાનો શબ્દ છે, જેનો શાબ્દિક અર્થ કાઈમ મકામ અને જાનશીન કિંવા આગળ ગુજરેલ વ્યક્તિની જગ્યાએ સ્થાપિત થનાર વ્યક્તિ.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની વફાત પછી હઝરત અબૂબક્ર રદિયલ્લાહુ અન્હુને આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની જગ્યાએ સ્થાપિત કરવામાં આવ્યા, એ રીતે આપ પહેલાં ખલીફા કહેવાયા, એ સિલસિલો આગળ વધતો રહ્યો.

## ૭. હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની પાંચ ખાસિયતો જે બીજા નબીઓને ન મળી.

**સવાલ** : એવી કઈ પાંચ વસ્તુ છે જે આગલા અમ્બિયા

અલય્હિમુસ્સલામને મળેલ ન હતી. પરંતુ ખાસ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને આપવામાં આવેલ. તેમાં અમોને એકનો ખ્યાલ છે જે દરેક જમીન મસ્જિદ બનાવી આપવામાં આવેલ બાકીની ચાર કઈ તે લખવા મુખ્લિસાના ગુજારીશ છે.

**જવાબ** : રિવાયત આ પ્રમાણે છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું છે કે મને પાંચ વસ્તુઓ આપવામાં આવી જે મારા અગાઉ કોઈ (નબી)ને આપવામાં આવી નથી. (૧) (અલ્લાહ તઆલા તરફથી) એક માસની દૂરીથી રૂઆબ (પ્રભાવ) વડે મારી મદદ કરવામાં આવી. (૨) જમીન મારા માટે નમાઝની જગ્યા અને પાકીનો ઝરીયો બનાવવામાં આવી, માટે મારી ઉમ્મતમાંથી કોઈ માણસને જ્યાં પણ નમાઝનો વખત આવી જાય ત્યાં નમાઝ પઢી લે. (૩) મારા માટે ગનીમતનો માલ હલાલ કરવામાં આવ્યો. મારા પહેલાં કોઈના માટે હલાલ ન હતો. (૪) મને શફાઅત (મહાન–શફાઅત) આપવામાં આવી. (૫) પહેલાં નબી માત્ર પોતાની કવમ તરફ મોકલવામાં આવતા હતા અને મને તમામ લોકો તરફ (નબી બનાવી) મોકલવામાં આવ્યો. [મિશ્કાત પેજ નં. ૫૧૨]

## ૮. યહૂદી અને બનૂ ઈસરાઈલ નામ શાના પરથી પડ્યું ?

**સવાલ** : હઝરત મૂસા અલય્હિસ્સલાતુ વસ્સલામની કૌમને બની ઈસરાઈલ કહેવામાં આવે છે, પરંતુ એક વઅઝમાં યહૂદી સાંભળવામાં આવેલ, તો બની ઈસરાઈલની એક કૌમ યહૂદી હતી ? આજ કાલ યહૂદીથી મુરાદ ઈસ્લામને ન સ્વીકારનારના મફહૂમમાં વપરાય છે, તો યહૂદીની તશરીહ શું છે ? અને તે કયા નબીની કૌમમાંથી છે અને યહૂદી કેમ કહેવાય છે ?

**જવાબ** : ઈસરાઈલ હઝરત યાકૂબ અલય્હિસ્સલાતુ વસ્સલામને કહેવામાં આવે છે. તેમની અવલાદ બનૂ ઈસરાઈલથી ઓળખાય છે. [લુગાતુલ કુર્આન ભાગ–૨ પેજ નં. ૫૧] હઝરત મૂસા અલય્હિસ્સલાતુ વસ્સલામના

અનુયાયીઓને યહૂદી કહેવામાં આવે છે. અરબીમાં એ શબ્દનો અર્થ થાય છે તવબહ કરનાર. તેઓએ વાછરડાની પૂજાથી તવબહ કરી હતી એટલે યહૂદી કહેવાયા. [લુગાતુલ કુર્આન : ભાગ-૬ પેજ નં. ૧૪૧]

### ૯. અસ્કલાન કબ્રસ્તાન ક્યાં આવેલ છે ?

**સવાલ** : ફઝાઈલે હજજમાં એક હદીષનો મફહૂમ છે કે બે કબ્રસ્તાનો આસ્માનવાલાને ત્યાં એવા રોશન અને ચમકદાર છે જેવી રીતે ઝમીનવાલાઓના માટે ચાંદ સિતારા. તેમાં એક કબ્રસ્તાન જન્નતુલ બકીઅનું અને બીજૂ અસ્કલાન. તો તે કબ્રસ્તાન ક્યાં આવેલ છે? અને તેની ખુસૂસીય્યત શી બાબતથી વધારે છે (તસનીફ મવ. હઝરત શૈખ ઝકરિય્યા રહ. બાબ આદાબે મદીનહ તય્યિબહ).

**જવાબ** : "અસ્કલાન" વિશે પ્રખ્યાત ભૂગોળ શાસ્ત્રી અલ્લામહ યાકૂત હમવી (રહ.) લખે છે કે સીરીયા દેશના ફલસ્તીનના રાજ્ય (હાલનું ઈઝરાયેલ)માં ગાઝા અને જબરીનની વચ્ચે ભૂમધ્ય સમુદ્રના તટ ઉપર આવેલું એક ખૂબસૂરત શહેર છે જેને (પોતાની ખૂબસૂરતીના લઈ) ઉરૂસુશ્શામ (કિંવા સીરીયાની દુલ્હન)નું નામ આપવામાં આવ્યું હતું જે સન હિજરી ૫૮૭ માં ઉજાડી નાખવામાં આવ્યું. [મુઅજમુલ બુલદાન : ભાગ-૬ પેજ નં. ૧૭૪] હદીષે પાકમાં વિવિધ જગ્યાઓ માટે વર્ણન કરવામાં આવેલી કેટલીક ખુસૂસીય્યતો એવી હોય છે કે જેનું કારણ જાણવું મુશ્કેલ હોય છે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૧૧) સિયાસત

# કિંવા રાજકારણ

### ૧. રાજકારણમાં હિસ્સો ન લેવાથી શું દીન નાકીસ રહે

છે ?

**સવાલ** : હું એક સંસ્થાનો કાર્યકર છું અને સાથે દીનના કામમાં જોડાયેલો છું. હવે મારે સમાજ અને ગામના દરેક વર્ગના સાથે કોન્ટેકટમાં રહેવું પડે છે. જેને લઈ હું કોઈ પણ રાજકીય પાર્ટીથી દૂર રહું છું. ન તો જાહેરમાં કોઈનું સમર્થન કરૂં છું ન વિરોધ. તેનું મહત્ત્વનું કારણ એ પણ કે તેનાથી સંસ્થાને નુકશાન થાય છે અને જાહેર જીવનમાં ધબ્બો પડે છે. હવે મારા અમુક સાથીઓનું કહેવું એ છે કે જે સારી પાર્ટી હોય તેને જાહેરમાં સમર્થન કરવું જોઈએ. ભુતકાળમાં આપણાં બુઝુર્ગો પણ રાજકારણમાં હતા અને રાજકારણથી અલિપ્ત રહેવાથી આપણા ઈસ્લામના કેસ અધુરા રહે છે. હું જાહેરમાં કોઈ પાર્ટીનો સદસ્ય નથી અને ન કોઈના પ્રચારમાં જોડાઉં છું. સંસ્થાના ઝિમ્મેદાર હોવાના નાતે ઘણાં પક્ષવાળા મળવા આવે અને ટેકાની અપેક્ષા રાખે એ સ્વભાવિક છે. હું તેઓને સમજાવી રવાના કરી દઉં છું પણ મૂળ પ્રશ્નો મારા આ છે.

(૧) આ રીતની મારી જીવન શૈલી બરાબર છે ?

(૨) શું રાજકારણમાં મારે સક્રીય હિસ્સો ન લેવાથી મારો દીન નાકીસ રહેશે ?

(૩) મારી આ રીત–પધ્ધતિ ઈસ્લામના ખિલાફ છે ?

**જવાબ** : આપે આ જે રીત અપનાવેલી છે તેમાં કોઈ પણ ફેરફાર કરવાની જરૂરત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. વોટની શરઈ હેસિયત અને તેમાં ધોકાબાજી અને જૂઠ.

**સવાલ** : અમારા ગામમાં ચૂંટણી આવે ત્યારે ઉમેદવાર કોઈ પણ પક્ષનો હોય, હિંદુ હોય યા મુસલમાન, પણ અમારી માં–બહેનો બુરખો પહેરે છે. તેનો વાંધો નથી, પણ આડે દિવસે બુરખો ન પહેરે, સાડી કે પંજાબી સુટ પહેરે પણ વોટ આપવાનો હોય ત્યારે બનાવટી બનીને ગામની છોકરી હોય તો પણ કોઈની વહુ બને, કોઈની મા બને, તો કોઈની સાસુ બને એટલે

સગી બહેન હોય એય ભત્રીજાની વહુ બનીને આવે અને એ બુરખા પહેરીને ખોટા–ખોટા વોટ આપવા આવે છે અને બુરખાને લીધે ગેર કોમ ઈજ્જત કરે છે કે મુસ્લિમ સમાજમાં બુરખો પહેરીને આવે તો તેમની ઈજ્જત કરે છે અને આપણાં મુસલમાનો બુરખાની બે–ઈજ્જતી કરીને ખોટા–ખોટા વોટ આપવા આવે છે એટલે તમે અલ્લાહ અને રસૂલ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના માટે જે બુરખા આડે દિવસે પહેરતા નથી અને સ્પેશ્યલ વોટ આપવા માટે બુરખા પહેરવામાં આવે છે, આવી બનાવટી સાસુ, બનાવટી વહુ, બનાવટી ભત્રીજા વહુ, બનાવટી નણંદ, બનાવટી ભાભીએ આવી રીતે વોટ આપવો જાઈઝ છે કે નહીં ? તે મહેરબાની કરી જણાવશો.

(૨) બીજી વાત એ પૂછવાની કે અમારે ત્યાં જ્યારે પણ ચૂંટણી આવે છે ત્યારે અમારા ગામના મુફતી સાહબ શુક્રવાર હોય ત્યારે ચૂંટણીના વોટ આપવાનું કહે છે અને ચૂંટણી વિશે વાતો કરે છે. તો મિમ્બર આગળ ચૂંટણી વિશે વાત થાય કે નહીં ? જાઈઝ છે કે નાજાઈઝ ? તેનો જવાબ જરૂરથી આપશો.

**જવાબ** : વોટની શરઈ હેસિયત બાબત વિસ્તૃત ચર્ચા અને છણાંવટ કરતા હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ સાહબ (રહ.) લખે છે કે :

કુર્આન અને હદીષની રૂએ કોઈ ઉમેદવારને વોટ આપવાની વિવિધ હેસિયતો છે :

**એક હેસિયત** ગવાહીની છે. વોટર જે ઉમેદવારને વોટ આપી રહ્યો છે એના વિશે તે ગવાહી આપી રહ્યો છે કે આ માણસ આ કામની લાયકાત પણ ધરાવે છે અને સચ્ચાઈ તેમજ અમાનતના ગુણોથી પણ સંપન્ન છે. હવે જો વાસ્તવમાં તે માણસમાં આ ખૂબીઓ ન હોય અને વોટર એવું જાણવા છતાં કે તેમાં આ ગુણો નથી તે ઉમેદવારને વોટ આપી રહ્યો હોય તો એક પ્રકારની જૂઠી ગવાહી છે, જે મહાન કબીરહ ગુનાહ તેમજ દુનિયા અને આખિરતનો વબાલ છે.

સહીહ બુખારી શરીફની હદીષમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ જૂઠી ગવાહીને શિર્કની સાથે કબીરહ ગુનાહોમાં ગણી છે અને અન્ય એક હદીષમાં જૂઠી ગવાહીને કબીરહ ગુનાહોમાં સૌથી મહાન ગુનો

ઠેરવી છે.

જે મતક્ષેત્રમાં કેટલાક ઉમેદવારો ઊભા હોય અને વોટરને ખબર છે કે લાયકાત તેમજ અમાનતદારીની રૂએ ફલાણો ઉમેદવાર પ્રાધન્ય આપવાને લાયક છે, તો તેને છોડી અન્ય ઉમેદવારને વોટ આપવું પોતાને મહાન કબીરહ ગુનાહમાં સંડોવવા બરાબર છે. હવે વોટરને જોઈએ કે પોતાની આખિરતને નજર સમક્ષ રાખી વોટ આપે. માત્ર કોઈની શરમ અથવા લાલચ અથવા ડરને લઈ પોતાને આ ગુનાહમાં ન સંડોવે.

**વોટની બીજી હેસિયત** સિફારિશની છે કે વોટર ઉમેદવારના પ્રતિનિધિત્ત્વની સિફારિશ કરે છે અને કુર્આને પાકમાં છે : જે માણસ સારી સિફારિશ કરે છે તેમાં એને પણ હિસ્સો મળે છે અને જે ભૂંડી સિફારિશ કરે છે તો તેની બુરાઈમાં પણ એને હિસ્સો મળે છે. સારી સિફારિશ એ જ છે કે કાબિલ અને અમાનતદાર માણસની સિફારિશ કરે, જે અલ્લાહની મખ્લૂકના હકો સહીહ રીતે અદા કરે અને ભૂંડી સિફારિશ એ છે કે નાલાયક, ફાસિક અને જાલિમની સિફારિશ કરી તેને અલ્લાહની મખ્લૂક ઉપર સત્તા આપે. એનાથી જણાયું કે આપણાં વોટ વડે કામિયાબ થયેલ ઉમેદવાર પોતાના સમયગાળામાં જે કંઈ સારા-નરસા કામો કરશે, આપણે પણ તેમાં ભાગીદાર ઠરીશું.

**ત્રીજી હેસિયત** વકાલતની છે કે વોટર ઉમેદવારને પોતાનો વકીલ અને આગેવાન બનાવે છે પણ તેનું આ વકીલ બનાવવું ફકત તેના જ કોઈ હક માટે હોત અથવા તેનો લાભ અને નુકશાન ફકત તેના પૂરતું જ મર્યાદિત રહેત તો કોઈ વાત હતી નહીં, પરંતુ અહીંયાં તો આખી કોમને તેના લાભ અને નુકસાનની અસર પહોંચી રહી છે, તેથી અગર કોઈ ગેર લાયકને પોતાની આગેવાની માટે વોટ આપી જીતાડયો તો આખી કોમના હક્કોને બરબાદ કરવાનો ગુનો પણ તેની ગરદન પર રહેશે.

ખુલાસો એ જ કે આપણાં વોટની ત્રણ હેસિયત છે : (૧) ગવાહી, (૨) સિફારિશ અને (૩) વકાલત. ત્રણેય હેસિયતોમાં જેવી રીતે નેક, સારા અને લાયક માણસને વોટ આપવો ઘણું સવાબનું કામ છે અને તેના લાભ તેને પણ મળવાના છે, તેવી જ રીતે ગેર લાયક, ગેર દીનદાર માણસને વોટ

આપવો જૂઠી ગવાહી પણ છે, ભૂંડી સિફારિશ પણ છે અને નાજાઈઝ વકાલત પણ છે અને તેના તબાહી નોતરનાર પરિણામોનો ભાર પણ તેના નામ–એ–આ'માલમાં લખવામાં આવશે.

ઉપરોકત જણાવેલ વાતોમાં જેમાં કુર્આન અને હદીષથી સ્પષ્ટપણે માલુમ થયું કે ગેર લાયક, જાલિમ, ફાસિક અને બુરા માણસને વોટ આપવો ગુનો છે, તેવી જ રીતે સારા, નેક અને લાયક માણસને વોટ આપવો ઘણું પુણ્યનું કામ છે, બલકે એક શરઈ ફરીઝો છે. કુર્આને કરીમે જેમ જૂઠી ગવાહીને હરામ ઠેરવી છે, તેવી જ રીતે સાચી ગવાહીને વાજીબ અને જરૂરી પણ ઠેરવી છે.

આજે ચૂંટણીમાં જે ખરાબીઓ જોવામાં આવી રહી છે તેનું મોટું કારણ એ જ છે કે નેક અને સારા લોકો મોટા ભાગે વોટ જ નથી આપતા, જેનું પરિણામ તે આવ્યું જે નજર સમક્ષ છે કે વોટ મોટે ભાગે એવા લોકોના પડે છે જે થોડાક પૈસાઓમાં વેચાય જાય છે અને એવા લોકોના વોટોથી જે પ્રતિનિધિઓ પૂરી કોમની ઉપર બેસવાડવામાં આવે છે, સ્પષ્ટ છે કે તેઓ કેવી પ્રકૃતિના લોકો હશે ! માટે જે મત વિસ્તારમાં કોઈ પણ ઉમેદવાર લાયક અને સારો હોય એને વોટ ન આપવો શરઈ રૂએ ગુનાહ અને પૂરી કોમ અને મિલ્લત ઉપર અત્યાચાર સમાન છે અને જો કોઈ મત વિસ્તારમાં કોઈ પણ ઉમેદવાર સંપૂર્ણ રીતે લાયક અને સારો ન જણાય; પરંતુ તેઓ માંહેનો કોઈ એક લાયકાત અને ભલાઈના સિદ્ધાંતો ઉપર બીજાઓની તુલનામાં ગનીમત હોય તો બુરાઈ અને અત્યાચારને ઘટાડવાની નિય્યતથી એવાને પણ વોટ આપી દેવું જાઈઝ, બલકે સરાહનીય છે. જેમ કે સંપૂર્ણ નાપાકી દૂર કરવાની તાકાત ન હોય તો તેમાં ઘટાડો કરવાને અને સંપૂર્ણ અત્યાચાર રોકવાની શકિત ન હોય તો તેમાં ઘટાડો કરવાને ફુકહાએ જાઈઝ ઠેરવ્યું છે.

[જવાહિરૂલ ફિકહ : ભાગ–૨ પેજ નં. ૨૯૧ થી ૨૯૪ ઉપરથી]

માટે મુસ્લિમ ઓરતોનું બુરખા પહેરી બીજાના નામનો ખોટો વોટ આપવા જવું ઘણાં બધા ગુનાહોનું આચરણ અને નિમિત્તછે.

(૧) જૂઠી ગવાહી આપવી, જે મહાન કબીરહ ગુનો છે.

(૨) બીજાના નામનો વોટ પોતે આપી તેને પોતાના હકથી મહરૂમ

કરવું જેમાં "ગસબ"નો ગુનો લાગુ પડે છે.

(૩) પોતાને અન્ય વ્યક્તિના નામથી જાહેર કરવું, જે ધોકાબાજી અને જૂઠનું ઘણું જ વરવું રૂપ છે.

(૪) અને આ બધા ખોટા કૃત્યો આચરવા માટે ઈસ્લામના પવિત્ર આદેશ બુરખાનો આશરો લેવો જે ઈસ્લામના આદેશ સાથે ભયંકર મજાક સમાન છે.

(૫) ગેર કોમ જે બુરખા રૂપી ઈસ્લામી આદેશનું માન જાળવે છે તેઓની આ લાગણીનો ખોટો લાભ ઉઠાવી ભવિષ્યમાં અગર આ ધોકાબાજીનો ભાંડો ફૂટી જાય તો અન્ય ઈસ્લામી આદેશો પ્રત્યે તેઓના દિલોમાં તિરસ્કારની લાગણી પેદા કરવી, જે ઈસ્લામી આદેશો સાથે ભયંકર ગદ્દારી છે.

(૨) આગળ ઉપરના જવાબથી આપને ઈસ્લામી દષ્ટિએ વોટરની શરઈ હેસિયત અને મહત્ત્વ સમજાય ગયું હશે. અગર મુફ્તી સાહબ વોટ બાબત ઈસ્લામી માર્ગદર્શનથી મુસલમાનોને વાકિફ કરવા માટે જુમ્આના દિવસે મિમ્બર પાસેથી વાત કરે છે તો તેઓ ખોટું નથી કરતા, બલકે પોતાની એક ફરજ અને જવાબદારી અદા કરી રહ્યા છે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૧૨) ખ્વાબ

## ૧. હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ એ કોઈને જાગૃત હાલતમાં ઝિયારત આપેલ છે ?

**સવાલ :** જનાબે સરકારે દો–આલમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ વફાત બાદ કોઈને ખ્વાબમાં નહીં, પરંતુ જાગૃત હાલતમાં કોઈને જીસ્મ સાથે ઝિયારત આપેલ છે ?

**જવાબ :** એ પણ શકય છે. અલ્લામા સુયૂતી રહમતુલ્લાહિ અલય્હએ

એક લીસ્ટ તે અવલિયાની ગણાવી છે જેમને આ મહાન નિઅમત પ્રાપ્ત થઈ છે અને શેખ અબ્દુલ વહ્હાબ શઅરાની રહમતુલ્લાહિ અલય્હ લખે છે કે ખુદ અલ્લામા સુયૂતી રહમતુલ્લાહિ અલય્હ પણ તે ખુશ-કિસ્મત બુઝુર્ગોમાંથી છે. અલ્લામા સુયૂતી રહમતુલ્લાહિ અલય્હને સિત્તેર વખત જાગૃત હાલતમાં આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની ઝિયારત નસીબ થઈ છે. [તર્જમાનુસ્સુન્નહ ભાગ-૩ પેજ નં. ૩૮૦-૩૮૧]

## ૨. ખ્વાબથી શરીઅતનો કોઈ મસ્અલો સાબીત થઈ શકે ?

**સવાલ** : અગર કોઈ વ્યક્તિને ખ્વાબમાં કોઈ મર્હૂમ સદકો દેવાની કે ખૈરાત કરવાની પ્રેરણા આપે તો તેના ઉપર અમલ કરવું જરૂરી છે ? શું ખ્વાબ શરઈ દ્રષ્ટિએ મોઅતબર છે ?

**જવાબ** : ખ્વાબ ઉપર અમલ જરૂરી નથી અગર કોઈ સારી વાત માટે ધ્યાન અપાવે તો તે ઉપર અમલ કરવું ઠીક છે. શરઈ દ્રષ્ટિએ ખ્વાબ એવી દલીલ નથી કે જેનાથી શરીઅતની હલાલ કરેલી ચીઝ હરામ ઠરે અથવા હરામ કરેલી ચીઝ હલાલ બની જાય. મતલબ કે ખ્વાબથી શરીઅતના આદેશોમાં કાંઈ ફરક પડતો નથી.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩. "મુસલમાનોંકા ખ્વાબ નુબુવ્વતકે છિયાલીસ હિસ્સોંમેંસે એક હિસ્સા હે"નો મતલબ શું ?

**સવાલ** : "મુસલમાનોંકા ખ્વાબ નુબુવ્વતકે છિયાલીસ હિસ્સોંમેંસે એક હિસ્સા હે." [રવા. તીરમીઝી જી.૨ અબવાબે રૂઅયા] તો હદીષનો મતલબ અને મકસદ શું છે એટલે કે આ હદીષનો શું મતલબ અને સબક લેવો ?

**જવાબ** : ખ્વાબમાં કેટલીક વખત માણસ એવી વસ્તુઓ જુએ છે જે તેના ઈખ્તિયારમાં નથી. દા.ત. ગયબની એવી વાતો જેની જાણકારી મેળવવી એની શકિત બહારની વાત હતી તો એનો ઝરીયો ખુદાઈ મદદ અને ઈલ્હામ

વગર બીજુ કાંઈ હોઈ શકતું નથી, જે હકીકતમાં નુબુવ્વતની ખાસીયત છે. એટલા માટે એને નુબુવ્વતનો એક ભાગ કહેવામાં આવ્યો.

[મઆરિફૂલ–કુર્આન]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૧૩) પાકી–નાપાકી, વુઝૂ, ગુસ્લ

## ૧. નજાસત જો ગાળ્હા જીસમવાળી હોય તો તે સાડા ચાર માશા સુધી માફ છે.

**સવાલ** : એવી જ રીતે મુફતી કિફાયતુલ્લાહ સાહબ નજાસતે હકીકીય્યહના બયાનમાં 'નજાસતે ગલીઝહ કિસ કદ્ર મુઆફ હે' માં લખે છે કે "નજાસત અગર ગાળ્હે જિસ્મવાલી હે જૈસે પાખાના, પેશાબ તો વહ સાળે તીન માશા વઝન તક મુઆફ હે." પરંતુ બેહિશ્તી ઝેવરમાં આને સાડા ચાર માશા સુધી મુઆફ લખ્યું છે.

**જવાબ** : બહિશ્તી ઝેવરમાં લખેલ મિકદાર (કિંવા સાડા ચાર માશા) સહીહ છે.

[શામી ભાગ–૧ પેજ નં. ૨૩૩,
ફતાવા દારુલ ઉલૂમ ભાગ–૧ પેજ નં. ૩૩૩]

## ૨. પેશાબના કતરા ટપકવાથી જે જગ્યા ઉપર લાગશે તે જગ્યા ધોવી પડશે.

**સવાલ** : બંદાને પેશાબની શિકાયત છે. બંદો જ્યારે પેશાબથી ફારીગ થઈ જાય છે પછી અડધા અથવા એક કલાક પછી પેશાબના કતરહ પડી જાય છે. એ કતરહ પડયા પછી મને નમાઝ પઢવામાં પૂરેપૂરો શક લાગે છે અને એ શિકાયતના કારણે હું જ્યારે સવારે ગુસલ કરૂં છું તે પહેલાં પેશાબથી

ફારીગ થઈ જાઉ છું. તે પછી હું રાત્રે ઈશાની નમાઝ સુધી પેશાબ નથી કરતો. તો શું મારે પેશાબથી ફારીગ થયા બાદ કતરહ પડી જાય તો મારે વારંવાર ગુસલ કરવું પડે કે કેમ ? એ જણાવશો.

**જવાબ :** પેશાબના કતરહ ટપકવાથી ગુસલ વાજીબ થતું નથી. બલકે તે જગ્યા ધોઈ કાઢી ફરીથી વુઝૂ કરી લેવું અને જો એ કતરો કપડાં ઉપર લાગ્યો હોય તો કપડું તે જગ્યાએથી ધોઈ લેવું.

## ૩. શું જાનવરની બીટ નાપાક છે ?

**સવાલ :** કયા જાનવરની બીટ નાપાક છે ?

**જવાબ :** મરઘી, બતક, જળકુકડીની બીટ નજાસતે ગલીઝહ છે. હરામ પક્ષીઓની બીટ નજાસતે ખફીફહ છે. મરઘી બતક અને જળકુકડી વગર બીજા હલાલ પક્ષીઓની બીટ પાક છે. દાખલા તરીકે : કબૂતર, ચકલી વગેરે. ચામાચીડીયાની બીટ પણ પાક છે.

[બહિશ્તી ઝવેર ભાગ-૨ પેજ નં. ૨]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. પડવાળા રંગ સાથે નમાઝ પઢવી.

**સવાલ :** એક શખ્સનો ધંધો જ રંગકામ કરવાનો છે (એટલે લોખંડ, લાકડા ઉપર એનામલ પેન્ટ) કે જેનું પડ ચડી જતું હોય. તેવા માણસને કલર કામને કારણે હાથ, મોઢા, પગ ઉપર રંગના ઝીણાં ઝીણાં છાંટા ઉડે છે. જે નમાઝના અવકાતમાં પૂરે પૂરા દૂર કરવા ઘણા જ દુશ્વાર છે, જે સુકાઈ જવાને કારણે નીકળવા મુશ્કેલ બને છે માટે આવી હાલતમાં વુઝૂના ચાર ફર્ઝમાં એક વાળ બરાબર કોરૂ રહી જાય તો વુઝૂ, ગુસલ થતું નથી. તો આ રંગ કામના ધંધાવાળા માટે આનો શું હીલો છે ?

**જવાબ :** બદનના ભાગ પર ઓઈલ પેન્ટ લાગતો હોય કોઈ કપડું વીંટાળી લે જેથી રંગના છાંટા તે કપડાં ઉપર જ પડે, રંગ કામથી પરવારી એ કપડું કાઢી લે.

## ૫. વેસ્લીન કે તેલ ચોપડી વુઝૂ દુરૂસ્ત છે.

**સવાલ** : હાથ–પગ, મોઢા ઉપર શિયાળાના કારણે વેસ્લીન કે તેલ ચોપડવામાં આવે છે, તેના કારણે વુઝૂમાં પાણી આઝા ઉપરથી હટી જતું નજર આવે છે. તો તેલ વેસલીનવાળા ભાગને રાબેતા મુજબ ધોવાથી તેલી પદાર્થને કારણે પાણી ઠેરતું (રોકાતું) ન હોય વુઝૂમાં કે ગુસલમાં કોઈ ખલલ આવશે ખરૂં ?

**જવાબ** : વેસલીન અથવા તેલનો ચીકાસ જ માત્ર હોય તો ચાહે પાણી હટતું નજર આવતું હોય તો પણ વુઝૂ દુરૂસ્ત થઈ જશે, અલબત્ત અગર વેસલીનનું પડ બાઝી ગયેલું છે તો વુઝૂ દુરૂસ્ત નહીં થાય.

[મરાકીલ ફલાહ અલા હામિશીત્તહતાવી પેજ નં. ૩૪]

## ૬. તડકાથી ગરમ થયેલ પાણીના ઉપયોગ બાબત હુકમ.

**સવાલ** : તડકાથી ગરમ થયેલા પાણીથી વુઝૂ ગુસલ કે પીવાથી સબરસ (બર્સ) કોઢની બીમારી થાય છે તે હકીકત સહીહ છે ?

**જવાબ** : હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુનું કથન એ બાબત મૌજૂદ છે કે એવા ગરમ પાણીથી જે તડકાથી ગરમ થયેલું હોય ગુસલ અથવા વુઝૂ કરવામાં ન આવે. અલબત્ત આ હુકમ ગરમ દેશમાં ગરમીની ઋતુમાં ધાતુના વાસણમાં ગરમ થયેલા પાણી માટે છે. પીવા બાબતનો કોઈ ઉલ્લેખ નથી.

[શામી ભાગ–૧ પેજ નં. ૧૩૨]

## ૭. બનાવટી દાંતોનું ચોકઠું હોવાથી પાણી પહોંચવામાં શક હોય તો ?

**સવાલ** : મારા મોઢામાં સામેના દાંત પડી જવાથી બનાવટી દાંતોનું ચોકઠું નાંખવામાં આવેલું છે. હવે જ્યારે એ ચોકઠું ફીટ નાંખ્યું હોય તો વુઝૂ વખતે કુલ્લી કરતી વેળા મોઢાના અંદર નીચેના ભાગમાં મને એટલો ભાગ સુકો રહી જવાનો શક પેદા થયા કરે છે. તો એવી હાલતમાં મારૂં વુઝૂ કામીલ

થશે કે કેમ ? જેનાથી મને ઈબાદતમાં દિલી ઈત્મિનાન રહે.

**જવાબ** : વુઝૂમાં કુલ્લી કરવી સુન્નત છે. કુલ્લી એટલે આખા મોઢામાં પાણી પહોંચાડવું. ચોકઠું નાંખવાના લઈ આખા મોઢામાં પાણી પહોંચ્યું કે નહીં એવો શક થતો હોય તો ચોકઠું કાઢી કુલ્લી કરવી જોઈએ. તે છતાં વુઝૂ સહીહ થઈ જશે. અલબત્ત જો ચોકઠું કાઢવું મુશ્કેલ હોય તો કંઈ વાંધો નથી.

[શામી : ભાગ-૧ પેજ નં. ૮૫-૮૬]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૮ શ્વેતપ્રદર (સફેદ પાણી)થી વુઝૂ તુટી જશે.

**સવાલ** : ઔરતને શરમગાહના રસ્તે જે સફેદ પાણી પડે છે શું તેનાથી વુઝૂ તુટી જશે? તે પાણી કપડાં ઉપર પડે તો તે નાપાક ગણાશે ?

**જવાબ** : એ સફેદ પાણી નીકળવાથી વુઝૂ તુટી જશે અને એ નાપાક પણ છે, જેથી કપડાંને લાગશે તો કપડું નાપાક ગણાશે.

[ઈમ્દાદુલ ફતાવા જદીદ, હાશયએ જદીદહ-૧/૧૧૨]

## ૯. પેશાબ કર્યા પછી ટીપાં પડતા હોય તો શું કરે ?

**સવાલ** : હું જયારે પેશાબ કરૂં છું તો ઘણી કોશિશ કર્યા બાદ પાંચ -દસ મીનીટ પછી એકાદ-બે ટીપાં પડે છે. તો મારી નમાઝ થશે કે નહિં ?

**જવાબ** : આપ ઈસ્તિન્જાથી ફારિગ થયા પછી પોતાની શર્મગાહ ઉપર કપડું લપેટી લ્યો અને ટીપાં તરફથી સંતોષ થઈ જાય ત્યાર પછી કપડું હટાવી લઈ વુઝૂ કરશો તો નમાઝ થઈ જશે.અને જો વુઝૂ કર્યા પછી ટીપાં પડયા તો તે વુઝૂ તુટી ગયું અને તેનાથી પઢેલી નમાઝ થઈ નહિં. અલબત્ત અગર વુઝૂ બનાવી લીધું હતું અને ટીપાંથી ઈજારનો એક રૂપિયાની ગોળાઈ જેટલો અથવા ઓછો ભાગ ભીંજાયો હતો તો નમાઝ થઈ ગઈ અને જો એથી વધુ ભીંજાયો હતો તો ઈજાર પાક કર્યા વગર તેમાં જ પઢેલી નમાઝ થઈ નથી.

## ૧૦. હવા ખારીજ થવાની બીમારીવાળાની નમાઝ અને

**વુઝૂ:**

પાછલા માર્ગે હવા ખારીજ થવાની બીમારીમાં મુબ્તિલા છું. દર દસ પંદર મીનીટે હવા ખારીજ થયા કરે છે. કોઈ નમાઝ શાંતિથી નથી પઢી શકતો. અમુક વખતે દર રકઅતમાં હવા નીકળવા માટે તકાઝો કરે છે, હવાને રોકવાની કોશીશ કરૂં છું તો ઘણી તકલીફ થાય છે. આમ તો હું દર નમાઝ વખતે તાજું વુઝૂ કરી લઉં છું. સવાલ નીચે મુજબ છે.

**સવાલ ૧** : હું નમાઝમાં હવા ખારીજ કરી નાંખુ તો મારી નમાઝ થશે ?

**જવાબ ૧** : હવા ખારીજ કરી નાંખવાથી નમાઝ થશે નહીં.

**સવાલ ૨** : ઘણા વખતે વુઝૂ કરવાની હાલતમાં પણ હવા નિકળવા માટે તકાઝો કરે છે. કેટલા વખતે અર્ધુ વુઝૂ કરી લીધું હોય અને હવા તકાઝો કરે છે અને કોઈ વખતે ડાબો પગ ધોતો હોવ અને હવા તકાઝો કરે છે, તો આવી હાલતમાં વુઝૂ કરતી વખતે અગર હવા નીકળી જાય તો શું મારે વુઝૂ નવેનામથી દોહરાવવું પડશે ? કે જે ભાગ ધોતો હોય ત્યાંથી વુઝૂ આગળ વધારૂં ?

**જવાબ ૨** : વુઝૂ કરવાના દરમિયાન અગર હવા નીકળે તો નવેસરથી વુઝૂ દોહરાવવું પડશે.

**સવાલ ૩** : અગર હું નમાઝોના વખત શરૂ થવા પહેલાં વુઝૂ કરી લઉં તો તે વુઝૂ નમાઝ માટે ચાલશે ? મસલન્ તહજ્જુદ વખતે પાછલી રાત્રે વુઝૂ કર્યું હોય તો તે વુઝૂથી ફજરની નમાઝ પઢી શકું ? અને ચાશ્તની નમાઝ માટે વુઝૂ કર્યું હોય તેનાથી ઝોહરની નમાઝ પઢી શકું ? એવી જ રીતના અસર, મગરીબ, ઈશાની નમાઝોના ટાઈમ શરૂ થવા પહેલાં અર્ધો પોણો કલાક આગળથી વુઝૂ કરી લઉં તો આ ટાઈમ શરૂ થયા પહેલાંના કરેલા વુઝૂથી આ નમાઝો પઢી શકું ?

**જવાબ ૩** : પઢી શકો છો.

**સવાલ ૪** : અગર પગમાં મેં ચામડાના મોજા પહેર્યા હોય તો શું આ બીમારીની હાલતમાં મારે વુઝૂ કરતી વખતે મોજા ઉતારી નાંખવા કે એના

ઉપર મસો કરી લઉં એ વુઝૂ માટે કાફી થશે ?

**જવાબ ૪** : અગર પુરૂં વુઝૂ કર્યા પછી ચામડાના મોજા પહેર્યા હોય અને ત્યાર પછી હવા ખારીજ થવાથી અથવા અન્ય કોઈ કારણથી વુઝૂ તુટી જાય તો જે ઘડીએ વુઝૂ તુટયું છે તે ઘડીથી લઈ એક દિવસ રાત સુધી બીજું વુઝૂ કરતી વખતે ચામડાના મોજા ઉપર મસહ કરી શકાય.

## ૧૧. પેશાબના ટીપાથી બચવાનો ઉપાય.

**સવાલ** : પેશાબથી ફારીગ થયા પછી ઈસ્તિન્જા કરવાની હાલતમાં અંદરમાં રહેલા ટીપા ટોયલેટ પેપર પર જાહેર થાય છે. જેથી મારે પેશાબની જગ્યાને હલાવીને અંદરમાં રહેલા ટીપાઓને ખારીજ કરવા પડે છે. જેમાં લગભગ પેશાબથી ફારીગ થવામાં ૨૦ થી ૨૫ મીનીટ ટોયલેટમાં બેસી રહેવું પડે છે. ત્યાર બાદ પેપર પર ટીપા જાહેર થતા નથી અને મોટી હાજતનો તકાઝો હોય તો મોટી હાજતથી ફારીગ થયા પછી અંદરમાં રહેલો બાકી પેશાબ ટપકે છે. જેને માટે પણ પેશાબની જગ્યાને હલાવીને અંદરમાં રહેલા ટીપાઓને ખારીજ કરવા પડે છે. જેને લઈને મોટી હાજત વખતે મને ૪૦ થી ૪૫ મીનીટ ટોયલેટમાં બેસવું પડે છે. અગર હું ઈસ્તિન્જા ના કરૂં અને ફકત પાણીથી ધોઈ નાંખુ તો પાછળથી એ ટીપા નીકળે છે, તો આવી હાલતમાં ઘરમાં એક જ ટોયલેટ હોવાથી કોઈ વખતે તેમને શદીદ તકાઝો હોવાથી તકલીફ પડે છે અને મોટા મજમામાં જ્યાં ટોયલેટ પણ ઓછી હોય છે, બીજાઓને તકલીફ થાય છે. હવે સવાલ નીચે મુજબ છે :

(૧) આવી હાલતમાં હું ઈસ્તિન્જા કર્યા વગર ફકત પાણીથી ધોઈ નાંખુ એ કાફી છે કે અંદરમાં રહેલા ટીપાઓને ખારીજ કરવા જરૂરી છે ?

(૨) ઈસ્તિન્જા ના કરૂં અને ફકત પાણીથી ધોઈને ઊભો થયા બાદ પાછળથી જે કતરા નીકળે તો જીસમને ધોવું જરૂરી છે ? અને બીજા કપડા પણ બદલવા જરૂરી છે ?

**જવાબ** : (૧) અને (૨) જ્યાં સુધી અંદરમાં રહેલા ટીપાઓ નીકળી ન જાય ત્યાં સુધી ઈસ્તિન્જો કરી શકાય નહીં, અલબત્ત પૂછેલી સૂરતમાં

તકલીફથી બચવા માટે આપ એ રીત અપનાવી શકો છો કે પેશાબ પાખાના માટે અલગ લુંગી અથવા ઈજાર રાખો, પછી જ્યારે પેશાબથી ફારીગ થઈ જાઓ તો એ જગ્યાને ધોયા પછી તેના ઉપર બીજું કોઈ કપડુ અથવા ટોયલેટ પેપર એવી રીતે લપેટી લ્યો કે અંદરમાં રહેલા ટીપા નીકળે તો તેના ઉપર ચુસાય જાય. ત્યાર પછી જ્યારે એ વાતનું ઈત્મિનાન થઈ જાય કે અંદરમાં રહેલા ટીપાં નીકળી ચુકયા છે ત્યાર પછી એ કપડુ અથવા ટોયલેટ પેપર હટાવી પેશાબની જગ્યાને ધોઈ લ્યો, ત્યાર પછી વુઝૂ કરો, મોટી હાજતના તકાઝા વખતે પણ જ્યારે મોટી હાજતથી ફારીગ થઈ જાઓ તો તે જગ્યાને ધોયા પછી પેશાબની જગ્યા માટે ઉપર મુજબ રીત અપનાવો.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૨. નમાઝમાં પેશાબના ટીપા પડી જવાથી નમાઝ તૂટી જશે.

**સવાલ** : હું જ્યારે પેશાબ કરી વુઝૂ કરીને નમાઝ પઢું છું ત્યારે સિજદામાં જ્યારે હું જાઉં છું ત્યારે મને પેશાબ (એક-બે ટીપા) થઈ જાય છે. તો મારે તમને એ પૂછવાનું કે શું એ રીતે મારી નમાઝ દુરૂસ્ત થશે યા નહીં ? અને પાછળથી દોહરાવવી પડશે ? આ તકલીફ દૂર થાય તે માટે એક તાવીઝ મોકલશો.

**જવાબ** : પેશાબ (ચાહે એક ટીપું હોય તેના) થવાથી વુઝૂ તૂટી જાય છે અને વુઝૂ તૂટી ગયું તો નમાઝ પણ તૂટી ગઈ માટે એવી સૂરતમાં આપ ફરીથી વુઝૂ કરી નમાઝ દોહરાવી લો અને પેશાબના એ ટીપા શરીર અથવા કપડાના જે ભાગને લાગ્યા હોય તે જગ્યા પણ ધોઈ લઈ પાક કરી લો. (આ બાબત માટે ડૉક્ટર અથવા હકીમને મળો એમાં તાવીઝની જરૂરત નથી.)

## ૧૩. શરઈ હોઝનું ક્ષેત્રફળ.

**સવાલ** : અમે હનફી મઝહબની પેરવી કરનાર છીએ. અમારી મસ્જિદના હોઝનો નકશો તથા વિગત આ પ્રમાણે છે. હોઝનો કુલ એરીયો

૨૭ાા×૧૪ાા ફુટ એટલે કે ૩૯૧ ચો.ફુટ છે. આ હોઝનો અમુક ભાગ ધાબા નીચે તથા અમુક ખુલ્લો છે. ધાબાની નીચેવાળા ભાગની પાણીની સપાટી ધાબાને અડીને એવી રીતે રહે છે કે પાણીની સપાટી અને છત વચ્ચે કંઈ પણ અંતર નથી તથા હવા પણ મળતી નથી. વુઝૂ કરવા માટેના પાણીનો ઉપયોગ ખુલ્લા ભાગમાંથી થાય છે જેનો વિસ્તાર ૧૯×૮ ફુટ એટલે કે ૧૫૨ ચો.ફુટ છે. ઉપર દર્શાવેલ નકશા તથા આપેલ વિગત પ્રમાણે હોઝ દેહ–દર–દેહ શુમાર કરવામાં આવશે કે કેમ ? નોંધ : કિફાયતુલ મુફતીમાં છે કે હોઝનો રકબો ૨૨૫ ફુટ પાણીનો હોવો જોઈએ તથા ફતાવા રહીમીય્યહ ભાગ–૪માં ગોળ હોઝ ૩૬ ગઝ અને ઈસ્લામી તાલીમ નામની કિતાબ (કે જે દારુલ ઉલૂમ કંથારીયા તથા યુ.કે.માંથી પ્રગટ થયેલ છે)માં ગોળ હોઝ ૫૪ ફુટ હોવો જોઈએ એમ દર્શાવેલ છે. તો અમારા બતાવેલ નકશા મુજબ અમારા હોઝને ગોળ શુમાર કરવો કે કેમ ? ગોળ શુમાર ન થાય તો લંબગોળ માટે શું હિસાબ લગાવવો ?

**જવાબ** : શરઈ હોઝ દેહ–દર–દેહ હોવો જોઈએ. એક શરઈ ગઝ બરાબર દોઢ ફુટ થાય છે એટલે (દેહ–દર–દેહ) ફુટના હિસાબે ૧૫'×૧૫' થાય છે કિંવા પંદર ફુટ પહોળો અને પંદર ફુટ લાંબો જેનું ક્ષેત્રફળ (રકબો) ૨૨૫ ફુટ થાય છે. હવે એટલું જાણી લ્યો કે પહોળાઈ પંદરજ ફુટ હોય અને લંબાઈ પંદર જ ફુટ હોય એવું કાંઈ જરૂરી નથી, બલકે પહોળાઈ પંદરથી ઓછી અને લંબાઈ પંદરથી વધુ હોવાની સાથે એનું ક્ષેત્રફળ (રકબો) ૨૨૫ ફુટ યા એથી વધુ થઈ જાય છે તો તે હોઝ પણ શરઈ હોઝ કહેવાશે. દા.ત. પહોળાઈ પાંચ ફુટ અને લંબાઈ પિસ્તાલીસ ફુટ કિંવા (૪૫'×૫') છે તો પણ વાંધો નથી, કારણ કે એનું ક્ષેત્રફળ (રકબો) પણ ૨૨૫ ફુટ થઈ જાય છે. એ જ પ્રમાણે જે હોઝ ગોળ છે તેનું ક્ષેત્રફળ (રકબો) પણ ૨૨૫ ફુટ જેટલું થાય છે તો તે હોઝ પણ શરઈ જ કહેવાશે. માટે ગોળ હોઝ હોવાની સૂરતમાં એનો પરીઘ (મુહીતે–દાઈરહ) ૩૬ ગઝ(શરઈ) જે ફુટના હિસાબે ૫૪ ફુટ હશે તો તેનું ક્ષેત્રફળ (રકબો) ૨૩૨ ફુટ (જે ૨૨૫ થી કાંઈક વધુ છે) થાય છે એટલે તે હોઝ શરઈ કહેવાશે. આ બધી વિગતથી આપને સમજાય ગયું હશે

કે કિફાયતુલ મુફતી, ફતાવા રહીમીય્યહ અને ઈસ્લામી તાલીમ સૌની વાતનો ખુલાસો એક જ છે. રજૂઆતની રીતો અલગ અલગ છે. સાથે જ એપણ સમજમાં આવી ગયું હશે કે અસલ વસ્તુ એટલી જ છે કે હોઝનું ક્ષેત્રફળ (રકબો) ૨૨૫ ફુટ હોવું જોઈએ, ચાહે એનો આકાર ચોરસ હોય કે લંબચોરસ, ગોળ હોય કે લંબગોળ. આ સિદ્ધાંતને ધ્યાનમાં રાખી કોઈ પણ હોઝ વિશે શરઈ યા ગેરશરઈ હોવાનો ફેંસલો સહેલાઈથી થઈ શકે છે. [શામી : ભાગ–૧ પેજ નં. ૧૨૯] બીજી વાત એ કે પાણીની ખુલ્લી સપાટીનું ક્ષેત્રફળ (રકબો) ૨૨૫ ફુટ હોવું જરૂરી છે. હવે અગર હોઝ ઉપર ધાબુ બનાવવામાં આવેલું છે એ રીતે કે પાણીની સપાટી ધાબાને અડીને નથી રહેતી, બલકે બન્ને વચ્ચે અંતર રહે છે જેને લઈ પાણીની સપાટી ખુલ્લી રહે છે તો કાંઈ વાંધો નથી અને જો પાણીની સપાટી ધાબાથી અડીને એ પ્રમાણે રહે છે કે વચ્ચે કઈ અંતર રહેતું નથી તો તે બંધ ભાગ હિસાબમાં ગણાશે નહીં અને એ સૂરતમાં (જેમ કે સવાલમાં દર્શાવેલું છે) પાણીની ખુલ્લી સપાટીનું ક્ષેત્રફળ(રકબો) ૨૨૫' ફુટ નથી થતું તો તે હોઝ શરઈ નથી, માટે આપનો હોઝ પૂછેલી સૂરતમાં શરઈ રહ્યો નથી. એની સુધારણાની સૂરત એ છે કે થોડાક બંધ ભાગનું ધાબુ પાણીની સપાટીથી ઊંચું કરી દેવામાં આવે.

[શામી : ભાગ–૧ પેજ નં. ૧૩૦]

## ૧૪. વુઝૂના ટીપા સફો પર પડતા હોય તેવી હાલતમાં મસ્જિદમાં જવું.

**સવાલ** : વુઝૂ કર્યા બાદ વુઝુના ટીપા અઅઝા પરથી સફો ઉપર પડતા હોય તો તેવી રીતે સફો પર જવું મકરૂહ કે મના છે ?

**જવાબ** : વુઝુમાં અદબ એ છે કે એવી જગ્યાએ બેસે જેથી વુઝુમાં વપરાયેલ પાણીના ટીપા બદન અથવા કપડાને લાગવા ન પામે. [તહતાવી પેજ નં. ૪૨] જેવી રીતે પોતાના કપડાને એનાથી બચાવવું જોઈએ, એ જ પ્રમાણે મસ્જિદની સફો જેના ઉપર નમાઝ પઢવામાં આવે છે તેને પણ બચાવવાની જરૂરત છે.

**૧૫. બયતુલખલા (સંડાસ)માં ટોપી પહેરી જવાનો હુકમ.**

**સવાલ** : બયતુલખલામાં ટોપી પહેરીને જવા બાબતની શું હિકમત છે. વગર ટોપી પહેરે બયતુલખલામાં જવું સુન્નતના ખિલાફ છે? આ સવાલ કોઈ ઈશ્કાલ બાબત નથી કારણ કે બયતુલખલા નાપાકી-ગંદકીની જગ્યા હોય ત્યાં ટોપી પહેરીને જવું કઈ હિકમતના કારણે થશે?

**જવાબ** : માથું ઢાંકીને બયતુલખલામાં જવું મુસ્તહબ છે. [તહતાવી] તે ગંદી જગ્યા હોવાથી ત્યાં શયતાનોનું રહેઠાણ છે તેઓથી માથાની હિફાઝત માટે આ હુકમ છે. એટલું યાદ રહે કે આપણું કામ શરીઅતે આપેલ હુકમો ઉપર અમલ કરવાનું છે. તેની શું હિકમત છે, એ તલાશ કરવાનું નથી. ઘણાં હુકમો એવા છે જેની હિકમત સુધી આપણી અક્કલ પહોંચી શકતી નથી અને જે હુકમોની હિકમત આપણે અક્કલથી શોધી છે તેની અસલ હિકમત એ જ છે એવો ચોક્કસ દાવો પણ થઈ શકતો નથી. માટે આપણે પોતાના સ્વભાવને એ રીતનો ઘડવો જોઈએ કે તે હિકમતની માંગણી ન કરે.

**૧૬. પડી ગયેલ ગર્ભ પછી આવતું ખૂન પણ નિફાસ જ છે ?**

**સવાલ** : જે ઓરતને હમલ (ચાર માસ ઉપરનો) ગીરી ગયેલ હોય (ફોત થઈ ગયેલ હોય-કસુવાવડ થઈ ગયેલ હોય) તેના માટે પણ ૪૦ દિવસ નિફાસના કાઢવા જરૂરી છે કે કેમ?

**જવાબ** : પડી ગયેલ હાલતમાં અવયવો જાહેર થઈ ગયા હતા, તો ત્યાર પછી જે ખૂન દેખાશે તે નિફાસમાં ગણાશે. નિફાસની વધુમાં વધુ મુદત ૪૦ દિવસ છે. ઓછી મુદત માટે કોઈ મર્યાદા નથી. [શામી : ભાગ-૧ પેજ નં. ૨૨૧] દરેક ઓરતે ૪૦ દિવસ કાઢવા એ સમજવું ખોટુ છે.

**૧૭. નમાઝ પઢ્યા બાદ ખબર પડી કે જે ટાંકીના પાણીથી વુઝૂ કર્યું હતું તેમાં ખિસકોલી મરેલી હતી તો કેટલી નમાઝો દોહરાવવી પડશે ?**

**સવાલ** : ઈશાની નમાઝ માટે મસ્જિદમાં વુઝૂ કર્યા બાદ ખબર પડી કે વુઝૂ કરેલ તે પાણીની ટાંકીમાં ખિસકોલી મરેલી છે અને પાણી બસાતું હોવાથી તપાસ કરતાં ખબર પડેલ. ખિસકોલી મરેલનો પેટ ફુટેલ ન હતો તેમ ભંડારીઓ કહેલ, તો ઉપર મુજબ સદર પાણીથી વુઝૂ કરેલ જેથી નહાવાનુ, ગુસલ કરવાનું અને પહેરેલ લુગડાં બદલવાનું ફરજ થશે કે બીજા પાક પાણીથી વુઝૂ કરે નાહ્યા વગર તેજ લુગડાંથી ઈશાની નમાઝ પઢી શકાશે કે કેમ ? અને તે પ્રમાણે નમાઝ ઈશાની પઢેલ હોય તો દોહરાવવાની રહે કે કેમ ? અને જો તે પ્રમાણે નમાઝ દોહરાવવાની રહેતી હોય તો કેટલા વખતની નમાઝો ફરજ-વીતર દોહરાવવાની રહેશે જે વિગતવાર જણાવશો.

**જવાબ** : ટાંકી અગર મોટી છે કે "દેહ-દર-દેહ"ના હુકમમાં છે અને ઉપરથી એવી બંધ નથી કે પાણી તેની ઉપરના બંધ કરવામાં આવેલ ભાગને લાગતું હોય, બલકે તેનાથી છેટું રહે છે તો એ ટાંકીનું પાણી જારી પાણીના હુકમમાં છે, તેમાં ખિસકોલી યા બીજું જાનવર પડી મરી જવાથી પણ નાપાક થશે નહીં, અને તેવા પાણીથી વુઝૂ કરી પઢેલ નમાઝમાં કોઈ વાંધો આવશે નહીં. "દેહ-દર-દેહ"નો મતલબ એ છે કે જો ટાંકી ચોરસ હોય તો ચારે તરફ પંદર પંદર ફુટ મળી કુલ્લ સાઠ ફુટ સમચોરસ હોવી જોઈએ. જો ટાંકીની લંબાઈ વધુ અને પહોળાઈ ઓછી છે પરંતુ તેનું ક્ષેત્રફળ ૨૨૫' ફુટ થાય તો એ પણ "દેહ-દર-દેહ" ગણાશે.

અને ટાંકી એટલી મોટી નથી તો ખિસકોલી પડીને મરી જવાથી નાપાક થઈ ગયેલી ગણાશે. હવે જો ખિસકોલી પડવાનો વખત ખાત્રીપૂર્વક જણાય કે ફલાણા ટાઈમે પડી હતી તો ત્યારથી જ ટાંકી નાપાક ગણાય. ત્યારથી લઈ ખિસકોલી કાઢી નાંખવા અગાઉ જે-જે માણસોએ વુઝૂ કર્યું હશે અથવા કપડાં ધોયા હશે તેઓએ નમાઝ ફરી પઢવી પડશે તેમજ કપડાં ફરી ધોવા પડશે અને જો પડવાનો ટાઈમ જણાય નહીં તો ઈમામ અબૂ હનીફહ રહમતુલ્લાહિ અલય્હ ફરમાવે છે કે જ્યારે જાનવર ફૂલ્યુ ફાટયું નહીં હોય ફકત મરેલું જ નીકળ્યું હોય તો પૂરા એક દિવસ અને એક રાતની નમાઝ ફરીથી તેઓએ પઢવી પડશે. જેમણે તે પાણીથી વુઝૂ કર્યુ હશે, તેમજ તે

પાણીથી જેમણે કપડાં ધોયા હશે તે ફરીથી ધોવા પડશે અને ઈહતિયાત જો કે એમાં જ છે. છતાં સાહિબૈન કહે છે કે જ્યારે જાણ થઈ કે ખિસકોલી મરેલી નીકળી ત્યારથી ટાંકી નાપાક ગણાશે. એ પહેલાંની નમાઝ દોહરાવવાની જરૂરત નથી, ભલે મઝકૂર પાણીથી વુઝૂ કરીને પઢી હોય. એ ઉપર અમલ કરવો પણ મના નથી, જાઈઝ છે. કેટલાક લોકોએ એ વાત ઉપર ફતવો આપ્યો છે. [મુ. ગુ. ફતાવા સંગ્રહ ભાગ-૧ પેજ નં. ૧૩૧]

## ૧૮. હૈઝ-નિફાસ માટે મર્યાદા.

**સવાલ :** નિફાસ અથવા હૈઝના ખૂન બાબત કોઈ સમય મર્યાદા નક્કી નથી. પરંતુ નિફાસ અથવા હૈઝનું ખૂન પૂરો આખો દિવસ ન દેખાય તો તે ઓરત ગુસલ કરી નમાઝ શરૂ કરી આપે કે કેમ ? અને ત્યાર બાદ બીજે દિવસે ફરી દેખાય તો તે હૈઝ અથવા નિફાસનું ખૂન કહેવાશે ?

**જવાબ :** હૈઝના માટે બન્ને તરફ સમય મર્યાદા નક્કી છે. ઓછામાં ઓછું ત્રણ દિવસ અને વધુમાં વધુ દસ દિવસ. જ્યારે નિફાસ માટે વધુમાં વધુ ૪૦ દિવસની સમય મર્યાદા છે, પરંતુ ઓછામાં ઓછા માટે કોઈ મર્યાદા નથી.

હવે *દા.ત.* હૈઝ માટે ઓછામાં ઓછી જે ત્રણ દિવસની મર્યાદા છે તેમાં એવું નથી કે લગાતાર ત્રણ દિવસ સુધી હર પળે ચાલુ રહે, બલકે પૂરા દિવસમાં થોડુંક દેખાયું, પછી બીજા દિવસે થોડું દેખાયું તે પણ કાફી છે. એ કાંઈ પેશાબની જેમ નથી, બલકે થોડું થોડું કરીને આવે છે.

## ૧૯. હૈઝની હાલતમાં નખ કાપવા.

**સવાલ :** ઓરત હૈઝની હાલતમાં નખ કાપી શકે છે ?

**જવાબ :** ફતાવા આલમગીરીમાં જનાબત *કિંવા* ગુસલ ફર્ઝ હોવાની હાલતમાં નખ કાપવા મકરૂહ લખ્યું છે.

[આલમગીરી : ભાગ-૫ પેજ નં. ૫૯૮]

હૈઝની હાલતમાં નખ કાપવા બાબત સ્પષ્ટ રૂપે કોઈ હુકમ જોવામાં આવ્યો નથી. અલબત્ત, જનાબતની હાલતમાં નખ કાપવાના મકરૂહ હોવાનું

કારણ એ બતાવવામાં આવ્યું છે કે માણસનું તે અંગ નાપાકીની હાલતમાં જુદું કરવું મુનાસિબ નથી. એ જ કારણ હૈઝને પણ લાગુ પડે છે.

હૈઝની હાલતમાં મહેંદી લગાવી શકાય છે, મના નથી.

ફક્ત, અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨૦. જનાબતના ગુસલમાં મોડું કરવું, એ હાલતમાં ઝિક્રનો હુકમ.

**સવાલ** : જનાબતનું વાજીબ ગુસલ ચડેલ હોય તેવો વ્યક્તિ દુરૂદ શરીફ, તીસરો કલિમો, અઝાનની ઈજાબત, કલિમએ શહાદત વગેરેનું જબાની વિર્દ કરી શકે ?

**જવાબ** : કરી શકે છે, પરંતુ જાણી જોઈને ગુસલમાં મોડું કરવું ગુનો છે. એવા ઘરમાં રહમતના ફરિશ્તા દાખલ થતા નથી.

## ૨૧. વુઝૂ કરવાના હોજની શરઈ હકીકત.

**સવાલ** : વુઝૂ કરવાના હોજની શરઈ હકીકત શું છે ? તે બાબત હદીષથી સાબિત છે ? તે સુન્નત કે મુસ્તહબ શેનો દરજ્જો રાખે છે ? તેની અહમિયત શું છે ?

ઘણાં લોકો હોજમાં વુઝૂ કરવામાં કરાહત અનુભવે છે અને કહે છે કે લોકો હોજમાંજ કુલ્લી કરે છે, નાક સાફ કરતી વેળા નાકનો મેલ પણ અંદર ઉડે છે. જેથી હોજ એક કુંડમાં ફેરવાય જતો હોય છે.

**જવાબ** : શરીઅત તરફથી માત્ર એટલી જ પાબંદી છે કે જે પાણીથી વુઝૂ કરવામાં આવી રહયું છે, તે પાક હોય. ચાહે તે વરસાદથી સીધી રીતે લેવામાં આવ્યું હોય અથવા વરસાદના કોઈ જગ્યાએ ભેગા થયેલા પાણીમાંથી લેવામાં આવ્યું હોય અને ચાહે તે કુવા તેમજ નદીમાંથી સીધી રીતે લેવામાં આવ્યું હોય અથવા કુવા તેમજ નદીના કોઈ જગ્યાએ ભેગા થયેલા પાણીમાંથી લેવામાં આવ્યું હોય. મતલબ કે તે પાણી પાક હોવું જોઈએ. હોજના પાણીથી વુઝૂ કરવું પણ એમાંજ દાખલ છે. એ વિશે અલગ કોઈ ફઝીલત મારી જાણમાં નથી. સહાબાએ કિરામ રદિયલ્લાહુ અન્હુમનું હોજના પાણીથી વુઝૂ કરવું

હદીષથી સાબિત છે. [મુઅત્તા ઈમામ માલિક]

જ્યારે હોજના પાણીને શરીઅતે પાક ઠેરવ્યું તો હવે એનાથી વુઝૂ કરવાથી કરાહત કરવું શરીઅતે નક્કી કરેલી હદથી આગળ વધવું કહેવાય. જે ખોટું છે. આજકાલ વિપુલ પ્રમાણમાં પાણી મળી રહેવાથી લોકોનો સ્વભાવ આવો બની ગયો છે. આજે પણ જ્યાં પાણીની તંગી હોય છે, ત્યાં આવું નથી.

## ૨૨. નાની ટાંકીમાં ઉંદર પડી મરી જાય તો પુરૂં પાણી નાપાક છે.

**સવાલ** : અમારી એક હોટલ ખાણા–પીણાની છે. ત્યાં પીવાના પાણી માટે એક ટાંકી ૧૧ ફુટ લાંબી, ૭ ફુટ પહોળી અને ૧૨ ફુટ જમીનના અંદર ઊંડી છે. આ ટાંકીમાં એક ઉંદર પડી ગયો અને ફુલી ગયો, ફાટયો નથી અને બહાર કાઢી નાંખી ફેકી દીધો. ત્યાર બાદ એ ટાંકીમાં ૧ ફુટ પાણી રહી ગયું હતું કે પછી પૂરી ટાંકી ભરી કાઢી. ફરી વાપરતાં વાપરતાં એમાં પાણી ૧ ફુટ રહી ગયું અને પછી પૂરી ભરી લીધી. આમ ત્રણ ચાર વખત થયું. પુરૂં પાણી એક વાર પણ કાઢયું નથી. આ પાણી પાક ગણાશે કે નાપાક ? અમારે ટાંકીમાંથી બધું જ પાણી કાઢી સફાઈ કરવી પડશે ?

**જવાબ** : સવાલમાં પૂછવામાં આવેલ ટાંકી શરઈ હિસાબ મુજબ “દેહ–દર–દેહ” નથી એટલે ઉંદર પડી જઈ મરી જવાથી તે ટાંકીનું તમામ પાણી નાપાક થઈ ગયું. હવે જ્યારે તે બધું જ પાણી કાઢવામાં ન આવતાં છેલ્લે તેમાં એક ફુટ રહી ગયું અને તે એક ફુટ પાણી નાપાક હતું, ત્યાર પછી નવું પાણી તેમાં ઉમેરાયું, પરંતુ પહેલાંવાળા નાપાક પાણી સાથે ભળવાથી તે પણ નાપાક થઈ ગયું. આ પ્રમાણે ત્રણ ચાર વખત કરવા છતાં તે ટાંકી પાક થઈ નહીં. તમારી ફરજ હતી કે જ્યારે આ બનાવ બન્યો તે જ ટાણે એ ટાંકીને પાક કરવાની રીત ઉલમાએ કિરામથી પુછી લઈ તે મુજબ અમલ કરતે જેથી અત્યાર સુધી જે ખરાબીમાં સંડોવાયા તેની નોબત ન આવત.

હવે એ ટાંકીને પાક કરવાની રીત એ છે કે એનું પાણી વહેતું કરી

દેવામાં આવે. કિંવા મશીન ચાલુ કરી તેને એટલી ભરવામાં આવે કે તે પૂરી ભરાય ગયા પછી છલકાયને તેનું પાણી બહાર વહેવા લાગે. જ્યારે તે વહેવાનું ચાલુ થઈ જશે ત્યારે એ પાણી વહેતા પાણીના હુકમમાં આવી પાક થઈ ગયેલું ગણાશે. [આલાતે જદીદહ પેજ નં. ૧૮૪]

## ૨૩. વાળમાં કાળો પોલીશ કરવાથી વુઝૂ-ગુસલ થાય કે નહીં ?

**સવાલ** : હમણાં લોકો સલૂનમાં જઈ કાળી પોલીશ કરાવે છે. અમુક લોકોનું કહેવું છે કે વાળ કાળા કરાવવાથી વુઝૂ-ગુસલ દુરૂસ્ત નથી થતું માટે કઈ શકલમાં કાળા વાળ કરાવવા જાઈઝ નથી ?

**જવાબ** : માથા અથવા દાઢીના વાળને કાળા રંગથી રંગવા મકરૂહે તહરીમી છે. એના ઉપર હદીષે પાકમાં સખત વઈદ આવી છે. તે છતાં અગર કોઈએ કાળી પોલીશ કરાવી અને તેનાંથી એવો જ રંગ આવ્યો, જેવો મહેંદીનો રંગ આવે છે અર્થાત્ તેના લઈ વાળ ઉપર કોઈ પડ જામ્યું નથી અને તે પોલીશ વુઝૂ અથવા ગુસલનું પાણી વાળો સુધી પહોંચવામાં રૂકાવટ બનતી નથી તો એ સૂરતમાં વુઝૂ- ગુસલ દુરૂસ્ત થઈ જશે અને જો તે કાળી પોલીશ એ ટાઈપની છે કે તેના લગાવવાથી વાળો ઉપર પડ જામી જાય છે અને તેના લઈ વાળ સુધી વુઝૂ અથવા ગુસલનું પાણી પહોંચી શકતું નથી તો એ સૂરતમાં તે માણસનું વુઝૂ અને ગુસલ શરઈ રૂએ દુરૂસ્ત ઠરશે નહીં.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨૪. મહેંદી લગાવવી કેવી ? અને વુઝૂનો હુકમ.

**સવાલ** : મરદે મહેંદી લગાડવી હરામ છે કે નાજાઈઝ છે કે મકરૂહ છે ? મહેંદી લગાડેલ આ'ઝા ઉપર વુઝૂ સહીહ ગણાશે કે કેમ ?

**જવાબ** : મરદના માથા અથવા દાઢીના બાલ સફેદ થઈ ગયા હોય અને તેને ખિઝાબ રૂપે મહેંદીથી રંગવા ચાહે તો રંગી શકે છે પરંતુ હાથ અથવા પગ ઉપર મહેંદી લગાડવી મર્દ માટે જાઈઝ નથી, મકરૂહ છે. [શામી : ભાગ-૫ પેજ નં. ૨૭૧] તે છતા મહેંદી લગાડેલ અવયવો ઉપર વુઝૂ સહીહ

થઈ જશે.

### ૨૫. મરઘીની હગાર નજાસતે ગલીઝહ છે.

**સવાલ :** મારા ઘરમાં ઉપરના માળ ઉપર મેં બોયલર મરઘી પાળી છે અને હું એનું મટન અથવા આખી વેચું છું પરંતુ એ ઘરમાં મરઘીના હગારથી વધારે ગંધાય છે અને અમે એ સાફ કરતા નથી. તે ત્યાંનું ત્યાં જ પડી રહે છે. તો ઘર નાપાક થશે ખરૂં ? અથવા મરઘીને ખવડાવવા–પિવડાવવામાં કોઈ કમી રહી જાય તો તેની બદદુઆ મારા માટે જોખમી ખરી ?

**જવાબ :** મરઘીની હગાર “નજાસતે–ગલીઝહ” છે. જેવી રીતે માણસનું મળ “નજાસતે–ગલીઝહ” છે, માટે જ્યાં એ પડેલી હોય તે જગ્યા નાપાક છે. [દુર્રે મુખ્તાર શામી : ભાગ–૧ પેજ નં. ૨૧૩] રહેવાના ઘરને એની ગંધથી સ્વચ્છ રાખવું જોઈએ. કોઈ જાનવર પાળવું હોય તો એના ખવડાવવા–પિવડાવવાની પૂરી વ્યવસ્થા કરવી જરૂરી છે. [આલમગીરી : ભાગ–૧ પેજ નં. ૫૭૩] જો તે ભુખૂ–પ્યાસું રહેશે તો ગુનો થશે અને અલ્લાહ તઆલાને ત્યાં એનો સવાલ થશે. હદીષમાં છે કે એક ઓરતે બિલાડી પાળી બાંધી હતી, તેણી તેને પોતે પણ ખવડાવતી ન હતી અને છોડતી પણ ન હતી કે તે પોતે પોતાનો ખોરાક શોધી લીયે તો અલ્લાહે તે ઓરતને અઝાબમાં નાખી. [મિશ્કાત પેજ નં. ૧૬૮]

# (૧૪) અઝાન

### ૧. અઝાન માઈક ઊપર આપી શકાય છે ?

**સવાલ :** મસ્જિદોમાંથી જે ફર્ઝ પાંચ નમાઝો માટે અઝાન અપાય છે શું એ માઈક ઉપરથી આપી શકાય ? શું એ ઈસ્લામના પ્રાતઃકાળથી સાબિત છે ? શું એ રિયા નથી કે ખુશ ઈલ્હાની માટે રાગ રાગણી નથી ?

**જવાબ :** માઈક ઉપર અઝાન આપવી જાઈઝ છે. એની ગણના રિયાકારીમાં નહીં થાય, સહીહ તરીકાથી અઝાન આપવી હર હાલમાં જરૂરી

છે. ચાહે માઈક ઉપર આપે અથવા વગર માઈકે આપે.

## ૨. ઈકામતમાં ઈમામની ઈજાઝત લેવાનો શું મતલબ ?

**સવાલ :** "ઈમામની પરવાનગી વગર ઈકામત કહેવી મકરૂહ છે" તો પૂછવાનું એ કે ઈકામતમાં ઈમામની ઈજાઝત લેવાથી શું મતલબ ? કારણ કે અઝાન આપનારની પરવાનગી વગર ઈકામત કહેવી મકરૂહ છે. તે મસ્અલો જુદો લખેલો છે જ, પરંતુ ઈમામથી ઈકામતની પરવાનગી લેવાનો શું મતલબ ?

**જવાબ :** ઈકામત વડે લોકોને જમાઅત ઊભી થવાની જાણ કરવામાં આવે છે અને જમાઅતથી નમાઝ ઈમામ પઢાવે છે તો જ્યાં સુધી ઈમામ નમાઝ પઢાવવા માટે તૈયાર ન હોય ત્યાં સુધી ઈકામત કેમ કહી શકાય ? એટલા માટે જ ઈકામત કહેવા માટે ઈમામની પરવાનગી લેવાની જરૂરત રહે છે. હવે પરવાનગી લેવાનો મતલબ એ નથી કે મોઢેથી ઈમામને પૂછવામાં આવે કે ઈમામ સાહબ ઈકામત કહીએ યા નહીં ? બલકે ઈમામ અગર પહેલેથી મસ્જિદમાં મૌજૂદ હોય અને જમાઅત માટે સમય નક્કી કરવામાં આવ્યો હોય તો નક્કી કરાવેલ સમયનું થઈ જવું એ જ ઈમામની પરવાનગી કહેવાશે અને જે જમાઅતનો સમય નક્કી ઠરાવાયેલો નથી પરંતુ ઈમામ મસ્જિદમાં મૌજૂદ છે તો ઈમામની પોતાની જગ્યાએથી ઊભું થવું એ જ પરવાનગી કહેવાશે અને જો ઈમામ જમાઅતના વખતે પોતાના હુજરહમાંથી આવતા હોય તો એમનું પોતાના હુજરહમાંથી આવવું એ જ પરવાનગી કહેવાશે. મતલબ કે ઈકામતમાં ઈમામે મુઅઝ્ઝિનના તાબે નહીં બલકે મુઅઝ્ઝિનને ઈમામના તાબે રહેવું જોઈએ.

[મઆરીફુસ્સુનન ભાગ–૨ પેજ નં. ૨૧૧]

## ૩. ફજરની અઝાનમાં અસ્સલાતુ... છૂટી ગયું તો શું હુકમ છે ?

**સવાલ :** ફજરની અઝાનમાં ભૂલથી અસ્સલાતુ ખયરૂમ મિનન્નવમ છૂટી ગયું અને અઝાન ખતમ કરી દીધી તો અઝાન દોહરાવવી પડશે કે

નહીં ?

**જવાબ** : અગર તુરંત જ યાદ આવી ગયું હોય તો બેહતર એ છે કે અસ્સલાતુ... કહી અલ્લાહુ અકબર (બે વાર) લા ઈલાહ ઈલ્લલ્લાહ દોહરાવી લીયે અને જો મોડેથી યાદ આવે તો કાંઈ કરવાની જરૂરત નથી.

[આદાબે અઝાન, પેજ-૫૫]

# (૧૫) નમાઝના વખતો

## ૧. ઈશાની નમાઝનો અવ્વલ વકત.

**સવાલ** : ઈશાની નમાઝ પઢવા માટે અવ્વલ વકત કયો છે ? મગરીબ અને ઈશાની નમાઝ વચ્ચે કેટલો સમય રાખવો, પંજગાનાહ તકવીમમાં શરૂ વકતે ઈશા લખેલ છે ત્યાર પછી પાંચ મિનિટ બાદ નમાઝે ઈશાની અઝાન પઢવી સહીહ છે કે કેમ ?

**જવાબ** : સૂર્ય આથમવાની સાથેજ મગરિબનો વખત શરૂ થઈ જાય છે. વાદળ હોય તો થોડીક એહતિયાત કરી લેવામાં આવે, સૂર્યાસ્ત પછી આકાશના પશ્ચિમી કિનારા ઉપર લાલી નજર આવે છે. એ લાલી ગાયબ થતાંજ એ ભાગ ઉપર અંધારૂં છવાય જાય છે, છેલ્લે જે સફેદી દેખાય છે તેને "શફકે-અબયઝ" કહેવામાં આવે છે અને એ સફેદી ગાયબ થતાંજ મગરિબનો વખત પૂરો થઈ, ઈશાનો વખત શરૂ થઈ જાય છે, મગરિબનો વખત શરૂ થઈ ઈશાનો વખત શરૂ થવાનો દરમિયાની સમયગાળો વિવિધ જગ્યાઓએ વિવિધ મોસમોમાં ઓછો-વત્તો હોય છે, જેની જાણકારી એ માટે તૈયાર કરવામાં આવેલી તકવીમોથી મળી શકે છે, તકવીમોમાં જે ટાઈમો લખવામાં આવે છે તે હિસાબો વડે પ્રાપ્ત કરવામાં આવ્યા હોય છે અને ટાઈમ માટે વાપરવામાં આવતી ઘડીયાળોમાં પણ થોડો ઘણો તફાવત હોય છે. માટે દરેક તકવીમમાં એ તકવીમ ઉપર અમલ માટે જે એહતિયાત લખી હોય તે મુજબ અમલ કરવો, તકવીમમાં ઈશાનો જે શરૂ વખત લખ્યો હોય

તેનાથી પાંચ મીનીટ બાદ ઈશાની અઝાન આપી શકાય છે. અલબત્ત ઘડીયાળનો ટાઈમ ચોક્કસ હોવાની ખાતરી કરી લેવી જરૂરી છે.

## ૨ ઝવાલનો ખરો મકરૂહ સમય.

**સવાલ :** નમાઝની કાયમની તકવીમમાં ઉદાહરણ તરીકે ઝવાલ શરૂ થવાનો સમય ૧૨–૨૫ હોય તો ૧૫ મીનીટ સુધી મકરૂહ સમય રહે છે. એટલે ૧૨–૪૦ એ નમાઝ પઢી શકાય. તો પછી ઝોહરનો સમય ૧–૦૦ વાગે લખવામાં આવેલ હોય છે તો ૧૨–૪૦ ના ઝવાલ બાદ અઝાન અથવા ઝોહરનો સમય શરૂ ન થઈ શકે ? ૧૨–૪૦ બાદ અઝાન અને ઝોહરની નમાઝમાં કોઈ વાંધો ખરો ? શરઈ ભાષામાં સૂરજ માથા ઉપર હોવાને શું કહેવામાં આવે છે ?

**જવાબ :** સૂરજ જયારે બિલ્કુલ માથા ઉપર, કિંવા આસ્માનની વચ્ચો વચ્ચ હોય તે સમયને અરબીમાં ઈસ્તિવાઅ–નિસ્ફુન્નહાર કહેવામાં આવે છે. જેને ગુજરાતીમાં 'મધ્યાહન' કહેવામાં આવે છે. આ સમય મકરૂહ છે. સુર્યનો એક કિનારો એ મધ્યરેખા ઉપર આવી એનો બીજો કિનારો ત્યાંથી પસાર થતાં લગભગ અઢી મીનીટનો સમય લાગે છે. ખરેખરો મકરૂહ વખત એ જ છે. હવે એહતિયાત ખાતર તે પહેલાં પાંચ મિનિટ અને તે પછી પાંચ મિનિટ થોભી જાય તો કાફી છે.

## ૩. ત્રણ મકરૂહ વખતોમાં કેવા પ્રકારની નમાઝ પઢવી મકરૂહ છે ?

**સવાલ :** સૂરજ તુલુઅ વખતે, સૂરજ માથા પર હોય ત્યારે અને ગુરૂબ વખતે સજદએ તિલાવત તેમજ તે નમાઝ કે જેમાં રૂકૂઅ સજદો નથી તે પણ મના છે ?

**જવાબ :** એ ત્રણ વખતમાં જનાઝાની નમાઝ અને સિજદએ તિલાવત પણ મના છે. [દુર્રે મુખ્તાર, શામી : ભાગ–૧ પેજ નં. ૨૪૮] અલબત્ત અગર જનાઝો તે જ સમયે હાજર થયો અથવા સિજદાની આયત તે જ ઘડીએ પઢી

તો તે જનાઝાની નમાઝ અને તિલાવતનો સજદો કરી શકાય છે.

[હવાલો ઉપર મુજબ ૨૫૦]

**૪. અસરની નમાઝ પછી સજદો અથવા નમાઝ પઢવાનો હુકમ.**

**સવાલ** : ઘણાંખરા લોકોનું કહેવું છે કે અસરની નમાઝ બાદ કોઈ નમાઝ કે સજદો કરવો હરામ છે. તો ઘણાં લોકોની જમાઅત છૂટી જાય છે તો નમાઝ પછી જ્યારે દુઆ માંગે ત્યારે સજદો કરે છે તો શું એ પણ હરામ છે?

**જવાબ** : સૂર્યાસ્ત પહેલાં જ્યારે સૂર્ય પીળો પડી જાય ત્યારે કોઈ નફલ કે ફર્ઝ નમાઝ પઢવી જાઈઝ નથી, અલબત્ત તે જ દિવસની અસરની નમાઝ બાકી હોય તો પઢી શકાય છે. જનાઝો તે જ ઘડીએ તૈયાર થયો હોય તો તેની નમાઝ પઢી શકાય છે. સજદએ તિલાવતની આયત તે જ ઘડીએ પઢી હોય તો તેનો સજદો કરી શકાય છે. [શામી ભાગ-૧ પેજ નં. ૨૭૩]

અસરની ફર્ઝ પઢી ચૂકયા પછી કોઈ નફલ નમાઝ પઢવી મના છે. ફર્ઝની કઝા, સજદએ તિલાવત અને જનાઝાની નમાઝ પઢી શકાય છે.

[શામી : ભાગ-૧ પેજ નં. ૨૭૬]

નમાઝ પછી માત્ર દુઆ માટે સજદો કરવો સાબિત નથી. ફુકહા એનાથી મના કરે છે કે એના લઈ જાહિલોનો અકીદો બગડે છે.

[કિફાયતુલ મુફતી ભાગ-૩ પેજ નં. ૩૮૯]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૧૬) નમાઝ

**૧. શહાદતની આંગળી મૂકી દેવા કે ઉંચી રાખવા બાબત બે વિરૂદ્ધ ફતવા વચ્ચે સમાનતા.**

**સવાલ** : કઅદહમાં શહાદતની આંગળી એકમાં ઈલ્લલ્લાહ પર મૂકી દેવાનું આવ્યું છે જ્યારે બીજામાં સલામ ફેરવ્યા સુધી ઉંચી રાખવાનું આવ્યું

છે. આલીમ લોકોનો સમજ્યા કે અફઝલ ગેર અફઝલનો મસ્અલો. પરંતુ જ્યારે છોકરા (તાલીબે ઈલ્મ) એકજ વરસમાં આ બે કિતાબ પઢે અથવા અવામ આ બે વિરૂધ્ધ મસ્અલા વાંચે તો ગેર સમજ ઊભી થવાનો સંભવ છે. આ તરફ જરા ધ્યાન દોરવા વિનંતી.

**જવાબ** : બન્નવેમાં ઝુકાવી દેવાનું લખ્યું છે. બહિશ્તી ઝેવરમાં છે "અવર ઈલ્લલ્લાહ કહેતે વકત ઝુકા દે." [અખ્તરી બહિશ્તી ઝેવર : ભાગ-૨ પેજ નં. ૧૮] તઅલીમુલ ઈસ્લામમાં છે. "અવર ઈલ્લલ્લાહ પર ઝુકા દો."
[ભાગ-૩ પેજ નં. ૭૧]

બહિશ્તી ઝેવરના શરૂઆતના એડીશનોમાં છેલ્લે સુધી ઉંચી રાખવાનું લખ્યું હતું પરંતુ હઝરત હકીમુલ ઉમ્મત મૌલાના અશ્રફ અલી થાનવી સાહેબે(રહ.) પોતાનું એ મંતવ્ય પાછું લઈ લીધું છે.
[જુઓ હાશીયા અખ્તરી બહિશ્તી ઝેવર : ભાગ-૨ પેજ નં. ૧૮
ઈમદાદુલ ફતાવા જદીદ ભાગ-૧ પેજ નં. ૨૦૬ નો હાશીયો.]

## ૨. અત્તહિય્યાતમાં શહાદતની આંગળી ઉઠાવવા બાબત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના મંતવ્યની ચોખવટ

**સવાલ** : ઈમામે રબ્બાની હઝરત મુજદ્દિદે અલ્ફેષાની રહમતુલ્લાહિ અલય્હના મકતૂબાત શરીફ દફતર-૧, મકતૂબ-૩૧૨માં નમાઝમાં અત્તહિય્યાતમાં શહાદતની આંગળી ન ઉઠાવવું બેહતર ફર્માવ્યું છે અને એની લંબાણથી ચર્ચા પણ કરેલી છે, જે ફિકહના ઉસૂલો વગેરેથી નાવાકિફ લોકો માટે સમજવું મુશ્કેલ છે. માટે આપ એ અંગે આસાન શૈલીમાં ચોખવટ કરવા મહેરબાની કરશો તો એહસાન થશે.

**લી. અબ્દુલ્કાદિર ફાતિવાલા વલસાડ**

**જવાબ : હામિદંવ વમુસલ્લિયા** : હઝરત મુજદ્દિદે અલ્ફેષાની રહમતુલ્લાહિ અલય્હના એ મકતૂબ (પત્ર)ને સમજવા માટે ફિકહે હનફીના કેટલાક બુન્યાદી ઉસૂલોની જાણકારી આવશ્યક છે. જેને ટૂંકમાં રજૂ કરી, હઝરત મુજદ્દિદ સાહબ રહમતુલ્લાહિ અલય્હના એ મકતૂબનો ટૂંકસાર પણ

રજૂ કરીશ અને છેલ્લે તેવણના આ મંતવ્યની બુન્યાદ તથા તેનો ઉકેલ રજૂ કરીશ. ઈન્શાઅલ્લાહ.

### મસાઈલના ત્રણ પ્રકારો

ફિકહે હનફીમાં જે મસાઈલનો સમાવેશ છે, તેને ઉલમાએ કિરામે ત્રણ પ્રકારમાં વહેંચ્યાં છે.

### મસાઈલનો પહેલો પ્રકાર

પહેલો પ્રકાર, મસાઈલે ઉસૂલ અથવા ઝાહિરી રિવાયતના મસાઈલ કહેવાય છે.

આ તે મસ્અલાઓ છે જે ઈમામ અબૂ હનીફા રહમતુલ્લાહિ અલય્હના ખાસ શાગિર્દ ઈમામ મુહમ્મદ રહમતુલ્લાહિ અલય્હની છ પ્રખ્યાત કિતાબો :

(૧) મબસૂત (૨) ઝિયાદાત
(૩) જામિએ સગીર (૪) જામિએ કબીર
(૫) સિયરે સગીર (૬) સિયરે કબીર

માંથી કોઈપણ એક કિતાબમાં મવજૂદ હોય.

### મસાઈલનો બીજો પ્રકાર

બીજો પ્રકાર મસાઈલે નવાદિર અથવા ગેર ઝાહિરી રિવાયતના મસાઈલ કહેવાય છે.

આ તે મસ્અલાઓ છે જે
ઈમામ અબૂ હનીફા (રહ.) તથા આપના શાગિર્દો
ઈમામ અબૂ યૂસુફ (રહ.)
ઈમામ મુહમ્મદ (રહ.)
ઈમામ ઝુફર (રહ.)
ઈમામ હસન બિન ઝિયાદ (રહ.)

વગેરેથી નકલ કરવામાં આવ્યા હોય. પરંતુ તે ઉપરોકત છ કિતાબોમાં નહીં, બલકે એ સિવાયની ઈમામ મુહમ્મદ (રહ.)ની બીજી કૃતિઓ અથવા ઈમામ અબૂ યૂસુફ (રહ.)ની કિતાબ 'અલ અમાલી' અથવા ઈમામ હસન બિન ઝિયાદ (રહ.)ની કિતાબ 'અલ મુજર્રદ'માં મવજૂદ હોય.

### મસાઈલનો ત્રીજો પ્રકાર

ત્રીજો પ્રકાર ફતાવા અને વાકિઆત અથવા મસાઈલે નવાઝિલ કહેવાય છે.

એની હકીકત એ છે કે ફિકહે હનફીના આધારસ્તંભ સમા ઉપરોક્ત ઈમામોના યુગ પછી કોઈ ઘટના ઘટી અને તે વિશે ત્યારના મહાન આલિમોથી શરઈ હુકમ પૂછવામાં આવ્યો અને તેઓએ એ વિશે ઉપરોક્ત ઈમામોમાંથી કોઈનું કથન ન હોવાને લઈ હનફી પંથના બુન્યાદી સિધ્ધાંતોને લક્ષમાં રાખી, તે ઘટના અને બાબતનો હુકમ બતાવ્યો.

### ફત્વા અને અમલ માટે બુન્યાદી ઉસૂલ

(૧) હવે ફત્વા તથા અમલ માટે એક બુન્યાદી ઉસૂલ એ સર્વે માન્ય છે કે મસાઈલના આ ત્રણેય પ્રકારોમાંથી

★ પહેલાં પ્રકારમાં કોઈ મસ્અલો મવજૂદ હોય, તો તે મુજબ અમલ કરવામાં આવે અને ફત્વો પણ તે મુજબ જ આપવામાં આવે.

★ નહિં તો (જો પહેલાં પ્રકારમાં મવજૂદ ન હોય તો) બીજા પ્રકારમાંથી (ફત્વો આપવામાં આવે) અને

★ તેમાં પણ (બીજા પ્રકારમાં પણ) મવજૂદ ન હોય, તો ત્રીજા પ્રકારમાંથી (ફત્વો આપવામાં આવે) અને

★ જો પહેલાં તથા બીજા પ્રકારના મસ્અલાઓમાં આપસમાં એવો વિરોધાભાસ હોય કે તેમાં સામ્યતા લાવવી શક્ય ન હોય તો પહેલાં પ્રકારને જ તરજીહ (ઉપરવટ) અને પ્રથમ પસંદગી આપવામાં આવશે.

(૨) ઈસ્લામના ચારેય ફિકહી પંથના સ્થાપકો

ઈમામ અબૂ હનીફા (રહ.) (જેમનો પંથ ફિકહે હનફી કહેવાય છે),

ઈમામ માલિક (રહ.) (જેમનો પંથ ફિકહે માલિકી કહેવાય છે),

ઈમામ શાફિઈ (રહ.) (જેમનો પંથ ફિકહે શાફિઈ કહેવાય છે) અને

ઈમામ અહમદ (રહ.) (જેમનો પંથ ફિકહે હમ્બલી કહેવાય છે)

ની તરફથી બધા જ ઉલમાએ કિરામ આ વાત એક મતે નકલ કરે છે કે તેઓએ ફરમાવ્યું કે :

"જયારે કોઈ હદીષનું સહીહ (સ્પષ્ટ અને ગેર મન્સૂખ) હોવું સાબિત થઈ જાય (અને તે એમના ફિકહી પંથથી વિરુદ્ધ હોય, તો તે હદીષ ઉપર અમલ કરવામાં આવશે અને) તે જ એમનો પંથ કહેવાશે."

★

પરંતુ આ ચારેય ઈમામો તરફથી આ વાત નકલ કરનાર તમામ મહાન આલિમો સર્વાનુમતે સ્પષ્ટ શબ્દોમાં એવું પણ લખે છે કે :

"આ હક અને અધિકાર દરેક સામાન્ય–અસામાન્ય માણસને નહિં, બલકે તેને જ મળશે જે હદીષોમાં વિચાર અને મનન કરવાની લાયકાત ધરાવતો હોય, અને હદીષોમાં કઈ હદીષ 'મનસૂખ' (કિંવા જેની ઉપર અમલની મુદ્દત ખતમ થઈ ચૂકી હોય) અને કઈ હદીષ 'મુહકમ' (કિંવા જેના ઉપર અમલ ચાલુ હોય) છે, તે સંપૂર્ણ રીતે જાણી તેમાં ફર્ક કરી શકતો હોય, અને તેમાં પ્રવીણ હોવાની સાથો સાથ 'ઈજતેહાદ'ની શર્તો ઉપર પૂરો ઉતરતો હોય."

એટલા માટે જ એ પંથના મહાન અને પ્રવીણ આલિમો, જે ઉપર મુજબની લાયકાત ધરાવતા હોય, જયારે કોઈ હદીષ વિ.માં સંપુર્ણ વિચાર–મનન કરી તેને અમલમાં મુકશે તો એ મસ્અલાને પણ પંથના સ્થાપક તરફ મનસૂબ કરવામાં આવશે, કારણ કે એ વાત ચોક્કસ છે કે જો તેવણ સમક્ષ પોતાની દલીલની કમઝોરી આવી જતે તો તેઓ એને છોડી મઝબૂત દલીલ ઉપર આધારિત વાતને જ ગ્રહણ કરતે.

(૩) એ જ પ્રમાણે અગર કોઈ બાબતમાં બે કથન મવજૂદ હોય અને તેમાંથી એકને તે પંથના મહાન અને મોટા ભાગના આલિમોએ સહીહ ઠરાવ્યું હોય અને સાથે જ હદીષોથી પણ તેને જ પુષ્ટી મળતી હોય તો તે ઉપર અમલ કરવામાં આવશે.

### મતભેદની અસલ હકીકત

હવે તશહહુદમાં 'લા ઈલાહ ઈલ્લલ્લાહ' કહેતી વેળા આંગળી ઉઠાવવા વિશે હનફી પંથના કેટલાક આલિમોનો જે મતભેદ છે તેની અસલ હકીકતથી પણ વાકિફ થવું જરૂરી છે.

ફિકહના ત્રણેવ મહાન ઈમામો–

ઈમામ માલિક (રહ.),

ઈમામ શાફિઈ (રહ.),

ઈમામ અહમદ (રહ.)

અને તેમના અનુયાયીઓ એ વેળા આંગળી ઉઠાવવાના સુન્નત હોવા ઉપર સર્વ સંમત છે, એ જ પ્રમાણે ફિકહે હનફીના ત્રણેવ આધારસ્તંભ ઈમામો–

ઈમામ અબૂ હનીફા (રહ.),

ઈમામ અબૂ યૂસુફ (રહ.),

ઈમામ મુહમ્મદ (રહ.)

અને એમના પહેલાં–યુગના અનુયાયીઓ પણ એના સુન્નત હોવા ઉપર એક–મત છે. અલબત્ત પાછલા–યુગના કેટલાક ઉલમામાં એ બાબતે મતભેદ પડયો અને એ કારણને લઈને જ ફિકહે હનફીની કેટલીક કિતાબો અને ફતાવાઓમાં એના સુન્નત હોવાનો ઈનકાર કરવામાં આવ્યો.

ઉલમાના એ મતભેદની બુન્યાદ ઈમામ મુહમ્મદ (રહ.)ની કિતાબ 'મબસૂત'નો એક શબ્દ બન્યો. એ શબ્દની છણાવટ અને સ્પષ્ટીકરણમાં કેટલાકે આગ્રહ સેવ્યો કે એનાથી એવું ફલીત થાય છે કે ઈશારો કરવો મકરૂહ છે.

જયારે એ જ યુગના કેટલાક બીજા આલિમોનું કહેવું એમ છે કે 'મબસૂત'ના એ શબ્દથી ઈશારાનું મકરૂહ હોવું સાબિત થતું જ નથી.

સાથે જ એ પણ યાદ રાખવું જરૂરી છે કે ઈમામ મુહમ્મદ (રહ.) એ પોતાની પ્રખ્યાત કિતાબ 'મુઅત્તા ઈમામ મુહમ્મદ'માં જયાં તેઓએ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)ની તે રિવાયત નકલ કરી છે જેમાં તશહહુદમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમના આંગળી ઉઠાવવાનો નિર્દેશ છે, ત્યાં સ્પષ્ટ શબ્દોમાં લખ્યું છે કે

"હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમની આ સુન્નત ઉપર જ અમારો અમલ છે અને એ જ ઈમામ અબૂ હનીફહ (રહ.)નું કથન છે."

એ જ પ્રમાણે ફિકહે હનફીની પ્રખ્યાત કિતાબ ‘હિદાયહ’ની શરહ ‘ફત્હુલ કદીર’ (જેના કર્તા મહાન અને મુહક્કિક આલિમ અલ્લામહ ઈબ્ને હુમામ (રહ.) છે) તેમાં ઈમામ અબૂ યૂસુફ (રહ.)ની કિતાબ ‘અલ–અમાલી’થી ઈમામ અબૂ યૂસુફ (રહ.)નો પણ એ જ કવલ (પંથ) નકલ કર્યો છે.

આ વિગતથી આપણે તારવી શકીએ છીએ કે ફિકહે હનફીના આધારસ્તંભ ત્રણેવ ઈમામો આંગળી ઉઠાવવાના સુન્નત હોવા ઉપર એકમત છે.

### હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ની દલીલ

હવે ફિકહે હનફીના બુન્યાદી ઉસૂલોને નજર સમક્ષ રાખી, આ બાબત ચર્ચા કરતાં હઝરત મુજદ્દિદ સાહબ (રહ.) પોતાના એ મકતૂબમાં એવું સાબિત કરે છે કે :

“જયારે ‘મબસૂત’માં ઈશારાનું સુન્નત ન હોવું લખાયેલુ છે, અને ‘મબસૂત’ તે કિતાબોમાંથી છે જેમાં આવેલની ગણના પહેલાં પ્રકારમાં થાય છે, તો પછી તેને છોડી બીજા પ્રકારમાં આવેલ મસ્અલાને આપણે કેવી રીતે અમલ માટે ગ્રહણ કરી શકીએ ? ચાહે તે ફિકહે હનફીના ત્રણેવ ઈમામોથી કેમ ન કરવામાં આવ્યું હોય ? કારણ કે ‘મુઅત્તા ઈમામ મુહમ્મદ’ તથા ‘અલ–અમાલી’ તે છ કિતાબોમાંથી નથી, જેના મસ્અલાઓને ઝાહિરી–રિવાયત અથવા મસાઈલે ઉસૂલની ઉપમા જેમ સ્થાન આપવામાં આવ્યું છે.”

આ છે હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ના મકતૂબનો ખુલાસો અને ટૂંકસાર.

### મહાન આલિમોના મોટા વર્ગનું મંતવ્ય

પરંતુ અગાઉ રજુ કરેલી હકીકતથી આપણે જાણી ચુક્યા છીએ કે ‘મબસૂત’ના તે શબ્દમાં સ્પષ્ટ રીતે ઈશારાને મકરૂહ કહેવામાં આવ્યો નથી કે તેના સુન્નત હોવાનો ઈનકાર નથી. બલકે આ વાત તો પાછલા યુગના કેટલાક આલિમોએ એ શબ્દના સાર રૂપે કહી છે.

જયારે એ યુગના બીજા કેટલાક ઉલમા એ વાતથી સંમત નથી. સાથે જ આગલા યુગના કોઈ આલિમથી પણ આવી વાત નકલ કરાવામાં આવી નથી.

તો હવે, 'આંગળી ન ઉઠાવવા'વાળા મસ્અલાને 'મબસૂત'નો મસ્અલો ઠેરવી પહેલાં પ્રકારમાં કેવી રીતે શામિલ કરી શકાય ?

સારાંશ કે, આપણે એવું કહી શકીએ છીએ કે પહેલાં-પ્રકારના મસાઈલમાં એનું બયાન જ નથી, જયારે બીજા પ્રકારના મસાઈલમાં 'આંગળી ઉઠાવવાનો' સ્પષ્ટ હુકમ મવજૂદ છે.

એટલા માટે જ, ફિક્હે હનફીના મહાન આલિમોનો મોટો વર્ગ (બલકે થોડાકને છોડીને બધાં જ) આંગળી ઉઠાવવાને સુન્નત કહે છે.

ખાસ કરી, જયારે કે (બુખારી શરીફ સિવાય) હદીષની તમામ કિતાબોમાં હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમના અમલ રૂપે એનું બયાન મવજૂદ છે અને એ વિશે કુલ અગિયાર સહાબીઓ (રદિ.)થી રિવાયતો આવેલી છે.

**આ મસ્અલા વિશે લખાયેલી કિતાબો**

એક સમયે આ મસ્અલો ચર્ચાનો વિષય રહી ચુકયો છે. (ખાસ કરી સમરકંદ, બુખારા, અફઘાનીસ્તાન વગેરે ઈસ્લામી સલ્તનતના ઉત્તરના રાજ્યોમાં.) એટલા માટે જ આ વિષય ઉપર અલગ પુસ્તિકાઓ પણ ઘણી લખાયેલી છે, જેની સંખ્યા હઝરત મવલાના યૂસુફ બિન્નોરી (રહ.)ની જાણ મુજબ ત્રીસની છે : જેના કર્તાઓમાં-

મુલ્લા અલી કારી (રહ.),
અલ્લામહ શામી (રહ.) તથા
હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ના બે સાહબઝાદાઓ,
શેખ મુહમ્મદ સાદિક (રહ.) અને
શેખ મુહમ્મદ સઈદ (રહ.) તથા
શાહ અબ્દુલ અઝીઝ દહેલ્વી (રહ.),
શેખ મુહમ્મદ મઝહર દહેલ્વી (રહ.),

શેખ અલી મુત્તકી (રહ.) અને

કાઝી ષનાઉલ્લાહ પાનીપતી (રહ.)

જેવા મહાન આલિમો અને બુઝુર્ગોનો પણ સમાવેશ થાય છે.

લગભગ આ તમામે લંબાણ ચર્ચાના અંતે આંગળી ઉઠાવવાને સુન્નત ઠેરવ્યું છે.

ખુદ હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ના સાહબઝાદાઓ તથા આપના મહાન ખુલફામાં જેમની ગણના થાય છે એવા શેખ આદમ બિન્નોરી (રહ.) પણ આ મસ્અલામાં હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)થી સંમત નથી.

હઝરત મુજદ્દિદ સાહબ (રહ.) એ જે ચર્ચા આ વિષય ઉપર પોતાના મકતૂબમાં કરી છે, તેની બુન્યાદ માત્ર એટલી જ છે કે તેઓ એને મસાઈલનાં પહેલાં પ્રકારમાંથી સમજયા છે, જયારે વાસ્તવિકતા એમ નથી.

### હઝરત શાહ વલીયુલ્લાહ (રહ.)નું મંતવ્ય

હઝરત શાહ વલીયુલ્લાહ દહેલ્વી (રહ.) પોતાની પ્રખ્યાત કિતાબ 'હુજ્જતુલ્લાહિલ બાલિગહ'માં નમાઝની ચર્ચા કરતાં આ મસ્અલા વિશે લખે છે કે

'ઈમામ મુહમ્મદ (રહ.) એ એને ''મબસૂત''માં ટાંકયો નથી, અને ''મુઅત્તા''માં એનો સમાવેશ કર્યો છે. કેટલાક લોકો ''આંગળીનું ઉઠાવવું ઝાહિરી રિવાયતમાં નથી'' અને 'ઝાહિરી રિવાયત એ છે કે આંગળી ન ઉઠાવવી' આ બન્નેવ બાબતોમાં ફર્ક ન કરી શકયા.'

### હઝરત મવલાના બિન્નોરી (રહ.)નું મંતવ્ય

હઝરત મવલાના બિન્નોરી (રહ.) આ વિષયની છણાવટ કરતાં લખે છે કે

'એમાં શંકાને કોઈ સ્થાન નથી કે હઝરત મુજદિદ સાહબ (રહ.) એ પોતાના એ મકતબમાં શુદ્ધ ફિકહી ઉસૂલો વડે અને દલીલની જેટલી શક્તિ શકય છે તે વડે ઘણાં જ સંયમ થી પોતાની રજૂઆત કરી છે અને ઈશારાનો ઈન્કાર કરવામાં સંપુર્ણ ઈલ્મી તથા ફિકહી ઢબ ઘણી જ મતાનત અને સંજીદગી સાથે અપનાવી છે.

પરંતુ એમની મહાનતા અને ઉલૂમ તથા મઆરિફમાં ઉચ્ચ સ્થાને બિરાજમાન હોવા તેમ જ હકાઈક બયાન કરવામાં એમનો પાયો ઘણો જ બુલંદ હોવા છતાં સત્ય એ છે કે આ મસ્અલામાં હક એમની સાથે નથી.

એ વતરોક હઝરત મુજદ્દિદ સાહબ (રહ.) તે મહાન લોકોમાંથી છે જેઓ જહાલત અને બિદઅતના મેદાનોમાં સુન્નતના પ્રચાર માટે ઊભા થયા અને લોકોને સુન્નતના અનુકરણની દઅવત આપી, તેમ જ સૂફીઓના વર્ગમાં જે બિદઅતો અને રિવાજો પ્રસરી ચૂક્યા હતા તેના ઉપર કડક શબ્દોમાં પ્રહારો કર્યાં છે.

તેઓ પોતાના મકતૂબાતમાં કેટલાયે ઠેકાણે લખે છે કે :

"અબુલ હસન નરી, બાયઝીદ બુસ્તામી અને ફલાણા ફલાણાની વાતોથી દલીલ પકડવાની જરૂર નથી. દલીલ તો ઈમામ અબૂ હનીફહ, ઈમામ અબૂ યૂસુફ, ઈમામ મુહમ્મદ (રહ.)ની વાતોથી પકડવામાં આવશે, કારણ કે દરેક ફન માટે એના જાણકારો હોય છે."

માટે એમની જ આ વસિય્યતના આધારે આપણે કહી શકીએ છીએ કે આ બાબતમાં હઝરત મુજદ્દિદ (રહ.) જેવા ઈમામે રબ્બાનીનું અનુકરણ એમના અનુયાયીઓ માટે જરૂરી નથી, બલકે આ એમનું એક ફિકહી મંતવ્ય છે અને તેઓ મઅસૂમ ન હતા.

જયારે અમારી સમક્ષ ઉમ્મતના મહાન આલિમોએ રજૂ કરેલી સ્પષ્ટ અને મઝબૂત દલીલો મવજૂદ છે, તો તેને ગ્રહણ કરવું જરૂરી છે અને એ માટે ખુદ હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ના સાહબઝાદા તથા એમના મહાન ખલીફાનુ દષ્ટાંત અમારી સમક્ષ છે.

**હઝરત મવલાના ખલીલ અહમદ સહારનપૂરી (રહ.)નું મંતવ્ય**

અને આ બાબતે હઝરત મુજદ્દિદ સાહબ (રહ.) તરફથી ક્ષમા રૂપે હઝરત મવ. ખલીલ અહમદ સહારનપૂરી (રહ.)ના શબ્દોમાં એમ કહી શકાય કે :

'તેઓ સમક્ષ બધી હદીસો આવી ન હતી અને તેઓએ આ મસ્અલામાં આલિમોનો મતભેદ જોયો, તો પોતાની જાણકારી મુજબ આંગળી ન

ઉઠાવવાને બેહતર લેખ્યું અને એમના જ સિલસિલાના મહાન બુઝુર્ગ હઝરત મિર્ઝા મઝહર જાને જાનાં (રહ.)એ પોતાના મકતૂબાતમાં એમના તરફથી મઅઝિરત કરતા લખ્યું છે : 'હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)ના સમય–કાળમાં હિન્દુસ્તાનમાં હદીષની કિતાબો આટલી બહોળી રીતે પ્રસરી ન હતી.'

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**આધાર ગ્રંથો**

આ જવાબની તૈયારીમાં નીચે મુજબની કિતાબો નજર સમક્ષ રહી અને એના આધારે જ જવાબ લખાયો છે.

(૧) 'મકતૂબાત' કર્તા : હઝરત મુજદ્દિદ સાહબ (રહ.)

(૨) 'શર્હે ઉકૂદે રસ્મુલ મુફતી'

(૩) 'રદ્દુલ મુહતાર શર્હે દુર્રે મુખ્તાર'

(૪) 'રિસાલહ રફઉત્તરદ્દુદ' કર્તા : અલ્લામહ શામી (રહ.)

(૫) 'બઝલુલ મજહૂદ શર્હે અબૂ દાવૂદ' ભા.૫
કર્તા : હઝરત મવલાના ખલીલ અહમદ સાહબ (રહ.)

(૬) 'ફતાવા અઝીઝી' ભાગ–૧
કર્તા : શાહ અબ્દુલ અઝીઝ (રહ.)

(૭) 'રસાઈલુલ અરકાન'
કર્તા : મવ. અબ્દુલ અલી બહરૂલ ઉલૂમ (રહ.)

(૮) 'મઆરિફુસ્સુનન શર્હે તિરમીઝી' ભાગ–૩
કર્તા : હઝરત મવલાના બિન્નોરી (રહ.) વગેરે.

(નોંધ : આ ફતવો 'મકતૂબાતે હઝરત મુજદ્દિદ (રહ.)'ના ગુજરાતી ભાષાંતર 'દુર્રે લાસાની' જિ : ૧, પત્ર : ૩૧૨ – પ્રતિ :મીરમુહમ્મદ નોઅમાન (રહ.)ના હેઠળ છપાઈ ચુકયો છે – સંપાદક)

## ૩. જહ્‌રી નમાઝમાં ઉતાર ચઢાવથી કિરાઅત કરવા બાબત.

**સવાલ** : જહરી નમાઝમાં ચઢાવ ઉતાર સાથે કિર્અત પઢવું શું હુકમ

રાખે છે ? એનાથી નમાઝમાં કોઈ જાતની કરાહત આવશે ?

**જવાબ :** અગર એ રીતે પઢવાથી કોઈ કલિમો પોતાની જગ્યાએથી હટતો ન હોય અને કોઈ હર્ફની અદાયગીમાં જરૂરતથી વધારે લંબાણ ન થતું હોય તો વાંધો નથી. અલબત્ત એટલો ખ્યાલ રાખવો જરૂરી છે કે ગાનારાઓ સાથે મુશાબહત ન થાય.

[શામી ભાગ–૫ પેજ નં. ૨૯૯, આલમગીરી ભાગ–૫ પેજ નં. ૩૧૭]

## ૪. કઝાએ ઉમરીની રીત.

**સવાલ :** મને ખબર નથી કે મારી કેટલી નમાઝ કઝા થઈ છે તો મારે ક્યાં સુધી કઝાએ ઉંમરીની નમાઝો ચાલુ રાખવી ?

**જવાબ :** જેટલી મુદ્દતની નમાઝો તમારા વધુ પડતા મત મુજબ છૂટી હોય તેની કઝા કરવી. કિંવા ખૂબ વિચાર વિમર્શ કરી એક ચોક્કસ અંદાઝ નક્કી કરવો. દા.ત. પંદર વરસની ઉંમરે બાલિગ થયા અને ચાર પાંચ વર્ષ સુધીની નમાઝો છોડી અથવા કોઈક વાર પઢી અને કોઈક વાર છોડી મૂકી અને એ મુદ્દત તમારા ચોક્કસ અંદાઝ મુજબ ચાર વર્ષની થાય છે તો તે પ્રમાણે એટલી નમાઝો પઢી લેવી. જેવી રીતે કે દુન્યામાં કોઈનું કરજ આપણાં ઉપર હોય અને ખરો આંક યાદ ન હોય તો અંદાઝ અને આસરો કાઢીને અદા કરીએ છીએ કે તેનો એક પૈસો પણ આપણાં ઝિમ્મે બાકી ન રહે. એ જ પ્રમાણે વિચારીને કે કેટલા સમયની નમાઝો છૂટી છે તેને કઝા કરી લેવી જોઈએ અને બેહતર એ જ છે કે કાંઈક વધુ પઢી લીયે કે ફાયદો જ ફાયદો છે કે ખરેખર માથા ઉપર હશે તો ફર્ઝ અદા થશે નહીં તો નફલ બની જશે.

[ફતાવા દારુલ ઉલૂમ મુદલ્લલ મુકમ્મલ ભાગ–૪ પેજ નં. ૩૫૩,
મતબૂઅહ કરાંચી : ભાગ–૧, પેજ નં. ૨૫૩]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫. જુમ્આના દિવસે ફજરમાં કઈ સૂરતો પઢવી સુન્નત છે ?

**સવાલ :** જુમ્આના દિવસે ફજરની ફર્ઝ નમાઝમાં કઈ સૂરતો પઢવી

સુન્નત છે ?

**જવાબ :** નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમથી જુમ્આના દિવસે ફજરની નમાઝમાં પહેલી રકઅતમાં સૂરએ સજદહ અને બીજી રકઅતમાં સૂરએ દહર પઢવાનું સાબિત છે. માટે બરકતરૂપે આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ એને પઢતા હતા, એ વાત નજર સમક્ષ રાખી પઢે. તે છતાં કોઈક વાર તે સિવાયની સૂરતો પણ પઢે, જેથી કોઈ જાહિલ નાવાકિફના માટે ગેરસમજ ઉત્પન્ન થવાનું કારણ ન બને.

### ૬. ફજર અને અસર બાદ લાંબી દુઆ કરાવવું સાબિત છે ?

**સવાલ :** ફજર અને અસરમાં ફર્ઝ નમાઝ બાદ ઈમામ સાહિબે લાંબી દુઆ કરાવવું હદીષથી સાબિત છે ? એક સાહિબે ઈલ્મનું કહેવું છે કે ફજર અને અસરમાં લાંબી દુઆ કરવું (ઈમામ સાહિબે) મસ્નૂન છે.

**જવાબ :** જે નમાઝો પછી સુન્નતે મોઅકકદહ છે તેમાં ટૂંકી દુઆ કરવી જોઈએ અને જે નમાઝો પછી સુન્નત નથી (ફજર, અસર) તે નમાઝ પછી જેટલી વાર દુઆ કરે ઈખ્તિયાર છે.

[કિફાયતુલ મુફતી : ભાગ—૩ પેજ નં. ૩૦૮]

અલબત્ત એટલી વાર દુઆ માંગે કે મુકતદીઓ માટે અગવડ ન પેદા થાય અને લંબાણ એમને નાગવાર ન બને.

[કિફાયતુલ મુફતી ભાગ—૩ પેજ નં. ૩૦૭]

### ૭. પતિ અને પત્ની જમાઅતથી નમાઝ પઢી શકે ?

**સવાલ :** પતિ—પત્ની ખેતરમાં રહેતા હોય તો તે બન્ને જણાં જમાઅતથી નમાઝ પઢે ?

**જવાબ :** પઢી શકે, પણ ઓરત પાછળ ઊભી રહે. [દુર્રે મુખ્તાર]

### ૮. નાના છોકરાઓને મુકતદી બનાવી જમાઅત સાથે નમાઝ પઢવી.

**સવાલ** : મસ્જિદમાં જમાઅતના સમયે ફકત ઈમામ સાહબ અને નાના છોકરાઓ છે, કોઈ બાલિગના આવવાની શકયતા જ નથી. તો ઈમામે શું કરવું જોઈએ ? નાના છોકરાઓને મુકતદી બનાવી નમાઝ શરૂ કરવી યા નહીં ? જમાઅતનો સવાબ મળશે ?

**જવાબ** : નાબાલિગ છોકરાઓ અગર સમજદાર છે, જેઓ નમાઝ, જમાઅત શું છે તે સમજે છે તો તેઓને મુકતદી બનાવી જમાઅત થઈ શકે છે. બલકે માત્ર એવો એક છોકરો હશે તો પણ જમાઅત થઈ જશે. [બદાઈઅ : ભાગ–૧ પેજ નં. ૧૫૬] અલબત્ત એટલું યાદ રહે કે જુમ્આની નમાઝમાં માત્ર છોકરાઓથી કામ નહીં ચાલે.

## ૯. કિરાઅતમાં ગલતી થવાથી સજદએ સહવ વાજીબ નથી.

**સવાલ** : કિરાઅતમાં ગલતી જવાથી ભૂલનો સજદો કરવો પડશે ? કિરાઅતમાં પહેલી ત્રણ આયતોમાં ગલતી જાય તો સજદએ સહવ કરવો પડશે ?

**જવાબ** : કિરાઅતની ગલતી ઉપર 'સજદએ સહવ' વાજીબ નથી થતો. અલબત્ત એવી ભૂલ થઈ હોય જેનાથી અર્થ એકદમ બદલાય જઈ અનર્થ થઈ જાય તો નમાઝ ફરી પઢવી પડશે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૦. સજદહમાં જતી વખતની તકબીર છોડનાર મુસલ્લીની નમાઝ બાબત ચોખવટ.

**સવાલ** : ઈમામ સાહબ સજદહમાં જતી વખતે છેલ્લા સમયે "અલ્લાહુ અકબર" કહે અને પાછળના મુકતદી "અલ્લાહુ અકબર" કહેતા નથી તો કહેવું જરૂરી છે ? અને આજ સુધી તેઓમાંથી કોઈએ "અલ્લાહુ અકબર" કહ્યું નથી તો હવે તેનો હુકમ શું છે ?

**જવાબ** : નમાઝમાં રૂકૂઅ તેમજ સજદા વગેરેમાં જતી વખતે કહેવામાં આવતી તકબીર કિંવા "અલ્લાહુ અકબર" જેવી રીતે ઈમામ કહે છે એ જ

પ્રમાણે તેની પાછળ નમાઝ પઢતા મુકતદીએ પણ કહેવું સુન્નત છે. ફરક માત્ર એટલો જ છે કે ઈમામ જોરથી કહે અને મુકતદી આહીસ્તાથી કહે. અગર કોઈ આદમી એ તકબીર ન કહે તો તે માણસ સુન્નત છોડનાર કહેવાશે. હવે અગર તેણે ભૂલથી તકબીર નથી કહી તો તેનાથી નમાઝ તુટતી નથી અને સજદએ સહવ પણ વાજીબ થતો નથી અને તે માણસ ગુનેગાર પણ થતો નથી અને જો જાણીબુઝીને નથી કહી તો એમ કરવાથી નમાઝ તુટતી નથી અને સજદએ સહવ પણ વાજીબ થતો નથી પરંતુ એ રીતે છોડનાર માણસ મલામત પાત્ર છે. [ઉમ્દતુલ ફિકહ ભાગ-૨ પેજ નં. ૧૦૨]

## ૧૧. ઓરત સફેદ કપડા પહેરી નમાઝ પઢી શકે છે ?

**સવાલ** : ઓરત સફેદ કપડા પહેરી નમાઝ પઢી શકે છે કે નહીં ? (ઓઢણી, ફરાક, સલવાર બધું જ સફેદ છે.) અથવા સફેદ ઈજાર છે અને ઉપરનું કોઈ પણ કલરવાળું છે તો શું ઓરતની નમાઝ થશે કે નહીં ? ખુલાસાવાર જવાબ આપશો.

**જવાબ** : ઓરત સફેદ લિબાસ પહેરી નમાઝ પઢી શકે છે. ચાહે સંપૂર્ણ લિબાસ સફેદ હોય અથવા કોઈ એકાદ બે વસ્તુ સફેદ હોય એમાં શરઈ રૂએ કોઈ વાંધો નથી.

## ૧૨. દિવસની શરૂઆતમાં બે રકઅતથી કઈ નમાઝ મુરાદ છે ?

**સવાલ** : હદીષે કુદસી છે "અય આદમકી ઔલાદ તું દિનકે શરૂઆત મેં દો રકઅત પઢને સે આજીઝ ન બન, મેં તેરે પૂરે દિનકા કફીલ બન જાઉંગા." તો પૂછવાનું એ કે આ હદીષે કુદસીથી મુરાદ ફજરની ફર્ઝ બે રકઅત છે કે ઈશરાકની બે રકઅત છે ?

**જવાબ** : મિશ્કાતમાં તિરમીઝી તેમજ અબૂ દાવૂદના હવાલાથી એ રિવાયતમાં ચાર રકઅતનો ઉલ્લેખ છે. [પેજ નં. ૧૧૬] મિશ્કાતનાં મુસન્નિફે એ રિવાયતને "સલાતુઝઝુહા"ના પ્રકરણમાં સમાવેલી છે. ઈમામ અબૂ દાવૂદ રહમતુલ્લાહિ અલય્હએ પણ એ જ પ્રકરણમાં લીધી છે. ઈમામ

તિરમીઝી રહમતુલ્લાહિ અલય્હએ પણ "સલાતુઝઝુહા"નો વપરાશ ઈશરાક અને ચાશ્ત બન્ને માટે થાય છે, જેથી રાજેહ એ જ છે ઈશરાક અને ચાશ્ત મુરાદ છે, તે છતાં એની શરહમાં ફજરની સુન્નત તથા ફર્ઝ મુરાદ હોય શકે છે એ કથન પણ મૌજૂદ છે. [મિશ્કાત : ભાગ-૩ પેજ નં. ૨૦૧, બઝલુલ મજહૂદ ભાગ-૭ પેજ નં. ૩૨, ૩૩]

## ૧૩. ફજર-અસરની નમાઝ પછી દુઆમાં વક્ફો.

**સવાલ :** ફજર-અસરની જમાઅતની નમાઝના સલામ બાદ દુઆમાં વક્ફો રાખવાનું શું કારણ ? શું સલામ બાદ તુરંત દુઆ શરૂ કરે તો સુન્નતના ખિલાફ ગણાશે ?

**જવાબ :** તુરંત જ દુઆ કરે. અથવા દુઆ બિલ્કુલ નહિં કરે, તો પણ ચાલશે, મુસ્તહબ રીત એજ છે, જે સવાલમાં જણાવી છે.

## ૧૪. ઈમામ સાહબ સાથે રૂકૂઅ ન કરનાર મુકતદીઓની નમાઝ નો હુકમ.

**સવાલ :** રમઝાન શરીફની તરાવીહ દરમિયાન હાફિઝ સાહેબની કિરાઅતમાં ભૂલ થવાથી મુકતદીઓમાંથી કોઈએ લુકમો આપ્યો, છતાં ઈમામ સાહેબને તે આયત ઝહનમાં ન આવતા તકબીર કહી રૂકૂઅમાં ચાલ્યા ગયા અને લગભગ ૭૫ ટકા મુકતદીઓ પણ ઈમામ સાહેબ સાથે રૂકૂઅમાં ગયા. પરંતુ કેટલાક મુકતદીઓને તકબીર ન સંભળાતા રૂકૂઅમાં શરીક થઈ શક્યા નહિં અને ઈમામ સાહેબે તસ્મીઅ કહી ત્યારે તેમને ખ્યાલ આવ્યો કે રૂકૂઅ થઈ ગયો. ઉપરોકત સૂરતમાં ઈમામ સાહેબ તેમજ (રૂકૂઅ કરનાર અને ન કરનાર) મુકતદીઓ માટે આ બે રકઅતનો શું હુકમ છે ? થઈ જશે કે દોહરાવવી પડશે તો કોને? બધાને જ કે અમુકને ?

**જવાબ :** ઈમામ સાહેબે અને જે મુકતદીઓએ રૂકૂઅ કર્યો હતો. ચાહે ઈમામની સાથે રૂકૂઅ કર્યો અથવા ઈમામના રૂકૂઅથી ઊભા થઈ ગયા પછી કર્યો તે સૌની નમાઝ થઈ ગઈ અને જે મુકતદીઓએ રૂકૂઅ કર્યો નથી, તેઓએ હવે રકઅત દોહરાવવી પડશે. [શામી]

## ૧૫. ચાશ્તની નમાઝ કેટલી રકઅત પઢી શકાય ?

**સવાલ** : ફઝ. સદકાત પેજ – ૧૨૬ લીટી –૪ (સદકેકે બાબમેં) 'ઔર કુછ ન મિલે તો ચાશતકી દો રકઅત નફિલ સબકે કાઈમ મુકામ હય' તો અકસર ફઝાઈલની કિતાબોમાં તેમજ જમાઅતમાં નીકળવાના ટાઈમે ચાશ્તની ચાર રકઅતનુ સાંભળવામાં આવે છે. જયારે ઉપરોકત કિતાબમાં બે રકઅતનો ઉલ્લેખ છે. તો ખરેખર ચાશ્તની કેટલી રકઅત છે ?

**જવાબ** : બે રકઅત પળ્હવા થી પણ ચાશ્ત અદા થઈ જશે. અલ્બત્ત, કમાલનો અદના દરજ્જો ચાર રકઅત અને ઉચ્ચ દરજ્જો બાર રકઅત છે.

[શામી ભાગ –૧, સફ્રા : ૫૦૫]

## ૧૬. મોબાઈલની સ્વીચ (બટન) ચાલુ રાખી નમાઝની જમાઅતમાં શામીલ થવું.

**સવાલ** : અકસર લોકો મસ્જિદમાં ફર્ઝ નમાઝના વખતે પણ મોબાઈલની સ્વીચ (બટન) બંધ નથી કરતા, જેના કારણે ચાલુ નમાઝે મોબાઈલની રીંગ (મ્યુઝીક) વાગતી રહે છે તો એના વિશે શું હુકમ છે?

**જવાબ** : નમાઝના સમયોમાં મસ્જિદના અંદર કોઈ પણ એવું કૃત્ય આચરવું જેનાથી નમાઝ પઢનારાઓની નમાઝમાં ખલેલ પડતી હોય જાઈઝ નથી, ચાહે તે કૃત્ય દીની કેમ ન હોય. દા.ત. નમાઝના સમયે જોરથી તિલાવત કરવું, ઝીક્ર કરવું, જોરથી કિતાબ પઢવું વગેરે. દીની અને સવાબના કામો હોવા છતાં તેની ઈજાઝત એટલા માટે નથી કે એનાથી નમાઝ પઢનારાઓની નમાઝમાં ખલેલ પડે છે. આપ વિચારી શકો છો કે નમાઝના દરમિયાન ઉપરોકત દીની અને નેકીના કામો સુધ્ધાંની ઈજાઝત આપવામાં આવી નથી, તો જમાઅતની નમાઝ ચાલી રહી હોય એવી હાલતમાં કોઈના મોબાઈલમાંથી જોર જોરથી સંગીતનો અવાજ મસ્જિદમાં રણકી ઉઠે એની કયા ગુંજાઈશ હોય શકે છે ? જ્યારે કે સંગીત બાબત સખ્ત વઈદો હદીષે પાકમાં આવી છે. એના ઉપર જમીનમાં ધસાવી દેવા અને ઈન્સાની ચહેરાઓના બગાડી દેવા સુધ્ધાંના અઝાબની વઈદો સંભળાવવામાં આવી

છે અને હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ પોતાની બઅસત કિંવા પોતાને નબી બનાવીને મોકલાવવામાં આવવાનો આશય અને મુખ્ય હેતુ રાગ અને વાજાઓને મિટાવવાનો બતાવ્યો હોય, એવી હાલતમાં ઉમ્મતીનું પોતાના ગજવામાં એવા સાધનને ખુલ્લા રાખીને મસ્જિદમાં જવું અને નમાઝમાં શામેલ થવું, જેના પરિણામ રૂપ નમાઝીઓથી ભરેલી પૂરી મસ્જિદના મુસલ્લીઓની નમાઝ તેની રીંગની અવાજથી ખરાબ થવાનો ડર ઊભો થઈ જાય, આ કૃત્ય કેટલું ગુનાહિત અને વખોડવાપાત્ર હોય શકે છે તેનો વિચાર જ કરવો રહ્યો. માટે જે લોકો આ રીતે નમાઝોને ખરાબ કરવાના ગુનાહમાં જાણ્યે અજાણ્યે સપડાય છે તેઓએ પુરૂં ધ્યાન આપી વિચારવાની જરૂરત છે કે આ રીતે તેઓ મસ્જિદમાં આવી પોતાની આખિરત સુધારી રહ્યા છે ? અથવા બગાડી રહ્યા છે ? નમાઝ પઢનારની સામેથી પસાર થવાની મનાઈ હદીષમાં આવી છે, તેનું મુખ્ય કારણ પણ એ જ છે કે તેના પસાર થવાને લઈ નમાઝીનું ધ્યાન નમાઝથી હટી જાય છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો ઈર્શાદ છે કે નમાઝીની સામેથી પસાર થનારને ખબર પડી જાય કે એના ઉપર કેટલો મોટો ગુનો છે ? તો એના માટે ચાળીસ વર્ષ ત્યાં ઊભા રહેવું નમાઝીની સામેથી પસાર થવાની તુલનામાં બહેતર છે. [કશ્ફુન્નીકાબ : ભાગ–૫ પેજ નં. ૩૦૧]

યઝીદ ઈબ્ને નમીરાન કહે છે કે મેં એક અપંગ આદમીને જોયો તો તેણે કહ્યું કે એક વાર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ નમાઝ પઢી રહ્યા હતા, ત્યારે હું ગધેડા ઉપર સવાર થઈ આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના સામેથી પસાર થયો તો આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું : “એ અલ્લાહ ! એના પગના નિશાનોને ખતમ કરી દે.” ત્યાર પછી હું ચાલી નથી શક્યો. [ભાગ–૫ પેજ નં. ૩૦૦]

એક વાર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ અસરની નમાઝ પઢાવી રહ્યા હતા. તો એક કુતરૂં આવ્યું જે નમાઝીઓની સામેથી પસાર થવા ચાહતું હતું, તો નમાઝીઓમાંથી એક આદમી બોલ્યો, એ અલ્લાહ ! એને રોકી દે, તે કુતરૂં ત્યાં જ મૃત્યુ પામ્યું. જ્યારે નબીએ કરીમ

સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ નમાઝથી ફારિગ થયા તો ફરમાવ્યું : "તમારામાંથી કોણે તેના માટે બદદુઆ કરી હતી ?" તો એક શખ્સ બોલ્યા કે "મેં, અય અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ !" તો હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું કે : "અગર પૂરી એક ઉમ્મત માટે બદદુઆ કરી હોત તો પણ કબૂલ થઈ જાત." [ભાગ-૫ પેજ નં. ૩૦૦]

ઉપરોક્ત હદીસો ઉપર વિચાર કરવાની જરૂરત છે કે નમાઝીની સામેથી પસાર થનાર ચૂપચાપ તેની પાસેથી પસાર થઈ જાય છે, તે છતાં તેના માટે આટલી સખ્ત વઈદો છે. કારણ કે તેના આ પસાર થવાને લઈ નમાઝમાં ખલેલ પડી રહી છે. તો જે લોકો પોતાનો મોબાઈલ ખુલ્લો રાખી જમાઅતની નમાઝમાં શામેલ થાય છે અને પછી નમાઝના દરમિયાન તેમનો મોબાઈલ શૈતાની અવાજ કિંવા સંગીત રેલાવીને પૂરી મસ્જિદના નમાઝીઓની નમાઝમાં ખલેલ પાડી રહ્યો છે તેણે શું ડરવાની જરૂરત નથી ? કાંઈ એવું ન થાય કે કોઈ અલ્લાહના નેક બંદાની જબાનથી બદદુઆના શબ્દો નીકળી જાય અને બરબાદીનું કારણ બને.

દુનિયાના શાહી દરબારો અને અદાલતો માટે ચોક્કસ આદાબ મુકર્રર હોય છે, જેને હર એક માણસ જાણે છે. મસ્જિદ તમામ બાદશાહોના પેદા કરનાર અલ્લાહ તઆલાનો અઝીમુશ્શાન દરબાર છે, એટલે એના પણ કાંઈક આદાબ છે જે હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ આપણને શીખવાડયા છે. દરેક મુસલમાન પર જરૂરી છે કે તેને જાણે અને તે મુજબ ચાલવાની કોશિશ કરે. [આદાબુલ મસાજીદ પેજ નં. ૨૯]

કેટલાક બુઝુર્ગોથી નકલ કરવામાં આવ્યું છે કે જ્યારે તેઓ મસ્જિદના દરવાજા ઉપર પહોંચતા હતા તો ડરના માર્યા તેમનો રંગ પીળો પડી જતો હતો. લોકોએ પૂછયું તો ફરમાવ્યું કે : લોકો જ્યારે દુનિયાના કોઈ હાકિમના દરબારમાં જાય છે તો તેઓ ઉપર તેનો દબદબો છવાઈ જાય છે અને ડરે છે કે કોઈ વાત દરબારના અદબો અને હાકિમની શાનના વિરૂદ્ધ ન થઈ જાય, તો અહકમુલ હાકિમીનના દરબારની હું એટલી પણ તઅઝીમ ન કરૂં ? જેટલી એક સામાન્ય હાકિમની કરવામાં આવે છે. આ ડરને લઈ મારો રંગ પીળો

પડી જાય છે કે આ ખુદાઈ દરબારની શાનના વિરૂદ્ધ કોઈ કૃત્ય ન થઈ જાય.
[આદાબુલ મસાજીદ પેજ નં. ૩૦]

હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુના ખિલાફતકાળમાં એક વાર એક માણસ કોઈક વસ્તુ લઈને નમાઝ પઢવા માટે મસ્જિદમાં આવ્યો. હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુ નમાઝમાં મશ્ગૂલ હતા. પેલા માણસે એ વસ્તુ સફની આગળ નાંખી દીધી અને પોતે નમાઝમાં શામેલ થઈ ગયો. (જેમ કે આજ કાલ આમ તૌર પર લોકો કરે છે.) હઝરત ફારૂકે આ'ઝમ રદિયલ્લાહુ અન્હુ જ્યારે નમાઝથી ફારિગ થયા તો પેલા માણસને સજા કરી કે તેં નમાઝીઓને ખલેલ પાડી. [કિતાબુલ એઅતિસામ લિશ્શાતબી] આ બનાવ નકલ કરી હઝરત મુફતી શફીઅ સાહબ રહમતુલ્લાહિ અલય્હ લખે છે "એનાથી જણાયું કે કોઈક વસ્તુ નમાઝીઓના સામે એવી રીતે મુકવી અથવા ઉઠાવવી જેનાથી તેઓનું ધ્યાન એ તરફ થઈ જાય, ખોટું છે, અલબત્ત અગર હિફાઝતની જરૂરતને લઈ પોતાનો સામાન ધીરેથી એવી રીતે મુકે કે નમાઝીઓને ખલેલ ન પડે તો વાંધો નથી." [આદાબુલ મસાજીદ : પેજ નં. ૪૦]

ઉપરોક્ત બનાવમાં પેલા માણસે પોતાની વસ્તુ ધીરેથી મુકવાને બદલે નાંખી દીધી, જેનાથી અવાજ પેદા થવાને લઈ નમાઝીઓની નમાઝમાં ખલેલ પડવાનો ભય થયો, એ બુનિયાદ પર હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુએ પેલાને સજા કરી. જે લોકો પોતાનો મોબાઈલ ખુલ્લો રાખી મસ્જિદમાં આવે છે અને નમાઝના દરમિયાન તે મોબાઈલ વાગવાનું શરૂ થાય છે, તેના લઈ જમાઅતમાં શામેલ અથવા મસ્જિદમાં મૌજૂદ બધા જ નમાઝીઓની નમાઝમાં જે રીતની ભયંકર ખલેલ પડે છે તેનાથી કોઈ અજાણ નથી. એવો માણસ કેટલી સજાનો હક્કદાર થઈ શકે છે ?! તે વિચારવું જ રહ્યું. વળી મોબાઈલમાંથી નિકળતી અવાજ ઘંટડીની હોય તો પણ કેટલી ખતરનાક છે. તેનો અંદાજ હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના ઈર્શાદથી થઈ શકે છે. આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું : "એવા સફરના સાથીઓ (અને કાફલો) જેઓની સાથે કુતરૂં અથવા ઘંટડી હોય, તેઓ સાથે ફરિશ્તાઓ રહેતા નથી." [મુસ્લિમ શરીફ] અને હુઝૂર સલ્લલ્લાહુ

અલય્હિ વ સલ્લમ ફરમાવે છે કે ઘંટડી શૈતાનની વાંસળી (પિપૂડી) છે.

[અબૂદાવુદ શરીફ]

ઘંટડીની અવાજ જેમાં કોઈ ખાસ આકર્ષણ નથી હોતું તેના માટે હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ ઉપર મુજબ ફરમાવી રહ્યા છે તો પછી આજ કાલના મોબાઈલોમાં જે પ્રકારના ટોનો પ્રચલિત થઈ રહ્યા છે તેને લઈ તો લગભગ સંગીત જેવી હરામ વસ્તુને પ્રોત્સાહન મળી રહ્યું છે.

કુર્આને પાકમાં 'સૂરએ બની ઈસરાઈલ'માં અલ્લાહ તબારક વ તઆલા શૈતાનને સંબોધી ફરમાવે છે કે : "તું પોતાની અવાજ વડે તેઓમાંથી જેને પણ ફોસલાવી શકતો હોય તેને ફોસલાવી લે." આ આયતની તફસીર કરતા ઈમામ ઈબ્ને કસીર રહમતુલ્લાહિ અલય્હ લખે છે કે : "ઉપરોકત આયતમાં શૈતાની અવાજથી મુરાદ ગાવું બજાવવું છે." ઈમામ મુજાહિદ રહમતુલ્લાહિ અલય્હ ફરમાવે છે "એનો મતલબ એ છે કે એ ઈબ્લીસ ! તું તેઓને ખેલ તમાશાઓ અને ગાવા વગાડવા વડે દબાવ." અને હઝરત ઈબ્ને અબ્બાસ રદિયલ્લાહુ અન્હુ ફરમાવે છે કે : "ઉપરોકત આયતમાં દરેક તે અવાજ મુરાદ છે જે અલ્લાહની નાફરમાની તરફ દાવત આપતી હોય." હઝરત કતાદહ રહમતુલ્લાહિ અલય્હનું પણ આ જ કથન છે અને ઈબ્ને જરીર રહમતુલ્લાહિ અલય્હએ પણ તેને જ અપનાવ્યું છે.

હાફિઝ ઈબ્ને કય્યીમ (રહ.) ફરમાવે છે : "અને દરેકને ખબર છે, ગુનાહ તરફ દાવત આપવાવાળી વસ્તુઓમાં ગાવું વગાડવું સૌથી વધીને છે. અને એટલા માટે જ (કુર્આને પાકમાં વપરાયેલ શબ્દ) 'શૈતાનની અવાજ' ની તફસીર એ જ કરવામાં આવી છે."

[અહસનુલ ફતાવા ભાગ–૮ પેજ નં. ૩૮૧]

બુખારી શરીફમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો ઈર્શાદ છે કે : "મારી ઉમ્મતમાં કેટલાક લોકો પેદા થશે જેઓ ઝિના, રેશમ, શરાબ અને રાગ વાજાઓને હલાલ સમજશે."

વર્તમાનયુગમાં મોબાઈલમાં વિવિધ ટોનોના નામે લોકો જે પ્રકારની છૂટછાટ લઈ રહ્યા છે, તેનાથી એવું જ ફલિત થાય છે કે તેઓ આ રાગો

(ટોનો)ને હલાલ સમજી રહ્યા છે.

મુસ્નદે અહમદ, અબૂદાવૂદ અને ઈબ્ને માજહમાં એક રિવાયત છે. હઝરત નાફેઅ રહમતુલ્લાહિ અલય્હ ફરમાવે છે કે : "હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર રદિયલ્લાહુ અન્હુમા રસ્તે ચાલી રહ્યા હતા અને એક ભરવાડની પિપૂડીનો અવાજ આવવા લાગ્યો, તરત જ બન્નેવ કાનોમાં આંગળીઓ નાંખી લીધી અને રસ્તાથી એક તરફ હટીને ચાલવા લાગ્યા અને વારંવાર મને પૂછતા હતા કે : 'શું વાંસળીનો અવાજ આવી રહ્યો છે?' હું જવાબમાં અરજ કરતો : 'જી હાં !' એવી જ રીતે આંગળીઓ કાનમાં નાંખી ચાલતા રહ્યા, ત્યાં સુધી કે મેં કહ્યું કે : 'હવે અવાજ નથી આવતો.' ત્યારે આંગળીઓ કાનોમાંથી બહાર કાઢી રસ્તે ચાલવા લાગ્યા, પછી ફરમાવ્યું : 'એક વેળા હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ સાથે પણ આવો જ બનાવ બન્યો, તો નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ પણ પોતાના મુબારક કાનોમાં આંગળીઓ નાંખી લીધી અને આવું જ કર્યું."

[અહસનુલ ફતાવા : ભાગ-૮ પેજ નં. ૩૮૩]

વિચારવાની જરૂરત છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ જે અવાજને એક પળ માટે સાંભળવાનું પસંદ ન કર્યું. આ જ આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના નામ લેનારાઓ, તેના પર એટલા ફિદા છે કે એક પળ માટે તેની જુદાઈ મંજૂર નથી. નમાઝ પઢવા માટે મસ્જિદમાં આવે છે ત્યારે પણ મોબાઈલ ખુલ્લો રાખી મસ્જિદ જેવી પવિત્ર જગ્યાને આ પ્રકારના શૈતાની અવાજ વડે અપવિત્ર કરવાની ચેષ્ટા કરવાથી ચુકતા નથી.

નમાઝ માટે મસ્જિદમાં આવવાનો આશય એ હોય છે કે માણસ પોતાની બધી જ દુન્યવી તેમજ અન્ય પ્રવૃત્તિઓ બંધ કરી ચોક્કસ સમય માટે અલ્લાહના દરબારમાં હાજરી આપી અલ્લાહ સાથે પોતાનો સંબંધ મજબુત કરે છે અને એટલા માટે જ દરેક તે કૃત્ય જે નમાઝથી તેના ધ્યાનને હટાવનારૂં હોય, કરવાની ઈજાઝત નથી. કોઈક વ્યક્તિને પેશાબ અથવા પાખાનાનો સખ્ત તકાઝો હોય એવી હાલતમાં નમાઝ પઢવાની ઈજાઝત નથી. બલકે

એવી હાલતમાં નમાઝ પઢવું મકરૂહેતહરીમી છે. હદીષમાં એની મનાઈ આવી છે. કારણ કે એવી હાલતમાં નમાઝ પઢવાનો મતલબ એ થયો કે આ માણસ જાહેરી દેખાવમાં તો નિય્યત બાંધી અલ્લાહ સમક્ષ ઊભો રહે છે, પરંતુ વાસ્તવમાં તેનું દિલ અલ્લાહ તરફ કેન્દ્રિત હોતું નથી. વળી, નમાઝ માટે જે પ્રકારની તૈયારી શરીઅત કરાવે છે તેનો આશય પણ એ જ છે કે માણસ ફર્ઝ નમાઝ પઢવા માટે જ્યારે ઊભો થાય તો સંપૂર્ણ રીતે નમાઝમાં તલ્લીન થઈ જાય અને એની પૂર્વ તૈયારી રૂપે જ ફર્ઝ નમાઝ પહેલાં સુન્નત નમાઝ રાખવામાં આવી. જેથી સુન્નત પઢીને એક રીતે તેનો સંબંધ અલ્લાહ સાથે જોડાય અને ફર્ઝ નમાઝ એવી હાલતમાં શરૂ કરે કે તેનું દિલ બધી જ પ્રવૃત્તિઓથી સંપૂર્ણ રીતે કટાઈને અલ્લાહ પ્રતિ કેન્દ્રિત થઈ ચુકયું હોય.

એનો તકાઝો તો એ હતો કે મોબાઈલને પોતાની સાથે મસ્જિદમાં જ લઈ જવામાં ન આવે, પરંતુ અગર એ પ્રકારનો હુકમ લગાવવામાં આવતે તો એક એવી વ્યક્તિ જે સફર દરમિયાન અથવા અન્ય કોઈ જરૂરતે ઘરેથી નીકળી હોય અને સાથે મોબાઈલ ફોન હોય, તેના માટે પણ પરેશાની ઊભી થતે. એટલે જ બંધ હાલતમાં મોબાઈલને સાથે લઈ જવાની પાબંદી તો લગાવવામાં આવી નથી. પરંતુ તેને ખુલ્લો રાખી લઈ જવું નમાઝ માટે મસ્જિદમાં જવાના અસલી આશય અને મકસદના બિલ્કુલ વિરૂદ્ધ છે.

માટે મોબાઈલ ફોન વાપરનાર દરેક વ્યક્તિની દીની ફરજ છે કે મસ્જિદમાં પ્રવેશતા પહેલાં પોતાનો મોબાઈલ બંધ કરી આપે અને જાણી બુજીને જે લોકો મોબાઈલ ખુલ્લો રાખી મસ્જિદમાં જઈ રહ્યા છે તેઓ ગુનેગાર અને ટીકા પાત્ર તેમજ વખોડવા પાત્ર છે.

નમાઝ પહેલાં મોબાઈલ બંધ કરવાનું યાદ નહીં રહ્યું અને ભૂલથી મોબાઈલ ખુલ્લો રહેવાને લઈ નમાઝના દરમિયાન ઘંટડી વાગવા લાગી એ સૂરતમાં અમલે કસીર વગર ઘંટડી બંધ કરવાનું શકય હોય તો બંધ કરી આપે અને જો ઘંટડી બંધ કરવા માટે અમલેકસીર કરવો પડતો હોય તો એ રીતે ફોન બંધ કરવાથી નમાઝ ફાસીદ થઈ જશે.

અમલે કસીર કોને કહે છે ? તે બાબત રાજેહ કથન એ છે કે દરેક તે

અમલ (કિંવા કૃત્ય) જેના કરવાથી દૂરથી જોનાર માણસને એવું લાગે કે આ માણસ નમાઝમાં નથી, તો તે અમલે કસીર છે અને જો તે આટલી હદે ન પહોંચતું હોય તો એ અમલે કલીલ કહેવાશે અને એનાથી નમાઝ તૂટશે નહીં.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૭. દોહરાવવામાં આવેલ નમાઝના નવા ઈમામ અને મુકતદીઓની નમાઝનો હુકમ.

**સવાલ :** ○ ફજરની નમાઝ વખતે મસ્જિદના કાયમી નિયુકત ઈમામ આવ્યા ન હતા એટલે એક બીજા શખ્સે ઈમામત કરી. પહેલી રકઅતમાં સુરહની થોડી આયતો પઢી અને અટકી ગયા. ઘણો લાંબો સમય (એક–બે મિનિટ) ચુપ રહ્યા. પછી મઝકૂર સૂરહના બદલે બીજી સૂરહ પઢી. છેવટે સહવનો સિજદહ કરવા વગર સલામ ફેરવીને નમાઝ પૂરી કરી.

○ મુકતદીઓએ વાંધો લેવાથી નમાઝ દોહરાવવામાં આવી. એ વખતે મસ્જિદના કાયમી નિયુકત ઈમામ આવી ગયા હોવાથી બીજી નમાઝની ઈમામત તેમણે કરી.

○ મઝકૂર ઈમામ પ્રથમ નમાઝમાં શામિલ ન હતા એટલે મુકતદીઓએ ફરી પાછો વાંધો લેવાથી નમાઝ ત્રીજી વખત દોહરાવવામાં આવી. એની ઈમામત પ્રથમ નમાઝમાં શામિલ એક શખ્સે કરી.

○ બીજી નમાઝના મઝકૂર ઈમામે ત્રીજી નમાઝમાં મુકતદી તરીકે નમાઝ અદા કરી.

○ મોડા આવનાર મુકતદીઓ પૈકી કેટલાક દોહરાવેલી બન્નેવ નમાઝમાં શામિલ થયા અને કેટલાક માત્ર દોહરાવેલી બીજી નમાઝમાં શામિલ થયા.

**તો નીચેના પ્રશ્નોના જવાબો આપવા ગુઝારિશ છે :**

(૧) ઉપર પ્રમાણે બે વખત દોહરાવવાથી નમાઝ સહીહ થઈ કે નહીં ?

(૨) દોહરાવેલી નમાઝની ઈમામત બીજો શખ્સ કરી શકે કે નહીં ?

(૩) દોહરાવેલી બન્નેવ નમાઝમાં શામિલ મુકતદીઓની નમાઝ સહીહ

થઈ કે નહીં ?

(૪) દોહરાવેલી માત્ર બીજી નમાઝમાં શામિલ થનાર મુકતદીઓની નમાઝ સહીહ થઈ કે નહીં ?

(૫) દોહરાવેલી પ્રથમ નમાઝમાં ઈમામત કરનાર અને દોહરાવેલી બીજી નમાઝમાં મુકતદી તરીકે શામિલ થનાર મસ્જિદના કાયમી નિયુકત ઈમામ સાહબની નમાઝ સહીહ થઈ કે નહીં ?

**જવાબ :** પૂછેલી સૂરતમાં ફજરની નમાઝ કાયમી નિયુકત ઈમામ સિવાય અન્ય શખ્સે પહેલીવાર પઢાવી, ત્યારે પહેલી રકઅતમાં એક સૂરતની થોડી આયતો પઢીને અટકી ગયા અને ઘણો લાંબો સમય ચૂપ રહ્યા, તો અગર તેમના તે ચૂપ રહેવાનો સમયગાળો નમાઝનો એક રૂકન અદા કરી શકાય, કિંવા ત્રણ વખત સુબ્હાનલ્લાહ કહે એટલીવાર હતો, તો તેઓના એમ કરવાથી સજદએ સહવ વાજીબ થઈ ગયો.

[દુર્રે મુખ્તાર, શામી ભાગ–૧ પેજ નં. ૫૫૭]

હવે જ્યારે તેઓએ સજદએ સહવ કરવા વગર નમાઝ પૂરી કરી દીધી તો એ નમાઝને દોહરાવવું વાજીબ છે.

[દુર્રે મુખ્તાર, શામી : ભાગ–૧ પેજ નં. ૫૩૫]

આ ટાંણે હઝરાતે ફુકહાએ કિરામ રહમતુલ્લાહિ અલય્હીમએ ચર્ચા કરતાં લખ્યું છે કે : “અસલ ફર્ઝ તો પહેલાં અદા કરવામાં આવેલ નમાઝ વડે શિરેથી ઉતરી ગયો, અલબત્ત સજદએ સહવ ન કરવાને લઈ એ નમાઝ અધુરી (કિંવા નુકશાનવાળી) રહી હતી. તેના એ નુકશાનને પૂર્ણ કરવા ખાતર ફરીવાર નમાઝ પઢવાનો હુકમ આપવામાં આવ્યો. જાણે કે આ ફરીવાર પઢવામાં આવી રહેલ નમાઝ સજદએ સહવની જેમ છે. જેવી રીતે સજદએ સહવથી નુકશાન અને ખોટ પુરાય છે, એવી જ રીતે દોહરાવવામાં આવેલ નમાઝ વડે પણ પહેલાં પઢવામાં આવેલ નમાઝ પરિપૂર્ણ થાય છે. માટે દોહરાવવામાં આવેલ આ નમાઝ અસલ અને આગવી ફર્ઝ નથી. એટલા જ માટે જે માણસ પહેલી નમાઝમાં શામિલ ન હોય તે અગર આ બીજી નમાઝમાં શામિલ થશે તો તેનો ફર્ઝ રહી જશે, કિંવા તેની અસલ નમાઝ

અદા નહીં થાય.

અલબત્ત દોહરાવવામાં આવેલ આ નમાઝ ખોટ પુરનારી એટલા માટે ઠરી કે ફરીવાર નમાઝ પઢાવનાર વ્યક્તિ પહેલી જમાઅતમાં શરીક હોવાને લઈ તેનો ફર્ઝ અદા થઈ ચુકયો હતો. પરંતુ અગર ફરીવાર પઢવામાં આવી રહેલ આ નમાઝમાં ઈમામ બનનાર વ્યક્તિ પહેલી નમાઝમાં શરીક ન હતી જેના લઈ તેના શિરેથી ફર્ઝ હજી સુધી ઉતર્યો જ નથી, તો એ સૂરતમાં નમાઝ પઢાવનાર ઈમામની એ નમાઝ ફર્ઝ રૂપે જ અદા થઈ રહી છે. હવે અગર આગલી જમાઅતમાં શરીક મુસલ્લીઓ આ ઈમામની સાથે પોતાની આગલી નમાઝની ખોટ પુરવા માટે શરીક થઈ ગયા તો નમાઝ એક જ (કિંવા ચોક્કસ દિવસની ચોક્કસ સમયની) હોવાને લઈ (જેમ કે પૂછેલી સૂરતમાં તે જ દિવસની ફજરની નમાઝ) અને ઈમામની નમાઝ સંપૂર્ણ ફર્ઝ હોવાને લઈ તેની સાથે પઢવાથી આ શરીક થનાર આગલી જમાઅતના મુસલ્લીઓની નમાઝની ખોટ ચોક્કસ પુરાય જશે. માટે આપે સવાલમાં જણાવેલ બનાવમાં મસ્જિદના કાયમી નિયુકત ઈમામે દોહરાવવામાં આવી રહેલ નમાઝ પઢાવી દેવાથી આગલી નમાઝની ખોટ પણ પુરાય ગઈ અને નવા આવનાર મુસલ્લીઓની નમાઝ પણ સહીહ થઈ ગઈ. જેના લઈ એના ઉપર વાંધો ઉઠાવી નમાઝ બીજી વખત દોહરાવવાની જરૂરત ન હતી.''

[હવાલા માટે જુઓ દુર્રે મુખ્તાર,
શામી ભાગ–૧ પેજ નં. ૫૩૫, ૫૫૭, ૪૩૭]

**હવે આપે ઉઠાવેલ પ્રશ્નોના જવાબ આપવામાં આવે છે :**

(૧) પહેલી વખત દોહરાવવાથી જ નમાઝ સહીહ થઈ ગઈ હતી અને બીજી વખત દોહરાવવાની જરૂરત ન હતી.

(૨) દોહરાવેલી નમાઝની ઈમામત બીજો એવો શખ્સ જે હજુ સુધી એ નમાઝ પઢયો નથી કરી શકે છે.

(૩) દોહરાવેલી પહેલી નમાઝમાં શામિલ નવા મુકતદીઓની નમાઝ સહીહ થઈ ગઈ, પરંતુ જે લોકો દોહરાવેલી બીજી નમાઝમાં નવા આવ્યા હતા તેઓનો ફર્ઝ ઉતર્યો નથી તેઓ માટે જરૂરી છે કે નમાઝ ફરી પઢી લે.

(૪) એનો જવાબ નંબર–૩ માં આવી ગયો.

(૫) કાયમી નિયુકત ઈમામ સાહબની નમાઝ સહીહ થઈ ગઈ જેમ કે ઉપરની વિગતથી સમજમાં આવી ગયું હશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૮. જબાન અટકવાની પરેશાની હોય તો નમાઝ કેમ પઢે ?

**સવાલ ૧ :** હું મારી જબાનની અટકવાની પરેશાનીમાં મુબ્તલા છું. હું જ્યારે પણ નમાઝ પઢું છું, મારી જબાન અટકવા લાગે છે. બલકે અમુક વખતે તો ઈમામ સૂરએ ફાતિહા પણ પઢી લે છે તો પણ જબાનથી તકબીરે તહરીમા નથી કહી શકતો, કેટલાય વખત અલ્લાહુ અલ્લાહુ બોલું પછી અકબર નીકળે છે. પહેલાં કાયદામાં કોઈ વખત તશહહુદ પૂરી પઢાય છે અને જો જબાન અટકી જાય તો વત્તયીબાતુ સુધી પણ નથી પહોંચાતું ને ઈમામ ઊભા થઈ જાય છે. આખરી કાયદામાં પણ એ જ હાલત છે કે અત્તહીય્યાત પણ પૂરી નથી કરી શકતો ને ઈમામ સલામ ફેરવી આપે છે. જબાન પર ઘણો ભાર લગાવવો પડે છે કે દાંત પણ કચકચાવા લાગે છે. મારી બાજુમાં જેઓ નમાઝ પઢતા હોય છે તેઓને અમુક વખતે તકલીફ પણ થાય છે તો આવી હાલતમાં પહેલાં અને આખરી કાયદામાં તેમજ ઈમામની પાછળ વીત્રની નમાઝ પઢતા તશહહુદ તેમજ દુઆએ કુનૂત પુરૂં કરવું જરૂરી છે કે ઈમામની તાબેદારી કરીને ઈમામ સાથે સલામ ફેરવી આપું.

**જવાબ ૧ :** પૂછેલી સૂરતમાં પહેલાં કાયદાનું આપ તશહહુદ પુરૂં નથી કરી શકયા અને ઈમામ ત્રીજી રકઅત માટે ઊભા થઈ ગયા, તો પણ આપ પોતાનું તશહહુદ પુરૂં કરો અને પછી ઊભા થાઓ. ચાહે એવું કરવામાં ત્રીજી રકઅત છૂટવાનો ભય પણ કેમ ન હોય. કિંવા અગર તશહહુદ પઢીને ઊભા થવા પછી ઈમામની સાથે ત્રીજી રકઅતનું કયામ મળી ગયું તો બેહતર, નહીં તો એક વખત સુબ્હાનલ્લાહ પઢી શકાય એટલી વાર ઊભા રહી

રૂકૂઅમાં ચાલ્યા જવું, અગર ઈમામની સાથે રૂકૂઅમાં ભેગા થઈ ગયા તો ઠીક, નહીં તો તેની પાછળ રહી પોતાના અરકાન અદા કરતા જાવ. ત્યાં સુધી કે ઈમામ સાથે મળી જાવ અને જો ઈમામના સલામ ફેરવવા સુધી ઈમામની સાથે મળી ન શક્યા તો બાકી રહેલી નમાઝ ઈમામના સલામ ફેરવ્યા પછી પૂરી કરી લો. એ જ પ્રમાણે છેલ્લા કાયદામાં આપના તશહહુદ પુરૂં કરવા પહેલાં ઈમામે સલામ ફેરવી આપી તો આપે જોઈએ કે ઈમામના સલામ ફેરવ્યા છતાં આપ પોતાનું તશહહુદ પુરૂં કર્યા પછી જ સલામ ફેરવો.

[ઉમ્દતુલ ફિકહ ભાગ–૨ પેજ નં. ૨૧૬–૨૧૭]

વિત્રમાં આપના દુઆએ કુનૂત પુરૂં કરતા પહેલાં અગર ઈમામ રૂકૂઅમાં ચાલ્યા જાય તો પણ બાકીનું કુનૂત છોડી ઈમામની પેરવી કરો, કારણ કે દુઆએ કુનુતનો થોડો હિસ્સો જે આપ પઢી ચૂકયા છો તે પણ કાફી છે અને જો જબાન અટકવાને લઈ આપ કંઈ પણ પઢી શક્યા ન હતા, તો અગર ઈમામની સાથે રૂકૂઅમાં મળી જવાની ઉમ્મીદ હોય તો કોઈ પણ મુખ્તસર દુઆ પઢી લો જેમ કે ત્રણ વાર "અલ્લાહુમ્મ–ગ–ફીર–લી".

[ઉમ્દતુલ ફિકહ ભાગ–૨ પેજ નં. ૨૯૪]

**સવાલ ૨ :** જબાન અટકવાની પરેશાનીમાં વધુ આગળ એ કે જ્યારે હું પોતે એકલો સુન્નતો પણ પઢતો હોઉં છું (આ પરેશાનીને લઈને નફીલો તો પઢતો જ નથી) ત્યારે પણ કોઈ વખત એક એક આયત પર અટકી જાઉં છું અને ઘણી મુશ્કેલીએ આગળ વધાય છે. સના તેમજ રૂકૂઅ અને સજદાની તસ્બીહાત તો હું પઢતો જ નથી. ફકત અરકાન અદા કરૂં છું તો પણ ૧૩ થી ૧૫ મીનીટ ચાર રકઅત સુન્નત પઢતા થઈ જાય છે અને ૧૦ મીનીટ ઓછીમાં તો પઢાતી જ નથી, હવે આવી હાલતમાં મારે કેવી રીતે નમાઝ પઢવી ? બિલકુલ જબાન અને હોઠ હલાવ્યા વગર ફકત દિલમાં કિરાઅત, તસ્બીહાત અને તશહહુદ વગેરે પઢું તો શું મારી નમાઝ અદા થયેલી ગણાશે ? નફસ અને શૈતાન બેહકાવે છે કે દિલમાં પઢવાથી નમાઝ થતી નથી, જબાન અને હોઠ હલાવવા જરૂરી છે. આ જ પરેશાનીને લઈને ઘણાં બધા દિવસોની નમાઝો કઝા કરી છે અને થઈ રહી છે. અજીબ વાત એ છે કે આપણી આમ

વાતચીતો દરમિયાન જબાનની રૂકાવટની કોઈ પરેશાની નથી. બરાબર રવાનીની સાથે ચાલે છે, આવાઝથી કુર્આન શરીફ પઢું તો પણ કોઈ પરેશાની નથી. ફકત આહિસ્તા પઢવામાં જ આ પરેશાની છે, તો આપ મોહતરમ મારી રહબરી ફરમાવશો.

**જવાબ ૨ :** સુન્નતોમાં જે આયતો આપ સરળતાથી પઢી શકતા હોય તેને જ દરેક રકઅતમાં પઢો, જબાન અને હોઠ હલાવ્યા વગર માત્ર દિલમાં કિરાઅત (તશહહુદ તસ્બીહ) પઢવાથી નમાઝ થયેલી ગણાશે નહીં. રાત્રે પઢવામાં આવતી નફીલો અને સુન્નતોમાં અવાજથી પણ કિરાઅત કરી શકાય છે. તો આપ આપના લખ્યા મુજબ જ્યારે અવાજથી કુર્આન શરીફ પઢવામાં કોઈ પરેશાની નથી તો રાત્રે પઢવામાં આવતી સુન્નતો અને નફીલોમાં એ મુજબ પઢો.

## ૧૯. તહજ્જુદની નમાઝ માટે પહેલેથી સૂવું જરૂરી છે ?

**સવાલ :** તહજ્જુદની નમાઝ માટે શું હુકમ છે? મતલબ કે તહજ્જુદની નમાઝ માટે સૂવું જરૂરી છે કે બેહતર છે અને એ જ તહજ્જુદની નમાઝ માટે રમઝાન શરીફમાં શું હુકમ છે ? રમઝાનમાં નાઈટ ડયૂટી કરતા હતા પરિણામે અમો સૂતા ન હતા અને તહજ્જુદની નમાઝ પઢતા તો શું તહજ્જુદની નમાઝનો સવાબ મળશે કે પછી નફિલ નમાઝનો ? તદ ઉપરાંત ૨૭મી રમઝાનમાં અમારા પેશઈમામ સાહેબે તહજ્જુદની નમાઝ જમાઅત સાથે પઢાવી, મતલબ રાત્રે સૂતા ન હતા. તો જો તહજ્જુદની નમાઝ માટે ઊંઘ ફરજિયાત હોય તો રમઝાન માસ દરમિયાનનો શું હુકમ છે ?

**જવાબ :** "તહજ્જુદ" શબ્દ "હજૂદ" થી બનેલો છે અને આ શબ્દ બે વિરોધાભાસી અર્થ માટે વપરાયો છે. એનો અર્થ સૂવાનો પણ થાય છે અને જાગવાનો પણ. કુર્આને પાકમાં છે : وَ مِنَ الَّيْلِ فَتَهَجَّدْ بِهٖ અર્થાત્ : રાતના થોડાક ભાગમાં કુર્આનની સાથે જાગતા રહો, કિંવા નમાઝ પઢો. આ રાતની નમાઝને શરીઅતની પરિભાષામાં તહજ્જુદની નમાઝ કહેવામાં આવે છે અને મોટા ભાગે એનો એ મતલબ લેવામાં આવ્યો છે કે થોડીવાર સૂઈને

ઉઠયા પછી જે નમાઝ પઢવામાં આવે તે તહજ્જુદની નમાઝ છે. પરંતુ તફસીરે–મઝહરીમાં છે કે : "આયતનો મતલબ એટલો છે કે રાતના થોડા ભાગમાં નમાઝ માટે સૂવાને છોડી દો અને આ મતલબ જેવી રીતે થોડીવાર સૂઈને જાગ્યા પછી નમાઝ પઢવા ઉપર બોલાય છે, એવી જ રીતે શરૂઆતથી જ નમાઝ માટે ઊંઘને લેટ કરી નમાઝ પઢવા ઉપર પણ બંધ બેસે છે, એટલે તહજ્જુદની નમાઝ માટે પહેલાં સૂવું જોઈએ એવી શર્ત કુર્આનથી ફલિત થતી નથી....." તહજ્જુદની નમાઝની અસલ વ્યાખ્યામાં ઊંઘ પછી હોવું જરૂરી નથી તેમજ કુર્આનમાં પણ એ શરત નથી. પરંતુ મોટે ભાગે હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ અને સહાબા રદિયલ્લાહુ અન્હુમનો અમલ એ જ રહયો છે કે નમાઝ રાતના છેવટના ભાગમાં ઊઠીને પઢતા હતા, માટે એની બેહતર રીત એ જ કહેવાશે. [મઆરિફુલ કુર્આન, હઝરત મુફતી મુહમ્મદ શફીઅ રહમતુલ્લાહિ અલય્હ : ભાગ–૫ પેજ નં. ૫૦૩–૫૦૪] રમઝાનુલ મુબારકમાં પૂરી રાત જાગવું પણ હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમથી સાબીત છે.

## ૨૦. કોઈ રૂકૂઅમાં વિર્દ બદલાઈ જાય તો ?

**સવાલ** : નમાઝમાં રૂકૂઅની અંદર સુબ્હાન રબ્બિયલ અઝીમના બદલે સુબ્હાન રબ્બિયલ આ'લા પઢાઈ જાય તો એથી સહવનો સિજદો વાજીબ થશે ?

**જવાબ** : નહીં.

## ૨૧. ઉમરી કઝા અદા કરવાની બે રીતો.

**સવાલ** : કોઈપણ મુસલમાનની પોતાની જિંદગીની અંદર નમાઝો પઢવાની રહી ગઈ હોય જેને "ઉંમરી કઝા"ની નમાઝો કહે છે તો તેણે તે નમાઝો કે જેની કોઈ ગણતરી તેની પાસે ન હોય તે નમાઝો કેવી રીતે અદા કરવી, તેની સરળ રીત શરીઅતના દાયરામાં રહીને સમજાવશો.

**જવાબ** : એવો માણસ જેના ઉપર ઘણા બધા દિવસોની ઘણી નમાઝોની કઝા બાકી છે અને તેને એની સહી–ચોકકસ સંખ્યા યાદ નથી એવા માણસ

માટે સરળ રીત આ છે કે તે આ પ્રમાણે નિય્યત કરે કે 'ઝોહરની સૌથી પહેલી નમાઝ જે મારા ઉપર ફર્ઝ થઈ અને મેં અદા નથી કરી તે પઢું છું.' બીજી રીત એ છે કે 'મારા ઉપર ઝોહરની સૌથી છેલ્લી નમાઝ જે ફર્ઝ થઈ અને મેં અદા કરી નથી તે પઢું છું.' અને આ પ્રમાણે ઝોહરની નમાઝ કઝા પઢતો રહે ત્યાં સુધી કે એનું દિલ ગવાહી દેવા લાગે કે હવે મારા ઉપર ઝોહરની કોઈ કઝા બાકી રહી નથી. અન્ય નમાઝો (કિંવા અસર, મગરીબ, ઈશા, ફજર) માટે પણ આ રીત જ અપનાવે.

[દુર્રે મુખ્તાર, શામી ભાગ-૧ પેજ નં. ૫૪૫]

## ૨૨. હયાતીમાં કઝા નમાઝોનો કફ્ફારો આપવો સહીહ છે કે નહીં ?

**સવાલ :** ધારો કે તે માણસની ઉંમરી કઝા ૧૨ વર્ષની બાકી હોય તો એ માણસ એમ સમજે કે હું કદાચ ૧૨ વર્ષ હયાત ન રહુ એટલે નમાઝ ૪ વર્ષની જ અદા કરી તો તે પોતાની હયાતીમાં બાકીની નમાઝોનો કફ્ફારો કેવી રીતે અદા કરે કે તેની કઝા પૂરી થઈ જાય ? અને અગર તે ગુજરી ગયો તો તેની ઔલાદ તેની પાછળ કફ્ફારો કેવી રીતે અદા કરે કે જેનાથી તેની ઉંમરી કઝા પૂરી થઈ જાય ? તે વિગતથી-શરીઅતની રોશનીમાં સમજાવશો.

**જવાબ :** માણસ જ્યાં સુધી હયાત છે ત્યાં સુધી નમાઝોનો કફ્ફારો આપવાની ઈજાઝત નથી, બલકે તેના માટે જરૂરી છે કે તે છૂટેલી નમાઝોની કઝા કરતો રહે. એવા માણસ માટે નફલ નમાઝના બદલે કઝાએ-ઊમરી પઢવું જ બેહતર અને વધુ મહત્ત્વનું છે, ત્યાં સુધી કે મોતનો સમય આવી ગયો અને છૂટેલી બધી નમાઝોની કઝા પઢી ન શક્યો તો હવે મૃત્યુ વખતે વસીય્યત કરવું જરૂરી છે કે મારી આટલી નમાઝોની કઝા મારા ઉપર બાકી છે તેનો કફ્ફારો મારા છોડેલા માલમાંથી અદા કરી દેવામાં આવે. હવે જ્યારે તે મરણ પામે ત્યારે તેના વારસદારોએ તેની વસીય્યત મુજબ તેણે છોડેલા માલના ત્રીજા ભાગમાંથી તેની છૂટેલી નમાઝોનો કફ્ફારો અદા કરવું જરૂરી છે. એક ફર્ઝ નમાઝના બદલે એક સદકએ-ફિત્ર જેટલી મિકદાર કિંવા

લગભગ પોણા–બે કીલો ઘઉં અથવા તેની કિંમત કફ્ફારા રૂપે કાઢવી જોઈએ. વિત્રની નમાઝને અલગ શુમાર કરવામાં આવશે, જેથી એક દિવસની પાંચ ફર્ઝ નમાઝો વત્તા એક વિત્ર વાજીબ મળી કુલ છ નમાઝોનો કફ્ફારો એક દિવસનો કાઢવામાં આવે. આ પ્રમાણે કુલ જેટલા દિવસની નમાઝો છૂટી હોય તેનો હિસાબ કરી લેવામાં આવે. [દુર્રે મુખ્તાર, શામી : ભાગ–૧ પેજ નં. ૫૪૧–૫૪૨] અગર મરનારે વસીય્યત કરી નથી તો વારસદારોએ કફ્ફારો કાઢવો જરૂરી નથી, તે છતાં અગર તમામ વારસદારો આકિલ, બાલિગ હોય અને પોતાની રાજીખુશીથી કાઢશે તો અલ્લાહ તઆલાની ઝાતથી ઉમ્મીદ છે કે તે કબૂલ ફરમાવી લીએ. [શામી : ભાગ–૧ પેજ નં. ૫૪૧]

## ૨૩. શું મસ્જિદે હરામ યા નબવીમાં એક કઝા અદા કરવાથી ફઝીલત દ્વારા પૂરો બોજ ઉતરશે ?

**સવાલ :** અગર એવો માણસ કે જેના ઉપર ઘણી જ ઉંમરી કઝા બાકી હોય અને તે હજ પઢવા જાય ત્યાં દરેક નમાઝો પછી કઝા નમાઝો પણ પઢે તો તેની તે નમાઝ શું સીંગલ નમાઝ તરીકે જ ગણાશે કે ત્યાંના હિસાબ મુજબ મક્કામાં ૧ નમાઝ = ૧ લાખ નમાઝ તથા મદીનામાં ૧ નમાઝ = ૫૦ હજાર નમાઝના હિસાબે ગણતરીમાં લેવાશે ? શરીઅતથી જે સરળ રીત ઉંમરી કઝાની નમાઝ અદા કરવાની હોય તે રીત પણ જરૂરથી બતાવશો જેથી દરેક મુસલમાનને તેનો ફાયદો પહોંચે, દરેક મુસલમાન બાકી નમાઝ અદા કરી શકે.

**જવાબ :** મક્કામાં મસ્જિદે હરામમાં એક ફર્ઝ નમાઝ અદા કરવાનો સવાબ એક લાખ નમાઝો જેટલો મળે છે અને મદીનામાં મસ્જિદે નબવીમાં એક ફર્ઝ નમાઝ અદા કરવાનો સવાબ પચાસ હજાર નમાઝો જેટલો મળે છે તેનો મતલબ એટલો જ છે કે ત્યાં નમાઝ પઢવાથી સવાબમાં વધારો થાય છે પરંતુ તેના શિરે નમાઝની જે જવાબદારી શરીઅત તરફથી નાંખવામાં આવી છે તે હિસાબે તો એક જ નમાઝની જવાબદારીથી તે મુક્ત થાય છે. માટે અગર કોઈ માણસના ઉપર દા.ત. એક લાખ નમાઝોની કઝા બાકી છે અને

તે મકકા શરીફમાં મસ્જિદે હરામમાં એક નમાઝ કઝા પઢશે તો એવું નહીં કહેવાય કે તેણે એક લાખ નમાઝોની કઝા પઢી લીધી, બલકે એક જ નમાઝની કઝા કરેલી કહેવાશે જેથી દરેક માણસને જોઈએ કે એના ઉપર પાછલી જિંદગીની જેટલી નમાઝોની કઝા બાકી છે તે તમામ નમાઝોની કઝા પોતાની હયાતીમાં જ પઢે, પોતાની જવાબદારીમાંથી મુકિત મેળવે. એટલું યાદ રહે કે છૂટેલી નમાઝોની કઝા કરવાથી સાથે તવબહ–ઈસ્તિગફાર કરવાની પણ તકેદારી રાખે. કારણ કે છૂટેલી નમાઝની કઝા પઢવાથી તેના શિરેથી ફર્ઝ ઉતરી જાય છે, પરંતુ નમાઝને તેના વખતમાં ન પઢી અને કઝા થવા દીધી તે ગુનાહ બાકી રહે છે, ત્યાં સુધી કે તેનાથી તવબહ નહીં કરે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨૪. વારંવાર એક જ સૂરત પઢવાનો હુકમ.

**સવાલ** : ઝોહરની ચાર રકઅતવાળી નમાઝમાં કોઈ માણસથી ભૂલથી પહેલી બન્ને રકઅતોમાં એક જ સૂરત પઢાઈ જાય તો તે માણસની નમાઝ ગણાશે કે નહીં ? અને સહવનો સિજદો વાજીબ થશે કે નહીં ?

**જવાબ** : નમાઝ સહીહ થઈ ગઈ અને સજદએ સહવ વાજીબ થયો નથી. [દુર્રે મુખ્તાર શામી : ભાગ–૧ પેજ નં. ૪૦૩]

## ૨૫. નમાઝમાં કિબ્લા તરફથી મોઢું હટી જાય તો ?

**સવાલ** : નમાઝના અંદર આપણું મોઢું (Face) કિબ્લા તરફથી હટી જાય તો નમાઝ મકરૂહ થશે કે નહીં ? નમાઝના અંદર ખંજવાળ આવવાથી શી રીતે બચી શકાય ?

**જવાબ** : નમાઝમાં કિબ્લા તરફથી મોઢું હટી જવાથી નમાઝ મકરૂહે તહરીમી થાય છે. [શામી : ભાગ–૧ પેજ નં. ૪૭૫] નમાઝ દોહરાવી લીએ.

## ૨૬. ઈનશર્ટ કરી નમાઝ પઢવું મકરૂહ છે.

**સવાલ** : આજકાલ અમારા અહીંયાં નૌજવાનો નમાઝના અંદર ઈન કરીને નમાઝ પઢે છે, તો તેઓની નમાઝ થશે ? અને આ રીતે નમાઝ પઢી

શકાય ?

**જવાબ** : એવી રીતે પઢવાથી નમાઝ મકરૂહ થશે.

## ૨૭. નમાઝમાં ટોપીની હેસીયત.

**સવાલ** : નમાઝના અંદર રૂકૂઅમાં સીજદામાં ટોપી પડી જવાથી નમાઝ થઈ જશે ? અને કોઈ માણસ ભૂલથી ટોપી વગર નમાઝ પઢશે તો નમાઝ થશે કે નહીં ?

**જવાબ** : નમાઝમાં રૂકૂઅમાં—સીજદામાં ટોપી પડી જવા છતાં નમાઝ સહીહ થઈ જશે. અલબત્ત અગર સીજદામાં ટોપી પડી જાય અને આસાનીથી એક હાથ વડે ટોપી પહેરી લેવી શકય હોય તો પહેરી લે. [શામી] ભૂલથી ટોપી વગર નમાઝ પઢી લેશે તો નમાઝ સહીહ થઈ જશે.

## ૨૮. નમાઝમાં આવતા ખોટા વિચારોનો ઈલાજ.

**સવાલ** : નમાઝના અંદર ખોટા વિચારો આવે તો ત્રણ વખત "અસ્તગફિરૂલ્લાહ" પઢીએ તો નમાઝના અંદર કોઈ જાતની ખલેલ આવશે કે નહીં ? અને કોઈ માણસ જાણી જોઈને ખોટા વિચારો લાવે તો તેની નમાઝ થશે કે નહીં ?

**જવાબ** : માત્ર ખોટા વિચારો આવવાથી નમાઝમાં ખલેલ આવતો નથી. તેને દૂર કરવા માટે "અસ્તગફિરૂલ્લાહ" પઢવાને બદલે અલ્લાહ તઆલાની અઝમત (મહાનતા) અને જલાલનો તસવ્વુર કરી નમાઝ પઢો કે જાણે અલ્લાહ તઆલાને જોઈ રહયો છું અને દરેક અરકાનના અદબોનો ખ્યાલ રાખશો તો ઈન્શાઅલ્લાહ નમાઝનો લુત્ફ પ્રાપ્ત થશે અને ખોટા વિચારો પરેશાન નહીં કરે. [ફતાવા મહમૂદિય્યહ ભાગ—૨ પેજ નં. ૨૦૯]

## ૨૯. કઝા નમાઝ કોને કહેવાય ?

**સવાલ** : કઝા એટલે શું ? તે કયા ટાઈમ પર પઢી શકાય ? દા.ત. ફજરની કઝા ઝોહરમાં, ઝોહરની કઝા અસરમાં, અસરની કઝા મગરીબમાં, મગરીબની કઝા ઈશામાં, ઈશાની કઝા ફજરમાં પઢી શકાય કે નહીં ? અને

કઝાની નિય્યત શી રીતે કરવી જોઈએ ?

**જવાબ :** ફર્ઝ નમાઝો માટે જે વખતો નકકી કરવામાં આવ્યા છે તે વખતમાં તે નમાઝ પઢી શકાય નહીં તેને ત્યાર પછી અન્ય વખતમાં પઢવાને કઝા કહેવામાં આવે છે. મકરૂહ વખતો સિવાય અન્ય વખતમાં કઝા નમાઝ પઢી શકાય છે. ફજરની કઝા ઝોહરના વખતમાં પઢી શકાય છે. દા.ત. ગઈકાલની જરની નમાઝ છૂટી ગઈ હતી તેને આજે દસ વાગ્યે પઢી રહયા છો તો એવી નિય્યત કરો કે મારી ગઈકાલની ફજરની નમાઝ છૂટી ગઈ છે અને મારા શિરે બાકી છે, હું તેની કઝા કરી રહયો છું.

## ૩૦. પહેલાં કાયદામાં બેસવાનું ભૂલી ગયો તો ?

**સવાલ :** ચાર રકઅતોવાળી નમાઝમાં બે રકઅતો વચ્ચે કાયદામાં બેસવાનું હોય છે તો બે રકઅતો પઢી કાયદામાં બેસ્યા વગર ત્રીજી રકઅત પઢવા માટે હું ઊભો થઈ ગયો તો સહવનો સિજદો વાજીબ થશે ? અથવા નમાઝ થઈ જશે ? પાછી દોહરાવવી પડશે ?

**જવાબ :** સહવનો સજદો કરવો જરૂરી છે. અગર તે ન કર્યો તો નમાઝ દોહરાવવી પડશે. [દુર્રે મુખ્તાર શામી ભાગ-૧ પેજ નં. ૫૫૦]

## ૩૧. સૂરત આગળ-પાછળ કરી દે તો ?

**સવાલ :** ફર્ઝોની રકઅતોમાં પહેલી રકઅતમાં 'ઈન્ના અન્ઝલ્ના' (સૂરએ કદ્ર) અને બીજીમાં સૂરએ "શમ્સ" પઢે તો નમાઝ થઈ જશે ? સજદએ સહવ વાજીબ થશે ?

**જવાબ :** નમાઝ થઈ જશે. સજદએ-સહવ વાજીબ નથી. જાણીબુઝીને એવું કરવું મકરૂહ છે. ભૂલથી થઈ જાય તો મકરૂહ પણ નથી. [શામી]

## ૩ર. એકલો નમાઝ પઢનાર ત્રીજી રકઅતમાં સૂરત મિલાવી દે તો ?

**સવાલ :** ફર્ઝ નમાઝની જમાઅત ચાલી ગયેલ હોય અને એકલા નમાઝ પઢતા હોઈએ ત્યારે ત્રીજી રકઅતમાં ફકત અલ્હમ્દુ શરીફ પઢવાની

હોય છે તેના બદલે સાથે સૂરત ભૂલથી મેળવી આપે તો સહવ વાજીબ થશે ?

**જવાબ** : સજદએ–સહવ વાજીબ નહીં થાય. અલબત્ત મકરૂહે તનઝીહી છે. [શામી : ભાગ–૧ પેજ નં. ૩૦૮]

## ૩૩. બે વ્યકિતઓ હોય તો ત્રીજી વ્યકિત જમાઅતમાં કેવી રીતે જોડાય ?

**સવાલ** : મસ્જિદમાં બે વ્યક્તિ એક ઈમામ અને બીજો મુકતદી નમાઝ પઢી રહયા હોય અને ત્રીજો મુકતદી આવે તો કઈ જગ્યાએ ઊભો રહે ? શું ઈમામને ઈશારો કરીને આગળ મોકલીને ઈમામની જગ્યાએ ઊભો રહે ?

**જવાબ** : અગર આગળ જગ્યા હોય તો ઈમામને ઈશારો કરી દે, નહીં તો તેની સાથે નમાઝ પઢનારને પાછળ ખસવા માટે ઈશારો કરી દે. બેહતર એ છે કે ઈમામ પોતાની સાથેવાળા નમાઝીને પાછળ ખસવા ઈશારો કરી દે, મતલબ એ કે ઈમામને આગળ જવા માટે કહેવાને બદલે મુકતદીને પાછળ હટવા માટે કહેવું બેહતર છે. [ઉમદતુલ ફિકહ : ભાગ–૨ પેજ નં. ૨૦૭]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩૪. મસ્જિદમાં બીજી વખત (પહેલી જમાઅત પછી) જમાઅત કરવી કેવું છે ?

**સવાલ** : અમે ચંદો લેવા માટે એક ગામ ગયા હતા, ત્યારે થોડું મોડું થઈ ગયું હતું અને ઝોહરની નમાઝ પછી અમે પહોંચ્યા ત્યારે વુઝૂ કરીને મૌલાનાએ બીજી જમાઅત કરી અને અમે નમાઝ પઢી. નમાઝ પછી એક માણસે કહયું કે તમે કોઈને પૂછયા વગર જમાઅત કેમ કરી ? કોઈ પણ મસ્જિદમાં નમાઝ પછી બીજી જમાઅત થતી નથી, તો તમે કોઈ મોટા મદ્રસામાંથી ફતવો મંગાવો અને જુઓ કે જમાઅત થાય કે નહીં ? તો આ ફતવામાં તમારી શું રાય છે ?

**જવાબ** : જે મસ્જિદમાં મુકર્રર ઈમામ હોય અને રોજીંદા નમાઝીઓ નમાઝ પઢતા હોય ત્યાં તેઓના જમાઅતથી નમાઝ પઢી ચુકયા બાદ અન્ય લોકોએ બીજીવાર જમાઅત કરી નમાઝ પઢવું મકરૂએ તહરીમી કિંવા મના

છે. [દુર્રે મુખ્તાર શામી ભાગ-૧ પેજ નં. ૨૬૫]

### ૩૫. જમાઅત ઊભી થઈ ગઈ હોય તો ફજરમાં પહેલાં સુન્નત પઢવી કે ફર્ઝ ?

**સવાલ :** જ્યારે હું ફજરની નમાઝ માટે મસ્જિદે જાઉં છું તો અમુક વખત જમાઅત ઊભી થઈ ગઈ હોય ત્યારે હું પહોંચું છું. તો પહેલાં સુન્નત પઢવી કે જમાઅતમાં શરીક થઈને ફર્ઝ નમાઝ પઢયા પછી સુન્નત નમાઝ પઢવી ?

**જવાબ :** અગર ફજરની જમાઅત ઊભી થઈ ગયા પછી આપ મસ્જિદે પહોંચ્યા તો આપનો એવો ખ્યાલ/અંદાજ છે કે આપ ફજરની સુન્નત પઢવા જશો તો જમાઅત નહીં મળે તો એ સૂરતમાં આપ સુન્નત નહીં પઢતા સીધા જમાઅતમાં જોડાઈ જાઓ અને ફજરની ફર્ઝ પઢયા પછી સૂરજ ઉગવા પહેલાં એને પઢવાની ઈજાઝત નથી, સૂરજ ઉગ્યા પછી મકરૂહ વખત પૂરો થયા બાદ પઢી શકો છો. જો કે તે હવે સુન્નતે મોઅકકદહ રહી નથી. [મજમઉલ અન્હુર] અને જો આપનો અંદાજ એ છે કે ફજરની સુન્નત પઢયા પછી પણ આપને જમાઅત મળી જશે તો જમાઅતખાનાની બહાર સુન્નત પઢી લ્યો અને પછી જમાઅતમાં શરીક થાઓ.

### ૩૬. ઝોહર અને જુમ્આની કીરાઅત વચ્ચે તફાવત.

**સવાલ :** ઝોહરની નમાઝ આહિસ્તાથી પઢવી જોઈએ, કેમ કે બપોરનો ટાઈમ છે તો જુમ્આની નમાઝ કેમ બુલંદ અવાજથી પઢવામાં આવે છે ?

**જવાબ :** ઝોહરની નમાઝમાં કિર્અત આહિસ્તા કરવી વાજીબ છે અને જુમ્આની નમાઝમાં કિર્અત જોરથી કરવી વાજીબ છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમથી એ મુજબ જ સાબિત છે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૩૭. હોંઠ હલાવ્યા વગર કિરાઅત પઢવી.

**સવાલ :** અકસર લોકો (પોતાની ઈન્ફિરાદી) નમાઝમાં હોંઠ હલાવ્યા

વગર કિરાઅત વગેરે પઢતા દેખાય છે. તો આવી રીતે હોંઠ હલાવ્યા વગર અલ્હમ્દુ શરીફ કિરાઅત પઢવાથી નમાઝ થઈ જશે કે ફાસિદ થશે ?

**જવાબ** : જ્યાં સુધી જબાનથી કિરાઅત અદા નહીં કરે ત્યાં સુધી નમાઝ સહીહ નહીં થાય, પોતે પઢનાર સાંભળી શકે એટલું ઓછામાં ઓછું હોવું જોઈએ. કેટલાય શબ્દો એવા છે જેની અદાયગી માટે હોંઠ હલાવવા પડે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૩૮. ગામથી એક કિલોમીટર દૂર રહેનાર માટે ગામની અઝાન કાફી છે.

**સવાલ** : કોઈ માણસ કુવા ઉપર રહે છે અને તે કુવો ગામથી એક કિલોમીટર દૂર છે, અને તે કુવા ઉપર જ ઘર છે અને તે કુવા ઉપર ગામની અઝાન સંભળાય છે અને તે લોકો ગામની અઝાન સાંભળી નમાઝ પઢે છે તો તે લોકોને કુવા ઉપર અઝાન કહેવી પડશે કે ગામની અઝાન ચાલી જશે. દલીલથી વાઝેહ ફરમાવશો.

**જવાબ** : ગામની અઝાન તે લોકો માટે કાફી છે.

[દુર્રે મુખ્તાર, શામી : ભાગ-૧ પેજ નં. ૨૯૦, ૨૯૧]

## ૩૯. નમાઝ માટે આવનાર સફમાં કયાં બેસે તો વધુ સવાબ મળશે ?

**સવાલ** : જમાઅતની નમાઝ માટે મસ્જિદમાં અઝાન પહેલાં આવનારને સફમાં કયાં બેસે તો વધુ સવાબ મળે ? કેટલીક મસ્જિદોમાં અને અમારી મસ્જિદમાં પણ તંદુરસ્ત માણસો સફ (પહેલી સફના છેક છેડે) વહેલા આવી ત્યાં જ સુન્નત વગેરે પઢે છે અને જમાઅત ઊભી થાય ત્યારે કાં તો ચોથી રકઅતમાં હોય કે કાઈદામાં હોય કે તેમાંથી ફારિગ હોય પણ પોતાની જગ્યાએથી દસ પંદર માણસોની સફમાં જગા હોય છતાં ત્યાં જ ઊભા રહે છે અને ત્રીસ ફુટ દૂરથી આવનાર નમાઝીઓને ખાલી જગાઓમાં આવવા ઈશારા કરે છે. તો આવી આદતો કાયમ માટે રાખનાર સફ પૂરી

થાય પછી કોલ બાંધી નમાઝ પઢે છે તો એવા નમાઝીઓને તકબીર અને તકબીરે ઊલાનો સવાબ મળશે ?

**જવાબ :** ત્રીસ ફુટ દૂરથી આવનાર નમાઝીઓને ખાલી જગ્યા પૂરી કરવાનો ઈશારો કરતા રહેવું અને ઈમામે નમાઝ શરૂ કરાવી દીધેલી હોવા છતાં પોતે નમાઝમાં દાખલ ન થવું શરઈ રૂએ ઘણું જ નાપસંદ અને ગુનાહિત છે અને તેની આદત બનાવી લેવી એને વધારે ગુનાહિત બનાવે છે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪૦. ઈમામના કિરાઅત ચાલુ કરી દીધા પછી મુકતદી સના ન પઢે.

**સવાલ :** ઈમામ સાહબે નમાઝમાં કિરાઅત પઢવાનું ચાલુ કરી દીધું હોય અને પાછળથી મુકતદી કોલ બાંધી સના પઢે કે કિરાઅત સાંભળે ?

**જવાબ :** ઈમામના કિરાઅત ચાલુ કરી દીધા પછી મુકતદી સના ન પઢે, બલકે ઈમામની કિરાઅત સાંભળે.

[દુર્રે મુખ્તાર, શામી ભાગ–૧ પેજ નં. ૩૬૧]

## ૪૧. જહરી નમાઝમાં એક સૂરત અધૂરી પઢી બીજી સૂરત વગર ઉઝરે પઢવું.

**સવાલ :** ઈમામ સાહબ જમાઅતની જહરી નમાઝમાં કિર્અતમાં કોઈ એક સૂરત એક આયત પઢી તે મૂકી બીજી સૂરત વગર ઉઝરે પઢે તો સજદએ સહવ લાગુ પડશે અથવા મકરૂહ કે ગુનો થશે ?

**જવાબ :** સજદએ સહવ લાગુ નહીં પડે, પરંતુ મકરૂહ છે.

[શામી ભાગ–૧ પેજ નં. ૧૦૪]

## ૪૨. ઓરતોની નમાઝ બા જમાઅત મકરૂહ છે.

**સવાલ :** એક ઘરની ચાર–પાંચ ઓરતો સાથે મળી જમાઅત કરે તો તેમની જમાઅતની નમાઝનો સવાબ મળશે ? કારણ કે મર્દ જમાઅત અને મસ્જિદના સવાબમાં શામિલ છે, જ્યારે મસ્તૂરાત તેનાથી પર રહે છે, તો

ઓરતોને માટે પોતાના ઘરમાં જમાઅત કરવી જાઈઝ છે ?

**જવાબ** : એકલી ઓરતોની જમાઅત મકરૂહે તહરીમી છે.

[શામી ભાગ–૧ પેજ નં. ૪૧૮]

## ૪૩. અઝાન વખતે એક મસ્જિદ છોડી બીજી મસ્જિદમાં જવું.

**સવાલ** : કોઈ મસ્જિદમાં અઝાન થઈ રહી હોય તો અઝાન બાદ તે મસ્જિદમાંથી નીકળી બીજી મસ્જિદમાં વગર ઉઝરે જવું મકરૂહ છે કે કેમ ? અને મકરૂહથી મુરાદ તનઝીહી કે તહરીમી ?

**જવાબ** : મકરૂહે તહરીમી છે.

## ૪૪. બે-પર્દા ઓરતના ખાવિંદ પાછળ નમાઝ.

**સવાલ** : પેશ ઈમામની ઓરત બુરખા વગરની હોય તો શું ઈમામતમાં કોઈ ખલલ આવશે ?

**જવાબ** : ઉલમાએ કિરામ બે–પર્દા ઓરતના ખાવિંદ પાછળ પઢાતી નમાઝને મકરૂહ જણાવે છે. મારો ખ્યાલ એ છે કે જ્યાં આમ રીતે પર્દાનો રિવાજ હોય (*અર્થાત્* પર્દાની પ્રથાનું આમ, સર્વ સામાન્ય પાલન થતું હોય) અને ત્યાં ઈમામ સાહેબના કુટુંબમાં બે–પર્દગી ચાલતી હોય તો એમાં દેખીતી રીતે ઈમામની હલકાઈ ગણાશે, પરંતુ જ્યાં બે–પર્દગીનો આમ રિવાજ હોય અને ત્યાં ઈમામના ઘરવાળા પણ પર્દો પાળતા ન હોય, તો પછી એમાં કરાહત નથી. છતાં ઈમામે ઓરતને પર્દામાં રહેવાની તાકીદ કરવી જ રહી, કારણ કે તે તેની ઉપર હાકિમ છે અને એ વિશેની તેને પૂછ પણ થશે જ.

[મુસ્લિમ–ગુજરાત ફતાવા સંગ્રહ ભાગ–૨ પેજ નં. ૨૩૪]

## ૪૫. મુઅઝ્ઝિનના તકબીર કહેતી વેળા ઈમામનું મુસલ્લા ઉપર હોવું.

**સવાલ** : તકબીર કહેનાર તકબીર કહે ત્યારે ઈમામનું મુસલ્લા ઉપર હોવું જરૂરી છે ?

**જવાબ** : કિતાબોથી એવું ફલિત થાય છે કે મુઅઝ્ઝિનનાં તકબીર કહેતી વેળા ઈમામનું મુસલ્લા ઉપર હોવું જરૂરી નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. [દુર્રે મુખ્તાર, શામી વિ..]

## ૪૬. ઈમામ સજદામાં હોય તો સના કયારે પઢે ?

**સવાલ** : ઈમામ સાહબ ચાર રકઅતવાળી જમાઅતની નમાઝની પ્રથમ રકઅતના સજદામાં ગયેલ હોય અને કોઈ મસ્બૂક તે વખતે તે જમાઅતની નમાઝમાં શરીક થાય તો ઈમામ સાહબ તો હજુ પ્રથમ સજદામાં છે, બીજો સજદો પણ હજુ બાકી છે. તો મસ્બૂક રકઅત બાંધી સના પઢી લે તો ચાલે કે કેમ ? કારણ કે કયામમાં ઈમામ સાહબ હોય તો મસ્બૂકે સના ન પઢવી જોઈએ પરંતુ ઉપર જણાવેલ વકફામાં સના પઢી લે તો કેવું છે ?

**જવાબ** : ઈમામ પ્રથમ સજદામાં હોય તો સના પઢે, ઈમામ બીજા સજદામાં હોય તો પછી બેહતર એ છે કે સના ન પઢે, બલકે સજદામાં ચાલ્યો જાય. [કબીરી પેજ નં. ૩૦૫, શામી ભાગ–૧ પેજ નં. ૩૬૧]

## ૪૭. કેટલા નુકસાનથી બચવા માટે નમાઝ તોડી શકાય ?

**સવાલ** : જે ફીકહની કિતાબ "દીન કી બાતેં" મવલાના અશરફઅલી થાનવી રહમતુલ્લાહિ અલય્હની તસનીફમાં જે લખેલ છે : ચાર આના જેટલી કે ત્રણ આના જેટલી કિંમતની ચીજ વસ્તુનું નુકસાન થાય તો નમાઝ તોડવી દુરૂસ્ત છે. તો પૂછવાનું એ કે ત્રણ–ચાર આના જૂના વખતના હિસાબ મુજબ છે કે હાલના મુજબ ? શું આજના જમાનામાં ત્રણ આનાને બદલે ત્રણ રૂપિયા મુજબની ગણતરી કરવી એટલે કે ત્રણ રૂપિયાનું નુકસાન થાય તો નમાઝ તોડવી કે ત્રણ આના નુકસાન પર તોડી શકાય ?

**જવાબ** : એક દાંગ (દિરહમના છટ્ઠા ભાગ) જેટલા નુકસાનથી બચવા માટે નમાઝ તોડી શકાય છે. [શામી : ભાગ–૧ પેજ નં. ૫૨૬, તહતાવી અલા મરાકિલ ફલાહ : પેજ નં. ૨૦૪] એક દાંગ એટલે સાત રત્તી ચાંદી. [જવાહિરૂલ ફિકહ : ભાગ–૧ પેજ નં. ૪૨૮] કોઈ ઝવેરીથી એની તપાસ કરી લેશો કે સાત

રત્તી ચાંદીની કિંમત કેટલી થાય છે.

**૪૮. વ્યાજની લેવડ-દેવડ કરનાર ઈમામ પાછળ નમાઝનો હુકમ.**

**સવાલ** : નમાઝ માટે જો ઈમામ બેંક કે કો. ઓપરેટીવ ક્રેડિટ સોસાયટીના ડિરેકટર, પ્રમુખ, મંત્રી કે મેનેજીંગ ડિરેકટર કે મેનેજર હોય અને મસ્જિદમાં બીજી વ્યક્તિ ઈમામ બનાવવા માટે લાયક હોય તો નમાઝ માટે ઈમામ કોને બનાવવું બેહતર છે ? અને એ વ્યક્તિને ઈમામત કરવા માટે રોકવામાં ઝગડો થાય તો આવી સૂરતમાં નમાઝ પઢનારા મુકતદીઓએ શરઈ તોર પર શું કરવું જોઈએ ?

**જવાબ** : ઈસ્લામે વ્યાજની લેવડ-દેવડને હરામ ઠેરવી છે. એના માટે કુર્આન અને હદીષમાં સ્પષ્ટ રૂપે મનાઈ ફરમાવાની સાથે સખ્ત વઈદો (ધમકીઓ) આવી છે.

વ્યાજના હરામ હોવાનો હુકમ જ્યારે કુર્આનમાં ઊતર્યો ત્યારે જે લોકોનું બીજા ઉપર વ્યાજનું લેણું નીકળતું હતું તેને વસૂલ કરવાની પણ મનાઈ ફરમાવી દેવાઈ, બલકે તેને ઈમાન માટે શર્ત રૂપ ઠેરવવામાં આવ્યું.

وَذَرُوْا مَا بَقِيَ مِنَ الرِّبٰوٓا اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ .

(અર્થાત્) : વ્યાજનું બાકી લેણું પણ છોડી દો, અગર તમે ઈમાનવાળા છો.

આગળ ધમકી આપવામાં આવી :

فَاِنْ لَّمْ تَفْعَلُوْا فَاْذَنُوْا بِحَرْبٍ مِّنَ اللّٰهِ وَرَسُوْلِهٖ ج

(અર્થાત્) : "અગર તમે એમ ન કર્યું (કિંવા વ્યાજની બાકી લેણી રકમ નહીં છોડી) તો અલ્લાહ અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ તરફથી યુદ્ધનું એલાન છે."

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ વ્યાજ ખાનાર, વ્યાજ આપનાર અને વ્યાજનું લખાણ કરનાર અને વ્યાજની સાક્ષી આપનાર ઉપર

લઅનત ફરમાવી છે અને ફરમાવ્યું : "એ બધા જ ગુનાહમાં બરાબરના ભાગીદાર છે."

[મિશ્કાત : પેજ નં. ૨૪૪]

વ્યાજુ લેવડ—દેવડ કરનારી બેંક અથવા ક્રેડિટ સોસાયટીનો હવાલો સંભાળનાર ઉપરોકત વઈદમાં દાખલ હોવાને લઈ ગુનેગાર છે. એવી વ્યક્તિને નમાઝની ઈમામત જેવો દીની હોદ્દો આપવો જાઈઝ નથી. ખાસ કરી જ્યારે કે અન્ય લાયક વ્યક્તિ મવજૂદ છે. ઉપરોકત વ્યક્તિને ઈમામતથી રોકવામાં ફિત્નાનો ભય હોય તો અન્ય જગ્યાએ જ્યાં લાયક વ્યક્તિ નમાઝ પઢાવતી હોય નમાઝ પઢવી અને જો એવી બીજી મસ્જિદ નથી તો ઉપરોકત ઈમામ પાછળ નમાઝ પઢવી એકલાં પઢવા કરતાં શરઈ ઉસૂલો સાથે વધારે સુસંગત છે અને એ સૂરતમાં મુકતદીઓ ગુનેગાર ઠરશે નહીં.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪૯. આલ્કોહોલવાળું હેરજેલ માથામાં નાંખી નમાઝ પઢવું.

**સવાલ** : શું આલ્કોહોલવાળું હેરજેલ માથામાં નાંખવાથી નમાઝ થશે? આલ્કોહોલવાળું હેરજેલ માંથામાં નાંખ્યા બાદ તેને નમાઝના સમયે ધોઈ નાંખવાથી નમાઝ થઈ જશે કે પછી પૂરેપુરૂં ગુસલ કરવાનું રહેશે?

**જવાબ** : જે હેરજેલમાં આલ્કોહોલનું મિશ્રણ હોય, તે આલ્કોહોલ અગર દરાખ અથવા ખજૂર વડે બનેલ હોય, તો તે નાપાક છે અને તેનો વપરાશ જાઈઝ નથી અને જો તે દરાખ અથવા ખજૂર સિવાય અન્ય કોઈ પાક વસ્તુથી બનેલ હોય, તો તે પાક છે અને તેનો બાહ્ય વપરાશ જાઈઝ છે. આજ કાલ પરફ્યુમસમાં જે આલ્કોહોલ વાપરવામાં આવે છે તે મોટા ભાગે દરાખ અથવા ખજૂરથી બનેલ હોતો નથી, બલકે અન્ય વિવિધ પ્રકારની વસ્તુઓ દા.ત. મકાઈ, જુવાર, ઘઉં, આલુ, ચાવલ અથવા પેટ્રોલ વગેરેથી બનેલ હોય છે. માટે એ પ્રકારનું પરફ્યુમ અથવા હેરજેલ નાપાક નથી. એવું હેરજેલ લગાવી નમાઝ પઢી લેવામાં આવી હોય તો તે નમાઝ દુરૂસ્ત લેખાશે, લોટાવવાની જરૂરત નથી. જો કે એહતીયાતનો તકાઝો એ છે કે નમાઝ વેળા તે હેરજેલને સારી રીતે ધોઈ માથું સાફ કરી લેવામાં આવે,

પૂરેપુરૂં ગુસલ કરવાની જરૂરત નથી.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫૦. પેશાબના ટીપાંના લીધે નમાઝમાં આળસ કરવું ?

**સવાલ** : મને પેશાબ કર્યા પછી ઘણી વખત પેશાબના ટીપાં નીકળી જાય છે. એના કારણે નમાઝમાં પણ આળસ આવે છે. એ માટે કોઈ ઈલાજ કે વિર્દ હોય તો બતાવવા અરજ છે.

**જવાબ** : અગર આપને પેશાબના ટીપાં એ રીતે નીકળતા હોય કે એક નમાઝના પૂરા વખતમાં એટલી મોહલત નથી મળતી, જેમાં આપ વુઝૂ કરી માત્ર ફરજ પઢી શકો તો આપ શરઈ રીતે મઅઝૂર છો, જેને લઈ આપ ટીપાં નીકળવા છતાં વુઝૂ કરી નમાઝ પઢી લેશો તો પણ આપની નમાઝ દુરૂસ્ત થઈ જશે. એના ખાતર નમાઝ છોડવાની જરૂરત નથી અને જો પૂરો વખત એ ફરીયાદ રહેતી નથી બલકે દરમિયાનમાં એટલો ગાળો પડી જાય છે, જેમાં આપ વુઝૂ કરી માત્ર ફરજ પઢી શકો, તો આપે તે ગાળો દરમિયાન વુઝૂ કરી કપડાં બદલી અથવા પાક કરી નમાઝ (માત્ર ફરજ) પઢી લેવી, એ મજબૂરીના લઈ જમાઅતમાં શિર્કત થઈ શકતી નથી તો પણ વાંધો નથી.

## ૫૧. ના-બાલિગ છોકરો પહેલી સફમાં ઊભો રહી શકે ?

**સવાલ** : મસ્જિદમાં ફર્ઝ નમાઝ વખતે જમાઅત સાથે નમાઝ થતી હોય ત્યારે પહેલી સફમાં ૧૦ થી ૧૨ વર્ષના છોકરાને ઊભો રાખી શકાય કે નહીં ? અને છોકરો એકલો જ હોય તો શું કરવું તે જાણ કરશો.

**જવાબ** : ના-બાલિગ છોકરો એક જ હોય તો એ બાલિગ મર્દોની સફમાં એમની સાથે ઊભો રાખવામાં આવે.

[શામી : ભાગ-૧ પેજ નં. ૩૮૪]

## ૫૨. "નમાઝ થી બદનની કસરત થાય છે." એમ કહેવું.

**સવાલ :** નમાઝ બાબત આમ કહી શકાય કે નમાઝ અલ્લાહની બંદગીનો અસ્બાબ તેમજ શારીરિક કસરત પણ છે યા'ની Physical Exercise. તો આવી રીતે બોલી શકાય ? શું નમાઝમાં ઈબાદતની સાથે કસરત પણ રાખેલ છે ?

**જવાબ :** નમાઝ તો માત્ર એટલા માટે ફર્ઝ કરવામાં આવી કે અલ્લાહની ઈબાદત અને તેનો શુક્ર અદા કરવાનું સાધન છે. અગર કોઈ માણસ એના દુન્યવી ફાયદા ગણાવવામાં એવું કહે કે એનાથી બદનની કસરત પણ થઈ જાય છે તો ગુંજાઈશ છે, બાકી નમાઝ એ માટે ફર્ઝ કરવામાં નથી આવી.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૧૭) ઈમામત

## ૧. પેન્ટ પહેરીને ઈમામત કરવું.

**સવાલ :** અમુક હાફિઝે કુર્આન ઈમામત કરાવે છે. તો પેન્ટ પહેરીને નીચેથી બે ત્રણ ગળી વાળીને ઈમામત કરાવે છે. અમુક લોકોને કરાહત લાગે છે. તો એના વિશે શું રાય છે અને પેન્ટ પહેરીને ગુટીની નીચે પેન્ટ જતુ રહે છે. તો એના વિશે પણ ખુલાસાવાર જવાબ આપશો.

**જવાબ :** પેન્ટ પહેરી એ રીતે નમાઝ પઢાવવું મકરૂહ છે, ઈમામ સાહબને જોઈએ કે પોતાનો લિબાસ પણ ઈમામત જેવા ઉચ્ચ હોદ્દાના અનુરૂપ રાખે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. એક ઈમામને હટાવી બીજા ઈમામને નિયુકત કરવો.

**સવાલ :** અમારી મસ્જિદમાં એક ઈમામ સાહબ છે જેમને આજથી લગભગ ૫-૬ મહિનાથી કુદરતી જબાનમાં લુકનત આવી ગઈ હતી જેના કારણે તેવણથી હમઝાને અદા કરવામાં મુશ્કેલી પડતી હતી, પરંતુ ખુદા તઆલાના ફઝલો કરમથી ઝરીઓ અને અસબાબથી ઈંગ્લીશ દવાઓથી

અને કુર્આની ઈલ્મી ઈલાજથી ઘણું જ સારૂં છે. કોઈ પણ જાતની તકલીફ થતી નથી. તો હવે અમારા ઈમામ સાહબ પાછા ઈમામત કરાવી શકે કે નહીં ? નમાઝ પઢાવવાની ચાલુ કરી દીએ કે નહીં ? સર્વે મુસલ્લી હઝરાત પણ એવણથી ઘણાં જ ખુશ છે અને એવણને નમાઝ પઢાવવાનું કહ્યા કરે છે.

**જવાબ** : ઈમામત માટે કોઈને નિયુકત કરવું એક અકદે ઈજારહ (નોકરી–કરાર) છે જેથી માત્ર મુસલ્લીઓના કહેવાથી નહીં બલકે મુતવલ્લી તેમજ વ્યવસ્થાપક (જે મસ્જિદનો વહીવટ સંભાળે છે તેમના)થી વાતચીત કરી જે નક્કી થાય તે મુજબ કરવું. આપે સવાલમાં એ બાબત કોઈ ચોખવટ કરી નથી તે ઈમામ સાહબને જ્યારે ઉપરોકત બીમારી લાગવાથી ઈમામત છોડવી પડી હતી ત્યારે મુતવલ્લી સાથે શું વાત થઈ હતી. મુસલ્લીઓને પણ જોઈએ કે આ બાબત સૈધ્ધાંતિક રીતે મુતવલ્લીથી સંપર્ક સાધે અને જે કાંઈ થાય તે વહીવટદાર થકી જ થાય.

## ૩. ઈમામતની પાબંદી બાબત શરઈ ઉકેલ.

**સવાલ** : મસ્જિદનો ઈમામ તાજિર હોય કરીયાણા જોખવું–તોલવાનું કામ કરતો હોય કરીયાણા પ્રોવિઝન સ્ટોર હોય તે પોતાની તિજારતના કારણે અકસર જમાઅત ઊભી થવાના વખતે આવતા હોય તો તેવા ઈમામની જમાઅતનો વખત થઈ ગયા ઉપરાંત પાંચ મીનીટ રાહ જોવી જરૂરી છે ? અને જે છાબડાં કાંટાથી તોલવાનું કામ કરતો હોય તેની ઈમામત કરવી કેવી છે ?

**જવાબ** : નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના મુબારક દવર અને આરંભની સદીઓમાં તેમજ હઝરાતે ફૂકહા (રહ.)ના જમાનામાં ન તો દુન્યવી મશ્ગૂલિય્યતો વધારે હતી અને ન તો ઘડીયાળો હતી, જેથી જમાઅતનો સિધ્ધાંત એ રહ્યો કે વખત થતાં અઝાન થઈ અને ત્યાર પછી જ્યારે નમાઝીઓ ભેગા થઈ ગયા જમાઅત ઊભી થઈ.

આજના યુગમાં એક બાજુ દુન્યવી કામોમાં વધુ પડતી મશ્ગૂલિય્યત અને બીજી બાજુ દીનમાં ગફલત તેમજ બેતવજ્જુહીના લઈ ઘડીયાળની

સગવડનો લાભ ઉઠાવવો આવશ્યક થઈ પડયો છે. માટે આજના હાલાતને નજર સમક્ષ રાખી ઘડીયાળ વડે સમયનું નક્કી કરવું અને ઈમામ માટે નક્કી કરેલ સમયની પાબંદી જરૂરી છે. પહેલાં લોગોને ભેગા થવાનું જોવામાં આવતું હતું. હવે ઘડીયાળના નક્કી સમયે નમાઝીઓ ભેગા થઈ જાય છે, જેથી નક્કી સમયથી મોડું કરવામાં ન આવે. પહેલાં જમાનાના ઈમામો પગાર ન લેતા હતાં અને આજના યુગનો ઈમામ પગારદાર વ્યક્તિ છે. તે છતાં નમાઝીઓને જોઈએ કે કારણ વસાત ઈમામને ચાર પાંચ મીનીટ મોડું થાય તો બૂમ બરાડા ન પાડે, બલકે ધીરજથી કામ લે અને આ મોડા પડવાના ઉઝરને લઈ સમજી ઈમામ ઉપર જબાન દરાઝીથી બચે. અગર ઈમામ હંમેશા લેટ પડવાનો ટેવાય ગયો હોય તો નરમીથી એને સમજાવવાની કોશિશ કરે. અગર સમજાવવા છતાં એના વર્તનમાં ફેર ન પડે તો વ્યવસ્થાપકો એને હટાવી શકે છે, પરંતુ એ સૂરતમાં પણ ઈમામથી બદજબાની અને તેની ગીબત જાઈઝ નથી. [અહસનુલ ફતાવા : ભાગ–૩ પેજ નં. ૩૦૧] જાઈઝ તિજારત કરનાર ઈમામ પાછળ નમાઝ વગર કરાહતે દુરૂસ્ત છે.

## ૪. અસરની સુન્નતે ગેર મુઅક્કદહ છોડનાર ઈમામની ઈમામત કેવી ?

**સવાલ :** એક ઈમામ સાહબ હંમેશા અસરની અઝાન સાથે મસ્જિદમાં આવી જાય છે પરંતુ હંમેશા તેઓ અસરની ચાર સુન્નતે ગેર મુઅક્કદહ પઢતા નથી (સમય હોવા છતાં), તો આ બાબત ખુલાસો જણાવશો.

**જવાબ :** અસરની ચાર સુન્નતો ગેર મુઅક્કદહ કિંવા મુસ્તહબનો દરજ્જો ધરાવે છે. જેનો હુકમ એ છે કે અગર કોઈ વ્યક્તિ તેને કરશે તો સવાબ મળશે અને નહીં કરે તો કોઈ ગુનો નથી અને નહીં કરવા ઉપર કોઈ અઝાબ પણ નથી. માટે સવાલમાં દર્શાવેલ ઈમામ સાહબની અસરની સુન્નત ન પઢવું તેમની ઈમામત માટે વાંધાજનક નથી.

[ઈમ્દાદુલ ફતાવા : ભાગ–૧ પેજ નં. ૪૧૫]

## ૫. અકુદરતી કાર્ય કરનારની ઈમામત મકરૂહ છે.

**સવાલ :** એક ઈમામે ૧૨ વર્ષના છોકરા સાથે મસ્જિદના જ મકાનમાં જે તેમને રહેવા આપ્યું છે તેમાં Homosex (હોમોસેક્સ) કર્યું. તો તે ઈમામ બાબત તેની પાછળ નમાઝ પઢવા બાબત ખુલાસો જણાવશો.

**જવાબ :** સવાલમાં દર્શાવેલ કૃત્ય ગુનાહે કબીરહ છે. મઝકૂર ઈમામ પોતાના આ કૃત્યથી તૌબા નહીં કરે તો તેમની ઈમામત મકરૂહ છે.

## ૬. કયો માણસ ઈમામતનો વધારે હકદાર છે, દાઢીવાળો કે દાઢી વગરનો ?

**સવાલ :** અમારે ત્યાં અમુક માણસો દાઢીવાળા છે અને અમુક વગર દાઢીના છે. તેમાં દાઢીવાળા છે તે કિરાઅત યા'ની કુર્આન શરીફ બરાબર પઢી શકતા નથી અને દાઢી વગરના છે તેમાંથી એક માણસ નમાઝનો પાબંદ છે અને અખ્લાક પણ સારા છે અને કુર્આન શરીફ પણ સહીહ પઢે છે. તો ઈમામની ગેરહાજરીમાં મસ્જિદમાં ઈમામતનો હક કોને આપવો ? કોણ નમાઝ પઢાવી શકે તે જાણ કરશો.

**જવાબ :** દાઢીવાળો માણસ શરીઅતનો પાબંદ છે અને નમાઝમાં જેટલું કુર્આન પઢવું સુન્નત છે તે સહીહ રીતે પઢી શકે છે તો ઈમામત માટે એને જ આગળ કરવામાં આવે. [શામી : ભાગ–૧ પેજ નં. ૩૭૪] અલબત્ત, દાઢીવાળાઓમાં એવો કોઈ નથી તો દાઢી વગરનો માણસ જે ઉપર મુજબની શર્ત પર પૂરો ઊતરતો હોય તો તેને આગળ કરી શકાય છે.

[તહતાવી અલા મરાકિલ–ફલાહ. ૧૬૫]

## ૭. ઈમામે મસ્જિદનો પહેરવેશ કેવો હોવો જોઈએ ?

**સવાલ :** અહીં જુમ્આની નમાઝ વખતે મોલ્વી સાહબ સ્પેશીયલ ખુત્બો પઢાવવાનો હોય છે ત્યારે જ સારા કપડા (અરબી લિબાસ) પહેરીને આવે છે, જ્યારે તેમને ખુત્બો પઢાવવાનો હોતો નથી ત્યારે સારા કપડા (અરબી લિબાસ) પહેરીને આવતા નથી. તો શું આવી રીતે આવે તો તેમની પાછળ નમાઝ પઢી શકાય કે નહીં, તેમની પાછળ નમાઝ પઢવામાં કરાહત રહેશે કે નહીં ?

**જવાબ** : ખુત્બો પઢાવવા માટે ઈમામત અને ખિતાબતના હોદ્દાને અનુરૂપ રહેવા માટે અરબી લિબાસ પહેરવું સારૂ છે. મતલબ કે ઈમામ સાહબ જે જવાબદારી બજાવી રહ્યા છે તે જવાબદારી ભર્યા હોદ્દાનો ખ્યાલ રાખી આ લિબાસ ધારણ કરી રહ્યા છે. હદીષથી પણ એ વાતની તાઈદ (એ વાતને પુષ્ટી) થાય છે. અલબત્ત જ્યારે એમને ખુત્બો પઢાવવાની જવાબદારી અદા કરવાની હોતી નથી ત્યારે એવણ જે લિબાસ ધારણ કરે છે તે અગર એટલો નીચી કક્ષાનો હોય કે એવો લિબાસ પહેરી મોટા માણસોની મજલીસમાં જવાને તેઓ બુરૂં સમજતા હોય તો મકરૂહે તન્ઝીહી થશે, નહીં તો કોઈ વાંધો નથી.

### ૮. ગલત પઢનાર વારસાઈ ઈમામ.

**સવાલ** : અમારે ત્યાં શાહી મસ્જિદ છે. જેનો વહીવટ તે જમાનાથી ખાસ બીરાદરીને સોંપવામાં આવેલ છે. જેમાં મુખ્ય વહીવટમાં ઈમામત છે. જે આજ સુધી વારસાઈથી ખાસ બિરાદરીનાજ ઈમામ છે. જે હાલના ઈમામ સા. છે તેમનું કુર્આન પઢવું ઘણું જ ગલત છે. મા'નામાં પણ ઘણી જ તબદીલી થઈ જાય તેવું કુર્આન પઢે છે. આ ઈલ્મી જમાનામાં ઈમામત માટે સારા હાફિઝ, આલિમ, કારી આસાનીથી મળી શકે છે તો આવા ઈલ્મી જમાનામાં આવા ઈમામ સા. જે કુર્આનને પાક મદ, ગુન્ના તો શું તલફફુઝ (શબ્દો) એકદમ ગલત પઢે છે. જેમાં ખાસ કરી સીન, શીન–સ્વાદમાં કોઈજ ફર્ક નથી અને વુકૂફના (થોભવાના) કોઈજ ઠેકાણા નથી. તો શું આવા કુર્આને પાક ગલત પઢનાર વારસાઈ ઈમામ પાછળ નમાઝ થઈ જશે ? અને શું આ સાતસો વર્ષોથી ચાલતા આવેલા વારસાની ઈસ્લામથી કોઈ નિસ્બત છે ? જેમાં ખાસ ઈમામત છે.

**જવાબ** : નમાઝની ઈમામત એક મહાનપદ અને ઉચ્ચ હોદ્દો છે. જેના માટે ફુકહા હઝરાતે કેટલીક ખૂબીઓ આવશ્યક તેમજ જરૂરી ઠેરવેલી છે. દાખલા તરીકે તેનું આકિલ બાલિગ, નમાઝથી સંબંધ ધરાવતા મસાઈલથી સંપૂર્ણ વાકિફ હોવું, સિહ્હત સાથે કુર્આન પઢવું, દીનદાર તેમજ સાલિહ

હોવું વગેરે ખાસ મહત્ત્વ ધરાવે છે. શાહી જમાનામાં કેટલાક ઈલ્મી કુટુંબો એવા રહેતા હતા જેના બધા જ સભ્યો ઈમામતના માટે આવશ્યક તમામ ખૂબીઓ ધરાવતા હતા એવા કુટુંબોને ઈમામત માટે નક્કી કરવામાં આવતા હતા. તેનો મતલબ એ ન હતો કે ઈમામત કોઈ વારસાગત વસ્તુ છે, બલકે તે કુટુંબના દરેક સભ્યો તરફથી ઉપરોક્ત ખૂબીઓ પ્રાપ્ત કરવાની ખાસ તકેદારી લેવામાં આવતી હતી, તેના લઈ તેમને આ હોદ્દો આપવામાં આવતો હતો. આજે તે હોદ્દો આપનાર બાદશાહો રહ્યા નથી અને તે કુટુંબના સભ્યોએ પણ દીન તેમજ ઈલ્મે દીનથી બેદરકારી રાખી પોતાને ઉપરોક્ત ખૂબીઓથી વંચિત રાખ્યા. જેને લઈ શરઈ રૂએ તેઓ ઈમામતના હકદાર રહેતા નથી. અન્ય કોઈ મુસ્લિમ જેણે ઈમામત માટે આવશ્યક ખૂબીઓ પ્રાપ્ત કરી હોય તે જ વધારે હકદાર કહેવાશે. [આ બાબત એક વિગતવાર ફત્વો પહેલાં પ્રગટ થઈ ચૂકયો છે.] ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૯. બહેરા અને આંખની ઉણપવાળાની ઈમામત.

**સવાલ** : બહેરા અને આંખોથી ઓછું દેખાતું હોય એવા માણસની ઈમામત કેવી છે ? મકરૂહ છે ?

**જવાબ** : કમઝોર નિગાહવાળો પાકી–નાપાકીને જોઈ ઓળખી શકે છે અને તેનાથી બચવામાં સાવચેત છે, તો એવાની ઈમામત વગર કરાહતે સહીહ છે. [ફતાવા દારુલ ઉલૂમ, મસાઈલે ઈમામત : ૬૨] બહેરાની ઈમામત પણ દુરૂસ્ત છે. [ફતાવા દારુલ ઉલૂમ, મસાઈલે ઈમામત : ૬૬]

## ૧૦. અહલે હદીષ ઈમામનો હુકમ.

**સવાલ** : અહલે હદીષ પાછળ નમાઝ અદા થશે કે નહીં ?

**જવાબ** : અગર એ વાતનું પૂરૂં યકીન હોય કે ઈમામ નમાઝના ફર્ઝો અને શર્તોમાં અન્ય પંથવાળાઓનો ખ્યાલ કરે છે, તો તેની પાછળ નમાઝ પઢવું વિના કરાહતે જાઈઝ છે, અને જો યકીન હોય કે ખ્યાલ કરતો નથી તો તેની પાછળ પઢેલી નમાઝ દુરૂસ્ત નથી અને જેની બાબત જાણકારી ન હોય

તેની પાછળ નમાઝ પઢવું મકરૂહ છે.

વર્તમાન યુગના ગેર–મુકલ્લિદોની બહુમતી અન્ય પંથવાળાઓનો ખ્યાલ નથી રાખતી, બલકે તેને ખોટા સમજે છે અને જાણી બુઝીને તેની વિરૂદ્ધ કરે છે અને એનેજ સવાબ સમજે છે, માટે તેઓની પાછળ નમાઝ પઢવાથી શકય હોય ત્યાં સુધી બચવું જરૂરી છે, પરંતુ જરૂરત ટાણે તેઓની પાછળ નમાઝ પઢી લે, જમાઅત ન છોડે. આ બધી વિગત ત્યારે છે જ્યારે કે તે ઈમામનો અકીદો દુરૂસ્ત હોય, અગર તેનો અકીદો ફાસિદ છે, મુકલ્લિદોને મુશ્રિક સમજે છે અને ઈમામો તેમજ સલફના બુઝુર્ગોને ગાળો ભાંડે છે તો તેની ઈમામત હર હાલમાં મકરૂહે તહરીમી છે.

[અહસનુલ ફતાવા : ભાગ–૩ પેજ નં. ૨૮૨]

ફતાવા મહમૂદિય્યહમાં છે કે જે અહલે હદીષ તકલીદને શિર્ક કહેતો હોય અને મુજતહિદ ઈમામો તેમજ સલફે સાલિહીનને ગાળો ભાંડતો હોય તેની પાછળ નમાઝ દુરૂસ્ત નથી, એવાને ઈમામ બનાવવું જ જાઈઝ નથી.

[ભાગ–૯ પેજ નં. ૬૨]

## ૧૧. બિદઅત, કુફ્ર, શીર્કની હિમાયત કરનાર પાછળ નમાઝનો હુકમ.

**સવાલ :** બિદઅત, કુફ્ર, શીર્કની હિમાયત કરનાર ઈમામ પાછળ કોઈ પણ જાતની નમાઝ અદા થશે કે નહીં ? નમાઝ પઢી હોય તો તે દોહરાવવી પડશે કે નહીં ?

**જવાબ :** કુફ્ર અને શીર્કની હિમાયત કરવું પણ કુફ્ર છે. એવી વ્યક્તિ એમ કરવાથી ઈમાનથી નીકળી જાય છે, પછી તેની પાછળ નમાઝ અદા થવાનો પ્રશ્ન જ રહેતો નથી અને બિદઅતની હિમાયત કરવું સખત ગુનાહિત કૃત્ય હોવાને લઈ તે વ્યક્તિ આમ કરવાથી ફાસિક ઠરે છે અને તેની પાછળ નમાઝ મકરૂહે તહરીમી છે.

## ૧૨. ઈમામ નમાઝ પઢાવતી વખતે કેવી નિય્યત કરે ?

**સવાલ** : ઈમામ જ્યારે નમાઝ પઢાવે ત્યારે નિય્યત કઈ રીતે કરે ?

**જવાબ** : ઈમામ પોતે જે નમાઝ પઢાવી રહયો છે તેમાં પોતે પોતાની નમાઝ પઢવાની સાથે મુકતદીઓને પઢાવી રહયો છું એવી નિય્યત પણ કરી લે જેથી ઈમામતનો સવાબ પણ મળે. જો ઈમામતની નિય્યત નહીં કરે તો પણ પાછળ પઢનાર મુકતદીઓની નમાઝ સહીહ થઈ જશે.

[શામી ૧/૩૧૨]

## ૧૩. બીડી, સીગારેટ, પાન, માવાવાળા મોલ્વીની ઈમામત.

**સવાલ** : અમારા અહીંયાં એક હાફિઝ સા. બીડી સીગારેટ પીએ છે અને પાન, માવો વગેરે પણ ખાય છે તો તેના પાછળ નમાઝ થઈ જશે ?

**જવાબ** : બીડી, સીગારેટ શોખ ખાતર પીવું મકરૂહ છે અને મજબૂરીને લઈ પીવાની ગુંજાઈશ છે પરંતુ જ્યાં સુધી મોઢાની દુર્ગંધ સાફ ન કરે ત્યાં સુધી મસ્જિદમાં ન જાય, એની દુર્ગંધ સાથે મસ્જિદમાં જવું મકરૂહ છે. મોઢાની દુર્ગંધ સાફ કરી નમાઝ પઢાવશે તો એ નમાઝ સહીહ થઈ જાય છે. પાન માવો ખાવાથી મોઢામાં દુર્ગંધ તો પયદા થતી નથી તે છતાં મોઢાની સફાઈનો ખ્યાલ રાખે.

## ૧૪. ટી.વી. પર ક્રિકેટ મેચ જોનારની ઈમામત.

**સવાલ** :એક માણસ ટી.વી. પર ક્રિકેટ જુએ છે અને તેને જોવામાં નતો નમાઝ છોડે છે અને ન તો નમાઝ કઝા કરે છે. તો શું તેની પાછળ નમાઝ પઢી શકાય કે નહીં ? અને તે ઈમામત કરે તો કાંઈ વાંધો છે ?

**જવાબ** : આ બાબતમાં જે હદીષો આવી છે તેનાથી તેમજ ફિકહની ઈબારતોથી ક્રિકેટ વગેરે માટે નીચે મુજબના હુકમો સાબિત થાય છે.

• એવો ખેલ જેનાથી કોઈ દીની અથવા દુન્યવી મહત્ત્વનો ફાયદો હાસીલ ન થતો હોય તે નાજાઈઝ છે.

• જે ખેલમાં દીની યા દુન્યવી કોઈ મહત્ત્વનો ફાયદો પ્રાપ્ત થતો હોય તે જાઈઝ છે. અલબત્ત શર્ત એ છે કે તેમાં કોઈ શરીઅત વિરૂદ્ધ વાત ન હોય

અને શરીઅત વિરૂદ્ધ વાતોમાંથી એક એ પણ છે કે કાફિર તેમજ ફાસિક માણસની મુશાબહત થતી હોય.

• જે ખેલમાં કોઈ દીની અથવા દુન્યવી મહત્ત્વનો ફાયદો હોય પરંતુ એમાં કોઈ નાજાઈઝ તથા શરીઅત વિરૂદ્ધ વાત ભળી જાય તો તે પણ નાજાઈઝ ઠરે છે. દા.ત. તીરઅંદાઝી, ઘોડદોડ વગેરે, જ્યારે એમાં જુગારની સૂરત પેદા થઈ જાય કે બન્ને તરફથી કાંઈક માલની શર્ત ઠેરવવામાં આવે તો તે પણ નાજાઈઝ ઠરે છે, અથવા કોઈ ખેલ કોઈ કાફિર અથવા ફાસિક કોમની ખુસૂસિય્યત સમજવામાં આવતો હોય તે પણ નાજાઈઝ છે. એનાથી ફલિત થયું કે દડાના ખેલો ચાહે ક્રિકેટ વગેરે હોય અથવા બીજા દેશી ખેલો પોતાની જાત પુરતા તો જાઈઝ છે. કારણ કે એનાથી તબિયતને સ્ફૂર્તિ તથા શરીરને કસરત થઈ બળ મળે છે જે દુન્યવી મહત્ત્વનો ફાયદો છે. પરંતુ શર્ત એ છે કે એમાં કોઈ વાત શરીઅત વિરૂદ્ધ ન હોય અને કાફિરો તથા ફાસિકો સાથે મુશાબહત તેમજ પહેરવેશ તથા રીતભાતમાં અંગ્રેજ ઢબ ન હોય અને સાથે જ એમાં એટલો બધો ગુંથાયેલો ન રહે કે ઈસ્લામી જરૂરી કામો નમાઝ વગેરેમાં ખલલ આવે, અગર કોઈ ઉપરોકત શર્તોની સાથે ક્રિકેટ, ટેનીસ વગેરે રમતો હોય તો તેના માટે રમવું જાઈઝ છે. નહીં તો જાઈઝ નથી. પરંતુ આજ કાલ ઉપરોકત ખેલોમાં આ શર્તોનું પાલન થતું નથી એટલે નાજાઈઝ કહેવામાં આવે છે.

[ફતાવા દારુલ ઉલૂમ ભાગ–૨ પેજ નં. ૧૦૦૨ કરાંચી પ્રકાશીત]

આતો જે રમે છે તેની વાત થઈ છે. જો ઉપરોકત શર્તોનું પાલન કરી રમશે તો ગુંજાઈશ છે કારણ કે એ સૂરતમાં શરીરની કસરત વગેરેને લઈ એક મહત્ત્વનો દુન્યવી ફાયદો મળે છે, પરંતુ જે લોકો એને માત્ર જુએ છે (ચાહે મેદાન ઉપર જઈને જોતા હોય) અથવા રેડીયો પર એની કોમેન્ટ્રી સાંભળે છે તેઓ માટે તો ઉપરોકત શર્તોના પાલન કરવા છતાં એનાથી કોઈ મહત્ત્વનો દીની અથવા દુન્યવી ફાયદો હાસીલ થતો ન હોવાને લઈ આટલી ગુંજાઈશ પણ નથી રહેતી. જો કે તેઓનો મોટો વર્ગ એવો છે કે તેઓની નમાઝ અથવા જમાઅત છૂટે છે, બલકે જુમ્આની નમાઝ સુધ્ધાં છૂટે છે,

આપસની ગરમા ગરમ ચર્ચામાં લડાઈ–ઝઘડાની પણ નવબત આવે છે. બલકે કેટલીક જગ્યાઓ ઉપર એના પરિણામ રૂપ કોમી હુલ્લડો ફાટી નીકળ્યાં અને કેટલાય નિર્દોષોના જાન–માલ ઘવાયાં. એના લઈ પોતાની દીની– દુન્યવી, સામાજિક ફરજોની અદાયગીમાં કોતાહી બલકે તે તરફથી દુર્લક્ષ્ય સેવવાની ફરીયાદ એટલી વ્યાપક છે જેનો કોઈ પણ ઈન્કાર નથી કરી શકતું.

હવે રહયો પ્રશ્ન ટી.વી. ઉપર એનું જીવંત પ્રસારણ જોવાનો. તો એની ખરાબીઓ તો ખુદાની પનાહ ! ઉપરોકત તમામ ખરાબીઓ ભરપૂર શકલમાં હોવાની સાથે આજે ટી.વી.ને પ્રોત્સાહન આપનાર એક મોટા બળ રૂપે ક્રિકેટ છે. ટી.વી.સેટનો વેચાણ કારોબાર કરનારાઓના મત મુજબ હાલમાં ચાલી રહેલ ક્રિકેટ મુકાબલાઓને લઈ હજારો ટી.વી.સેટો એક એક દિવસમાં ઉપડી ગયા. આજે મોટા ભાગના મુસ્લિમોએ (જેમાં દીનદાર કહેવાતો વર્ગ પણ છે) ક્રિકેટ જોવાના નામે પોતાના ઘરોમાં ટી.વી.સેટ વસાવી લીધા અને દિન–પ્રતિદિન વસાવી રહયા છે, અને પછી આ રસ્તે ફિલ્મો, ડ્રામાં, વિધર્મી સિરીયલો વગેરે જેવી લઅનતોથી મુસ્લિમ સમાજ વ્યાપક રૂપમાં પરિચિત થઈ રહયો છે. તે છેવટે ઈસ્લામી મુલ્યોની ઘોર ખોદીને જ રહેશે.

એક આલિમે દીન તથા દીની પેશવા, જેના એક એક કૃત્યથી જાહિલ અવામ જાણે–અજાણે પોતાના માટે દલીલ પકડે છે, ખાસ કરી ઈમામત જેવી મહાન દીની જવાબદારી જેના શિર ઉપર હોય, જે અલ્લાહ અને તેના બંદાના દરમિયાન વાસ્તાનું કામ આપતો હોય, જે જવાબદારીની અદાયગી માટે હદીષ અને ફિકહમાં કેવા–કેવા ઉચ્ચ સદ્‌ગુણોને આવશ્યક ઠેરવવામાં આવ્યા છે. નમૂના રૂપે એક હદીષ રજૂ કરૂં છું: એક માણસ લોકોની ઈમામત કરાવી રહયો હતો તે દરમિયાન કિબ્લા તરફ થૂકયો અને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ આ જોઈ રહયા હતા. જ્યારે નમાઝથી ફારિગ થયો તો આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ લોકોને કહયું કે : “આ માણસ આઈન્દહ તમને નમાઝ ન પઢાવે.” ત્યાર પછી એ માણસે લોકોને નમાઝ પઢાવવાનો ઈરાદો કર્યો તો લોકોએ તેને રોકયો અને રસૂલુલ્લાહ

સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના ઈર્શાદની જાણ કરી. તે માણસે આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની સેવામાં હાજર થઈ આ વાત કરી (કે લોકોએ મને આપનું નામ લઈ નમાઝની ઈમામતથી રોકયો. શું આ ખરૂં છે ?) તો આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું કે : "હાં !" અને સાથેજ આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું કે : "તે અલ્લાહ અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને તકલીફ પહોંચાડી."

[અબૂ દાવૂદ શરીફ ભાગ–૧ પેજ નં. ૬૯]

વિચાર કરો કે ઈમામતના ઉચ્ચ હોદા ઉપર બિરાજમાન વ્યક્તિએ કેટ કેટલી બાબતોથી પોતાને બચાવવાની જરૂરત છે. એવી વ્યક્તિનું આ કૃત્ય (ટી.વી. જોવું) દીન–અહલે દીન, ઈલ્મ–અહલે ઈલ્મ માટે અપમાનજનક અને તેઓની મશ્કરીની જેમ છે. અલ્લાહ તઆલાએ જેને ઈલ્મ જેવી મહાન દવલત આપી છે, તેને જોઈએ કે પોતાને આવાં કૃત્યોથી બચાવીને રાખે. અહલે ઈલ્મની જવાબદારીઓ પણ મહાન છે. અવામ તો અહલે ઈલ્મના આ કૃત્યને ટી.વી.ના જાઈઝ હોવા માટે દલીલ રૂપ સમજશે અને છેવટે એક ગુનાહના કામમાં કારણભૂત તથા ટેકા રૂપ બની બીજાઓના ગુનાહમાં પણ શરીક થશે. હદીષ શરીફમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનો ઈર્શાદ છે કે "જેણે કોઈ બુરી રીત–રસમ જારી કરી તો તેના ઉપર તેના ગુનાહનો ભાર છે અને તે લોકોના ગુનાહનો પણ જેઓ તેની આ રીત–રસમ મુજબ ચાલશે." [મિશ્કાત : પેજ નં. ૩૩]

માટે અહલે ઈલ્મને જોઈએ કે પોતાના મકામ અને મરતબાને ધ્યાનમાં રાખી કદમ ઉઠાવે અને પોતાને આવી હરકતોથી દૂર રાખે. એવા માણસની ઈમામત મકરૂહ છે. [શામી]

## ૧૫. ક્રિકેટ મેચ ટી.વી. પર જોનાર ઈમામ પાછળ નમાઝ પઢવું કેવું છે ?

**સવાલ** : ક્રિકેટ મેચ ટી.વી. પર જોનાર ઈમામ સાહબની પાછળ નમાઝ થાય ખરી ? અને એમના પાછળ નમાઝની બીજી કોઈ સૂરત ખરી ?

**જવાબ :** ટી.વી. પર ક્રિકેટ મેચ જોવી પણ જાઈઝ નથી, એવા ઈમામ પાછળ નમાઝ મકરૂહે તહરીમી છે.

# (૧૮) વિત્ર

## ૧. ઈમામ પાછળ મુકતદી અત્તહિય્યાત, દુઆએ કુનૂત વિ. પૂરી પઢે કે ઈમામની ઈત્તિબાઅ કરે ?

**સવાલ :** ઈમામ સાહેબ પાછળ નમાઝ પઢતા હોઈએ, એવી સૂરતમાં ઈમામ સાહેબ અત્તહિય્યાત, દુઆ, દુરૂદ શરીફ, દુઆએ કુનૂત વગેરે જલ્દી પઢી લે અને મુકતદી પાછળ રહી જાય તો મુકતદીની નમાઝમાં વાંધો આવશેકે નહિં ?

**જવાબ :** અગર ઈમામ પોતાની અત્તહિય્યાત પઢી ઊભા થઈ ગયા અને હજુ સુધી મુકતદીએ અત્તહિયાત પૂરી કરી નથી તો મુકતદી પોતાની અત્તહિયાત પૂરી કર્યા પછી ઊભો થાય અને જો મુકતદીના દુઆએ કુનૂત પૂરી કરવા પહેલાં ઈમામ રૂકૂઅમાં ચાલ્યા ગયા તો મુકતદીએ પણ રૂકૂઅમાં ચાલ્યા જવું.

દુરૂદ શરીફમાં પણ જો મુકતદીનું દુરૂદ બાકી હોય અને ઈમામ સલામ ફેરવી આપે તો મુકતદીએ પણ સલામ ફેરવી લેવી. એનાથી નમાઝમાં વાંધો આવશે નહિં.

## ૨. વિત્રમાં મસ્નૂન દુઆ વગર બીજી કોઈ દુઆ પઢવી ?

**સવાલ :** એક કિતાબમાં પઢવા મળ્યું છે કે ઈશાની વિત્રની નમાઝમાં દુઆએ કુનૂતના બદલે ત્રણ વખત યા રબ્બી પઢે તો નમાઝ થઈ જશે. શું એ જાઈઝ છે યા નહીં ?

**જવાબ :** વિત્રની ત્રીજી રકઅતમાં અલ્હમ્દુ શરીફ અને સૂરત પઢયા

પછી દુઆએ કુનૂત પઢવું વાજીબ છે. દુઆએ કુનૂતનો મતલબ એ કે કોઈપણ દુઆ પઢે. અલબત્ત "અલ્લાહુમ્મ ઈન્ના નસ્તઈનુક" (છેવટ સુધી) પઢવું સુન્નત છે અને એ યાદ ન હોય તો અન્ય કોઈપણ દુઆ જેમ કે રબ્બના આતિના.....(છેવટ સુધી) અથવા "અલ્લાહુમ્મગફિરલી...." વગેરે પઢવાથી નમાઝ સહીહ થઈ જાય છે, પરંતુ મસ્નુન દુઆ (કિંવા અલ્લાહુમ્મ ઈન્ના નસ્તઈનુક)ને યાદ ન કરવું અથવા યાદ હોવા છતાં એને છોડી અન્ય દુઆ પઢવું ગુનો છે. [અહસનુલ ફતાવા ભાગ–૩ પેજ નં. ૪૯૯, શામી ભાગ–૧ પેજ નં. ૪૯૩]

## ૩. ઈમામ વિત્રની બે રકઅત ઉપર સલામ ફેરવી લે તો હનફી તેની પાછળ વિત્ર પઢી શકે ?

**સવાલ** : હું ઉમરહમાં ગયો હતો. ત્યાં વિત્રની નમાઝ હનફી તરીકાથી અલગ રીતે પઢે છે. બે રકઅત પછી સલામ ફેરવી ત્રીજી રકઅત શરૂ કરીને રૂકૂઅમાંથી ઊભા થઈ દુઆ માંગે છે (હાથ ઉઠાવીને). દુઆ પછી સિજદા અને કાયદહ પછી સલામ ફેરવી ત્રીજી રકઅત પૂરી કરે છે.

પૂછવાનું આ કે હનફી તરીકા મુજબ આ રીતે વિત્ર થઈ કે નહીં ? હનફીઓ માટે શો હુકમ છે ? જ્યારે કે ફર્ઝ, સુન્નત અને નફલ અદા થઈ શકે છે તો વિત્રમાં શો વાંધો છે ? વિગતવાર જવાબ આપશો.

**જવાબ** : ઈમામ અગર વિત્રની ત્રણ રકઅત બે સલામથી પઢાવે છે કિંવા પહેલી બે રકઅત પઢાવી સલામ ફેરવી લે છે અને ત્રીજી રકઅત આગવી રીતે અલગ સલામથી પઢાવે છે તો હનફી મુકતદીએ એવા ઈમામની પાછળ વિત્ર નહીં પઢતા પોતાની વિત્ર અલગ પઢવી.

[દુર્રે મુખ્તાર શામી ભાગ–૧ પેજ નં. ૪૯૪]

નસઈ શરીફ અને મુસ્નદે અહમદમાં હઝરત આઈશહ રદિયલ્લાહુ અન્હાથી રિવાયત છે કે : "નબીએ કરીમ સલ્લલ્લાહુ અલચ્હિ વ સલ્લમ ત્રણ રકઅત વિત્ર પઢતા હતા એ રીતે કે દરમિયાનમાં બે રકઅત ઉપર સલામ ફેરવતા ન હતા." [કબીરી પેજ નં. ૪૧૩]

## ૪. વીત્રની નમાઝમાં ત્રણ ત્રણ સૂરતો પઢનાર ઈમામ પર ટીકા.

**સવાલ ૧ :** રમઝાન શરીફમાં તરાવીહ પઢાવવા હુફ્ફાઝ આવ્યા હતા. જેમાં એક હાફિઝ સા. તરાવીહ પઢાવતા હતા. તેમણે એક દિવસ વિત્રની નમાઝ પઢાવી, જેમાં પહેલી રકઅતમાં સૂરએ આ'લા, બીજીમાં સૂરએ કાફિરૂન અને ત્રીજી રકઅતમાં સૂરએ ઈખ્લાસ, સૂરએ ફલક, સૂરએ નાસ એમ ત્રણ સૂરતો એક સાથે પઢી નમાઝ પૂરી કરી.

મેં તેઓને પૂછ્યું કે તમે છેલ્લી રકઅતમાં એક સાથે ત્રણ સૂરતો પઢી એનું શું કારણ ? અમારી લગભગ ૬૫ વરસ ઉપરની ઉંમર થઈ છે, કોઈ ઈમામ સા. વગેરેને પઢતા જોયા નથી. હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ ફકત સૂરએ આ'લા, સૂરએ કાફિરૂન, સૂરએ ઈખ્લાસ વિત્રની નમાઝમાં અકસર પઢતા હતા. તે હાફિઝ સાહબ કહે છે કે કિતાબ શર્હે વકાયામાં છે : વિત્રની છેલ્લી રકઅતમાં ઉપલી જણાવેલી સૂરતો પઢી શકે છે. માટે વિત્રની નમાઝ સુન્નત તરીકાથી અદા થાય તેનો હવાલા સાથે જવાબ આપશો.

**સવાલ ૨ :** ૨૭ મી રમઝાન શરીફની નમાઝમાં કુર્આન શરીફ ખત્મ કર્યુ. દુઆ પછી હાફિઝ સા. એ એલાન કર્યું કે વિત્રની નમાઝમાં ત્રણ રકઅતોમાં ત્રણ–ત્રણ સૂરતો પઢીશ, જે કિતાબનો હવાલો ઉપર છે તેમાં ઈમામ અહમદ હમ્બલનો હવાલો કહી પહેલી રકઅતમાં સૂરએ કદ્ર, સૂરએ ઝિલઝાલ, સૂરએ તકાષુર એજ પ્રમાણે બીજી, ત્રીજી રકઅતમાં એક સાથે ત્રણ–ત્રણ સૂરતો પઢી નમાઝ પઢાવી તે સહીહ છે કે નવો ફિત્નો છે ? અમે સર્વોએ આપ જેવા બુઝુર્ગો પાછળ તરાવીહ તથા વિત્રની નમાઝ પઢી છે, પણ કોઈએ એલાન પણ ન કર્યું. આવા નવા હાફિઝો એક મુબારક મહિનામાં પણ ફિત્નો કરી ગયા. માટે ખુલાસાવાર જવાબ આપશો.

**જવાબ ૧ :** તિરમિઝી શરીફમાં ઈમામ તિરમિઝી રહમતુલ્લાહિ અલય્હએ વિત્રમાં પઢવામાં આવતી કિરાઅત બાબત કાયમ કરેલ અલગ પ્રકરણમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ રદિયલ્લાહુ અન્હુમાની રિવાયત નકલ કરી છે કે : નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ વિત્રમાં

**સબ્બિહિસ્મ રબ્બિકલ્ અઅ્લા** અને **કુલ યા અય્યુહલ કાફિરૂન** અને **કુલ્ હુવલ્લાહુ અહદ** એક–એક રકઅતમાં પઢતા હતા અને હઝરત આઈશા રદિયલ્લાહુ અન્હાની રિવાયત નકલ કરી છે કે : "હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ વિત્રની પહેલી રકઅતમાં **સબ્બિહિસ્મ રબ્બિકલ્ અઅ્લા** અને બીજી રકઅતમાં **કુલ યા અય્યુહલ કાફિરૂન** અને ત્રીજી રકઅતમાં **કુલ્ હુવલ્લાહુ અહદ** અને **મુઅવ્વઝતૈન (કિંવા કુલ્ અઊઝુ બિરબ્બિલ્ ફલક, કુલ અઊઝુ બિરબ્બિન્નાસ)** પઢતા હતા."

[તિરમિઝી : ભાગ–૧ પેજ નં. ૧૦૬]

**જવાબ ૨** : તિરમિઝી શરીફમાં હઝરત અલી રદિયલ્લાહુ અન્હુની રિવાયત છે કે : "નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ ત્રણ રકઅત વિત્ર પઢતા હતા, દરેક રકઅતમાં ત્રણ સૂરતો જેમાંથી છેલ્લી કુલ હુવલ્લાહુ અહદ હતી." [તિરમિઝી : ભાગ–૧ પેજ નં. ૧૦૬]

એ જ રિવાયતના ઉપર હાશિયામાં એની વિગત જણાવતા લખ્યું છે કે : "પહેલી રકઅતમાં સૂરએ તકાષુર, સૂરએ કદ્ર અને ઝુલઝિલત અને બીજી રકઅતમાં સૂરએ અસ્ર, સૂરએ નસ્ર અને સૂરએ કવસર અને ત્રીજી રકઅતમાં સૂરએ કાફિરૂન, સૂરએ તબ્બત યદા અને સૂરએ ઈખ્લાસ."

[હાશિયા નં. ૧, તિરમિઝી : ભાગ–૧ પેજ નં. ૧૦૬]

ઉપરની રિવાયતોથી જણાયું કે આપના તરાવીહના ઈમામ સાહેબે જે કિરાઅત કરી છે, તે સુન્નતના મુતાબિત અને દુરૂસ્ત છે. હવે જો આપ અને ગામના લોકો તેનાથી વાકિફ ન હતા તો ઈમામ સાહેબે હવાલા સહિત એક વાત કહી હતી તેને માની લેવામાં આવત અથવા કમથી કમ પહેલાં એ હવાલા મુજબ તહકીક કરી લેવામાં આવત અને જો તે ખોટું જણાત તો જ પછી એના ઉપર ટીકા–ટિપ્પણી કરવામાં આવત, પરંતુ આપ સાહેબોએ એ વગર જ ઈમામ સાહેબના આ કૃત્યને ફિત્ના શબ્દથી વગોવ્યું, જે ખરેખર ઘણું જ ખતરનાક અને વખોડવા પાત્ર છે, બલકે એક સુન્નતને ફિત્નો કહેવું ઈમાન માટે ઘાતક સાબિત થઈ શકે છે, માટે પોતાના આ કૃત્યથી તવબા અને ઈસ્તિગફાર જરૂરી છે અને આઈંદહ આવી બાબતોમાં સંપૂર્ણ રીતે

સાવચેતી રાખવી પણ જરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૧૯) તરાવીહ

## ૧. ઘરમાં તરાવીહ પઢવામાં આવે તો ?

**સવાલ** : રમઝાનુલ મુબારકમાં એક ગામમાં જવાનું થયું. ત્યાં મસ્જિદમાં ઈશા બાદ રાબેતા મુજબ તરાવીહ પઢાતી હતી. અલ્હમ્દુલિલ્લાહ, પરંતુ હું એક આલીમને મળવા માટે ખાસ ગયો હતો. તેમના વિશે પૂછ્યું તો મને જવાબ એ મળ્યો કે તેઓ તેમના ઘરે તેમની ઓરતોને તરાવીહ પઢાવે છે અને તેમાં પણ તેમની ઓરત ઉપરાંત તેમની રિશ્તેદાર ઓરતો કાકા બહેન, માસી બહેન, ખાલા, કાકી, ફોઈ વગેરે. તો આ રીતે મસ્જિદની તરાવીહ છોડી ઘરમાં ઓરતોના ઈમામ બની તરાવીહ તથા ઈશાની ફર્ઝ નમાઝ પઢાવવું કેવું છે ?

**જવાબ** : ગામ અને મહોલ્લાની મસ્જિદમાં તરાવીહ બાજમાઅત થઈ રહી હોય અને કોઈ માણસ ઈશાની ફર્ઝ નમાઝ મસ્જિદમાં જમાઅત સાથે અદા કર્યા પછી માત્ર તરાવીહને જમાઅત સાથે ઘરમાં પઢે તો જાઈઝ છે. [અઝ અહસનુલ ફતાવા : ભાગ–૩ પેજ નં. ૫૨૦] ઘરમાં પઢવામાં આવતી આ તરાવીહમાં ઘરની ઓરતો અને અન્ય રિશ્તેદાર ઓરતો પરદા અને હિજાબનો ખ્યાલ રાખી શરીક થતી હોય તો તેની પણ ઈજાઝત છે.

## ૨. તરાવીહની વીસ રકઅતની નિય્યત એક સાથે કરવું કે દર બે રકઅતે કરવું ?

**સવાલ** : તરાવીહની ૨૦ રકઅતની નિય્યત એકી સાથે કરી શકાય ? અથવા તરાવીહ જમાઅતથી પઢતા કોઈએ તેમાં પ્રથમથી જ ૨૦ રકઅતની નિય્યત એકી સાથે કરી શકાય ?

**જવાબ** : શરૂમાં જ વીસ રકઅતની નિય્યત કરી લે તો પણ કાફી છે.

દર બે રકઅત ઉપર નિય્યત કરવું જરૂરી નથી, પરંતુ બેહતર છે.
[મસાઈલે તરાવીહ-૭૧]

### ૩. તરાવીહના મસાઈલ.

(૧) હન્ફિય્યહના નજદીક કુલ તરાવીહ વીસ રકઅત છે અને તેને જમાઅતથી પઢવું સુન્નત છે. જો મહોલ્લાના તમામ રહેવાસીઓ તરાવીહ છોડી દેશે તો સૌ સુન્નત છોડવાના વબાલમાં સપડાશે. [કબીરી] (૨) વધુ ભાગના મહોલ્લાવાસીઓએ તો જમાઅતથી તરાવીહ પઢી, પરંતુ સંજોગ વસાત્ એક-બે વ્યક્તિઓએ જમાઅતથી નહીં પઢી, બલકે પોતાના મકાનમાં એકલા પઢી, તો પણ સુન્નત અદા થઈ ગઈ. [કબીરી] (૩) ઘરમાં તરાવીહની જમાઅત કરવાથી પણ ફઝીલત પ્રાપ્ત થશે, પરંતુ મસ્જિદમાં પઢવાનો સત્તાવીશ ઘણો વધુ સવાબ છે તે પ્રાપ્ત નહીં થાય. [કબીરી] (૪) તરાવીહની જમાઅત ઈશાની જમાઅતના તાબે છે (જેથી તરાવીહ ઈશાની જમાઅત પહેલાં જાઈઝ નથી) અને જે મસ્જિદમાં ઈશાની જમાઅત થઈ નથી ત્યાં તરાવીહ જમાઅતથી પઢવી દુરૂસ્ત નથી. [કબીરી] (૫) એક માણસ (ઈમામ બની અથવા મુકતદી બની) તરાવીહ પઢી ચૂકયો. હવે તેજ રાત્રીએ ઈમામ બની તેના માટે તરાવીહ પઢવું દુરૂસ્ત નથી. અલબત્ત બીજી મસ્જિદમાં જો તરાવીહની જમાઅત થઈ રહી હોય તો ત્યાં (નફલની નિય્યતથી) શરીક થવું વિના કરાહતે જાઈઝ છે. [કબીરી] (૬) એક ઈમામની પાછળ ઈશાનાં ફર્ઝ અને બીજાની પાછળ તરાવીહ તેમજ વિત્ર પઢવું પણ જાઈઝ છે. [કબીરી] (૭) કોઈક મસ્જિદમાં એક વખત તરાવીહની જમાઅત થઈ ચૂકી તો બીજી વાર એજ રાત્રે ત્યાં તરાવીહની જમાઅત જાઈઝ નથી, અલબત્ત એકલા-એકલા પઢવું દુરૂસ્ત છે. [બહરૂર્રાઈક] (૮) ના-બાલિગને તરાવીહ માટે ઈમામ બનાવવો દુરૂસ્ત નથી. [કબીરી] અલબત્ત, અગર તે ના-બાલિગોની ઈમામત કરે તો જાઈઝ છે. [ફતાવા કાઝીખાન] (૯) જો પોતાની મસ્જિદનો ઈમામ કુર્આન શરીફ ગલત પઢતો હોય તો બીજી મસ્જિદમાં તરાવીહ પઢવામાં કાંઈ વાંધો નથી. [ફતાવા આલમગીરી] (૧૦)

મહેનતાણું નકકી કરી ઈમામને તરાવીહ માટે બોલાવવું મકરૂહ છે. (૧૧) દરેક તરવીહા (ચાર રકઅત પઢી એટલી જ વાર એટલે કે ચાર રકઅત પઢવા જેટલો સમય બેસવું) મુસ્તહબ છે. એ જ પ્રમાણે પાંચમાં તરવીહા પછી વિત્ર પહેલાં પણ બેસવું મુસ્તહબ છે, પરંતુ અગર મુકતદીઓને ભારે લાગતું હોય તો ન બેસે. [આલમગીરી] એ બેસવા દરમિયાન ઈખ્તિયાર છે કે તસબીહ, કુર્આન શરીફ, નફલ જે દિલ ચાહે તે પઢતો રહે. (૧૨) બબ્બે રકઅત એક સલામથી પઢવું અફઝલ છે. (૧૩) કોઈ માણસ મસ્જિદમાં એવા સમયે પહોંચ્યો કે તરાવીહની જમાઅત શરૂ થઈ ચૂકી હતી, તો તેને જોઈએ કે પહેલાં ઈશાના ફર્ઝ અને સુન્નતો પઢે. ત્યાર પછી તરાવીહમાં શામેલ થાય અને છૂટેલી તરાવીહ બે તરવીહાઓની વચ્ચે બેસવાના સમયગાળામાં પૂરી કરી લે અને જો મોકો ન મળે તો વિત્ર પછી પઢે અને (એ છૂટેલી તરાવીહ) વિત્ર અથવા તરાવીહની જમાઅત છોડી એકલો ન પઢે. [કબીરી] (૧૪) પાછળથી માલુમ પડયું કે કોઈ કારણસર ઈશાના ફર્ઝ સહીહ નથી થયા (દા.ત. ઈમામે વગર વુઝૂએ પઢાવ્યા હતા) તો ફર્ઝની સાથે તરાવીહ પણ લોટાવવી જોઈએ. ચાહે તરાવીહમાં તે કારણ મવજૂદ ન હતું. [કબીરી] (૧૫) જો ઈમામ તરાવીહનો બીજો અથવા ત્રીજો શુફઅહ પઢી રહ્યો છે (શુફઅહ બે રકઅતની જોડીને કહેવામાં આવે છે) અને કોઈ મુકતદીએ તે ઈમામ પાછળ પહેલાં શુફઅહની નિય્યત કરી તો એમાં કાંઈ વાંધો નથી. [ફતાવા કાઝીખાન] (૧૬) અગર કોઈ કારણસર તરાવીહની નમાઝ છૂટી જાય (કિંવા વખતમાં પઢી ન શકાય) તો તેની કઝા નથી, અગર કોઈએ કઝાની નિય્યતથી પઢી તો પણ તરાવીહ નહીં થાય, બલકે નફલ થશે. [બહરૂર્રાઈક] (૧૭) જો યાદ આવ્યું કે ગઈ રાત્રે તરાવીહનો કોઈક શુફઅહ છૂટી ગયો હતો યા તૂટી ગયો હતો તો એને પણ જમાઅતની સાથે તરાવીહની નિય્યતથી કઝા કરવો મકરૂહ છે. [ફતાવા કાઝીખાન] (૧૮) જો ઈમામે બે રકઅત ઉપર કઅદહ નહીં કર્યો, બલકે ચાર પઢી કઅદહ કર્યો તો પાછળવાળી બે રકઅત જ ગણાશે. [કબીરી] (૧૯) જો વિત્ર પઢી ચૂકયા પછી યાદ આવ્યું કે એકાદ શુફઅહ રહી ગયો છે તો એને પણ જમાઅતથી

પઢી લેવો જોઈએ. [કબીરી] (૨૦) જો પાછળથી યાદ આવ્યું કે એક વખત માત્ર એક જ રકઅત પઢાઈ હતી અને શુફઅહ પૂરો થયો ન હતો અને એ રીતે કુલ તરાવીહ ઓગણીસજ રકઅત થઈ તો બે રકઅત વધુ પઢી લેવામાં આવે, એટલે કે જે શુફઅહ અધૂરો રહી ગયો હતો તેનેજ લોટાવી લેવામાં આવે અને ત્યાર પછીની બધી તરાવીહ લોટાવવાની જરૂરત નથી. [કબીરી] (૨૧) જ્યારે અધૂરા અથવા તૂટેલા શુફઅહને લોટાવવામાં આવે ત્યારે એમાં જેટલું કુર્આન શરીફ પઢયું હતું તેને પણ ફરીથી પઢી લેવામાં આવે, જેથી પુરૂં કુર્આન–શરીફ સહીહ નમાઝમાં સંપૂર્ણ થાય. [ફતાવા કાઝીખાન] (૨૨) જો ઈમામ સહિત તમામ નમાઝીઓને શક થયો કે તરાવીહની અઢાર રકઅત જ થઈ કે વીસ રકઅત પૂરી થઈ તો બે રકઅત વગર જમાઅતે પઢી લેવામાં આવે. [કબીરી] (૨૩) જો તમામ મુકતદીઓને તો શક થયો, પરંતુ ઈમામને શક નથી થયો, બલકે ઈમામને કોઈ એકાદ વાત (અઢાર અથવા વીસ રકઅત) નું યકીન છે તો ઈમામ પોતાના યકીન ઉપર અમલ કરે અને મુકતદીઓની વાત તરફ લક્ષ ન આપે. [કબીરી] (૨૪) જો કેટલાક મુકતદીઓ કહેતા હોય કે વીસ રકઅત પૂરી થઈ ગઈ અને કેટલાક કહેતા હોય કે વીસ નથી થઈ, બલકે અઢાર થઈ છે તો જે તરફ ઈમામ હોય તેના ઉપર અમલ થશે. [કબીરી] (૨૫) તરાવીહની જમાઅત થઈ રહી છે અને એક માણસ બેસી રહે છે. જ્યારે ઈમામ રુકૂઅમાં જાય છે ત્યારે તરત જ આ પણ નિય્યત બાંધી ઈમામ સાથે શામેલ થઈ જાય છે, આ કૃત્ય મકરૂહ છે અને મુનાફિકો સાથે મુશાબહત છે, મળતાપણું છે. [કબીરી] (૨૬) તરાવીહને ગણતા રહેવું મકરૂહ છે, કારણ કે એ કંટાળવાનું ચિહ્ન છે. [ફતાવા કાઝીખાન] (૨૭) રાત્રીનો મોટો ભાગ તરાવીહમાં વીતાવવો મુસ્તહબ છે. [બહર] (૨૮) એક વખત કુર્આન શરીફ ખત્મ કરવું (પઢીને અથવા સાંભળીને) સુન્નત છે. બે વખત ખત્મ કરવું ફઝીલત છે અને ત્રણ વખત અફઝલ છે. માટે જો દરેક રકઅતમાં દશેક આયતો પઢવામાં આવે તો એક વખત સરળતાથી ખત્મ થઈ જાય અને મુકતદીઓને પણ ભારે નહીં પડે. [ફતાવા કાઝીખાન] (૨૯) જેઓ હાફિઝ છે તેમના માટે ફઝીલત એ છે કે (તરાવીહ પઢી) મસ્જિદેથી પાછા

ફર્યા બાદ (ઘરે આવી) બીજી વીસ રકઅત પઢે, જેથી બે વખત ખત્મ કરવાની ફઝીલત પ્રાપ્ત થાય. [ફતાવા કાઝીખાન] (૩૦) દરેક અશરહમાં એક વખત ખત્મ કરવું અફઝલ છે. [બહર] (૩૧) જો મુકતદી એટલા અશકત અને આળસુ હોય કે એક વખત પણ પૂરૂં કુર્આન શરીફ સાંભળી નથી શકતા, બલકે એના લીધે જમાઅત સુધ્ધાં છોડી આપે છે તો પછી જેટલું સાંભળવા પર તેઓ તૈયાર હોય તેટલું પઢી લેવામાં આવે અથવા અલમ–તર– કયફ.... થી પઢવામાં આવે પરંતુ આ સૂરતમાં કર્આન ખત્મ કરવાની સુન્નતથી મહરૂમ રહેશે. [ફતાવા કાઝીખાન] (૩૨) સત્તાવીસમી રાત્રે ખત્મ કરવું મુસ્તહબ છે. [બહર] (૩૩) અગર પોતાની મસ્જિદના ઈમામ કુર્આન શરીફ પૂરૂં નથી પઢતા તો પછી બીજી કોઈ મસ્જિદમાં જયાં કુર્આન પૂરૂં થતું હોય ત્યાં તરાવીહ પઢવામાં કોઈ વાંધો નથી. [કબીરી] કારણ કે ખત્મે કુર્આનની સુન્નત ત્યાં હાસિલ થશે. (૩૪) તરાવીહમાં એક વખત કોઈ પણ સૂરતની શરૂમાં 'બિસ્મિલ્લા હિર્રહમાનિર્રહીમ' પણ જોરથી પઢવી જોઈએ, આહિસ્તા પઢવાથી ઈમામનું કુર્આન પૂરું થઈ જશે, પરંતુ મુકતદીઓનું પૂરું નહીં થાય. (૩૫) જો કોઈ આયત છૂટી ગઈ અને કેટલોક ભાગ આગળ પઢયા પછી યાદ આવ્યું કે ફલાણી આયત છૂટી ગઈ છે તો એને પઢયા પછી આગળ પઢેલો ભાગ ફરીથી પઢવું પણ મુસ્તહબ છે. [આલમગીરી] (૩૬) કોઈક માણસ એવા વખતે જમાઅતમાં શામેલ થયો કે ઈમામ કિર્અત શરૂ કરી ચૂકયા હતા તો હવે મુકતદીએ સના પઢવી નહીં જોઈએ. [કબીરી] (૩૭) તરાવીહમાં ચાર–ચાર રકઅત પછી એટલી જ વાર બેસવા દરમિયાન દુઆ–તસ્બીહ–દુરૂદ વિ. જે કાંઈ પઢવામાં આવે તે આહિસ્તહ (ધીમે અવાજે) પઢવું અફઝલ છે. (૩૮) તરાવીહ પઢાવનાર હાફિઝ માટે ગામમાં જે ચંદો થાય છે તે કરવો અને આપવા બન્ને મના છે. (૩૯) આયતે સજદહ પઢનાર અને સાંભળનાર બન્ને ઉપર સજદએ તિલાવત વાજિબ થાય છે. (૪૦) જે આયતે સજદહ સૂરતની છેલ્લે છે તે પઢીને સજદહ કર્યા પછી ઉઠીને તરત જ રુકૂઅમાં ન જાય, બલકે ત્રણેક આયત જેટલું પઢી રુકૂઅ કરવો જોઈએ. [ફતાવા મહમૂદિય્યહ ભાગ–૨ ઉપરથી]

# (૨૦) સજદએ સહવ

## ૧. નમાઝમાં સજદએ તિલાવત કરી ઊભા થઈ તરત જ રૂકૂઅમાં જવું.

**સવાલ :** આજથી લગ ભગ ચાર–પાંચ વર્ષ પહેલાં મસ્જિદમાં ઈમામ સાહેબે મગરિબની પહેલી રકઅતમાં સૂરએ ઈકરા પઢી સજદએ તિલાવત કર્યો. બીજી રકઅતમાં અલહમ્દુ સાથે સૂરએ ઈખ્લાસ પઢી કાયદો કર્યો. વળી ત્રીજી રકઅત આમ તરીકા મુજબ પઢી સલામ ફેરવી નમાઝ ખતમ કરી હતી. આથી કેટલાક નમાઝીઓનું કહેવું છે કે સજદએ સહવ વગર નમાઝ સહીહ ગણાય નહીં, તો નમાઝ દોહરાવવી જોઈએ. ઈમામ સાહેબે અંતમાં એટલું જ કહ્યું કે નમાઝ દોહરાવવાની કંઈ પણ જરૂર નથી એમ કહી મામલો પતાવ્યો. વળી કેટલાક લોકોનું કહેવું છે કે નમાઝમાં સૂરએ ઈકરા (અલક) પઢવાથી વિવાદ પેદા થાય છે, આથી ન પઢે તો સારૂં.

**જવાબ :** ફર્ઝ નમાઝમાં સૂરએ ફાતિહા પઢી અન્ય કોઈ સૂરત અથવા ત્રણ નાની આયતો અથવા એક મોટી આયત જેટલી કિર્અત કરવી વાજીબ છે. એમાં જે સૂરત મેળવવામાં આવે છે તે સૂરત સિજદાની આયતવાળી હોય અથવા અન્ય કોઈ સૂરત હોય બન્ને રીતે દુરૂસ્ત છે. અલબત્ત અગર સિજદાની આયતવાળી સૂરત મિલાવી હોય તો સજદએ તિલાવત કર્યા પછી ઊભા થઈને તરત જ રૂકૂઅમાં નહીં જતાં બે ત્રણ આયતો પઢે અને પછી રૂકૂઅ કરે અને જો કોઈ ઈમામ યા મુનફરિદ સજદએ તિલાવત કર્યા પછી ઊભા થઈને તરત જ રૂકૂઅમાં ચાલી જશે તો પણ નમાઝ સહીહ થઈ જશે, પરંતુ તેનું આ કૃત્ય મકરૂહ કહેવાશે. સવાલમાં જણાવ્યા મુજબ મગરિબની નમાઝની પહેલી રકઅતમાં અગર ઈમામે સૂરએ ફાતિહા પછી સૂરએ ઈકરા પઢી તો તેમને જોઈએ કે સજદએ તિલાવત કર્યા પછી ઊભા થઈને અન્ય કોઈ સૂરતની બે ત્રણ આયતો પઢે. ત્યાર પછી રૂકૂઅમાં જાય અને જો ઊભા થઈને તરત જ રૂકૂઅમાં ચાલ્યા ગયા તો મકરૂહ ઠરવા સાથે નમાઝ સહીહ થઈ ગઈ. એમાં

સજદએ સહવની કોઈ જરૂરત નથી.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨. પહેલી રકઅત પછી બેસી જવાથી સજદએ સહ્વ.

**સવાલ** : અસરની નમાઝમાં ઈમામ સાહેબ પહેલી રકઅતમાં બન્ને સજદહ કર્યા પછી બેસી ગયા, બેસતાં જ મુકતદીઓમાંથી કોઈએ લુકમો આપ્યો, જેથી ઈમામ સાહેબ તુરંત જ તકબીર કહી ઊભા થઈ ગયા. શું આવી સૂરતમાં સજદએ સહ્વ કરવો પડશે? અને જો ન કર્યો હોય તો નમાઝ થઈ જશે ? સજદએ સહ્વ ફકત આવી રીતે બેસવાથી જ વાજિબ થઈ જશે કે બેસીને ઊભા થવામાં મોડું થાય તો વાજિબ થશે ? કટેલું મોડું થાય તો સજદએ સહ્વ વાજિબ થશે?

**જવાબ** : ત્રણ વખત સુબ્હાનલ્લાહ કહે એટલી વાર બેઠા હોય તો સજદએ સહ્વ વાજિબ છે. એનાથી ઓછું બેઠા હોય તો સજદએ સહ્વ વાજિબ નથી. [ફ. મહમૂદિય્યહ–૨/૧૪૪] સજદહમાંથી ઉઠતી વેળા તકબીર કહી ચુકયા હતા તો મુકતદીના લુકમો દેવાથી તુંરત ઊભા થતી વેળા ફરી તકબીર કહેવાની જરૂરત ન હતી, તે છતાં એના ઉપર સજદએ સહ્વ વાજિબ નથી.

## ૩. (અ) પહેલો કાયદો ન કરી સંપૂર્ણ ઊભા થઈ જાય તો સજદએ સહવથી નમાઝ સહીહ થશે કે નહીં ?

**સવાલ** : ચાર રકઅતવાળી ફર્ઝ નમાઝની જમાઅતમાં ઈમામ સાહબ પહેલાં કાયદામાં બેસવાને બદલે ઊભા થઈ ગયા, (કમ્પલીટ ઊભા કયામ) બરાબર થઈ ગયા, પરંતુ મુક્તદીના લુકમાંથી ફરી બેસી ગયા અને આખિરમાં સજદએ સહવ કરી લીધો તો નમાઝ સહીહ થઈ જશે ?

**જવાબ** : મુક્તદીને જોઈએ કે જ્યારે ઈમામ સાહબ સંપૂર્ણ ઊભા થઈ ગયા છે તો હવે લુકમો આપી બેસાડવાની કોશિશ ન કરે. તે છતાં જ્યારે લુકમો આપવાથી ઈમામ સાહબ બેસી ગયા તો સજદએ–સહવ કરવાથી નમાઝ સહીહ થઈ જશે.

### ૩. (બ) ઊપર મુજબ બીજો સવાલ.

**સવાલ** : અગર ઉપર મુજબ બીજો કાયદો કરી લીધા બાદ ઈમામ સાહબ ઊભા થઈ જાય તો તેને ફરી બેસી જવું જરૂરી છે કે કેમ ? કારણ કે ચોથી રકઅત બાદ કોઈ રકઅત નથી ?

**જવાબ** : એ સૂરતમાં જયાં સુધી પાંચમી રકઅતનો સજદો નથી કર્યો ત્યાં સુધી બેસી જાય અને સજદએ સહવ કરી લીએ.

[દુર્રે મુખ્તાર શામી : ભાગ-૧ પેજ નં. ૫૦૧]

### ૪. ઘણી ભૂલો જવાથી સજદએ-સહવ લાઝીમ થતો નથી.

**સવાલ** : તરાવીહની બે રકઅતમાં કે બીજી ફર્ઝ નમાઝોમાં ઈમામ સાહબની કિરાઅતમાં ચાર-પાંચથી છ-આઠ સુધી ભૂલો પડી (જો કે લુકમો દેનારે સામે એ લુકમો આપેલ) તો આટલી બધી ગલતીના કારણે નમાઝ ફાસીદ થઈ જશે ? તેમજ સજદએ સહવ લાગુ પડશે ?

**જવાબ** : ઈમામ અગર એટલી કિરાઅત કરી ચૂકયો છે કે જેનાથી નમાઝ સહીહ થઈ જાય છે અને પછી ભૂલી જાય તો એને જોઈએ કે તે રૂકૂઅમાં ચાલ્યો જાય અને મુક્તદીને જોઈએ કે લુકમો આપવામાં ઉતાવળ નહીં કરે, તે છતાં મુક્તદીએ વારંવાર લુકમો આપ્યો અને ઈમામે તે કબૂલ કર્યો તો એનાથી નમાઝ ફાસિદ થશે નહીં તેમજ સજદએ-સહવ પણ લાગુ પડશે નહીં. [શામી : ભાગ-૧ પેજ નં. ૪૧૮] તરાવીહનો પણ એ જ હુકમ છે. અલબત્ત કોઈ હાફિઝને કુર્આન એટલું કાચું હોય કે દરેક રકઅતમાં વારંવાર ભૂલો કરે છે તો એવાને તરાવીહ માટે ઈમામ બનાવવો ન જોઈએ.

[ફતાવા-મહમૂદિય્યહ : ભાગ-૨ પેજ નં. ૩૪૯]

### ૫. મસ્બૂક ઈમામના ઝિમ્મે સજદો વાજીબ થવાની હાલતમાં સલામ ફેરવે તો ?

**સવાલ** : ઈમામ સાહબથી ફર્ઝ નમાઝ દરમ્યાન પહેલી સૂરતમાં કોઈ

વાજીબ છૂટી ગયો. આવા ઈમામની પાછળ કોઈ મુકતદી બીજી, ત્રીજી કે ચોથી રકઅતમાં શામિલ થયો. તો ઈમામ સાહબ સજદએ સહવ માટે સલામ ફેરવે ત્યારે આ મુકતદીએ સલામ ફેરવવી કે નહીં ? અને સલામ ફેરવી લેશે તો શું એની નમાઝ થઈ જશે ?

**જવાબ** : "મસ્બૂક" (જેની એક યા વધુ રકઅતો ગઈ હોય તે)ને જોઈએ કે ઈમામ સજદએ સહવ માટે સલામ ફેરવે ત્યારે તેની સાથે સલામ ન ફેરવે બલકે સલામ ફેરવ્યા વગર ઈમામ સાથે સજદએ સહવમાં ચાલ્યો જાય. તે છતાં એણે અગર ઈમામ સાથે સલામ ફેરવી આપી તો તેનું આ કૃત્ય જાણી બુઝીને હશે તો એની નમાઝ તૂટી ગઈ અને ભૂલથી હશે તો અગર ઈમામથી પહેલાં અથવા ઈમામની બિલકુલ સાથો સાથ છે, તો નમાઝ થઈ ગઈ અને એના ઉપર સજદએ સહવ પણ નથી અને ઈમામ પછી સલામ કહી છે તો સજદએ સહવ લાગુ પડશે. [શામી : ભાગ–૧ પેજ નં. ૫૪૯]

### ૬. અત્તહિય્યાત પઢી ઊભા ન થાય અને સજદએ સહવ પણ ન કરે તો ?

**સવાલ** : ઈમામ સાહેબ ત્રણ રકઅતવાળી ફર્ઝ નમાઝમાં બે રકઅત પછી અત્તહિય્યાત પઢી ઊભા ન થયા, સલામ ફેરવવા પર મુકતદીએ લુકમો આપ્યો તો ઊભા થઈ ત્રીજી રકઅત પૂરી કરાવી તો આવી સૂરતમાં તાખીર બદલ સજદએ સહવ કરવો જરૂરી છે ? જો સજદએ સહવ ન કરશે તો નમાઝમાં કંઈક ઉણપ આવશે ?

**જવાબ** : સજદએ સહવ વાજીબ છે અને ન કરવાની સૂરતમાં નમાઝમાં ઉણપ રહેશે. જેને પૂરવા માટે નમાઝ દોહરાવવી વાજીબ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૨૧) મુસાફિરની નમાઝ

### ૧. નમાઝમાં કસરનો હુકમ મુસાફિર ઓરત માટે પણ

છે ?

**સવાલ** : જે રીતે મુસાફરી ૪૮ માઈલની બહાર અને ૧૪ દિવસની અંદર હોય તો મર્દે નમાઝ કસર પઢવી જોઈએ, પરંતુ એ હુકમ ઓરત માટે પણ છે ?

**જવાબ** : નમાઝમાં કસરનો હુકમ દરેક શરઈ–મુસાફિર ઉપર છે, ચાહે તે મર્દ હોય અથવા ઓરત.

### ૨. ૧૫ દિવસ થોભવાની નિય્યતવાળો પૂરી નમાઝ પઢે.

**સવાલ** : ઉપરના મસ્અલાના અનુસંધાનમાં અગર મુસાફિર હોય જેમ કે તબ્લીગ જમાઅતમાં નીકળવાવાળા. તેઓ ૪૦ દિવસના ચિલ્લામાં નીકળે છે તો તેમણે કયારેક એક જ શહેરમાં ૨૫ દિવસ પડયા રહેવાનું (કામ કરવાનું હોય છે)તો તેમણે પણ કસર પઢવી જરૂરી છે ?

**જવાબ** : અગર કોઈ વસ્તીમાં ૧૫ દિવસ કે એથી વધુ થોભવાની નિય્યત કરી લે તો તે શરઈ મુસાફિર રહેતો નથી, માટે એવો માણસ નમાઝ પૂરી પઢશે.

## (૨૨) બીમારની નમાઝ અને ફિદયો

### ૧. બીમાર માટે નમાઝ કઝા કરવી.

**સવાલ** : એક માણસ એવો બીમાર છે જેને સવારે ઉઠવાની સાથેજ ખેંચ આવે છે. એટલે વુઝૂ કરી નમાઝ પઢી શકતો નથી અને ફજરની નમાઝનો વખત ઓછો હોવાથી નીકળી જાય છે. મોડા સુધી બેડમાં પડી રહેવું પડે છે. તો તેની ફજરની નમાઝ દરરોજ કઝા થાય છે તો તે જાઈઝ છે ?

તેના માટે શું કરવું જોઈએ ?

**જવાબ** : એ માણસે ઉઠવાનો ટાઈમ એ રીતે રાખવો જોઈએ કે બીમારીને લઈ જે પડી રહેવું પડે છે તેનો સમય કાઢયા પછી પણ નમાઝ કઝા ન થાય. કારણ કે એના માટે એ સમય પણ નમાઝની તય્યારીના એક ભાગ રૂપજ ગણાય, તે છતાં કોશીશ તેમજ પ્રબંધ કર્યા પછી પણ આંખ નહીં ખુલે તો મઅઝુર કહેવાશે.

## ૨. ફિદયામાં ખેતર કે આવક આપવા બાબત ચોખવટ.

**સવાલ** : એક માણસે નમાઝોના ફિદયામાં એક ખેતર કાઢયું છે. હવે તે ભાઈનો ઈરાદો એમ છે કે ફિદયામાં કાઢેલ ખેતર કોઈને પણ માલિકીના ધોરણે ન આપવું બલકે તેમાંથી વાર્ષિક જે પાક (આવક) આવે તે ગરીબોમાં વહેંચી દેવો જેના લઈને ખેતર કાયમના માટે બાકી રહે. જો ખેતર ફિદયામાં કોઈને આપી દે તો વેચી પણ ખાય. જેથી ખેતર પણ બાકી રહે અને ગરીબોને દર વર્ષે મદદ પણ મળતી રહે તો આ પ્રમાણે કરવું જાઈઝ છે ? અથવા તો તે માણસ ખેતરને ફિદયામાં કોઈ સંસ્થાને આપી દે જેવી રીતે કે મદ્રેસામાં તે પણ આ જ શર્તે કે વર્ષે આવક આપે ખેતરનો માલિક ન બનાવે તો જાઈઝ છે ? જો જાઈઝ ન હોય તો આ બાબતમાં કોઈ જાઈઝ શકલ અને રસ્તો ખરો ?

**જવાબ** : આપના સવાલમાં એ વાતની ચોખવટ કરવામાં નથી આવી કે એ ખેતર કોની નમાઝોના ફિદયા માટે કાઢયું છે. પોતાની નમાઝોના ફિદયા માટે તો જ્યાં સુધી એ હયાત છે ત્યાં સુધી કાઢવાનો પ્રશ્ન જ નથી, કારણ કે પોતાની હયાતીમાં નમાઝોની કઝા વાજીબ થાય છે ફિદયો નહીં. [શામી : ભાગ-૧ પેજ નં. ૫૮૨] અને બીજાની નમાઝો માટે હોય તો તે સૂરતમાં અગર તે ભાઈએ મૃત્યુ વેળા ફિદયા રૂપે ખેતર આપવાની વસિય્યત કરી હતી અને એ ખેતર તેણે છોડેલી મિલકતના ત્રીજા ભાગમાં છે તો વારસદાર માટે જરૂરી છે કે તે ખેતર જ માલિકી ધોરણે આપી દે અને જો મરનાર તરફથી એવી કોઈ વસિય્યત નથી થઈ બલકે આ માણસ પોતાની સ્વેચ્છાએ તેનો ફિદયો

આપવા ચાહે છે તો ફિદયામાં જે વસ્તુ આપવામાં આવે તેને માલિકી ધોરણે ફકીરને આપવી પડશે. માટે જો એ ભાઈ ખેતર જ આપવા માંગતા હોય તો એ ખેતર માલિકી ધોરણે આપી દે. એટલો ફિદયો અદા થઈ જશે અને જો એની આવકમાંથી ફિદયો આપશે તો તે ફિદયો પણ અદા થઈ જશે. પણ એ સૂરતમાં પાક (આવક) ફિદયામાં આપેલી કહેવાશે ખેતર નહીં અને ખેતર અથવા પાક (આવક) જ્યાં સુધી ફકીરને માલિકી ધોરણે આપશે નહીં ત્યાં સુધી તે ખેતર અથવા આવક એ ભાઈની માલિકીની જ કહેવાશે તેને બીજા ઉપયોગમાં લેવા ચાહશે તો લઈ શકશે.

### ૩. નમાઝ-રોઝાનો ફિદયો.

**સવાલ** : એક માણસ બીમાર હોવાથી રમઝાનમાં રોઝા રાખવાની શકિત ધરાવતો નથી, આવા માણસનો ઈન્તિકાલ થઈ જાય તો એક રોઝાની કઝાનો ફિદયો શું આપવાનો રહે છે? એ જ પ્રમાણે નમાઝો કઝા થઈ હોય તો એક નમાઝનું શું આપવાનું રહે છે?

**જવાબ** : એક રોઝાનો ફિદયો ૧૬૬૨ ગ્રામ ઘઉં અથવા તેની કિંમત છે. એ જ પ્રમાણે એક નમાઝનો ફિદયો પણ એટલો જ આપે, વિત્ર નમાઝનો ફિદયો અલગ આપે.

# (૨૩) જુમ્આ અને ઈદૈન

### ૧. એક મસ્જિદમાં જુમ્આ પઢવું અફઝલ છે કે એકથી વધારે મસ્જિદમાં ?

**સવાલ** : અમારા ગામમાં એક મસ્જિદ હતી. તેમાં જુમ્આ તથા ઈદની નમાઝ પઢે છે. હાલમાં અમારે ત્યાં ગામમાં પણ ત્રણ મસ્જિદો થઈ છે. અમારા ગામના અમુક લોકોનું એમ કહેવું છે કે એક જ મસ્જિદમાં જુમ્આની નમાઝ થાય તો સારૂં અને અમુક લોકોનું કહેવું છે કે બીજી

મસ્જિદોમાં પણ થાય તો સારૂં તો એક મસ્જિદમાં પઢવું વધુ અફઝલ છે કે દરેક મસ્જિદમાં અલગ અલગ પઢવું સારૂં છે ? અને પહેલાં ગામની જૂની મસ્જિદમાં જુમ્આના માણસો વધવાથી થોડી તકલીફ પણ પડે છે. આ મસ્અલાનો ખુલાસાવાર જવાબ આપશો.

**જવાબ** : જુમ્આને 'જામિઅતુન લિલ્જમાઅત' કહેવામાં આવ્યું છે. અર્થાત્ 'અનેક જમાઅતોને જમા કરનાર પ્રસંગ.' જેથી એક મસ્જિદમાં વસ્તીના મુસલમાનો એક સાથે જુમ્આની નમાઝ અદા કરે અને મસ્જિદ એવી મોટી હોય કે બધા જ મુસલ્લીઓ એમાં આવી જતા હોય, કોઈને અડચણ ન પડતી હોય તો એક જ જગ્યાએ પઢવું અફઝલ લેખાશે અને જો એક મસ્જિદમાં જુમ્આ પઢતા લોકોને તકલીફ પડતી હોય અથવા રસ્તો દૂર નો હોય તો એકથી વધુ જગ્યાએ પઢવામાં પણ કંઈ વાંધો નથી.

[દુર્રે મુખ્તાર, શામી ભાગ–૧ પેજ નં. ૫૪૧,
મુસ્લિમ ગુજરાત ફતાવા સંગ્રહ અને ફતાવા રહીમિય્યહના આધારે]

## ૨. જયાં મસ્જિદ ન હોય ત્યાં જુમ્આ પઢવા વિશે.

**સવાલ** : જે ગામમાં વસ્તી હોય, બજાર હોય, બેન્ક હોય, દરેક જરૂરીયાતની વસ્તુ મળતી હોય, પણ મસ્જિદ ન હોય તો શું કોઈના ઘરમાં બધાને ભેગા કરીને જુમ્આ પઢાવી શકાય ?

**જવાબ** : સવાલમાં જણાવેલ ગામમાં માત્ર મસ્જિદ ન હોવાથી જુમ્આની નમાઝ ઉપર કોઈ બાધ આવે નહીં. કોઈના ઘરમાં પણ જુમ્આની નમાઝ પઢી શકાય છે. અલબત્ત જ્યાં જુમ્આ પઢાઈ રહી હોય ત્યાં જુમ્આ પઢવા આવવા માંગતા દરેકને આવવાની રજા હોવી જોઈએ.

## ૩. જુમ્આનો ખુત્બો અને તેનો ઉર્દૂ તરજુમો મિમ્બર ઉપર પઢે તો ?

**સવાલ** : મસ્જિદના પેશ ઈમામ જુમ્આનો ખુત્બો મિમ્બર ઉપર અરબીમાં પઢે છે અને ખુત્બાનો તરજુમો ઉર્દૂમાં મિમ્બર ઉપર પઢે છે. આવી

રીતે મિમ્બર ઉપર પહેલાં ખુત્બાનો તરજુમો ઉર્દૂમાં પઢી શકાય? જુમ્આની નમાઝ થઈ જશે?

**જવાબ :** ખુત્બાનો તરજુમો ખુત્બા સાથે મિલાવીને જ મિમ્બર ઉપર પઢતા હોય તો એ રીત મકરૂહ અને ખિલાફે સુન્નત છે. અલબત્ત તરજુમો અલગ રીતે ખુત્બા પહેલાં પઢતા હોય તો વાંધો નથી. પરંતુ તે માટે બેહતર એ છે કે મિમ્બર ઉપર ન પઢતા મિમ્બર પાસે ઉભા રહી પઢી સંભળાવે અથવા પહેલાં તરજુમો પઢે ત્યાર પછી દરમિયાનમાં ચાર સુન્નત પઢી શકાય એટલો વખત છોડી ખુત્બાની અઝાન કહેવામાં આવે.

## ૪. "જુમ્આ"ની નમાઝ પહેલાં ચાર સુન્નતનો સુબૂત અને "જુમ્આ" નામની પુસ્તિકા ઉપર ટીકા.

**સવાલ :** આ સાથે એક કિતાબ નામે "જુમ્આ" મોકલું છું તેમાં પેજ ૯થી પેજ ૧૨ સુધીના લખાણનો અભ્યાસ કરી બતાવો કે એ બરાબર છે યા વાંધાજનક છે. મને વાંધાજનક લાગ્યું છે કારણ કે તેમાં જણાવ્યું છે કે જુમ્આ પહેલાની ચાર રકઅત સુન્નતથી સાબિત નથી બલકે બિદઅત છે.

**જવાબ :** આપે "જુમ્આ" નામની જે પુસ્તિકા [જ. મુઈનુદ્દિન હાજી ગુલામ મનીયાર દ્વારા સંપાદિત] મોકલાવી છે, મળી. એમાં પેજ ૧૦ ઉપર જુમ્આ પહેલાં પઢવામાં આવતી ચાર રકઅત સુન્નત બાબત જે લખ્યું છે કે એનો ફિકહે-હનફીમાં તેમજ હદીસમાં ઉલ્લેખ નથી, એ વાત સત્યથી દૂર છે.

સૌપ્રથમ આપણે હનફી-ફિકહની કિતાબોમાં એનો ઉલ્લેખ છે યા નથી? તેની છણાવટ કરી લઈએ. "મુન્યતુલ-મુસલ્લી"માં છે: અને જુમ્આ પહેલાં ચાર રકઅત સુન્નત છે અને જુમ્આ પછી ચાર રકઅત છે. એની દલીલમાં શયખ ઈબ્રાહીમ હલ્બી (રહ.) ફરમાવે છે: આગળ અમો જણાવી આવ્યા છીએ કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ ઝવાલ પછી ચાર રકઅત હંમેશા પઢતા હતા. આ હદીસ જુમ્આને પણ આવરી લે છે. [કબીરી પેજ નં. ૩૮૮, ૩૮૯] આગળ જણાવેલ જે હદીસનો એમણે હવાલો

આપ્યો છે તે આ રહી. હઝરત અબૂ ઐયૂબ અન્સારી (રદિ.)થી રિવાયત છે કે : નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ ઝવાલ પછી ચાર રકઅત પઢતા હતા તો મેં અરજ કરી કે "આ કેવી નમાઝ છે જેને આપ હંમેશા પઢો છો ?" તો આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ઉત્તર આપ્યો કે "આ ઘડીએ આસ્માનના દરવાજાઓ ખોલી દેવામાં આવે છે, માટે હું પસંદ કરૂં છું કે એમાં મારો નેક અમલ ઉપર જાય."

તો મેં અરજ કરી કે "શું એ તમામ રકઅતોમાં કિરાઅત પઢવામાં આવશે ?" આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું કે "જી હાં !" તો મેં અરજ કરી કે આ નમાઝ એક સલામથી પઢવામાં આવે યા બે સલામથી ?" (કિંવા એક સાથે ચાર રકઅત પઢવી યા બબ્બે કરીને ?)

આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું "એક સલામથી." આ રિવાયત અબૂદાવૂદ અને તિરમીઝીમાં નકલ કરવામાં આવી છે. [કબીરી પેજ નં. ૩૮૩, ૩૮૪] "બદાઈઉસ્સનાએઅ" માં ઈમામ મુહમ્મદ (રહ.)ની કિતાબ મબસૂતના હવાલાથી લખ્યું છે કે : "જુમ્આ પહેલાં ચાર રકઅત સુન્નત છે." [બદાઈઅ : ભાગ-૧ પેજ નં. ૨૮૫] ફિકહે-હનફીની પ્રખ્યાત કિતાબ "કન્ઝુદકાઈક"માં લખ્યું છે કે : "સુન્નત ઝુહર પહેલાં અને જુમ્આ પહેલાં ચાર રકઅત છે." [પેજ નં. ૩૪]

એની દલીલ રૂપે અલ્લામહ ફખ્રુદીન ઉષ્માન ઝયલઈ (રહ.)એ "કન્ઝ"ની શરહ "તબયીન"માં રિવાયતો રજૂ કરી છે. એક તો ઉપર કબીરીના હવાલાથી હઝરત અબૂ ઐયૂબ (રદિ.)ની રિવાયત નકલ કરી ચૂકયો છું, તેને પ્રથમ નંબરે લખી છે. બીજી હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયત ઈબ્ને માજહમાંથી રજૂ કરી છે કે : "નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ જુમ્આ પહેલાં ચાર રકઅત એક સાથે પઢતા હતા."

[તબયીનુલ-હકાઈક ભાગ-૧ પેજ નં. ૧૭૧-૧૭૨]

અલ્લામહ ઈબ્ને નુજૈમ (રહ.)એ કન્ઝની શરહ "બહરૂર્રાઈક"માં પણ ઈબ્ને અબ્બાસ (રદિ.)ની ઉપરોકત રિવાયત દલીલ રૂપે લખી છે. [જુઓ બહરૂર્રાઈક : ભાગ-૨ પેજ નં. ૫૩] આ સિવાય અન્ય કેટલીક કિતાબોના

માત્ર હવાલા જ ટાંકુ છું, જેમાં જુમ્આ પહેલાંની ચાર સુન્નતોનો સ્પષ્ટ ઉલ્લેખ છે. (૧) હિદાયહ ભાગ પહેલો પેજ નં. ૨૩૦ (૨) દુર્રે મુખ્તાર–શામી ભાગ–૧ પેજ નં. ૪૯૭, ૪૯૮ (૩) મરાકીલ–ફલાહ અલા હામિશીત્તહતાવી પેજ નં. ૨૧૩ (૪) ફતાવા આલમગીરી : ભાગ–૧ પેજ નં. ૧૧૨ (૫) મુલ્તકલ– અબ્હુર : ભાગ–૧ પેજ નં. ૧૧૨, ૧૧૩ (૬) શર્હે વિકાયહ : ભાગ–૧ પેજ નં. ૧૭૧ (૭) નૂરૂલ–ઈઝાહ પેજ નં. ૯૬ (૮) મજમઉલ–અન્હુર : ભાગ–૧ પેજ નં. ૧૩૦ (૯) અલ–ઈખ્તિયાર શર્હુલ–મુખ્તાર : ભાગ–૧ પેજ નં. ૬૪ (૧૦) માલાબુદમિન્હુ પેજ નં. ૫૭.

આપણાં ત્યાં મકતબોમાં (જયાં નાના બાળકોને દીનની પ્રાથમિક તઅલીમ આપવામાં આવે છે તેમાં) પઢાવવામાં આવતી કિતાબોમાં પણ એનો સ્પષ્ટ ઉલ્લેખ છે. [જુઓ તઅલીમુલ ઈસ્લામ : ભાગ–૪ પેજ નં. ૩૭ અને બેહિશ્તી–ઝેવર : ભાગ–૧૧ પેજ નં. ૭૯] આટ– આટલી સ્પષ્ટતા છતાં "જુમ્આ" પુસ્તિકાના સંપાદક લખે છે કે : "હનફી મસલકના ફિકહમાં પણ સમર્થિત રીતે જુમ્આની ફર્ઝ પહેલાં ચાર સુન્નત પઢવાની વાત દ્રષ્ટિગોચર થતી નથી." [પેજ નં. ૧૦] **વાંચકોને ગેરમાર્ગે દોરવાનું એનાથી વસમું ઉદાહરણ કયું હોય શકે છે ?**

હવે આપણે હદીસથી એનો સુબૂત છે યા નહીં ? તેની છણાવટ કરીએ તે પહેલાં સંપાદકના શબ્દો : "મુસ્લીમ શરીફ, બુખારી શરીફ તેમજ રીયાઝુસ્સાલીહીન જેવી હદીસની આધારભૂત કિતાબો જોતા જણાય છે કે, જુમ્આ પહેલાં કોઈજ સુન્નત નમાઝ નથી." [પેજ નં. ૧૦] ઉપર ચર્ચા કરીએ, શું હુઝૂરે– અકરમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની તમામ સહીહ હદીસો ઉપરોકત કિતાબો પુરતી જ મર્યાદિત છે ? આ પુસ્તિકાના સંપાદકે પોતાની આ પુસ્તિકામાં જે હદીસો ટાંકી છે તે બધી જ ઉપરોકત ત્રણ કિતાબોમાંથી જ લીધી છે ? બલકે એમણે આ પુસ્તિકામાં "જુમ્આની રાતની ઈબાદત"ના મથાળાં હેઠળ જે હદીસો ટાંકી છે તેમાંથી એક પણ મુહદ્દિસીનના ઉસૂલ મુજબ સહીહ નથી. એ સિવાય પણ આ પુસ્તિકામાં રજૂ કરવામાં આવેલી હદીસોનો મોટો ભાગ એવો જ છે જેના ઉપર મુહદ્દિસીને સખ્ત ટીકા કરી છે.

આ પ્રકારનો વિરોધાભાસ શા માટે ?

મુસ્લિમ શરીફમાં જુમ્આ પહેલાંની નમાઝનો મોઘમ (અસ્પષ્ટ) ઉલ્લેખ છે : હઝરત અબૂ હુરૈયરહ (રદિ.)થી રિવાયત છે કે, નબીએ કરીમ સલ્લલ્લાહુ અલચ્હિ વ સલ્લમએ ફરમાવ્યું કે "જે માણસ ગુસલ કરી જુમ્આ માટે આવ્યો પછી પોતાની તકદીર મુજબ નમાઝ પઢી, પછી ઈમામનો ખુત્બો સાંભળવા માટે ચુપચાપ રહયો ત્યાં સુધી કે ઈમામ ખુત્બાથી ફારીગ થયા, પછી તેમની સાથે નમાઝ પઢી તો તેના ત્યારથી લઈ બીજી જુમ્આ સુધીના ગુનાહ માફ કરી દેવાશે અને ઉપરથી ત્રણ દિવસના પણ." [મુસ્લિમ શરીફ : ભાગ–૧ પેજ નં. ૨૮૩] ઉપરોકત હદીસની શરહ અને સ્પષ્ટીકરણ કરતાં મહાન મુહદ્દિસ અલ્લામહ નવવી (રહ.) લખે છે કે : "આ હદીસથી ફલિત થાય છે કે જુમ્આના ખુત્બા પહેલાં નમાઝ પઢવું સુન્નત છે."

[શર્હે નવવી ભાગ–૧ પેજ નં. ૨૮૩]

સુનને ઈબ્ને માજહમાં ઈમામ ઈબ્ને માજહ (રહ.) એ આગવું પ્રકરણ જુમ્આની નમાઝ પહેલાંની સુન્નત માટે કાયમ કરી તેમાં ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયત નકલ કરી છે કે "નબીએ કરીમ સલ્લલ્લાહુ અલચ્હિ વ સલ્લમ જુમ્આ પહેલાં એક સામટી ચાર રકઅત પઢતાં હતા."

[પેજ નં. ૭૯]

તિરમીઝી શરીફમાં ઈમામ તિરમીઝી રહમતુલ્લાહિ અલચ્હએ જુમ્આ પહેલાં અને પછીની સુન્નતો માટે આગવું પ્રકરણ કાયમ કરી હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી નકલ કર્યું છે કે : "તેઓ જુમ્આ પહેલાં ચાર રકઅત અને જુમ્આ પછી ચાર રકઅત પઢતા હતા."

[તિરમીઝી ભાગ–૧ પેજ નં. ૧૧૭, ૧૧૮]

અબૂદાઊદ શરીફમાં ઈબ્ને ઉમર (રદિ.)થી નકલ કર્યું છે કે : "તેઓ જુમ્આ પહેલાં લાંબી નમાઝ પઢતા હતા અને જુમ્આ પછી ઘરમાં બે રકઅત પઢતા હતા અને ફરમાવતા હતા કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલચ્હિ વ સલ્લમ આ પ્રમાણે કરતા હતા." [અબૂદાઊદ : ભાગ–૧ પેજ નં. ૧૬૦] અલ્લામહ ઈબ્ને અસીર જઝરી રહમતુલ્લાહિ અલચ્હએ મિઉલ–ઉસૂલમાં

પણ આ મુજબ નકલ કર્યું છે. [જામિઉલ–ઉસૂલ ભાગ–૭ પેજ નં. ૨૮]

ઈબ્ને માજહના હાશીયહમાં જામિઉલ–ઉસૂલના હવાલાથી નકલ કર્યું છે કે : "હઝરત ઉમર (રદિ.)ના જમાનામાં લોકો જુમ્આના દિવસે ખુત્બા પહેલાં નમાઝ પઢતા હતા." [હાશીયએ–ઈબ્ને માજહ પેજ નં. ૭૯] અલ્લામહ જમાલુદ્દીન ઝયલઈ રહમતુલ્લાહિ અલયહએ "નસબુર્રાયહ"માં તબરાનીની મુઅજમે–અવસતના હવાલાથી હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)ની રિવાયત નકલ કરી છે કે : "નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ જુમ્આ પહેલાં અને જુમ્આ પછી ચાર રકઅત પઢતા હતા." [નસબુર્રાયહ : ભાગ–૨ પેજ નં. ૨૦૬] હઝરત અલી (રદિ.)થી પણ એવી જ રિવાયત નકલ કરી છે. [ભાગ–૨ પેજ નં. ૨૦૬]

તબકાતે ઈબ્ને સઅદના હવાલાથી ઉમ્મુલ–મુઅમિનીન હઝરત સફીય્યહ (રદિ.)નો અમલ નકલ કર્યો છે કે : "તેઓએ ઈમામના જુમ્આના ખુત્બહ માટે નીકળવા પહેલાં ચાર રકઅત પઢી." [ભાગ–૨ પેજ નં. ૨૦૭] હઝરત મવ. ઝફર અહમદ ઉસ્માની (રહ.)એ "એઅ્લાઉસ્સુનન" ભાગ ૭, પેજ નં. ૭ થી ૧૨ ઉપર આ મસ્અલા ઉપર વિસ્તૃત ચર્ચા કરી છે અને જે લોકો જુમ્આ પહેલાંની સુન્નતનો ઈન્કાર કરે છે તેઓની ચર્ચાનો દલીલ સભર રદીયો કર્યો છે. અરબી જાણનારાઓ તેનો લાભ ઉઠાવે એવી ભલામણ છે.

આ પુસ્તિકામાં અન્ય બાબતો પણ વિવાદાસ્પદ અને ગેર–મુસ્તનદ છે, પરંતુ આટલાથી જ બસ કરૂં છું, આટલું વાંચવાથી જ સંપાદકની રીત અને શૈલી ઉપર ખાસો એવો પ્રકાશ પડી જાય છે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫. ખુત્બામાં અસા પકડવાનો હુકમ.

**સવાલ :** અમારા ગામમાં જે ઈમામ સાહબ છે તે જુમ્આના દિવસે તેમજ ઈદના દિવસે ખુત્બા વખતે લાકડી (અસા) પકડતા નથી, તે માટે ઘણાં લોકો નારાજ છે અને કહેવું છે કે અસા (લાકડી) પકડવી જ જોઈએ. તો

એ બાબતમાં શરઈ હુકમ શું છે ? શું લાકડી ન પકડવું ગુનો છે ? શું લાકડી વગર ખુત્બો અદા નથી થતો ?

**જવાબ :** અમુક કિતાબોમાં અસા હાથમાં રાખવાનું મકરૂહ લખ્યું છે, છતાં ખરી વાત એ છે કે એમ કરવું સુન્નત છે એટલે અસા રાખવો જોઈએ. તે છતાં એ સુન્નત એવી નથી જેને ત્યજવાથી ગુનો થાય. તેથી જે ઈમામો ખુત્બામાં અસો રાખતા નથી તેમનાં ખુત્બામાં કોઈ ઉણપ નથી.

[મુસ્લિમ ગુજરાત ફતાવા સંગ્રહ ભાગ–૧ પેજ નં. ૨૫૮]

પરંતુ એને જરૂરી સમજી લેવામાં આવે અને અસા નહીં પકડનારને લાન–તાન કરવામાં આવે તો મકરૂહ અને છોડવા પાત્ર થઈ જશે. મુસ્તહબને તેના દરજાથી વધારી દેવું મકરૂહ છે.

[મજમઉલ બિહાર ભાગ–૨ પેજ નં. ૨૪૪,
ફતાવા રહિમિય્યહ ભાગ–૧ પેજ નં. ૨૪૩]

## ૬. ખુત્બએ ઊલા (પહેલા ખુત્બા) પછી બેસવું સુન્નત છે.

**સવાલ :** જુમ્આના બે ખુત્બાના દરમિયાન બેસવું કેવુ છે ? અને તે વખતે દુઆ હાથ ઉઠાવી અથવા મનમાં માંગવી જાઈઝ છે કે નાજાઈઝ ?

**જવાબ :** જુમ્આના બન્ને ખુત્બાઓના દરમિયાન બેસવું સુન્નત છે. [આલમગીરી : ભાગ–૧ પેજ નં. ૧૪૭] ત્યારે હાથ ઉઠાવ્યા વગર મનમાં દુઆ માંગી શકો છો.

## ૭. ખતીબનો હાથમાં અસો લેવું પણ જાઈઝ છે.

**સવાલ :** ખુત્બાના સાથે ખતીબે ખુત્બો પઢતી વખતે હાથમાં અસો લેવો શું હુકમ રાખે છે ?

**જવાબ :** અસો હાથમાં લેવો પણ જાઈઝ છે અને ન લેવો બેહતર છે. લેનારને જરૂરી સમજવું અને ન લેનારને મહેણાં–ટોણાં મારવું દુરૂસ્ત નથી. એ જ પ્રમાણે લેનારને ટોકવું પણ દુરૂસ્ત નથી.

[કિફાયતુલ મુફ્તી ભાગ–૩ પેજ નં. ૨૩૬]

## ૮. ઈદની નમાઝ પછી મરહુમો માટે દુઆ કરવા બાબત શરઈ માર્ગદર્શન.

**સવાલ** : અમારે ત્યાં મૈયત થયેલ હોય તે ઘર બન્નેવ ઈદના સમયે બધા ઈદની નમાઝ બાદ મર્હૂમો માટે દુઆ પઢતા હતા, હાલ એ બંધ કરાવી છે ને કહે છે કે જાઈઝ નથી તો સાચો હુકમ શું છે ?

**જવાબ** : એ હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમ તેમજ સહાબા(રદિ.)થી સાબિત ન હોવાને લઈ તિલાંજલી પાત્ર છે. મરનાર વ્યક્તિઓ માટે દુઆએ મગફીરત કરવા માટે શરીઅતે કોઈ દિવસ અથવા સમય નક્કી કર્યા નથી. તેના વિરૂધ્ધ આ પ્રમાણે બન્નેવ ઈદના દિવસોએ ઈદની નમાઝ પછીના સમયને નક્કી કરી લઈ તેને મહત્વ આપવું દુરૂસ્ત નથી.

## ૯. ઈદની નમાઝ પઢતી વખતે ગરમીના લીધે કપડું બાંધવું.

**સવાલ** : અમારા કબ્રસ્તાનના કંપાઉન્ડમાં ઈદગાહ છે. ઈદગાહ ફરતે કંઈ પણ ઝાડ વગેરે નથી. ઈદગાહમાં ઈદની નમાઝ વખતે તડકો ઘણો લાગે છે. એટલે સાયા માટે ઈદની નમાઝ પુરતું ઉપર કપડું બાંધે છે. ઉપર પ્રમાણે ગરમીના દિવસોમાં ઉપર કપડું બાંધવું જરૂરી છે યા નહિં ? અમુક ભાઈઓનું કહેવું છે કે સાયા પુરતું કપડું બાંધવું પણ જાઈઝ નથી. અને અમુક ભાઈઓનું કહેવું છે કે ઈદની નમાઝ પુરતું સાયા માટે કપડું બાંધવું જાઈઝ છે, ગુનો નથી.

**જવાબ** : બેહતર એ જ છે કે કપડું બાંધવામાં ન આવે. મદીના મુનવ્વરહમાં આપણાં ત્યાંથી વધારે ગરમી પડતી હતી, તે છતાં કોઈ રિવાયતમાં કપડું બાંધવાનો ઉલ્લેખ નથી. તે છતાં અગર કપડું બાંધ્યું તો નમાઝ થઈ જશે.

## ૧૦. મસબૂક તકબીરે તશ્રીક ઊંચા અવાજે કહે.

**સવાલ** : મસબૂક "તકબીરે તશરીક" બાકીની રકઅતો પૂરી કરી બ-અવાજે બુલંદ કહે કે કેમ ?

**જવાબ** : બુલંદ આવાઝથી કહે. [દુર્રે મુખ્તાર, શામી : ભાગ-૧ પેજ નં. ૬૨૧] અલબત્ત, બીજા નમાઝીઓની નમાઝનો ખ્યાલ રાખી, વધુ પડતા બુલંદ આવાઝમાં ન કહે.

### ૧૧. જુમ્આ તથા ઈદૈન શહેરમાં પઢવું ગુનાહપાત્ર કૃત્ય છે ?

**સવાલ** : જે ગામડાઓમાં જુમ્આ અને ઈદૈનની નમાઝ ફર્ઝ-વાજીબ ન હોય ત્યાંના લોકો શહેરમાં મરજિયાત તોર ઉપર નમાઝ અદા કરવા આવશે તો તેને નફલનો સવાબ મળશે કે તેના ઉપર વાજીબ ન હતી છતાં શહેરમાં આવી પઢી એટલે ગુનેગાર થશે ?

**જવાબ** : જુમ્આ ગામડામાં હોવાને લઈ વાજીબ કિંવા ફર્ઝ ન હતી, છતાં શહેરમાં જઈ જુમ્આ પઢશે તો ફર્ઝ અદા થયેલો કહેવાશે અને ફર્ઝનો સવાબ મળશે. બલકે શહેરમાં જઈ પઢવું બેહતર છે. [દુર્રે મુખ્તાર, શામી : ભાગ-૧ પેજ નં. ૬૦૩] ઈદનો પણ એ જ હુકમ છે.

[દુર્રે મુખ્તાર, શામી પેજ નં. ૬૧૧]

## (૨૪) જનાઈઝ

### ૧. મૈયતને જનાઝામાં લઈ જવા પહેલાં ભેગા થઈ દુઆ કરવું કેવું છે ?

**સવાલ** : ઘરમાં મૈયત તૈયાર છે જેને જનાઝામાં લેવા પહેલાં બધા માણસો વચ્ચે દુઆએ મગફીરત ગુજારવામાં શું હુકમ છે ? એક ભાઈ કહે છે કે બિદઅત છે પણ દુઆ પઢવામાં શું ગુનો હોય ? ઉપરાંત જનાઝાની નમાઝ બાદ પણ દુઆ ગુઝારે તો શું ગુનો થાય છે ?

**જવાબ** : જનાઝાની નમાઝ એ ખરેખર મૈયતના માટે દુઆએ મગફીરત જ છે. તો એ પહેલાં અથવા પછી દુઆએ મગફીરત અલગથી માંગવાની શું જરૂરત પડી ? શું શરીઅતે નક્કી કરેલ આ દુઆએ મગફીરત (કિંવા નમાઝે જનાઝા) એ ધ્યેય પૂરો નથી પાડતી ?

જનાઝાની નમાઝના પહેલાં અથવા પછી સવાલમાં દર્શાવેલ રીતે દુઆએ મગફીરત માંગવું હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ તેમજ સહાબાએ કિરામ(રદિ.)થી સાબિત ન હોવાને લઈ બિદઅત છે જે છોડવું જરૂરી છે.

## ૨. દફન પછી કબરના ફરતે ઊભા થઈ દુઆ કરવી.

**સવાલ** : કબ્રસ્તાનમાં મૈયતને દફન કર્યા બાદ કબરના ફરતે ઊભા રહીને દુઆ માંગવામાં આવે છે. શું એ જાઈઝ તરીકો છે ?

**જવાબ** : દફન કર્યા પછી કિબ્લા તરફ મોઢું કરી દુઆ કરી શકાય છે, સાબિત છે.

## ૩. પત્નિની કબરમાં પતિને ઉતરવું.

**સવાલ** : એક માણસની ઓરત ગુજરી ગઈ, તેને દફન કરતી વેળા મરનાર ઓરતનો ધણી કબરમાં ઉતારવા માટે તૈયાર થયો ત્યારે મરનાર ઓરતના બાપે તેને મના કરી કે હવે તું એને હાથ લગાવી શકતો નથી (એમ ફત્વો કહે છે.)

હઝરત ખદીજા (રદિ.)ના ઈન્તેકાલ વખતે કબરમાં ઉતરવા કોઈ તેમના રિશ્તેદારો હાજર ન હતા કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને કબરમાં ઉતરવું પડયું અને વગર નમાઝે હઝરત ખદીજા (રદિ.)ને દફન કરી દેવામાં આવ્યા.

જનાઝાની નમાઝ કેમ પઢવામાં આવી નહીં ? એ બદલનો ખુલાસો કરવો.

**જવાબ** : ઓરતના મૃત્યુ પછી ધણી તેણીના હકમાં પરાયા પુરૂષના

હુકમમાં થઈ જાય છે. કપડાની આડ વગર તેણીને અડકી નથી શકતો, પરંતુ અન્ય મહરમ સાથે મળીને કબરમાં ઉતારી શકે છે.

[ફતાવા રહીમિય્યહ ઉર્દૂ ભાગ-૫ પેજ નં. ૯૩]

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની એ વિશિષ્ટતા છે કે આપની પવિત્ર પત્નિઓ સાથેના આપના નિકાહ મૃત્યુ પછી પણ બાકી રહે છે જેથી આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ એમના માટે પરાયા પુરૂષના હુકમમાં આવતા નથી. હઝરત ખદીજા (રદિ.)નું જ્યારે મૃત્યુ થયું ત્યાં સુધી નમાઝે જનાઝાનો હુકમ આવ્યો ન હતો. [તારીખુલ અહકામ પેજ નં. ૧૮૬] નમાઝે જનાઝા પઢવાનો હુકમ મદીના મુનવ્વરહમાં સન હિજરી એકમાં થયો હતો. [તારીખુલ અહકામ પેજ નં. ૩૦૮]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૪. શરૂ ઈસ્લામમાં શું નમાઝ વગર દફન કરતા હતા ?

**સવાલ :** હઝરત ખદીજા (રદિ.)ની વફાત પહેલાં જે કોઈ ગુજરી જતા તેમને પણ વગર નમાઝે દફન કરી દેતા કે કેમ ?

**જવાબ :** સન હિજરી એકમાં નમાઝે જનાઝાનો હુકમ આવ્યો તે પહેલાં મરનાર વ્યક્તિઓ ઉપર નમાઝે જનાઝા પઢવામાં આવતી ન હતી.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૫. કપૂર અને આબે ઝમઝમનો ઉપયોગ મુર્દા માટે.

**સવાલ :** કિતાબ "અહકામે મૈયત" માં મુર્દાને ગુસલના તરીકામાં ગુસલ આપ્યા બાદ કપૂર ઘુંટણ, પેશાની, નાક, બન્ને હથેલી ઉપર ચોળી દો, તો કપૂર કડક ચોરસ પાસેદાર સખ્ત વસ્તું છે. તે કેવી રીતે ચોળવું ? શું તેને પાણીમાં ભીગાવી પીગળાવીને લેપની જેમ ચોળવું ? અકસર મુશાહદામાં આવે છે કે મુર્દાને નવડાવવામાં સાબુની નાની ટુકડી (રેફર) જેવી કરી પાણીમાં ભીગોવી કપડું પલાડી તે વડે મુર્દાના જિસ્મને નવડાવાય છે. તો તેમાં કંઈ વાંધો છે ? આબે ઝમઝમથી તર થયેલું કફન કે જે મક્કાથી લાવે છે,

તેના વડે કફન દેવાથી આબે ઝમઝમની બે હુરમતી ગણાશે ? કફન ઉપર આબે ઝમઝમ છાંટવું કેવું છે ?

**જવાબ** : કપૂરની ચોરસ ટુકડીઓને વાટીને પાઉડર બનાવી ચોળી શકાય છે. સાબુથી મુર્દાને નવડાવવામાં વાંધો નથી. આબે ઝમઝમથી તર કર્યા પછી સુકાવેલ કપડામાં બરકત માટે કફન દેવામાં વાંધો નથી. એ જ પ્રમાણે બરકત માટે ઝમઝમના છાંટા કફન ઉપર દેવામાં પણ વાંધો નથી.

## ૬. બે વાર જનાઝાની નમાઝ કયારે દુરૂસ્ત છે તથા આપઘાત કરનારના જનાઝાની નમાઝ વિશે ખુલાસો.

**સવાલ** : અહીંયાં જનાઝાની નમાઝ બે વખત પઢવામાં આવે છે અને એક દેશમાં નમાઝ પઢી બીજા દેશમાં દફન કરવામાં આવે છે. એના માટે શું હુકમ છે, જાઈઝ છે કે નાજાઈઝ ? અને જે માણસ ખુદકુશી કરી લે તેના ઉપર નમાઝે જનાઝા પઢી શકે કે નહીં ?

**જવાબ** : જનાઝાની નમાઝ એક વખત પઢી શકાય, બે વખત નહીં. અલબત્ત અગર પહેલી વખત પઢવામાં આવેલી નમાઝ મય્યતના વાલીની ઈજાઝત વગર હોય અને વાલી તેમાં શરીક થયા ન હોય તો વાલી ફરીથી તેના ઉપર નમાઝ પઢી શકે છે. ખુદકુશી (આપઘાત) કરવું મહાન ગુનાહનું કાર્ય છે, પરંતુ તેનાથી માણસ કાફીર થતો નથી. બલકે તે મુસલમાન જ છે અને તેની જનાઝાની નમાઝ પઢવી જરૂરી છે.

## ૭. કબ્ર પર અઝાન.

**સવાલ** : અમારા ગામમાં મૈયતના દફન કરવા પછી મર્હૂમની કબર પર અઝાન દેવાનો બિલકુલ રિવાજ ન હતો. આ રિવાજ બિદઅતી જમાઅતમાં હાલ એક વર્ષથી અમુક વર્ગે ચાલુ કર્યો છે. આ કામને એ વર્ગના પણ અમુક લોકો પસંદ નથી કરતા. જરૂરત પડતા અમે બરેલ્વી ખ્યાલનાં એક મદ્રસાથી (અમદાવાદથી) ફતવો મંગાવ્યો છે. એ સાચી હકીકત એમના માનનારા આલિમોથી જાણવા માટે, પરંતુ ફતવામાં ફિકહની મોઅતબર કિતાબ રદ્દુલ મુહતારનો હવાલો આપી અઝાનની મશરૂઈય્યત બતાવી છે.

તો મોહતરમ આ હકીકત બરાબર છે ? ખુલાસાવાર જવાબ આપશો કે સાચી હકીકત બરેલ્વી વર્ગને બતાવી શકાય. બરેલ્વી ફતવાની નકલ આપ વડીલ પર રવાના કરી છે, જેમાં કિતાબના હવાલા પર લીટી મારી નિશાની બતાવી છે.

**જવાબ :** આપે મોકલેલ ફતવામાં "રદ્દુલ મુહતાર" નામી જે કિતાબનો હવાલો આપવામાં આવ્યો છે તે ફિકહની કિતાબ "દુર્રે મુખ્તાર" ની શર્હ છે. જેના કર્તા અલ્લામહ ઈબ્ને આબિદીન શામી (રહ.) છે એને જ ફતવામાં "શામી" પણ કહેવામાં આવે છે. જ્યાં "શામી" નો હવાલો આપવામાં આવ્યો હોય ત્યાં એ જ "રદ્દુલ મુહતાર" મુરાદ હોય છે. આપે મોકલાવેલ ફતવામાં "શામી" ના હવાલાથી કબર ઉપર આપવામાં આવતી અઝાનને મુસ્તહબ કહેવામાં આવી છે એ ખોટી વાત છે અને એક જાતની ખિયાનત છે. "શામી" ની પૂરી ઈબારત નીચે મુજબ છે.

વફી હાશિયતીલ્બહર લિલ્ખયરીર્રમલી રઅયતુ ફિ કુતુબિશ્શાફિઈય્યતી અન્નહુ કદ યુસન્નુલ અઝાન લિગૈરીસ્સલાત (ઈલા કવલિહી) વ ઈન્દ ઈન્ઝાલીલ કબર કિયાસન અલા અવ્વલી ખુરૂજીહી લિદુન્યા લાકિન રદહુ ઈબ્નુ હજર ફી શર્હી ઉબાબ.

ઉપરોકત ઈબાદતમાં "કીલ" (કહેવાય છે કે) કહીને લખ્યું છે કે કબરમાં મૈયતને ઉતારતી વેળા અઝાન કહેવી જોઈએ જેમ કે એ દુન્યામાં આવ્યો ત્યારે કહેવામાં આવી હતી. પરંતુ ઈબ્ને હજરે શર્હે ઉબાબમાં આ કથનને રદ કર્યું છે. [રદ્દુલ મુહતાર શામી : ભાગ-૧ પેજ નં. ૨૮૩] અલ્લામહ શામી (રહ.) એ શૈખ ખયરૂદીન રમલી (રહ.)ના હવાલાથી શાફિઈ મઝહબની કેટલીક કિતાબોમાંથી ઉપરોકત વાત નકલ કરી છે અને સાથે જ ચોખવટ કરી છે કે ખુદ શાફિઈ મઝહબના મહાન આલિમ અલ્લામહ ઈબ્ને હજર (રહ.) એ આ વાતનો પોતાની કિતાબ શર્હે ઉબાબમાં રદીયો આપ્યો છે.

હવે આપ પોતે જ ફૈસલો કરી શકો છો કે એનાથી કબ્ર ઉપર આપવામાં આવતી અઝાનનું મુસ્તહબ હોવું કયાંથી સાબિત થયું ?

એથી વિરૂદ્ધ ખુદ અલ્લામહ શામી (રહ.) એ પોતાની એ જ કિતાબ

કિંવા "રદ્દુલ મુહતાર"માં "બાબુલ જનાઈઝ"માં જ્યાં દફનવિધિ ઉપર ચર્ચા કરી છે ત્યાં સ્પષ્ટ શબ્દોમાં લખ્યું છે : વફિલ ઈક્તિસારી અલામાં ઝકર મિનલ વારિદ ઈશારતુન ઈલા અન્નહુ લા યુસન્નુલ અઝાન ઈન્દ ઈદખાલિલમય્યિત ફિ કબરીહી કમા હુવલ મુઅતાદુલ આન વકદ સર્રહ ઈબ્નુહજર ફીફતાવાહુ બિ અન્નહુ બિદઅતુન. અર્થાત્ : (દફન વેળા) માત્ર હદીસમાં આવેલ દુઆ (બિસ્મીલ્લાહિ વબિલ્લાહિ વઅલા મિલ્લતિ રસૂલિલ્લાહ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ)ને જ બયાન કરવાનો મતલબ એ છે કે મૈયત કબ્રમાં ઉતારતી વેળા અઝાન કહેવું મુસ્તહબ નથી. જેમ કે આજ કાલ રિવાજ થઈ ગયો છે અને અલ્લામહ ઈબ્ને હજરે (રહ.) તો પોતાના ફતાવામાં સ્પષ્ટ શબ્દોમાં લખ્યું છે કે એ અઝાન બિદઅત છે.

[રદ્દુલ મુહતાર શામી : ભાગ-૧ પેજ નં. ૬૬૦]

અહસનુલ ફતાવામાં "દુરરૂલ બિહાર"ની ઈબારત નકલ કરી છે. "મિનલ બિદઈલ્લતી શાઅત ફિલ્હીન્દી, અલ્અઝાનુ અલલ કબ્રિ." અર્થાત્ : "હિન્દુસ્તાનમાં જે બિદઅતો પ્રચલિત છે તેમાંથી એક કબ્ર ઉપર અઝાન આપવું પણ છે." [દુરરૂલ બિહાર, અહસનુલ ફતાવા ભાગ-૧ પેજ નં. ૩૩૭]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૮. ખાનગી જમીનમાં દફન કરવા બાબત.

**સવાલ** : મારી ઉંમર એંસી વર્ષની થઈ ગઈ છે. ગામમાં કબ્રસ્તાન છે, છતાં રોડ ઉપર મારી પોતાની જમીન છે. તે જમીન સડકના રેસાલઈમાં કપાઈ ગઈ છે. તેમાં એક ખાંચો પડી ગયો છે. તે ખાંચો આમ પડી રહેશે. તો ખાંચામાં મારી દફન ક્રિયા કરવામાં આવે તો શરીઅતના હિસાબે કાંઈ રૂકાવટ તો નથી ?

**જવાબ** : એ જમીન તમારી માલિકીની હોય તેમાં શરઈ રૂએ દફન થવામાં કોઈ વાંધો નથી. અલબત્ત બીજા મુસલમાનો જ્યાં દફન થાય છે ત્યાં દફન થવામાં ફાયદો એ છે કે ત્યાં દફન થયેલ નેક બંદાઓ ઉપર અલ્લાહ તઆલાની જે રહમત વર્ષા થતી હશે તેમાંથી આપને પણ કાંઈક હિસ્સો

મળી રહેશે.

**૯. કબરનો ગેર ઉપયોગ થવાનો ભય હોય તો એ જ કબરમાં દફનનો સિલસિલો ચાલુ રાખે.**

**સવાલ** : અમારા મર્હૂમ વાલિદ સાહેબે ઘણાં વર્ષો પહેલાં અહીં બાર્બાડોઝમાં બે કબરોની જગ્યા રાખી હતી. (આ કબરો ઈસાઈઓના કબ્રસ્તાનમાં છે, કબ્રસ્તાનની માલિકી સરકારની, પણ કબરોના માલિક ખરીદનાર ગણાય. એ સમયે મુસલમાનોનું અલગ કબ્રસ્તાન ન હતું.) આ કબરોમાં અમારા વાલિદના સગીર વયનો છોકરા અને મોઈલા છોકરાને દફન કરવામાં આવ્યા હતા. ૧૯૭૩માં અમારા વાલિદ સાહેબના ઈન્તિકાલ થવાથી એક કબરમાં મરહૂમને દફન કર્યા છે. હાલ એ જ કબ્રસ્તાનમાં મુસલમાનોની કોઈ ૩૦–૪૦ કબરો એ માણસોએ ઘણાં વર્ષોથી વકફ કરી છે. આ બધી કબરો બે–ત્રણવાર વપરાશમાં આવી ગઈ છે. હાલ બીજી જગ્યા મળે એવી આશા નથી.

હાલ અમારા બાજીના ૮ વારસદારો છે. તો અમે અમારા બાજીની કબરોને ફરીવાર વાપરી શકીએ કે નહિં ? એક–બે વારસદારો વિરોધ કરે તો એવી હાલતમાં શરીઅતનો શું હુકમ છે? અમારી સાવકી માં (જે ઈસાઈમાંથી મુસલમાન થઈ હતી અને હાલ મુસલમાન છે એવી જાહેરી નિશાની નથી.)નું કહેવું છે કે અમારા વાલિદ સા.નું કહેવું હતું કે મને દફન કરી કબરને બંધ કરી દેશો.

કબરોમાં કાનૂની રીતે પાંચ વર્ષમાં એક વાર દફન કરી શકાય છે. તેમજ જો કબરોનો ૫૦–૧૦૦ વર્ષ ઉપયોગ ન થાય તો બીજા દેશો માફક અહિં પણ એનો ગેરઉપયોગ થવાની શકયતા ખરી, એટલે અમારો વિચાર એને અમારા કુટુંબના જ માણસો માટે વાપરવાનો છે.

**જવાબ** : કબરમાં મય્યિતને દફન કર્યા પછી એટલો સમય પસાર થઈ ચુકયો છે કે તે સમયગાળામાં તે મય્યિત કબરની અંદર માટી બની ગઈ છે. તો તેમાં બીજી મય્યિતને દફન કરવું જાઈઝ છે. [આલમગીરી–૧/૧૬૭]

પૂછેલી સૂરતમાં કબરની માલિકી અંદર દફન થનાર મય્યિતની હતી, તો હવે ઉપર મુજબની મુદ્દત ગુજરી ગયા પછી તે મય્યિતના વારસદારો તે કબરવાળી જમીનના માલિક છે. તેઓ એમાં દફન થવા ચાહે તો થઈ શકે છે. 'આલમગીરી'માં દફન બાબત એક મસ્અલો લખવામાં આવ્યો છે, જેમાં સ્પષ્ટતા છે કે અગર મય્યિતને કોઈ જંગલી જાનવર ખાઈ ગયું અને કફન બાકી રહી ગયું તો તે કફનમાં મય્યિતની છોડેલી મિલ્કત મુજબ વારસદારોનો હક્ક લાગશે. [૧/૧૬૨] જે હુકમ કફનનો છે તે જ હુકમ કબરનો પણ છે. માટે પૂછેલી સૂરતમાં જયારે એ ભય છે કે તમારા વાલિદ સાહબવાળી એ કબરને બંધ રાખવાની સૂરતમાં હુકૂમત તરફથી એનો ગેર–ઉપયોગ થશે, અને તમારા ત્યાં મુસ્લિમો માટે આમેય કબર માટે જમીનની તંગી છે, તો મુનાસિબ એ જ છે કે હવે એ કબરમાં તમો બીજા વારસદારો તમારા જ કુટુંબની બીજી મય્યિતોને દફન કરવાનો સિલસિલો કાયમ રાખો.

## ૧૦. જનાઝાની નમાઝ પછી દુઆ.

**સવાલ :** અહીં મય્યત થયું હતું અને ઘરવાળા એમના દેવબંદી ખ્યાલના હતા. એટલે એની જનાઝાની નમાઝ મારી સાથે એક દારુલ ઉલૂમના ફારીગ મૌલાના મારી સાથે પઢાવે અને ઈમામત પણ કરાવે છે, તો ઈમામ સાહેબે ના પાડી કે જનાઝાની નમાઝ પછી દુઆ જાઈઝ નથી અને દુઆ માંગવી નહીં. જેનાથી બરેલ્વી હઝરાત નારાઝ થઈ ગયા અને અહીં બીજી મસ્જિદ છે બરેલ્વીઓની, તો તેના મુફતી સાહબે બયાનમાં કહ્યું કે એમની પાછળ આપણી નમાઝ નહીં થાય અને એનાથી ફીત્નો પણ વધી જાય છે, તો આ આવા સમયના ઉપર જનાઝાની નમાઝ પછી ફીત્નો દૂર કરવા દુઆ માંગી શકાય કે નહીં ? કારણ કે ૯૦ ટકા મેજોરેટી એ લોકોની છે. એટલે ફીત્નો થાય જ છે. તો આવી હાલતમાં દુઆ કરાવવી જોઈએ ?

**જવાબ :** જનાઝાની નમાઝ મય્યતના માટે દુઆ જ છે. પહેલી તકબીર પછી સના પઢાય છે, બીજી તકબીર પછી દુરૂદશરીફ અને ત્રીજી તકબીર પછી જે દુઆ પઢવામાં આવે છી તેમાં મરનારાઓ માટે મગ્ફિરતની અને

જીવંત લોકો માટે ઈમાનની સલામતીની દુઆ થાય છે. તેના શબ્દો નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના શીખવાડેલા છે. બાકી પૂછેલી સૂરત કિંવા નમાઝે જનાઝા પછી જનાઝો રોકી બધાનું દુઆ માંગવાની ચીવટ લેવું આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને સહાબા (રદિ.)થી સાબીત નથી. જેથી એ રીત છોડવી જરૂરી છે. એ રીતે દુઆ માંગવાથી ઉલમાએ કિરામે મનાઈ ફરમાવી છે. [વિગત માટે જુઓ ફતાવા રહીમિય્યહ, ઉર્દૂ ભાગ-૧ પેજ નં. ૩૫૬ થી ૩૫૯]

જે માણસ જાણે છે કે આ રીતની દુઆ સાબીત નથી બલકે બિદઅત છે, તેના માટે જાઈઝ નથી કે લોકોની નારાઝગીના ડરથી એવું કરે. હદીષે પાકમાં છે કે "જે માણસ અલ્લાહ તઆલાને નારાઝ કરી લોકોને રાઝી કરે તો અલ્લાહ તઆલા તેને લોકોના હવાલે કરી દે છે અને જે માણસ લોકોની નારાઝગી છતાં અલ્લાહ તઆલાને રાઝી કરે છે તો અલ્લાહ તઆલા તેના માટે લોકોની બુરાઈ તરફથી કાફી થઈ જાય છે."

[મકાસીદે હસનહ પેજ નં. ૪૦૪]

## ૧૧. જનાઝાની નમાઝમાં તકબીર વખતે હાથ ઉપાડે, બોલે નહીં તો ?

**સવાલ :** જનાઝાની નમાઝમાં ચાર તકબીરમાં ફકત હાથ ઉપાડે પરંતુ મોઢેથી અલ્લાહુ અકબર બોલે નહીં તો નમાઝ અદા થઈ ગણાશે ?

**જવાબ :** જનાઝાની નમાઝમાં ચારે તકબીરો ફર્ઝ (રૂકન) છે, મોઢેથી બોલ્યા વગર એ ફર્ઝ અદા થયેલો ન હોવાથી નમાઝે-જનાઝા અદા થયેલી ગણાશે નહીં. [દુર્રે મુખ્તાર, શામી : ભાગ-૧ પેજ નં. ૫૮૩] તેમાં માત્ર પહેલી તકબીર કહેતી વેળા જ હાથ ઉઠાવે. [પેજ નં. ૫૮૫]

## ૧૨. મય્યતને ડોલીમાં બેસાડ્યા પછી અને કબરમાં ઉતાર્યા પછી તેનું મોઢું ખોલી બહાર મૂકવું જાઈઝ છે ?

**સવાલ :** (૧) જ્યારે મય્યત થાય છે ત્યારે ગુસલ આપી કફન આપી

ડોલીમાં મય્યતને રાખીને ઘરની બહાર લાવવામાં આવે છે અને જાહેરમાં મૂકી મય્યતનું મોઢું ખોલી તેના દીદાર કરાવવામાં આવે છે, ત્યારે મરદો અને ઓરતો તે જુએ છે. (૨) તેમજ કબરમાં મય્યતને ઉતાર્યા પછી પણ કફન ખોલીને દીદાર કરાવવામાં આવે છે. આ બાબતમાં શું શરીઅત છે? તે જણાવશો આ રિવાજ વધતો જઈ રહ્યો છે.

**જવાબ :** જનાઝહ તેમજ મય્યત બાબત પવિત્ર શરીઅતે જે સીદ્ધાંતિક બાબતો ફરમાવી છે, સૌપ્રથમ તે જાણી લેવી જરૂરી છે. (૧) જ્યારે કોઈ વ્યક્તિના મૃત્યુનું યકીન થઈ જાય ત્યારે તેના કફન-દફનમાં જેટલી ઉતાવળ શક્ય હોય તેટલી ઉતાવળ કરવી જોઈએ. હદીસોમાં એની ઘણીજ તાકીદ આવી છે. એક સહાબી હઝરત તલ્હા ઈબ્ને બરાઅ (રદિ.) બીમાર પડયા, તેમની ખબર પૂછવા માટે હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ પધાર્યા. આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ તેમને જોઈ ફરમાવ્યું કે : "મારા ધારવા મુજબ એમના મૃત્યુનો સમય નજીક છે, જ્યારે એવણ મૃત્યુ પામે તુરંત જ મને જાણ કરજો અને એમના કફન-દફનમાં ઉતાવળ કરજો, કારણ કે મુસલમાનની લાશનું તેના ઘરવાળાઓના દરમિયાન રોકી રાખવું યોગ્ય નથી." [અબૂ દાવૂદ શરીફ : ભાગ-૨ પેજ નં. ૯૪] હઝરત અબૂહુરૈરહ (રદિ.) કહે છે કે હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ઈર્શાદ ફરમાવ્યું : "જનાઝો જલ્દી લઈ જાઓ, અગર તે નેક છે તો તમે તેના તરફ ભલાઈ પેશ કરી રહ્યા છો અને જો તે નેક નથી તો તમે પોતાના ખભાઓ ઉપરથી બુરાઈને જલ્દીથી હટાવી રહ્યા છો." [બુખારી શરીફ : ભાગ-૨ પેજ નં. ૧૭૬] હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે : મેં હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને કહેતા સાંભળ્યા કે "જ્યારે તમારામાંથી કોઈનું મૃત્યુ થઈ જાય તો એને રોકી ન રાખો અને તેને એની કબ્ર સુધી જલ્દી પહોંચાડો....." [મિશ્કાત શરીફ : પેજ નં. ૧૪૯] એટલા માટેજ ફુકહાએ કિરામ (રહ.) લખે છે કે : મય્યતના કફન-દફનમાં જલ્દી કરવામાં આવે, અબૂ દાવૂદમાં આવેલ તે હદીસને લઈ કે જ્યારે હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ તલ્હા ઈબ્ને બરાઅ (રદિ.)ની ખબર લેવા ગયા.... [શામી : ભાગ-૧ પેજ નં. ૬૩૦]

મરાકીલ–ફલાહમાં છે : "જ્યારે મૃત્યુનો યકીન થઈ જાય ત્યારે એના કફન–દફનમાં જલ્દી કરવામાં આવે." [મરાકીલ–ફલાહ અલા હાશીયતિત્તહતાવી પેજ નં. ૩૦૯] ત્યાં સુધી કે અગર કોઈ વ્યક્તિ જુમ્આની રાતે અથવા સવારે મૃત્યુ પામે અને તેના કફન– દફનની વ્યવસ્થા જુમ્આની નમાઝ પહેલા થઈ શકે છે તે છતાં માત્ર એટલા ખાતર કે જુમ્આની નમાઝ પછી અગર નમાઝે જનાઝા પઢી દફન કરવામાં આવશે તો વધારે માણસો નમાઝે–જનાઝામાં ભાગ લેશે, એવું કરવું મકરૂહ છે. [દુર્રે મુખ્તાર : ભાગ–૧ પેજ નં. ૬૫૭, શામી : ભાગ–૧ પેજ નં. ૬૬૩] (૨) મય્યતના ગુસલ– દફન વગેરે બાબતોમાં શરીઅતે એ વાતની તકેદારી રાખી છે કે લોકો સમક્ષ મરનારની કોઈ અયબ અથવા બુરાઈ જાહેર ન થાય કારણ કે હદીસે પાકમાં હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનું ફરમાન છે : મુર્દાઓની ખૂબીઓ બયાન કરો અને તેમની બુરાઈઓથી જબાન રોકો. [અબૂ દાવૂદ શરીફ, તિરમીઝી શરીફ, મિશ્કાત પેજ નં. ૧૪૭] આ હદીસનું સ્પષ્ટીકરણ કરતાં મુલ્લા અલી કારી (રહ.) મિશ્કાતની શરહ મિરકાતમાં લખે છે : અલ અઝહારમાં છે, ઉલમાએ કહ્યું કે "મય્યતને ગુસલ આપનાર વ્યક્તિ અગર મય્યતમાં કોઈ સારી વાત જુએ. દા.ત. તેના ચહેરાની નૂરાનીય્યત અને બદનની ખુશબુ અને ગુસલ આપનાર માટે તેના શરીરનું જલ્દીથી પડખાં ફેરવવું તો મુસ્તહબ છે કે લોકો સમક્ષ એને બયાન કરે અને જો કોઈ બૂરી વાત જુએ દા.ત. બદનની દુર્ગંધ, ચહેરાની કાળાશ અથવા બદનની કાળાશ અથવા ચહેરાનું બદલાય જવું તો તેને બયાન કરવું હરામ છે." [ભાગ–૪ પેજ નં. ૬૧] એટલા માટે જ ફુકહાએ લખ્યું છે કે "મય્યતને ગુસલ આપનાર તેનો નજીકનો સગો હોય એ મુસ્તહબ છે અને જો તે ગુસલ દેવાની રીત જાણતો ન હોય તો અમાનતદાર તેમજ પરહેઝગાર લોકો ગુસલ આપે." [ફતાવા આલમગીરી : ભાગ–૧ પેજ નં. ૧૫૯] એ જ પ્રમાણે મય્યતને કબ્રમાં ઉતારવા માટે પણ સશક્ત, અમાનતદાર તેમજ નેક લોકો હોવા જોઈએ. [ફતાવા આલમગીરી : ભાગ–૧ પેજ નં. ૧૬૬] ગુસલ, કફન અને દફનના કામ માટે અમાનતદાર તેમજ પરહેઝગાર તથા નેક માણસો એટલા માટે જ નક્કી કરવામાં આવ્યા કે

અગર મય્યતનો કોઈ અયબ તેઓ સમક્ષ આવશે તો તેઓ અન્યો સામે બયાન નહીં કરે.

ઉપરોકત બન્ને સૈધ્ધાંતિક બાબતો જણાવી ચૂક્યા પછી આપના પ્રશ્નોના જવાબ વિગતવાર રજૂ કરૂં છું. મય્યતનું મોઢું જોવું વાસ્તવમાં માત્ર જાઈઝ છે, મુસ્તહબ નથી કિંવા શરઈ રૂએ એની ફકત ઈજાઝત છે, પરંતુ એ કામ શરઈ–રૂએ પસંદીદહ તેમજ તેના કરવાની તરગીબ અથવા તાકીદ કરવામાં આવી હોય એવું નથી અને દરેક મુબાહ તેમજ જાઈઝ કામના માટે જરૂરી છે કે તેને કરવાથી શરીઅતે નકકી કરેલી મર્યાદાઓનો ભંગ થતો ન હોય. આજકાલ મય્યતનું મોઢું બતાવવામાં જે અતિરેક થઈ રહ્યો છે તેના લઈ શરઈ મર્યાદાઓનું ખુલ્લું ઉલ્લંઘન કરવામાં આવે છે, જેની વિગત નીચે મુજબ છે.

(૧) મોટા ભાગે જ્યારે મય્યતને નમાઝે–જનાઝા માટે લઈ જવાનો વખત થાય છે ત્યારે જ એનો દીદાર કરાવવામાં આવે છે જેના લઈ દફનમાં મોડું થાય છે, બલકે અગર મય્યત કોઈ પ્રખ્યાત વ્યક્તિત્ત્વ ધરાવતી હોય તો તેના દીદારમાં કેટલાય કલાકો થાય છે, હાલાંકે મય્યતની દફનક્રિયામાં મોડું કરવું જાઈઝ નથી. કેટલીક જગ્યાએ નમાઝે–જનાઝા પછી દીદાર કરાવાય છે તેમાં પણ એ જ ખરાબી છે.

(૨) શરઈ હુકમ એ છે કે મય્યતને ગુસલ તેમજ કફન આપતી વેળા ઓછામાં ઓછા માણસો હોય અને તે પણ મય્યતના નજીકના સગા અથવા અમાનતદાર, પરહેઝગાર, નેક લોકો હોય, જેથી ખુદા ન કરે મય્યતમાં કોઈ અયબ અથવા ફેરફાર પયદા થયો હોય તો તે જાહેરમાં ન આવે. દીદારનો રિવાજ શરીઅતના આ હુકમ તેમજ તેની હિકમતના વિરૂદ્ધ છે.

(૩) કેટલીક જગ્યાએ મય્યતનું મોઢું જોવાને સવાબ અને નેકીનું કામ સમજવામાં આવે છે, હાલાંકે શરીઅતમાં એની કોઈ દલીલ નથી. માટે એને સવાબનું કામ સમજવું બિદઅત છે અને કોઈ જોનાર સવાબ ન પણ સમજતો હોય તો એના આ કૃત્યથી બિદઅતને ટેકો તો મળેજ છે.

[અહસનુલ ફતાવા ભાગ–૪ પેજ નં. ૨૧૯]

(૪) મય્યતના દીદારમાં પારકા–પરાયા તમામ જ ભાગ લે છે, ત્યાં સુધી કે મય્યત મર્દ હોય તો ઓરતો (જેમાં મહરમ–ગેરમહરમ બંને પ્રકારની હોય છે, બલકે ગેરમહરમજ વધારે સંખ્યામાં હોય છે તેઓ) પણ દીદાર કરે છે, એ જ પ્રમાણે મય્યત ઓરત હોય તો મર્દો (જેમાં મહરમ–ગેરમહરમ બંને હોય છે તેઓ) પણ દીદાર કરે છે. હાલાંકે હદીસે પાકમાં ઓરતને છુપાવવાની ચીજ કહેવામાં આવી છે. [મિશ્કાત પેજ નં. ર૬૯] બતાવવાની ચીજ નહીં. આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું : "ખુદાની લઅનત છે તેના ઉપર જે નામહરમ ઓરતને જુએ અને તે બેપર્દા ઓરત ઉપર પણ જેને જોવામાં આવે." [મિશ્કાત પેજ નં. ર૭૦] આ હદીસોમાં જીવતા અથવા મુર્દામાં કોઈ ફર્ક નથી. જેને જીવંત હાલતમાં જોવાની મનાઈ છે તેને મરવા પછી પણ જોવું હરામ છે.

(પ) મય્યતનું મોઢું બતાવવું અથવા જોવું એ કૃત્યએ હવે વર્તમાન યુગમાં રિવાજનું રૂપ ધારણ કરી લીધું છે અને દિવસે દિવસે એ રિવાજ એવો પ્રસરી રહ્યો છે અને જોર પકડી રહ્યો છે કે કોઈક જગ્યાએ અગર મય્યતના ઘરવાળાઓ મોઢું નહીં બતાવે તો તેઓને ટીકાનું નિશાન બનાવવામાં આવે છે અને જ્યારે મય્યતનું મોઢું બતાવવા માટે તેનો ચહેરો ખોલાય છે ત્યારે રીતસર ત્યાં હાજર લોકોને તેની દાવત આપવામાં આવે છે અને કોઈ જોવા નથી ઈચ્છતું તે છતાં આગ્રહ કરી તેને એ માટે (શરમમાં નાખી) મજબૂર કરવામાં આવે છે. હાલાંકે કોઈ મુસ્તહબ કૃત્ય સાથે આ રીત અપનાવવામાં આવે તો તે મનાઈમાં આવી જાય છે, તો આગળ ઉપર જણાવ્યા મુજબ આ કામ તો મુસ્તહબ પણ નથી બલકે માત્ર જાઈઝના દરજ્જાનું હતું તો એ કેમ કરી જાઈઝ રહી શકે છે ? માટે આ રિવાજ મિટાવવો જરૂરી છે અલબત્ત અગર મય્યતનો કોઈ નજીકનો સગો–સંબંધી મોઢું જોવા ઈચ્છતો હોય તો ઉપરોકત રિવાજી રીતથી હટી, એવી રીતે કે અન્યોને મવકો ન મળે, જોવાની ગુંજાઈશ નીકળી શકે છે. હવે રહી કબ્રમાં મય્યતને ઉતાર્યા પછી મોઢું ખોલીને જોવાની રીત તો એ બાબત જવાબ આપતા હઝરત ફકીહુલ–ઉમ્મત મવલાના મુફતી મહમૂદ હસન ગંગોહી (રહ.) લખે છે : "શરીઅતમાં

એની કોઈ બુન્યાદ નથી અને કબ્રમાં મય્યતને ઉતાર્યા પછી મોઢું દેખાડવું બે-અસલ છે.... ઘણાં વખત આલમે- બરઝખની નિશાનીઓ શરૂ થઈ જાય છે, જેને છુપાવવું જોઈએ.'' [ફતાવા મહમૂદિય્યહ ભાગ-૨ પેજ નં. ૩૯૮]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૩. ઓરતને કબ્રમાં કોણ ઉતારે ?

**સવાલ** : પોતાની ઓરતને મરણ બાદ કબ્રમાં પોતે ઉતારી શકે કે કેમ ? ઘણાં લોકોનું કહેવાનું છે કે ધણી પોતે પોતાની પત્નીને કબ્રમાં ઉતારી શકતો નથી, પરંતુ પત્નીનો બાપ, ભાઈ, મામો, માસો, ફૂઓ અને જે બનેવીના ઘરમાં બહેન હયાત હોય તો બનેવી પણ ઉતારી શકે છે તો આ હકીકત સહીહ છે ? ધણીને ઈમકાન નથી.

**જવાબ** : મરનાર ઓરતના મહરમ બાપ, ભાઈ, કાકા, મામા, બેટા વગેરે મવજૂદ હોય તો તેઓ જ કબ્રમાં ઉતારે, શોહર માટે પણ ઉતારવું અને જનાઝાને હાથ લગાડવું દુરૂસ્ત છે.

[ફતાવા મહમૂદિય્યહ ભાગ-૨ પેજ નં. ૩૭૭]

## ૧૪. સકરાતની હાલતથી મુર્દાને જનાઝામાં મુકવા સુધીની વિધિઓ.

**સવાલ** : અમારે ત્યાં એવી પ્રથા-રસમ બનાવી છે કે મુર્દાને ગુસલ આપ્યા પછી કિબલા તરફ પગ કરીને જ સૂવડાવવામાં આવે છે. એવા વખતે કોઈ પણ વ્યક્તિ કફનને ઉત્તર-દક્ષિણ તરફ રાખે તો તેને ફેરવી નાખવામાં આવે છે કે જેથી પૂર્વ-પશ્ચિમ તરફ કરીને મુર્દાના પગ પશ્ચિમ તરફ (કિબ્લા તરફ) જ બનાવે છે. ઘણી વાર તો સકરાતથી લઈને દફન કરવા સુધી આમ જ સુવડાવે છે. અમુક લોકો એમ કહે કે ''મર્દેસે સબ દુન્યવી અહકામ હટા લિયે જાતે હૈં ઈસ લિએ કિબ્લેકી તરફ પાઉં કરો'' તો આપ હઝરતથી અરજ છે કે સહીહ તરીકો શું છે ? અને આવી દલીલો કરવી કેમ છે ? કિબ્લા તરફ મુર્દાના પગ કરનારા ગુનેગાર થશે કે નહીં ? ખુલાસાથી જણાવશો. ઉપરની

સૂરતમાં સકરાત વખતે કિબ્લા તરફ પગ કરવામાં મતભેદ નથી, બલકે ત્યાર પછીની સૂરતમાં છે.

**જવાબ :** આપના સવાલમાં પુછવામાં આવેલ વાતોને સરળતા ખાતર ત્રણ મુદાઓમાં વહેંચી, દરેકની ચર્ચા કરી, તેનો શરઈ હુકમ બતાવવામાં આવે છે. (૧) સકરાતની હાલત (૨) ગુસલ દેવાની હાલત (૩) ગુસલ આપ્યા પછી કફન પહેરાવી જનાઝામાં મુકી લઈ જતાં સુધીની હાલત.

**(૧) સકરાતની હાલત :** જ્યારે કોઈ વ્યક્તિ ઉપર મૃત્યુ (કિંવા રૂહ નીકળવા)ની નિશાનીઓ જણાવા લાગે ત્યારે એને કેવી રીતે સુવડાવવામાં આવે ? ફિકહે-હનફીની મશહૂર કિતાબ હિદાયહમાં છે : ઈઝા-ઉહતુઝિર્રર્જાુલુ વુજિજહ- ઈલલ્-કિબ્લતિ-અલા શિક્કીહીલ-અયમનિ ..... વલ-અવ્વલુ- હુવસ્સુન્નતુ. અર્થાત્ : "જ્યારે માણસની રૂહ નીકળવાનો સમય નજદીક આવે ત્યારે એને જમણી કરવટ ઉપર કિબ્લા તરફ મોઢું કરી સુવડાવવામાં આવે, કબ્રમાં સુવડાવવામાં આવે છે તે હાલતને નજર સમક્ષ રાખી કારણ કે આ પણ તે હાલતના નજીક આવી ચૂકયો છે, પરંતુ આપણાં ઈલાકામાં રિવાજ ચત્તા સુવડાવવાનો છે, કારણ કે એમાં રૂહ નીકળવામાં આસાની છે, અલબત્ત પહેલી રીતજ સુન્નત છે." [હિદાયહ ભાગ-૧ પેજ નં. ૧૭૮]

હિદાયહના મશહૂર શારેહ અલ્લામહ ઈબ્ને હુમામ (રહ.) એ હિદાયહના ઉપરોકત મસ્અલા ઉપર વિગતવાર ચર્ચા કરી છે. ચત્તા સુવડાવવાના કારણ રૂપે જે લખવામાં આવ્યું છે કે "એમાં રૂહ નીકળવામાં આસાની છે" તેના ઉપર વાંધો ઉઠાવતા તેઓ લખે છે કે હિદાયહના લેખકે એની કોઈ દલીલ નહીં લખી, હાલાંકે ઉપરોકત બન્ને રીતોમાં કઈ રીતમાં (રૂહ નીકળવામાં) આસાની છે એ વાત શરઈ નકલ (કિંવા કુર્આનની આયત અથવા નબી સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના ફરમાન) વગર જાણી શકતા નથી. [ફત્હુલ કદીર : ભાગ-૧ પેજ નં. ૪૪૬]

પહેલી રીતને સુન્નત કહેવામાં આવી તેના ઉપર ચર્ચા કરતાં લખે છે : "કિબ્લા તરફ મોઢું કરવાની દલીલ તો એ છે કે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ

અલય્હિ વ સલ્લમ જ્યારે હિજરત કરીને મદીના મુનવ્વરા આવ્યા ત્યારે હઝરત બરાઅ ઈબ્ને મઅરૂર (રદિ.) બાબત પૂછપરછ કરી તો અન્ય સહાબાએ કિરામે (રદિ.) બતાવ્યું કે તેમની વફાત થઈ ગઈ અને તેમણે પોતાની મિલકતનો ત્રીજો ભાગ આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને આપવાની વસિય્યત કરી છે અને એવી પણ વસિય્યત કરી હતી કે જ્યારે એમનું મૃત્યુ નજીક આવે ત્યારે એમનું મોઢું કિબ્લા તરફ કરી દેવામાં આવે, તો આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું: 'તેમણે ફિતરત (કિંવા નબીઓની સુન્નત) મુજબ કર્યુ અને હું (એમણે મારા માટે કાઢેલો) એમની મિલકતનો ત્રીજો ભાગ એમની અવલાદને પરત કરૂં છું.'' ઈમામ હાકિમે આ રિવાયત નકલ કરી છે અને જમણી કરવટ ઉપર સુવડાવવામાં સુન્નત હોવા ઉપર બુખારી–મુસ્લિમમાં સુવાની રીત બાબત આવેલી હદીસથી દલીલ દઈ શકાય છે. હઝરત બરાઅ ઈબ્ને આઝીબ (રદિ.)થી રિવાયત છે કે નબીએ– કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું: ''જ્યારે તું તારા બિસ્તર ઉપર સુવા માટે આવે ત્યારે નમાઝની જેવું વુઝુ કરી લે, પછી જમણી કરવટ ઉપર સૂઈ જા અને આ દુઆ પઢ. અલ્લાહુમ્મ અસ્લમ્તુ નફસી ઈલયક ....... પછી જો તારૂં મૃત્યુ થશે તો તું ફિતરત (નબીઓની સુન્નત) મુજબ મરીશ.'' [ફત્હુલ કદીર ભાગ–૧ પેજ નં. ૪૪૬]

અલ્લામહ અલાઉદ્દીન કાસાની (રહ.) ફિકહે–હનફીની મશહૂર કિતાબ 'બદાઈઉસ્સનાએઅ'માં લખે છે: ''જ્યારે માણસની રૂહ નીકળવાનો સમય આવે ત્યારે મુસ્તહબ એ છે કે તેને જમણી કરવટ ઉપર સુવડાવી તેનું મોઢું કિબ્લા તરફ કરી દેવામાં આવે જેવી રીતે કબ્રમાં કરવામાં આવે છે.''

[ભાગ–૧ પેજ નં. ૨૯૯]

ઊપરોકત રીત ત્યારે અપનાવવામાં આવે જ્યારે એવું કરવામાં તેને તકલીફ ન થાય અને જો જમણી કરવટ ઉપર સુવડાવવાથી એને તકલીફ થતી હોય તો પોતાની હાલત ઉપર છોડી દેવામાં આવે. 'ફતાવા આલમગીરી'માં છે: ''જ્યારે માણસ સકરાતની હાલતમાં આવે ત્યારે તેને જમણી કરવટ ઉપર કિબ્લા તરફ મોઢું કરી સુવડાવવામાં આવે એજ રીત

સુન્નત છે, જેમ કે હિદાયહમાં લખ્યું છે અને આ મુજબ ત્યારે કરવામાં આવે જ્યારે એવું કરવામાં તેને તકલીફ ન થતી હોય અને જો એમ કરવાથી તકલીફ થતી હોય તો એને પોતાની હાલત ઉપર છોડી દેવામાં આવે. ઝાહીદીમાં એમજ લખ્યું છે.” [ફતાવા આલમગીરી : ભાગ-૧ પેજ નં. ૧૫૭]

દુર્રે મુખ્તારમાં છે : “સકરાતવાળાનું મોઢું કિબ્લા તરફ કરી જમણી કરવટ ઉપર સુવડાવવામાં આવે એ જ સુન્નત છે અને ચત્તા સુવડાવવું એ રીતે કે તેના પગો કિબ્લા તરફ રહે, એ પણ જાઈઝ છે. આપણાં જમાનામાં એ જ પ્રચલિત છે, પરંતુ એ સૂરતમાં એનું માથું થોડું ઉંચું કરી દેવામાં આવે જેથી મોઢું કિબ્લા તરફ થઈ જાય.” [દુર્રે મુખ્તાર શામી : ભાગ-૧ પેજ નં. ૬૨૭]

“ઈમદાદુલ અહકામ”માંથી એક સવાલ-જવાબ રજૂ કરૂં છું :

**સવાલ** : જબ કોઈ મરને લગતા હૈ યા મર ગયા, તો યહાં યઅની દફનમેં સર ઉસકા મશરિક કી તરફ ઔર પાંઉ મગરિબકી તરફ કર દીયા જાતા હૈ ઔર સર થોળા ઉઠા દિયા જાતા હૈ, તાકે કિબ્લાકી તરફ મુંહ અચ્છી તરહ હો જાએ, મમાલિકે-શિમાલીમેં ઉસકે બરઅકસ સર ઉસકા બજાનિબે શિમાલ ઔર પાંઉ બજાનિબે-જાુનૂબ કરકે પેહલૂએ રાસ્ત પર રૂબકિબ્લા લિટા દીયા જાતા હૈ. અબ સવાલ યેહ હૈ કે ઈન દોનો તરીકોં મેં મશરૂઅ વ મસ્નૂન તરીકા કોન સા હૈ, નીઝ ઈસકે મુતઅલ્લીક ઉલમાએ ઈં તરફને મુખતલીફ રાઈ કાઈમ કી હૈ, જીસસે અઝ રૂએ શરઅ વ અહાદીસે-મુઅતબરહ નહીં માલૂમ હોતા કે કોન સા તરીકા મુઅતબર હૈ, લિહાઝા આં જનાબ મુઅલ્લા અલ્કાબસે ઈલ્તિજા હૈ કે બરાહે-કરમ મુતનાઝઅ ફીહ મસ્અલા પર અપની ખાસ રાય, નીઝ બ-હવાલએ-કુતુબે મુઅતબરહ હનફીય્યહ મુદલ્લલ મુબર્હન સુબૂતે- સુન્નિયત કીસ તરીકે મેં હૈ, તહરીરે જવાબસે હમ રહરવાને દીન કી રહબરી ફરમાએં, મુકર્રર આં કે મવલાના મુફતી અઝીઝુર્રહમાન સાહબ મરહૂમકા જવાબ મુન્દરજએ ઝેલ થા, મગર ઈસ પર યહાંકે લોગ હવાલએ કુતુબ ન હોને સે મુઅતરીઝ હૈં.

**અલજવાબ** મિનલ મવલવી અલમુફતી અઝીઝુર્રહમાન સાહબ દેવબંદી : “પેહલા તરીકા સર બજાનિબે શિમાલ ઔર પેર બજાનિબે જુનૂબ

ઔર મુંહ કિબ્લાકી તરફ કર દેના યહી મસનૂન હય.'' કતબહૂ અઝીઝુર્રહમાન, મુફતી મદ્રસહ દેવબંદ. ૨૬, જુમાદલ ઉલા ૧૩૪૧ હિજરી.

અલજવાબુ સહીહુન કાલ ફી મરાકીલ ફલાહ : યુસન્નુ તવજીહુલ-મુહતઝર અય મન કરૂબ મીનલ-મવતિ અલા યમીનીહિ લિઅન્નહુસ્સુન્નતુ વ જાઝલ ઈસ્તિલકાઉ અલા ઝહરિહી-કાલત્તહતાવી વ યૂઝઉ હાકઝા ફીલ ગુસ્લી વસ્સલાતી, કાલ ફી શર્હિત્તહાવી વહુવલઉર્ફ બયનન્નાસ, કાલ ફીઝઝાદ વલઅવ્વલુ અફઝલુ લિઅન્નહુસ્સુન્નહ કઝાફીલ મુઝમરાત, સફા ૩૬૫. હર્રરહૂલ અહકર ઝફર અહમદ અફા અન્હુ અઝ થાનાભવન ૧૬ શાબાન, ૪૮ હિજરી.

[ઈમદાદુલ અહકામ ભાગ-૧ પેજ નં. ૭૨૯]

"ઉમ્દતુલ-ફિકહ"માં છે : "જબ કિસી મરીઝ પર જાંકની યઅની મોતકી અલામત ઝાહિર હોને લગે તો મસનૂન યેહ હૈ કે ઉસકા મુંહ કિબ્લેકી તરફ ફેર દીયા જાએ ઔર ઉસ મરીઝકો દાહની કરવટ પર લિટા દિયા જાએ ઔર પીઠકે બલ યઅની ચિત લિટાના ભી જાઈઝ હૈ, ઈસ તરહ પર કે દોનો પેર કિબ્લહ્ કી તરફ હોં ઔર સર ઝરા ઊંચા કર દે તાકે મુંહ કિબ્લા કી તરફ હો જાએ, આસ્માનકી તરફ ન રહે. ઔર હમારે ઝમાને મેં યહી સૂરત રાઈજ હૈ, ઈસ લીયે કે ઈસમેં રૂહ નીકલને મેં ઝયાદહ આસાની હૈ, ઔર યેહ સબ સૂરતેં ઉસ વકત હૈં જબકે મરીઝકો તકલીફ ન હો, અગર ઉસકો તકલીફ હો તો જીસ તરહ ઉસકો આરામ મિલતા હો ઉસી તરફ ઉસકો લેટા રેહને દેં યાંની અપને હાલ પર છોળ દે.'' [ઉમદતુલ-ફિકહ ભાગ-૨ પેજ નં. ૪૮૨]

સારાંશ કે સકરાત વેળા માથું ઉત્તર તરફ અને પગ દક્ષિણ તરફ અને મોઢું કિબ્લા તરફ કરવું અસલ સુન્નત છે અને આપણાં ત્યાં માથું પૂર્વ તરફ અને પગ પશ્ચિમ (કિંવા કિબ્લા) તરફ રાખી ચત્તા સુવડાવી માથું થોડુંક ઉંચું કરી મોઢું કિબ્લા તરફ કરવાની જે રીત પ્રચલિત છે, તેનું કારણ એ બતાવ્યું છે કે એમાં રૂહ નીકળવામાં આસાની છે (જોકે આ કારણ ઉપર અલ્લામહ ઈબ્ને હુમામ (રહ.) જેવા મહાન મુહક્કિને વાંધો છે) માટે અગર સકરાત ટાણે કોઈ વ્યક્તિને ઉત્તર- દક્ષિણ સુવડાવી, મોઢું કિબ્લા તરફ રાખ્યું હોય

તો તેને ફેરવી નાંખી પૂર્વ-પશ્ચિમ કરાવવાનો આગ્રહ સહીહ નથી.

**(૨) ગુસલ દેવાની હાલત :** ગુસલ દેતી વેળા મય્યિતને કેવી રીતે સુવડાવવું? લંબાઈમાં કિબ્લા તરફ કિંવા પૂર્વ-પશ્ચિમ એવી રીતે કે માથું પૂર્વમાં અને પગ પશ્ચિમમાં કિબ્લા તરફ રહે અથવા આડું કિંવા ઉત્તરમાં માથું અને દક્ષિણમાં પગ રહે એ બાબત અલ્લામા કાસાની (રહ.) લખે છે : સુમ્મ લમ- યુઝકર-ફી- ઝાહિરિર્રિવાયતિ- કયફિય્યતુ- વઝઈત્તખતિ- અન્નહૂ-યૂઝઅુ, ઈલલ કિબલતિ તૂલન ........ અર્થાત્ : ઝાહિરી રિવાયતમાં ગુસલનો પાટલો મુકવાની રીત કે કિબ્લા તરફ (પગ રહે એમ) લંબાઈમાં મુકવામાં આવે અથવા આડો મુકવામાં આવે તેનો કોઈ ઉલ્લેખ નથી, જેથી કેટલાક ઉલમાએ લંબાઈમાં મુકવાને જેવી રીતે બીમારીમાં ઈશારાથી નમાઝ પઢે છે તેમ મુકવાને પસંદ કર્યુ છે અને કેટલાક ઉલમાએ આડો (કિંવા પહોળાઈમાં) જેમ કબ્રમાં મુકવામાં આવે છે તેમ મુકવાને પસંદ કર્યુ છે અને સહીહ વાત એ છે કે જેમાં સહૂલત હોય તે મુજબ રાખે, કારણ કે દરેક જગ્યા મુજબ સહૂલત પણ બદલાતી રહે છે (મતલબ કે જે જગ્યાએ ગુસલ અપાય રહયું છે ત્યાંના હિસાબે લંબાઈમાં અને જો ત્યાંના હિસાબે પહોળાઈમાં મુકવામાં સહૂલત હોય તો પહોળાઈમાં)

[બદાઈ ઉસ્સનાએઅ ભાગ-૧ પેજ નં. ૩૦૦]

ફતાવા આલમગીરીમાં ફતાવા ઝહિરીય્યહના હવાલાથી પણ ઉપર મુજબ જ લખ્યું છે. [જુઓ ફતાવા આલમગીરી : ભાગ-૧ પેજ નં. ૧૫૮] ઈનાયહ શર્હે હિદાયહમાં શમ્સૂલ અઈમ્મહ સરખ્સી (રહ.)ના હવાલાથી એમ જ લખ્યું છે. ફત્હુલ કદીરમાં પણ એમ જ લખ્યું છે [ફત્હુલ કદીર : ભાગ-૧ પેજ નં. ૪૪૮, ઈનાયહ અલા હામિશીલ ફત્હ : ભાગ-૧ પેજ નં. ૪૪૮] દુર્રે મુખ્તાર શામીમાં પણ એમ જ લખ્યું છે. [જુઓ ભાગ-૧ પેજ નં. ૬૩૧]

ફતાવા-રહીમિય્યહ (ઉર્દૂ)માં છે : રૂહ નીકલ જાને કે બાદ મય્યિતકો શિમાલન-જુનૂબન (ઉત્તર-દક્ષિણ) લિટાયા જાએ જીસ તરહ કબ્રમેં લિટાયા જાતા હય, ગુસલ કે વકત ભી ઈસી તરહ લિટાયા જાએ, અગર ઉસમેં સહૂલત ન હો, અગર દૂસરી તરહ લિટાને મેં સહૂલત હો તો ઉસી તરહ

લિટાયા જાએ અગર ગુસલ કે વકત કિબ્લાકી તરફ પાંઉ કરકે સર ઊંચા કર દીયા જાએ તાકે મુંહ કિબ્લાકી તરફ હો, ઈસ તરહ ભી દુરૂસ્ત હય.

[ભાગ–૫ પેજ નં. ૯૨]

ફતાવા–દારુલ ઉલૂમ અઝીઝુલ ફતાવામાં છે : "મય્યિતકે ગુસલકે વકત જીસ તરહ સહૂલત હો ઓર જીસ તરહ આસાન હો મય્યિતકો લિટાયા જાએ," ઉસમેં કુછ કયદ કિબ્લારૂખ લિટાને વગયરહકી નહીં હૈ, કઝા ફીદુર્રિલ મુખ્તાર, અલબત્તહ અગર સહૂલત હો ઓર મવકા હો તો શિમાલન–જીુનૂબન લિટાયા જાએ જીસ તરહ કબ્રમેં રખ્ખા જાતા હૈ.

[ભાગ–૧ પેજ નં. ૩૨૬]

અન્ય એક સવાલમાં પુછવામાં આવ્યું કે બન્નેવ સૂરતોમાં અફઝલ કઈ છે ? તેના જવાબમાં હઝરત મુફતી અઝીઝુર્રહમાન (રહ.) લખે છે : જો સૂરત સહલ હો ઉસકો ઈખ્તીયાર કીયા જાએ, ઓર હમારે બિલાદ મેં મઅરૂફ યહ હૈ કે હત્તલવુસઅ સર શિમાલકો ઔર પેર જીુનૂબકો કર કે લીટાયા જાતા હૈ. જૈસા કે સલાતે મરીઝકી એક સૂરત યહભી હૈ ઔર યહ તરીક મુવાફિક હય હદીસ "કિબ્લતુકુમ અહયાઅં વ અમવાતા" કે, જૈસા કે કબ્રમેં રખને મેં ઈસકી રિઆયત રખ્ખી ગઈ હૈ ઓર ઈસકો સુન્નત ફરમાયા હૈ.

[ભાગ–૧ પેજ નં. ૩૨૬]

"ઈમદાદુલ–ફતાવા"માં હઝરત હકીમુલ ઉમ્મત મવ. અશરફ અલી થાનવી (રહ.) લખે છે : "ગુસલ કે વકત તખ્તે પર મુર્દેકો રખને કી દો સૂરતેં લીખી હૈં, એક તો કિબ્લાકી જાનિબ પાંઉ કરકે લિટાના, દૂસરે કિબ્લાકી તરફ મુંહ કરના જૈસે કબ્રમેં રખતે હંય, અગર દોનો સૂરતોંમેં સે જો સૂરત હો સકે જાઈઝ હૈ,..... મગર ઝયાદહ મુસ્તહસન સૂરતે–સાનીયહ (દૂસરી) હય, કયુંકે હદીસમેં આયા હૈ કે ખાનએ–કઅબહ કિબ્લા હૈ ઝિન્દોંકા ભી ઔર મુર્દોંકા ભી.

[ભાગ–૧ પેજ નં. ૭૨૩]

હઝરત મવ. મુહમ્મદ યુસુફ લુધીયાનવી સાહબ લખે છે : "ગુસલ કે લીયે મુર્દે કો તખ્તા પર રખને કી દો સૂરતેં લિખી હૈં, એક તો કિબ્લેકી તરફ પાંઉ કરકે લિટાના, દૂસરે કિબ્લેકી તરફ મુંહ કરના જૈસે કબ્રમેં લિટાતે હૈં

દોનોમેંસે જગહ કી સહૂલત કે મુતાબિક જો સૂરત ઈખ્તિયાર કરલી જાએ, જાઈઝ હે મગર ઝયાદહ બેહતર દૂસરી સૂરત હય."

[આપકે મસાઈલ ઔર ઉનકા હલ ભાગ–૩ પેજ નં. ૯૮]

**સારાંશ કે ગુસલ માટે બન્નેમાંથી જે સૂરત સરળ હોય તે અપનાવવામાં આવે અને જો ઉત્તર–દક્ષિણ સુવડાવી કિબ્લા તરફ મોઢું કરી ગુસલ આપવામાં આવે તો તે સૂરત બેહતર છે, માટે ગુસલ વેળા પૂર્વ–પશ્ચિમ સુવડાવી કિબ્લા તરફ પગ કરવા ઉપર આગ્રહ કરવો જાઈઝ નથી.**

**(૩) ગુસલ આપ્યા પછી કફન પહેરાવી, જનાઝામાં મુકી લઈ જતાં સુધીની હાલત :** આ હાલતમાં મુર્દાને કેવી રીતે સુવડાવવું એ સ્પષ્ટ રૂપમાં આમ કિતાબોમાં જોવામાં નથી આવ્યું. અલબત્ત પહેલી બન્ને હાલતોમાં ઉત્તરમાં માથું અને દક્ષિણમાં પગ રાખી, કિબ્લા તરફ મોઢું કરી સુવડાવવાને બેહતર ઠેરવવા માટે દલીલરૂપ કબ્રમાં સુવડાવવાની હાલતને રજૂ કરવામાં આવી છે, તે જોતા આ હાલતમાં પણ એ રીત જ બેહતર લેખાશે, કારણ કે પહેલી બન્ને હાલતોમાં મય્યિત કબ્રની હાલતથી જેટલો નજીક હતો આ હાલતમાં એનાથી વધારે નજીક આવ્યો છે. એટલા જ માટે "ફતાવા–રહીમીય્યહ"માં હઝરત મવ. મુફતી સય્યિદ અ.રહીમ સાહબ (રહ.) લખે છે : કફન પેહનાતે વકત ઔર પેહનાને કે બાદ શિમાલન–જુનૂબન (ઉત્તર–દક્ષિણ) લીટાયા જાએ. અગર યેહ મુશ્કિલ હો તો શરકન–ગરબન (પૂર્વ–પશ્ચિમ) લિટાયા જાએ, કિબ્લાકી તરફ પેર ફેલા કર લિટાના મુનાસિબ નહીં હય, ઈસ લીયે કે ઈસમેં સર ઊંચા નહીં કિયા જાતા, ગાલિબન ઈસી લીએ અપને યહાં ઈસકા દસ્તૂર નહીં હય.

[ભાગ–૫ પેજ નં. ૧૧૦, ૧૧૧]

સારાંશ કે આપના ત્યાં ગુસલ આપ્યા પછી કિબ્લા તરફ પગ કરીને જ સુવડાવવાનો જે રિવાજ છે તેનો સુબૂત ફિકહની કિતાબોમાં નથી અને એ રિવાજ ઉપર એટલો બધો આગ્રહ કે જો મય્યિત ઉત્તર–દક્ષિણ સુવડાવવામાં આવી હોય તો તેને ફેરવી નાંખવું તો ઉપર વિગતવાર જણાવેલ હકીકતોથી

બિલકુલ વિરૂધ્ધ અને નાજાઈઝ છે. અમુક લોકોની આ દલીલ કે "મુર્દાસે દુન્યવી અહકામ હટા લિયા જાતા હૈ. ઈસ લીયે કિબ્લાકી તરફ પાંઉ કરો" હદીસે પાક "ખાનએ- કઅબા કિબ્લા હૈ, ઝિન્દોંકા ભી ઔર મુર્દોકા ભી" (જેનો હવાલો ઉપર ફતાવા દારુલઉલૂમ તેમજ ઈમદાદુલ ફતાવાના ઉતારાઓમાં આવ્યો છે)ના વિરૂધ્ધ હોવાની સાથે, તાર્કિક રીતે પણ ગલત છે કારણ કે એવું જ છે તો પછી કબ્રમાં પણ એમ જ કેમ નથી સુવડાવતા ? બીજું એ કે મુર્દા પરથી ભલે દુન્યવી અહકામ ઉઠાવી લેવામાં આવ્યા, પરંતુ જે ઝિન્દાઓ મુર્દાના પગ કિબ્લા તરફ કરી રહયા છે શું તેઓ પરથી પણ દુન્યવી અહકામ હટાવી લેવાયા છે ? જુઓ પેશાબ-પાખાનું કરતી વેળા કિબ્લા તરફ મોઢું યા પીઠ કરવી મકરૂહ છે. નાના બાળકને શરઈ અહકામનું પાબંદ બનાવાયું નથી, પરંતુ કોઈ ઓરત અગર બાળકને પેશાબ-પાખાનું કરાવતી વેળા એવી રીતે પકડે કે તે બાળકનું મોઢું યા પીઠ કિબ્લા તરફ થઈ રહી છે તો તે ઓરતનું આ કૃત્ય મકરૂહે-તહરીમી છે.

[દુર્રે મુખ્તાર શામી ભાગ-૧ પેજ નં. ૨૫૧]

રેશમ અને સોનું પહેરવું મરદો (પુરૂષો) માટે હરામ છે, એટલે નાના છોકરાને એ પહેરાવવું પણ નાજાઈઝ છે.

[દુર્રે મુખ્તાર શામી ભાગ-૫ પેજ નં. ૨૫૬]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૧૫. કબ્ર પર નિશાની રાખવી જાઈઝ છે.

**સવાલ** : કેટલાક લોકો ઓરતની કબ્ર ઉપર (ઓરતની કબ્ર) બાબત નિશાન રાખે છે કે જેથી ઓળખાય શકે કે આ ઓરતની કબ્ર છે તો ઓરતની કબ્રની નિશાની રાખવી સાબિત છે ?

**જવાબ** : કબ્ર પર નિશાની રાખવી જાઈઝ છે જેથી કબ્ર ઓળખી શકાય. ચાહે ઓરતની કબ્ર હોય અથવા મર્દની.

[શામી ભાગ-૧ પેજ નં. ૬૬૨]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૧૬. બિલકુલ ખલાસ થઈ ગયેલ કબ્રમાં બીજું મુર્દુ દફન કરી શકાય ?

**સવાલ :** જે કબ્રમાં ઓરતને દફન કરેલી હોય તે કબ્રમાં અમુક વખત બાદ (એટલે કે મય્યતના અવયવો, હાડકાં વગેરે ખતમ થઈ ચૂકેલ હોય તો) તેમાં મર્દને દફન કરી શકાય કે કેમ ? એક સાહબનું કહેવાનું છે કે જે કબ્રમાં ઓરત દફન થયેલ હોય તેમાં મર્દને દફન કરી શકતા નથી. આ બાબત શરઈ શું હુકમ છે ?

**જવાબ :** જરૂરત ટાણે એવી કબ્રમાં જેમાં દફન થયેલ મુર્દાના હાડકાં વગેરે ખતમ થઈ ચૂકયા હોય, બીજા મુર્દાને દફન કરી શકાય છે. [શામી : ભાગ-૧ પેજ નં. ૬૫૯] આ મસ્અલામાં કોઈ શર્ત નથી. માટે સવાલમાં દર્શાવેલ ખયાલ ખોટો છે.

### ૧૭. મરેલું પેદા થયેલ બાળક પણ કબ્રસ્તાનમાં જ દફન થશે.

**સવાલ :** જે બાળક મરેલું પેદા થયું હોય તેને કબ્રસ્તાનની અંદરમાં દફન કરવું જોઈએ કે કબ્રસ્તાનના બહાર દફનાવવું જોઈએ ?

**જવાબ :** કબ્રસ્તાનમાં જ દફન કરવું જોઈએ.

[દુર્રે મુખ્તાર, શામી ભાગ-૧ પેજ નં. ૬૫૫]

### ૧૮. તઅઝીયતનો તરીકો.

**સવાલ :** કોઈ નજીકના સગા સંબંધીનો ઈન્તિકાલ થઈ ગયો હોય અને તે બીજા શહેરમાં રહેતા હોય, સફર કરી તઅઝીયત માટે જવું સાબીત છે ? શું ત્રીજા દિવસની કૈદ લગાવ્યા વગર ગમે તે દિવસે તઅઝીયત માટે જવું સાબીત છે ?

**જવાબ :** તઅઝીયત (તસલ્લી અને દિલાસો આપવું) સુન્નત છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમનું ફરમાન છે : જેણે પોતાના ભાઈને મુસીબત ટાણે દિલાસો આપ્યો, અલ્લાહ તઆલા તેને કયામતના દિવસે ઈઝઝતનો લિબાસ પહેરાવશે. [શામી ભાગ-૧ પેજ નં. ૬૬૩]

તઅઝીયત ત્રણ દિવસ સુધી છે. અલબત્ત તઅઝીયત કરનાર અથવા જેની તઅઝીયત કરવામાં આવે છે તે બન્નેમાંથી કોઈ એકાદ મવજૂદ ન હતું તો એ સૂરતમાં ત્રણ દિવસ પછી પણ તઅઝીયત થઈ શકે છે.

[શામી ભાગ-૧ પેજ નં. ૬૬૫]

બીજા શહેરમાં રહેનારની તઅઝીયત પત્ર વડે પણ મસ્નૂન છે. હઝરત મઆઝ (રદિ.)ના સાહબઝાદહના ઈન્તેકાલ ઉપર આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ પત્ર વડે તઅઝીયત ફરમાવી હતી.

[શામી ભાગ-૧ પેજ નં. ૬૬૩]

અગર રૂબરૂ જઈ તઅઝીયત કરવાથી તેને વધુ દિલાસો મળતો હોય તો તેમ કરવું બેહતર છે.

## ૧૯. અજાણી લાશ કેવી રીતે ઓળખવી ?

**સવાલ :** એક અજાણી સાડી ઘાઘરાવાળી ઓરતની લાશ મળી આવે તો એક ગુંચવણ ઉભી થાય કે મુસ્લિમ કે ગૈર છે તે કેવી રીતે ઓળખવી ?

**જવાબ :** અજાણી લાશ ઉપર જો કોઈ એવી નિશાની હોય જે મુસ્લિમ હોવાની સાબિતી રૂપે હોય તો તે લાશ સાથે મુસ્લિમ લાશ પ્રમાણે વર્તાવ કરવામાં આવશે, કિંવા તેને ગુસલ, કફન, નમાઝે જનાઝહ તેમજ દફન કરવામાં આવે. [શામી ભાગ-૧ પેજ નં. ૬૩૫]

## ૨૦. જનાઝાની આગળ ચાલવું કેવું છે ?

**સવાલ :** શું જનાઝાની આગળ ચાલવું મકરૂહે તહરીમી છે ?

**જવાબ :** જનાઝાની પાછળ ચાલવું અફઝલ છે અને આગળ ચાલવું પણ જાઈઝ છે. અલબત્ત એટલું બધું આગળ વધી જવું કે સૌથી છૂટો પડી જાય, જેનાથી જોનાર એવું સમજે કે આ માણસ જનાઝા સાથે નથી ચાલતો, બલકે એકલો ચાલે છે, મકરૂહે તહરીમી છે.

[દુર્રે મુખ્તાર, શામી ભાગ-૧ પેજ નં. ૬૫૮]

## ૨૧. હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના કફન-દફન

બાબત.

**સવાલ :** હઝરત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના વફાત પછી આપને ગુસલ, કફન–દફન કોણે કરેલું ? અને આપના જનાઝામાં કોણ કોણ શામિલ હતું ? આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની નમાઝે જનાઝા કોણે પઢાવી હતી ?

**જવાબ :** હઝરત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને હઝરત અલી (રદિ.)એ ગુસલ આપ્યું અને હઝરત અબ્બાસ (રદિ.)એ તેમજ એમના બન્ને સાહબઝાદહ હઝરત ફઝલ (રદિ.) અને હઝરત કુષુમ (રદિ.) ગુસલ આપતી વેળા કરવટો બદલાવતા હતા અને હઝરત ઉસામહ (રદિ.) તેમજ હઝરત શકરાન (રદિ.) ગુસલ વેળા પાણી નાંખતા હતાં. ગુસલથી ફારિગ થયા પછી સહૂલ (યમનમાં એક જગ્યાનું નામ છે ત્યાં)ના બનેલા ત્રણ કપડાઓમાં આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને કફન આપવામાં આવ્યું, ત્યાર પછી જનાઝહ શરીફને કબરના કિનારા ઉપર મૂકી દેવામાં આવ્યો. એક–એક જમાઅત હુજરએ શરીફામાં દાખલ થતી હતી અને એકલા નમાઝ પઢીને બહાર આવી જતી હતી. કોઈ–કોઈની ઈમામત ન કરતું હતું. દરેક અલગ– અલગ રીતે પોતાની નમાઝ પઢી પાછા ફરતા હતા.

શમાઈલે તિરમિઝીમાં એક રિવાયતમાં હઝરત અબૂબક્ર (રદિ.)થી આ પ્રમાણેજ નમાઝ પઢવાનો હુકમ નકલ કરવામાં આવ્યો છે.

[સીરતે મુસ્તફા ભાગ–૩ પેજ નં. ૧૮૬–૧૮૭]

## ૨૨. આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની નમાઝે જનાઝા ખુલફાએ રાશિદીને કેમ ન પઢાવી ?

**સવાલ :** ઊપરોકત જવાબના અનુસંધાનમાં હઝરત અલી (રદિ.)એ ગુસલ આપ્યું હતું, તેમજ બીજા સહાબા (રદિ.)એ પાણી નાંખ્યું હતું. તો આવા મુખ્ય કાર્ય (ગુસલ) વખતે આપણાં પ્રથમ ખલીફા હઝરત અબૂબક્ર (રદિ.), બીજા ખલીફા હઝરત ઉમર (રદિ.), ત્રીજા ખલીફા હઝરત ઉસ્માન

(રદિ.) કયાં હતા ? આ પ્રસંગે તેઓ હાજર શા માટે હતા નહીં ?

બીજું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની જનાઝાની નમાઝ "બા—જમાઅત" પઢાઈ ન હતી, સહાબાઓ એકલા પઢી આવતા હતા, તો શા માટે આવું કરવાની જરૂરત પઢી ? શું આપ (સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ)એ વસીય્યત કરી હતી કે મારી જનાઝાની નમાઝ બા—જમાઅત ન પઢવી ?

મારા વાંચવામાં આવ્યું છે કે હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના કફન—દફનમાં હઝરત અલી (રદિ.) સહિત માત્ર સાત સહાબાઓ હાજર હતા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની જનાઝાની નમાઝ હઝરત અલી (રદિ.)એ પઢાવી હતી.

આ દરેક હકીકત નીચેની કિતાબોમાં છે જેના નામો મેં જણાવ્યા છે. ઉપરાંત સાત સહાબાઓના નામ પણ કિતાબોમાં જણાવ્યા છે. તો નીચે જણાવેલ કિતાબોનો આપ અભ્યાસ કરી સાચો જવાબ મોકલવા મહેરબાની કરશો.

[કિતાબોના નામ : કન્ઝુલ ઉમ્માલ, રવઝતુલ અહબાબ, તારીખે અબુલ ફીદા, નયાવતુલ ઉકૂલ, તારીખે ઈબ્ને અલ વરબી, તારીખે ખમાસ, ઈસ્તીઆબ અને અલ ફારૂક]

**જવાબ** : મુસ્તહબ એ છે કે મય્યિતને ગુસલ આપનાર તેનો નજીકનો રિશ્તેદાર હોય અને જો તે ગુસલની રીત જાણતો ન હોય અથવા સારી રીતે ગુસલ આપી ન શકતો હોય તો અન્ય અમાનતદાર અને પરહેઝગાર મુસલમાન ગુસલ આપે. [ઉમ્દતુલ ફિકહ : ભાગ—૨ પેજ નં. ૪૯૭]

જ્યાં સુધી મુસલમાનોમાં દીનદારી તેમજ શરીઅત ઉપર સંપૂર્ણ અમલનો રિવાજ રહયો ત્યાં સુધી મય્યિતને ગુસલ આપવા કુટુંબીઓ જ આગળ આવતા અને પોતાની આ ફર્ઝ બજાવતા. સહાબાએ કિરામ (રદિ.)ના જમાનામાં પણ આ મુજબ જ અમલ રહયો અને ત્યાર પછી પણ એ પ્રમાણે અમલ થતો રહયો. આજના યુગમાં જ્યારે મુસ્લિમોમાં દીન બાબત જ્યાં બીજી કમઝોરીઓ આવી ત્યાં એક કમઝોરી આ પણ આવી કે પોતાના

મય્યિતના ગુસલ માટે પારકાઓનો સહારો લેવા લાગ્યા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમને ગુસલ આપવા માટે દરેક સહાબી તૈયાર હતા. ચાહે તે અબૂબક્ર (રદિ.) યા ઉમર (રદિ.) યા ઉસ્માન (રદિ.) હોય અથવા અન્ય કોઈ સહાબી (રદિ.). પરંતુ શરીઅતે આપેલ તાલીમ મુજબ હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના કુટુંબીજનો આ ફરજ બજાવવાના વધુ હકદાર હતા અને તેઓએ પોતાની આ ફરજ બજાવી. હવે તેના ઉપર આ પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી કે આ કામ માટે હઝરત અબૂબક્ર (રદિ.), હઝરત ઉમર (રદિ.), હઝરત ઉસ્માન (રદિ.) કેમ આગળ ન આવ્યાં ? બલકે આ રીતનો પ્રશ્ન ઈસ્લામી તાલીમથી અજ્ઞાનતાની નિશાની છે.

જનાઝાની નમાઝ બાબત આપ પૂછો છો કે તે બા–જમાઅત કેમ પઢવામાં ન આવી ? તો એ બાબત આપને આગળ આપવામાં આવેલ જવાબમાં પણ ઈશારો કરવામાં આવ્યો હતો કે 'શમાઈલે તિર્મિઝી' માં એ રીતની રિવાયત મૌજૂદ છે કે હઝરત અબૂબક્ર (રદિ.)થી હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના જનાઝાની નમાઝ બાબત પૂછવામાં આવ્યું કે : "શું હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમની જનાઝાની નમાઝ પઢવામાં આવે ?" તો તેમણે જવાબ આપ્યો : "જી હાં !"

ફરી પૂછવામાં આવ્યું કે : "કેવી રીતે પઢવામાં આવે ?" તો જવાબ આપ્યો કે : "એક–એક જમાઅત હુજરહ શરીફહમાં દાખલ થઈ તકબીર કહે, દુઆ પઢે અને દુરૂદ પઢે પછી તેઓ નીકળી જાય અને બીજી જમાઅત દાખલ થઈ એ જ પ્રમાણે કરે, ત્યાં સુધી કે બધા લોકો ફારિગ થઈ જાય."

'શમાઈલે તિર્મિઝી' ની શરહ 'જમ્ઉલ્વસાઈલ' માં હઝરત અલી (રદિ.)થી નકલ કરવામાં આવ્યું છે કે : તેમણે ફરમાવ્યું કે "તમારામાંથી કોઈ હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ ઉપર પઢવામાં આવતી નમાઝે જનાઝાનો ઈમામ ન બને કારણ કે આપ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ જ તમારા ઈમામ છે, જિંદગીમાં પણ અને મૃત્યુ પછી પણ."

[જમ્ઉલ્વસાઈલ : ભાગ–૨ પેજ નં. ૨૭૨]

આપે તમારા વાંચનમાં આવેલ જે વાત લખી છે તે અમારી જાણમાં નથી. એ માટે આપે જે કિતાબોના હવાલાઓ ટાંકયા છે, મહેરબાની કરી તેના ભાગ અને પૃષ્ઠોનો પણ હવાલો લખશો. એમાંથી કેટલીક : જેમને 'કન્ઝુલ ઉમ્માલ, ઈસ્તીઆબ' મારી પાસે મૌજૂદ છે, તેમાં તમે લખેલા હવાલા મુજબ તલાશ કરી શકું. એમાંથી કેટલીક કિતાબો જેમ કે 'અબુલૂફિદા' વગેરે શિયાપંથની છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ર૩. મય્યતને દફનાવી ફરતે ઉભા રહી દુઆ માંગવું કેવું છે ?

**સવાલ** : અમારા શહેરમાં આ તરીકો છે કે મય્યતને કબરમાં દફન કર્યા પછી બધા માણસો કબરની ચારે બાજુ ઉભા રહી જાય છે અને હાથ ઉઠાવી બધા ભેગા મળી મય્યત માટે દુઆ કરે છે. આમાંથી જે વધારે જાણકાર (આલિમ અથવા દીનદાર) હોય તે દુઆ કરાવે છે અને બાકીના લોકો આમીન કહે છે.

સવાલ આ છે કે શું આવું કરવું જાઈઝ છે ? એના વગર એ પણ જણાવશો કે શું શરીઅતમાં મય્યતને દફન કર્યા પછી દુઆનું કરવું સાબિત છે ? અને અગર છે તો એનો તરીકો શું છે ?

**જવાબ** : હઝરત મુફતી સૈયદ અબ્દુર્રહીમ સાહબ લાજપૂરી (રહ.)એ ફતાવા રહીમિય્યહ ઉર્દૂ પેજ ૧૨૬ થી ૧૨૯ માં આ મસ્અલહની વિગતવાર છણાવટ કરી છે. તેમાંથી જ જરૂરી અંશો રજૂ કરવામાં આવે છે. દફન કર્યા પછી ભેગા મળી કબર પાસે દુઆએ મગ્ફિરત કરવું અને તિલાવત કરીને બક્ષવું વિના વાંધે જાઈઝ છે. હદીસ શરીફમાં છે : "જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ કોઈ મય્યતના દફન કાર્યથી ફારિગ થતા તો ત્યાં થોભતા અને ફરમાવતા કે પોતાના ભાઈ માટે અલ્લાહથી મગ્ફિરત તલબ કરો અને તેના માટે સાબિતકદમીની દુઆ કરો. કારણ કે અત્યારે તેનાંથી સવાલ કરવામાં આવશે." [અબૂ દાવૂદ શરીફ : ભાગ-૧ પેજ નં. ૯૫] હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે : "મેં હુઝૂર સલ્લલ્લાહુ

અલય્હિ વ સલ્લમને ફરમાવતા સાંભળ્યા કે જ્યારે તમારામાંથી કોઈનું મૃત્યુ થાય તો (શરઈ કારણ વગર) તેને ઘરમાં રોકી ન રાખો અને તેની દફનક્રિયામાં જલદી કરો અને (દફન પછી) સિરહાનાની જાનિબ સૂરએ બકરહની શરૂની આયતો (મુફલિહૂન સુધી) અને પગની તરફ સૂરએ બકરહની છેલ્લી આયત (આમનર રસૂલથી લઈ ખતમ સુધી) પઢવામાં આવે.'' [મિશ્કાત પેજ નં. ૧૪૯]

હઝરત અમ્ર ઈબ્ને આસ (રદિ.)એ છેવટની ઘડીમાં પોતાના સાહબઝાદહ હઝરત અબ્દુલ્લાહને વસિય્યત કરીકે : ''જ્યારે મારૂં મૃત્યુ થઈ જાય તો મારા જનાઝહની સાથે કોઈ ભેંકડો તાણનારી ઓરત તેમજ આગ ન રહે અને જ્યારે મને દફન કરી ચૂકો તો ધીરે ધીરે માટી નાખજો, પછી મારી કબરની પાસે એટલી વાર થોભજો જેટલી વાર ઊંટને ઝબહ કરી તેનું ગોશ્ત તકસીમ કરવામાં લાગે છે જેથી હું તમારાથી ઉન્સ (હૂંફ) મેળવું અને જાણી લઉં કે મારા પરવરદિગારના એલચીઓ (ફરિશ્તાઓ)ને શું જવાબ આપું છું.'' [મિશ્કાત શરીફ : પેજ નં. ૧૪૯]

મિરકાત શરહે મિશ્કાતમાં આ હદીસની ચોખવટ કરતા લખ્યું છે કે : ઊપરોક્ત હદીસમાં એમના આ શબ્દો 'કે પછી મારી કબરની પાસે થોભજો' આ થોભવું એટલા માટે છે કે મય્યતના માટે સાબિતકદમી વગેરેની દુઆ કરવામાં આવે.'' આગળ કહયું છે કે : ''જેથી હું તમારાથી ઉન્સ (હૂંફ) મેળવું કિંવા તમારી દુઆ, તમારા ઝિક્ર અને તમારી તિલાવત તેમજ તમારા ઈસ્તિગફારથી (હૂંફ મેળવું).'' [મિરકાત શર્હે મિશ્કાત : ભાગ-૪ પેજ નં. ૮૧]

મિરકાતમાં એક બીજી હદીસ પણ છે કે : ''હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ જ્યારે કોઈ આદમીની દફનક્રિયાથી ફારિગ થતા તો ત્યાં થોભતા અને ફરમાવતાં કે પોતાના ભાઈના માટે અલ્લાહથી મગ્ફિરત માંગો અને તેના માટે સાબિત કદમીની દુઆ માંગો કે અત્યારે તેનાથી સવાલ કરવામાં આવશે.'' [મિરકાત : ભાગ-૪ પેજ નં. ૮૧]

કિફાયતુલ મુફતીમાં એક સવાલમાં અબૂ દાવૂદ શરીફની હદીસ (જે અમારા જવાબના શરૂમાં નકલ થઈ ચૂકી છે) બાબત પૂછવામાં આવ્યું છે કે : ''આ હદીસથી દુઆએ મગ્ફિરત ભેગા મળીને માંગવું સાબિત થાય છે

અથવા એકલા એકલા ?" તેના જવાબમાં હઝરત મુફતી કિફાયતુલ્લાહ સાહબ (રહ.) લખે છે : "હાં ! આ હદીસથી એવું જણાય છે કે બધા હાજરજનો એક સાથે દુઆ કરતા હતા, કારણ કે દફનક્રિયાથી ફારિગ થવા પછી પાછા ફરવાનો મોકો હતો, પરંતુ આ હદીસથી જણાયું કે હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ પાછા ફરવાને બદલે થોભી જતાં હતાં અને મય્યતની મગ્ફિરત તેમજ સાબિતકદમી માટે પોતે પણ દુઆ કરતા હતાં અને હાજરજનોને પણ તે વેળા દુઆનો હુકમ આપતા હતાં. કારણ કે 'અત્યારે તેનાંથી સવાલ કરવામાં આવશે' આ શબ્દો એની દલીલ છે, માટે થોડી વાર માટે બધાનું થોભી જવું અને હાજરજનોને તે વખતે દુઆ તેમજ ઈસ્તિગફારનો હુકમ કરવું અને બધાનું ત્યાં મવજૂદ રહેવું અને તે સમયનું મુન્કર-નકીરના સવાલનો સમય હોવું એ વાતની દલીલ છે કે બધા હાજરજનોની દુઆ એક જ સમયે ભેગા મળી થતી હતી અને આજ રીત મઅમૂલ (કિંવા અમલી) અને મુતવારીસ (કિંવા પહેલાંથી ચાલતી આવેલી) છે. પરંતુ એટલું યાદ રહે કે આ ભેગા મળવું જે હદીસથી સાબિત છે ખાસ દુઆ માટે નથી, બલકે ખરેખર તો દફનના માટે ભેગા મળ્યા હતા અને ઉપરોકત કારણોસર તે વખતે દુઆ પણ સમૂહમાં થઈ ગઈ."

[કિફાયતુલ મુફતી : ભાગ-૪ પેજ નં. ૫૯/૬૦]

ઉપરોકત હવાલાઓથી સ્પષ્ટ સાબિત થાય છે કે દફન કર્યા પછી ઈસાલે સવાબ રૂપે કાંઈક પઢવું અને ભેગા મળી દુઆ કરવું સાબિત છે. અલબત્ત દફન કર્યા પછી મય્યતના ઘરે ભેગા થવું અને ઈસાલે સવાબ રૂપે ફાતિહા વગેરે પઢવું બિદઅત છે. બલકે દફન કર્યા પછી દરેક માણસ પોતાના કારોબારમાં લાગી જાય.

[મરાકીલ ફલાહ : પેજ નં. ૧૨૦, શામી : ભાગ-૧ પેજ નં. ૮૪૨,
ફતાવા રહિમિય્યહ ઉર્દૂ : ભાગ-૫]

અલબત્ત એટલું યાદ રહે કે આ દુઆને જરૂરી અને વાજીબ સમજવામાં ન આવે અને કોઈ એમાં શરીક ન થતું હોય તો તેની ટીકા ન કરવામાં આવે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## ૨૪. બેસેલી કબરને પુરાવી શકાય.

**સવાલ** : કબર બેસી ગઈ હોય તો તેને પુરાવી શકાય કે નહીં?

**જવાબ** : કબર બેસી ગઈ હોય તો તેના ઉપર જરૂરત મુજબ માટી નાંખી દુરૂસ્ત કરી શકાય છે. [ફતાવા મહમૂદિય્યહ : ભાગ–૨ પેજ નં. ૩૯૬, અહસનુલ ફતાવા : ભાગ–૪ પેજ નં. ૨૦૩]

## ૨૫. કબર પુરાવા માટે કઈ જમીનની માટી લઈ શકીએ ?

**સવાલ** : મારા છોકરાની કબર બેસી ગઈ છે જેમાં મારે માટી પુરાવવી છે. એ માટી સરકારી જગામાંથી લઈ શકાય કે માલિકીની જમીનમાંથી લેવી પડશે ? માલિકીની જમીન પોતાની નથી, દાદાની છે તેમાંથી પુરાવે તો ચાલે ?

**જવાબ** : સરકારી જમીનમાંથી માટી લેવાથી આમ લોકોને કોઈ તકલીફ ઉભી થતી નથી અને તેઓ માટે નુકસાનકર્તા નથી તો વાંધો નથી અને જો એવું કરવામાં તેઓને અવરજવરમાં અથવા બીજી રીતે નુકસાન થાય છે તો ઈજાઝત નથી. [આલમગીરી : ભાગ–૫ પેજ નં. ૩૭૨] માલિકીની જમીનમાંથી માલિકની રજા લઈ (ચાહે તે દાદા હોય કે પારકો માણસ હોય) માટી લઈ શકાય છે.

## ૨૬. કબ્રની ઝિયારતનો સાચો તરીકો કયો છે ?

**સવાલ** : કબ્રની ઝિયારતનો સાચો તરીકો કયો છે ? શું કબ્ર પાસે ચાલીને જવાની માનતા જાઈઝ છે ?

**જવાબ** : મોઅમિનીનની કબ્રોની ઝિયારત અને તેઓ માટે દુઆ કરવું મુસ્તહબ છે. હઝરત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમના જમાનાથી લઈ આજ સુધી તમામ ઉમ્મતનો એના ઉપર અમલ છે. ઝિયારતે કબ્રથી દિલ નરમ થાય છે, મોત યાદ આવે છે, મુર્દાઓ માટે દુઆ અને ઈસ્તિગફાર થાય છે, દુનિયાને ફાની જાણે છે, અન્ય પણ ઘણાં ફાયદા છે,

અઠવાડીયામાં એક દિવસ ઝિયારતે કબ્ર મુસ્તહબ છે. જુમ્આ અથવા શનિ અથવા સોમ અથવા જુમેરાતના દિવસે કબ્રની ઝિયારત મુસ્તહબ છે. સૌથી અફઝલ જુમ્આનો દિવસ અને સવારનો સમય છે.

રિવાયતોમાં છે કે જ્યારે કોઈ માણસ પોતાના ઓળખીતા મુસલમાન ભાઈની કબ્ર પાસે જાય છે અને સલામ કરે છે ત્યારે મય્યિત તેને ઓળખે છે, મુહબ્બત કરે છે અને સલામનો જવાબ આપે છે અને જો દુનિયામાં તેને ઓળખતો ન હતો, તો પણ ખુશ થાય છે અને સલામનો જવાબ આપે છે. હઝરત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ હર વરસ શુહદાએ ઉહુદની ઝિયારત માટે જતા હતા. [ઉમ્દતુલ ફિકહ : ભાગ-૨ પેજ નં. ૫૩૯]

કબ્રની ઝિયારત માટે જ્યારે કબ્રસ્તાનમાં પહોંચે ત્યારે અંદર દાખલ થતી વેળા આ દુઆ પઢે :

અસ્સલામુ અલયકુમ દાર કવમિમ મુઅમિનીન વ ઈન્ના ઈન્શાઅલ્લાહુ બિકુમ લાહિકૂન વ નસ્અલુલ્લાહ લના વલકુમુલ આફિયહ.

કેટલીક રિવાયતોમાં આ પ્રમાણે પણ છે : અસ્સલામુ અલયકુમ યા અહલલ કુબૂર, યગ્ફિરુલ્લાહુ લના વ લકુમ અન્તુમ સલફુના વ નહ્નુ બિલ્અષર.

અને જ્યારે કોઈ ચોક્કસ કબ્ર ઉપર પહોંચે તો પગોના તરફથી જઈને મય્યિતના મોઢા સામે એવી રીતે ઊભો રહે કે તેની પીઠ કિબ્લહ તરફ હોય અને મોઢું મય્યિતની તરફ રહે, સિરાણા તરફથી ન આવે, અને આ હુકમ ત્યારે છે જ્યારે કે એના ઉપર આસાનીથી અમલ કરવું શકય હોય, નહીં તો જે તરફથી પણ આવે અને જ્યાં પણ ઊભા રહેવાની જગ્યા હોય, તે મુજબ અમલ કરે તો વાંધો નથી, અને ઉપર પ્રમાણેના સલામના શબ્દો કહ્યા પછી તવફીક મુજબ કુર્આનની તિલાવત કરે. બેહતર એ છે કે કબ્રસ્તાનની આમ ઝિયારત વખતે કબ્રસ્તાનમાં કોઈ પણ જગ્યાએ ઊભા રહી અને જ્યારે કોઈ ચોક્કસ કબ્રની ઝિયારત કરવી હોય, તો ત્યાં ઉપર જણાવેલ રીત મુજબ ઊભા રહી “સૂરએ ફાતિહા, સૂરએ બકરહની” શરૂ “અલિફ લામ મીમ”થી લઈ “હુમુલ મુફલિહૂન” સુધી અને છેવટ “આમનર્રસૂલ”થી

લઈ "સૂરએ બકરહ" પૂરી થવા સુધી, "આયતલ કુરસી, સૂરએ યાસીન, સૂરએ તબારક અને સૂરએ અલ્હાકુમુત્તકાષુર" એક–એક વાર અને "કુલ હુવલ્લાહ શરીફ" ત્રણ અથવા સાત અથવા અગિયાર અથવા તેર વાર પઢે અને એનો સવાબ મુર્દાઓને બખ્શે. સવાબ પહોંચાડવા માટે આ પ્રમાણે કહે :

"અય અલ્લાહ ! કલામે પાકમાંથી હું જે કંઈ પઢયો તેનો સવાબ આ કબ્રવાળી રૂહને અથવા આ કબ્રસ્તાનમાં દફન થયેલ તમામ મોઅમિન મરદો અને ઓરતોની રૂહને પહોંચાડી આપ."

[ઉમ્દતુલ ફિકહ : ભાગ–૨ પેજ નં. ૫૪૦ ઉપરથી]

ત્યાર પછી મુરદાઓ માટે મગફિરતની દુઆ કરે. દુઆ કરતી વખતે કિબ્લહ તરફ મોઢું કરી લેવું બેહતર છે. [શામી : ભાગ–૧ પેજ નં. ૬૬૫, ૬૬૬]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણકાર છે.

# (૨૫) શહીદ

## ૧. એવી બીમારીઓ જેનાથી શહીદનો મરતબો મળે છે.

**સવાલ** : એવી કેટલી બીમારીઓ છે કે તે બીમારીના કારણે ગુજરી જાય તો શહીદનો મર્તબો મળે છે. કોઈ હદીસની કિતાબોમાં તેના નામ આપેલ છે, પરંતુ અમારા ધ્યાનમાંથી નીકળી ગયેલ છે.

**જવાબ** : મિશ્કાતમાં બુખારી–મુસ્લિમની એક રિવાયત મવજૂદ છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું કે : "શહીદ પાંચ છે. (૧) જે તાઉન (પ્લેગ)ની બીમારીમાં મરણ પામે. (૨) જે પેટની બીમારીમાં મરણ પામે. (૩) જે ડૂબી જવાથી મરણ પામે. (૪) જે કોઈ ઈમારત પડી જવાથી દબાઈને મરણ પામે. (૫) જે અલ્લાહના રસ્તામાં જાન આપે." [પેજ નં. ૧૩૫] એ જ પ્રમાણે જે ઓરત હમલને લઈને મરણ પામે, આગમાં સપડાઈ બળી જવાથી મરણ પામે, સવારી ઉપરથી પડી

જવાથી મરણ પામે [શામી : ભાગ-૧ પેજ નં. ૬૭૩] એ સિવાય પણ કેટલાક કારણો છે જેના ઉપર શહાદતનો સવાબ મળે છે.

# (૨૬) ઈસાલે સવાબ

## ૧. ઈસાલે સવાબની જાઈઝ રીત.

**સવાલ** : મારા દાદા ઈન્તિકાલ પામી ગયા છે. મરહૂમને માટે ફાતિહા પઢવું હોય તો કેવી રીતે પઢવું ? અમારા ત્યાં ફાતિહા પઢવાનો રિવાજ કંઈ અલગજ છે. અમારે ત્યાં ફાતિહા જલેબી, હલવા વગેરે પર આપે છે અને તેમાં ટાઈમ ખાસ કરીને અસર પછી જ આવે છે. તો મરહૂમને ફાતિહા કેવી રીતે આપવો તથા કબ્રસ્તાન જઈ તેમની કબ્ર આગળ શું પઢવું ? કેવી રીતે પઢવું ?

**જવાબ** : કોઈ પણ નેકીનું કામ કરી ચાહે તે કુર્આને પાકની તિલાવત હોય અથવા તસ્બીહ યા દુરૂદ શરીફ વગેરે અથવા સદકહ તેમજ નફલ ઈબાદતોનો સવાબ અન્ય કોઈ વ્યક્તિને બખ્શવું અહલે સુન્નત વલ જમાઅતના અકીદહ મુજબ જાઈઝ અને દુરૂસ્ત છે. [દુર્રે મુખ્તાર, શામી : ભાગ-૨ પેજ નં. ૨૭૬] પરંતુ ઈસાલે સવાબ માટે કોઈ ચોક્કસ રીતને જરૂરી ઠેરવવું અથવા સમજવું નાજાઈઝ અને બિદઅત છે. ખાવાની વસ્તુ સામે મૂકી તેના ઉપર કુર્આનની આયાતો પઢવું અને તેને ફાતિહાનું નામ આપવું શરઈ રૂએ સાબિત અને જાઈઝ નથી. કોઈ પણ ચોક્કસ દિવસ અથવા સમય અથવા જગ્યા અથવા રીત અથવા વસ્તુની પાબંદી કર્યા વગર ઉપર શરૂમાં જણાવ્યા મુજબ ઈસાલે સવાબ કરી શકાય છે. કબ્રસ્તાનમાં ઝિયારત માટે જ્યારે જાઓ તો દાખલ થતી વેળા **અસ્સલામુ અલયકુમ દાર કવ્મી મુઅમિનીન વ ઈન્ના ઈન્શાઅલ્લાહુ બિકુમ લાહિકૂન** કહી કબ્રસ્તાનવાળાઓને સલામ કરે, ત્યાર પછી જે કબરની ઝિયારત કરવી મકસદ હોય તેની પાંઈન્તી તરફ, કિબ્લા તરફ પીઠ કરી ઉભો રહી દુઆ

કરે. સૂરએ યાસીન તેમજ સૂરએ ફાતિહા તથા સૂરએ બકરહની શરૂ તેમજ છેવટની આયતો તેમજ આયતુલકુર્સી અને સૂરએ તબારક અને સૂરએ ઈખ્લાસ ૧૨ વખત પઢી તેનો સવાબ કબરવાળાને બખ્શી દે.

[દુર્રે મુખ્તાર, શામી ભાગ-૧ પેજ નં. ૬૬૫-૬૬]

## ૨. સામુહિક રૂપે ઈસાલે સવાબનો શરઈ હુકમ.

**સવાલ** : અમારા ગામમાં ઘણાં વર્ષો પહેલાં શરઈ બાબતે કુરિવાજો ચાલતા હતા. દા.ત. ઉર્સ કરવું, શાદીમાં પીઠી લગાવવી, વરઘોડો કાઢવો, રાત્રે દુલ્હાને ઘોડા પર બેસાડી ફેરવવું જેને લોક ભાષામાં ફુલકું કહે છે. નિકાહના સમયે દુલ્હાની ભાભીએ નિકાહની દાવત માટે ઘરે ઘરે ફરી નિકાહની દાવત આપવી. એ જ પ્રમાણે મરણ વખતે ત્રીજું, ચાલીસું, છ માસિક (છમાઈ), વર્ષી કરવી. એમાંથી ગામે ગામથી સગા સંબંધીઓને બોલાવી દાવત મૈયતવાળા કરતા હતા અને મૈયત થાય તો દિવસ, તારીખ નક્કી કરી મદ્રસાના તલબાને બોલાવી ખતમ પઢાવતા હતા. તે પછી તેમની દાવત થતી હતી. અલ્લાહના ફઝલ અને બુઝુર્ગોની કોશિશથી આ બધી ગેર શરઈ રસ્મો ખતમ થઈ ગઈ છે.

હાલ આ પ્રથા શરૂ થઈ છે કે અગર ગામમાં મૈયત થાય છે તો મસ્જિદના બોર્ડ પર એલાન લખી યાસીન શરીફનો ખતમ થાય છે. જેમાં ઈમામ સાહબનું બેસવું જરૂરી ઠેરવે છે અને અમુક ભાઈઓ મસ્જિદમાં યાસીન શરીફ સાથે ઘર બહારના સગાઓને દાવત કે પીણાનો ઈન્તિઝામ કરે છે. આ બાબતે શરઈ હુકમ શું છે ? તે જણાવવા વિનંતી.

**જવાબ** : સમાજમાં બિદઅતોની ઉત્પત્તિઓ તેનો પ્રસાર અને પ્રભાવ, તેની મહત્ત્વતા એક દિવસમાં આ બધું નથી થઈ જતું, બલકે એક બિદઅતને કોઈ સમાજમાં પગ પેસરો કરી પોતાનો પ્રભાવ પાથરતા લાંબો સમય લાગે છે. શરૂ શરૂમાં એક કામ સામાન્ય અને સારૂં સમજી ચાલુ કરવામાં આવે છે. જેણે તેને કર્યું તેના દિલમાં પણ એના જરૂરી હોવાનો કોઈ ખ્યાલ હોતો નથી. પછી તેને જોઈ બીજી વ્યક્તિ પણ એવું કરવા પ્રેરાય છે અને ધીરે ધીરે એ

કામ સમાજમાં પોતાનું એક મહત્વ મેળવી લે છે અને લોકો પણ શરઈ હુકમોથી પોતાની અજાણતા અને જહાલતને લઈ તેને જરૂરી સમજવા લાગે છે. આપના લખવા મુજબ યાસીન શરીફના ખતમ માટે કોઈક ભાઈએ મસ્જિદના બોર્ડ પર દરખાસ્ત રૂપે લખી તેની શરૂઆત કરી હશે. તેના દેખાદેખી બીજા ભાઈઓ પણ એવું કરવા પ્રેરાયા. કારણ કે આજ કાલ માણસને પોતાને તો એટલો સમય મળતો નથી કે પોતાના તરફથી કાંઈક પઢી રોજ પોતાના રિશ્તેદારો તેમજ અન્ય માણસોને સવાબ રૂપે બખ્શે. એટલે તેને આ સૂરત ઘણી જ સારી અને સરળ દેખાય છે કે અન્ય લોકોને આ રીતે ભેગા કરી પોતાના ખ્યાલથી પોતાના મર્હૂમ રિશ્તેદારોનો હક્ક અદા કરી છુટા થઈ જવું.

બહરહાલ પૂછેલી સૂરત બિદઅત જ છે, કારણ કે ઈમામ સાહબનું બેસવું જરૂરી સમજવામાં આવી રહ્યું છે. તેનો મતલબ એ થયો કે એ ખતમ પણ જરૂરી સમજવામાં આવી રહ્યું છે. સાથે જ જ્યારે પોતાના ઘરે દાવત તથા પીણાની વ્યવસ્થા પણ થવા લાગી છે. જે આગળ જતા કયાં પહોંચશે તે તો અલ્લાહ જ જાણે ? આ બધી નિશાનીઓ બિદઅતની છે. ઉપર છેલ્લી નજરે જોતા ભલે એવું લાગતું હોય કે માત્ર મસ્જિદના બોર્ડ ઉપર જ એલાન લખવામાં આવ્યું છે. પરંતુ અગર આપ તપાસ કરશો તો જણાશે કે એની સાથે સાથે પોતાના દોસ્તો અને બિરાદરો અને ઓળખીતાઓને જબાની દાવત પણ ચલાવવામાં આવે છે. સાથે જ ખતમનું એલાન કરાવનાર વ્યક્તિ એ વાતનું પણ ધ્યાન રાખે છે કે કોણ એમાં આવ્યું અને કોણ ગેર હાજર રહ્યું ? અને એની આ જ તકેદારીને મનમાં રાખી કેટલાય ઓળખીતાઓ એવું વિચારે કે, હું નહીં બેસું તો પેલાને ખોટું લાગશે. સમય ન હોવા છતાં અથવા દિલ ન ચાહતું હોવા છતાં બેસે છે અને કેટલાય તો એવા હોય છે જે બેસ્યા પછી પણ યાસીન પઢતા નથી. માત્ર હાજરી જ પુરાવે છે. આ બધા તે કારણો છે જેને લઈ ફુકહા આવા પ્રોગ્રામોથી મનાઈ ફરમાવે છે. જ્યારે શરમ ખાતર બેસવાનું થયું તો અગર પઢયો તો પણ એના ઉપર સવાબ મળશે નહીં. જ્યારે એને જ સવાબ નહીં મળે તો બખ્શવાનો શું છે ? કુવામાં જ

જ્યારે પાણી નથી તો હવાડામાં પાણી કયાંથી આવશે ? માટે એ રીત છોડીને અગર ઈસાલે સવાબ બીજાઓ પાસે કરાવવો જ છે તો હઝરત હકીમુલ ઉમ્મત (રહ.)એ બતાવેલ સાદી, સરળ અને ઈખ્લાસથી ભરપૂર હર તરહની શંકાથી ખાલી રીત અપનાવવામાં આવે. આપની બતાવેલ રીત ફતાવા રહીમિય્યહમાં નકલ કરવામાં આવી છે. ફરમાવે છે કે : "જેવી રીતે આજ કાલ કુર્આન શરીફ પઢી ઈસાલે સવાબ કરવામાં આવે છે. એ રિવાજી રીત તો સહીહ નથી. હાં, ખાસ ખાસ દોસ્તોથી કહી દેવામાં આવે કે તેઓ પોત પોતાની જગ્યાએ તૌફીક મુજબ પઢી સવાબ પહોંચાડી દે. બાકી સામૂહિક રૂપ એને પણ આપવામાં ન આવે. (પોત પોતાની જગ્યાએ) ત્રણ વાર કુલ્હુવલ્લાહ શરીફ જ પઢીને બખ્શી આપે, જેનાથી એક કુર્આનનો સવાબ મળી જશે. સામૂહિક રૂપે દસ કુર્આન ખતમ કરવાની તુલનામાં આ બેહતર છે. કારણ કે તેમાં મોટા ભાગે મૈયતવાળાઓને દેખાડવા ખાતર જ પઢવામાં આવે છે. અલ્લાહ તઆલાને ત્યાં થોડું અને વધારે જોવામાં નથી આવતું. ખુલૂસ અને નિય્યત જોવામાં આવે છે."

[અનફાસે ઈસા : ભાગ–૧ પેજ નં. ૨૧૫,
અઝ ફતાવા રહીમિય્યહ : ભાગ–૧ પેજ નં. ૩૯૧–૩૯૨]

## ૩. ઈજતીમાઈ ઈસાલે સવાબનો શરઈ હુકમ. રસ્મ-રિવાજથી બચવાની ઉત્તમ રીત.

**સવાલ :** અહીં ગામમાં અમારી સંસ્થા મદ્રેસો ચલાવે છે. છ ઉસ્તાદો છે. એમાં અમુક સારી સ્થિતિના કહેવાય અને અમુક ગરીબો છે. હવે વર્ષોથી ગામમાં પેસી ગયેલા રિવાજના આધારે તેઓ કોઈ વ્યક્તિ ગુજરી જાય, તેના ત્રીજા દિવસે ઝિયારતના નામથી પ્રથમ જુમેરાતના, જુમ્આના ચાલીસ દિવસે, છ માસ કે વરસીએ રિવાજના આધારે કે ગલત અકીદાથી ખવડાવે છે અને તેમાં આપણાં ઉસ્તાદોને દાવત આપે છે. હવે જાય તોય ઉપાધી, ન જાય તોય ઉપાધી.. એ જ રીતે ગામમાંથી મર્હૂમના ઘરે ફાતેહા માટે બુલાવે છે, તો મેં બાળકોને મોકલવાની ના જ પાડી છે. પરંતુ આવા ફીકસ દહાડાઓમાં

મદ્રેસામાં જ ખત્મ રખાવી, સિન્ની વહેંચવામાં આવે છે. જેમાં બધા બાળકો ખાય છે. આ રીતે ખતમ પઢાવવું દુરૂસ્ત છે ? આ સિન્ની ખાવી માલદાર છોકરાઓ માટે જાઈઝ છે ? મઝકૂર દાવતમાં ઉસ્તાદો શામેલ થઈ શકે ? કમીટી અટકાવી શકે ? બીજા મર્હૂમોના ઈસાલે સવાબ માટે ફીકસ તારીખ ગલત અકીદા સાથે મસ્જિદના બોર્ડ ઉપર એલાન લખાવી, મસ્જિદમાં યાસીન શરીફ, કુર્આન શરીફનો ખત્મ પઢવાની ઈજાઝત આપી શકાય ? ઘણી વખત ગામના કોઈ મોહસીન, મુરબ્બી અથવા આલિમેદીન બહાર ગામમાં કે વિદેશમાં ગુજરી જાય તો મર્હૂમના ઈસાલે સવાબ માટે કોઈ ચોક્કસ દિવસ નક્કી કર્યા વગર ખત્મે યાસીન પછી મસ્જિદમાં મર્હૂમને સવાબ પહોંચાડવામાં આવે છે. આ રીત સહીહ છે ?

**જવાબ** : ઈસાલે સવાબ, કિંવા મૈયતને સવાબ બખ્શવું ઘણું જ સારૂં કામ છે. ચાહે નમાઝ પઢીને હોય અથવા ગરીબો, મોહતાજોને ખાવું કપડું વગેરે આપીને હોય. પરંતુ ત્રીજું, દસમું, વીસમું, ચાલીસમું, વરસી વગેરે શરઈ રૂએ સાબિત નથી. ઈસાલે સવાબ માટે શરીઅત તરફથી કોઈ ચોક્કસ દિવસ અથવા તારીખ નક્કી કરવામાં આવી નથી. માટે ઈસાલે સવાબ કરનારનું પોતાના તરફથી કોઈ ચોક્કસ દિવસ અથવા તારીખને નક્કી કરવું, શરીઅતના હુકમોમાં એક પ્રકારની દખલગીરી હોવાને લઈ જાઈઝ નથી, બલકે બિદઅત અને રસ્મ છે. જેને છોડવું જરૂરી છે. એ પ્રકારનું ખાણું ખાવું જાઈઝ નથી. [ફતાવા મહમુદિય્યહ : ભાગ-૬ પેજ નં. ૧૪૪-૧૪૫]

આપના ત્યાં આપના લખવા મુજબ એવા ખાણાં માટે મકતબના ઉસ્તાદોને પણ દાવત આપવામાં આવે છે. તેઓનું એવી દાવતોમાં શરીક થવું વધારે નુકશાનકારક અને ખતરનાક છે. કારણ કે તેઓ આલીમ હોવાને લઈ તેઓના એવી દાવતમાં શરીક થવાથી અજાણ અને જાહિલ લોકો એવું સમજશે કે એ ખાણું જાઈઝ છે અને એના લઈ બિદઅતને વધારે પૃષ્ટી મળશે. જે સખ્ત ગુનાહિત કૃત્ય છે. તેઓ મકતબના મુદર્રીસ હોવાને લઈ અગર નથી જતા તો પણ તેમના માટે મુશ્કીલ છે. જેમ કે આપ લખો છો કે જાય તો પણ ઉપાધી ન જાય તો ઉપાધી. તેનો ઉકેલ એ છે કે આપ કમીટીના ઝીમ્મેદાર

સભ્યો સૌ પ્રથમ તો એવા ખાણાંઓના નાજાઈઝ હોવા બાબત આપણા ઉલમા અને મુફતીયાને કીરામના જે ફત્વાઓ છે, તેનાથી સૌ લોકોને આગાહ અને જાણકાર કરી આપો. ત્યાર પછી કમીટી જ એવો ઠરાવ પાસ કરે કે મકતબના મુદર્રીસોએ એવી દાવતમાં જવું નહીં. હવે અગર કોઈ મુદર્રીસને દાવત આપે તો મુદર્રીસ તેને જવાબ આપી દે કે આવી દાવત શરઈ રૂએ જાઈઝ ન હોવાની સાથે કમીટી તરફથી પણ એમાં શરીક થવાની મનાઈ છે અને આ રીતે આપની કમીટીનો એ ઠરાવ મુદર્રીસ માટે આ પ્રકારની દાવતોમાં શરીક ન થવા માટે મદદગાર સાબિત થશે અને એ રીતે આવી બિદઅતો અને રિવાજોને મિટાવવા અને ખત્મ કરવા ઉપર જે ખુસૂસી અને મહાન સવાબ છે. તેમાં આપ કમીટીવાળાઓ પણ શરીક થશો.

એ જ પ્રમાણે એવા નક્કી દિવસોમાં મદ્રેસામાં ખત્મ કરાવી, શીરીની વહેંચવું પણ બિદઅત અને રસ્મ હોવાને લઈ જાઈઝ નથી. એ બાબત પણ આપની કમીટી આગળ ઉપર જણાવેલ ઈલાજ અપનાવી શકે છે. એવી શીરીની પણ કુર્આન પઢવાના મહેનતાણાંનો શુબહ હોવાને લઈ ખાવું જાઈઝ નથી. એના ઉકેલ રૂપે ઉપર જણાવેલી રીત અપનાવાની સાથે એવું પણ કરી શકાય છે કે વર્ષમાં બે ત્રણ વખત કોઈ તારીખ અથવા દિવસ નક્કી કર્યા વગર મકતબના બાળકો અને મુદર્રીસો કુર્આન શરીફ પઢી ગામના બધા જ મર્હૂમોના માટે ઈસાલે સવાબ કરી આપે. અલબત્ત એ માટે પણ તકેદારી રાખવી જરૂરી રહેશે. એવું ન થાય કે આગળ જતા એ પણ એક રસ્મનું રૂપ ઈખ્તિયાર કરી લે.

એ જ પ્રમાણે મર્હૂમોના ઈસાલે સવાબ માટે ચોક્કસ દિવસ અથવા તારીખ મસ્જિદના બોર્ડ ઉપર એલાન લખાવી, મસ્જિદમાં કુર્આન અથવા યાસીનનું ખત્મ રાખવું બિદઅત અને રસ્મ છે. એનાથી પણ રોકવામાં આવે. એ રીતના ખત્મોના બદલે ઈસાલે સવાબ અને કુર્આન પઢીને બખ્શવાનો એક તરીકો હઝરત હકીમુલ ઉમ્મત મૌલાના અશરફઅલી થાનવી (રહ.)એ એવો બતાવ્યો છે જે આસાન, ઈખ્લાસથી ભરપુર અને શંકા કુશંકાઓથી મહફૂઝ છે.

ફરમાવે છે : "જે રીતે આજ કાલ કુર્આન પઢીને બખ્શવામાં આવે છે. તે રિવાજી સૂરત તો ઠીક નથી. અલબત્ત ખાસ ખાસ દોસ્તોને કહી દેવામાં આવે કે પોત પોતાની જગ્યાએ અલ્લાહ તઆલા જે તોફીક આપે તે પઢી સવાબ બખ્શી દે. બાકી સામૂહીક રીત એમાં પણ મુનાસીબ નથી. ત્રણવાર "કુલહુવલ્લાહ" શરીફ પઢીને બખ્શી આપવું, જેનાથી એક કુર્આન ખત્મ કરવાની તુલનામાં આ રીત બેહતર છે. કારણ કે ભેગા મળવાની સૂરતમાં મોટે ભાગે મૈયતના ઘરવાળાઓને દેખાડવું મકસૂદ હોય છે અને અલ્લાહ તઆલાના ત્યાં વધારે અને ઓછું જોવામાં નથી આવતું, બલકે ખુલૂસ અને નિય્યત જોવામાં આવે છે."

હુઝૂર સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ ફરમાવે છે : "મારો એક સહાબી એક મુદ ખજૂર ખૈરાત કરે અને બીજો કોઈ માણસ ઉહદ પહાડના બરાબર સોનું ખર્ચ કરે તો પણ તે સહાબીના દરજા સુધી પહોંચતો નથી. આ તફાવત માત્ર ખુલૂસના હોવા ન હોવાનો છે. કારણ કે જે ખુલૂસ એક સહાબીના અમલમાં હશે, તે અન્યના અમલમાં શક્ય નથી."

[ફતાવા રહીમિય્યહ : ભાગ–૧ પેજ નં. ૧૯૧–૧૯૨]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

### ૪. કુર્આનખ્વાની.

**સવાલ** : કુર્આનખ્વાની બાબત કે મકાતિબ મદ્રસાના બાળકોથી મર્હૂમના ઈસાલે સવાબ માટે કુર્આનખ્વાની કરાવવામાં આવે છે તો મજકૂર તરીકાથી મર્હૂમને એનો સવાબ મળે છે કે નથી મળતો ? જો ના મળતો હોય તો આવી રીતે દરેક જગ્યાએ ઘરે–ઘરે મોકલી છોકરાને કુર્આનખ્વાની કરાવાય છે જે માટે શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ** : પોતાની રીતે તિલાવત અથવા તસ્બીહ વગેરેનો સવાબ મય્યિતને પહોંચાડવું સાબિત છે. અલબત્ત ઈસાલે સવાબ માટે ભેગા મળવાનો એહતેમામ કરવો અને તેમાં રસ્મો વગેરે તેમજ મય્યિતના ઘરવાળાઓ તરફથી દઅવત અથવા શીરીનીનો પ્રબંધ એ બધું નાજાઈઝ અને બિદઅત

છે. [અહસનુલ ફતાવા : ભાગ-૧ પેજ નં. ૩૬૨] જો કોઈ જાતની રસ્મો રિવાજની પાબંદી વગર નાના બાળકો પણ ઈસાલે સવાબ કરશે તો તે સવાબ મય્યિતને પહોંચશે, એમાં વાંધો નથી. [ફતાવા મહમૂદિય્યહ ભાગ-૫ પેજ નં. ૧૫૦]

## ૫. ઈસાલે સવાબમાં સવાબ જેને બખ્શવામાં આવે છે તે દરેકને પૂરેપૂરો સવાબ મળે છે.

**સવાલ :** હું જ્યારે પણ અવ્વાબીનની નવાફિલ પઢું છું કે કલામુલ્લાહ શરીફની ૩૦ થી ૪૦ આયતો તિલાવત કરૂં છું તો તેનો સવાબ હઝરત આદમ (અલય્હિસ્સલામ)થી લઈને કિયામત સુધીના છેલ્લા મુઅમિન બંદા સુધી બધા જે હયાત છે– દુનિયામાં આવનાર છે– જે દુનિયાથી જતા રહેલા છે તે બધાને પહોંચાડુ છું. તો શું મારો સવાબ પહોંચાડવાનો આ તરીકો સહીહ છે ? આ રીતે બધાને પૂરે પૂરો સવાબ પહોંચી જશે કે વહેંચાઈ જશે ? અત્યાર સુધીની મારી માન્યતા એવી છે કે જેટલો સવાબ અમલ કરનારને મળે તે બધો સવાબ જેને સવાબ પહોંચાડે તેને પણ પહોંચે છે.

**જવાબ :** કુર્આન શરીફ વગેરે પઢી ઈસાલે સવાબ કરનારને પણ પઢવાનો અને ઈસાલે સવાબ કરવાનો સવાબ મળે છે. પઢીને અથવા સદકો ખયરાત કરીને બીજાને બખ્શનાર પોતે સવાબથી મહરૂમ નથી રહેતો. "શામી" માં છે કે જે માણસ નફલ સદકો કરી રહ્યો હોય તેણે જોઈએ કે બધાં જ મુસ્લિમ મર્દો અને ઓરતોને પોતાના સવાબમાં શામિલ કરી લે. તેઓને પણ સવાબ મળશે અને કરનારના સવાબમાં પણ કોઈ કમી થશે નહીં. [શામી : ભાગ-૧ પેજ નં. ૬૬૬] બલકે કેટલીક વાર તે વધારે સવાબનો હક્કદાર ઠરે છે.

હઝરત અલી (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમએ ફરમાવ્યું :

"જે આદમી કબ્રસ્તાન પાસેથી પસાર થયો અને તેણે ૧૧ વાર સૂરએ કુલહુ વલ્લાહ શરીફ પઢી તેનો સવાબ મુર્દાઓને બખ્શી આપ્યો તો તેને મુર્દાઓની સંખ્યા મુજબ સવાબ મળશે. સૂરએ યાસીન પઢી બખ્શવા માટે

પણ આ મુજબ જ સવાબ બતાવવામાં આવ્યો છે.

[દારે કુત્ની, તબરાની, દુર્રે મુખ્તાર, શામી]

આ માત્ર અલ્લાહ તઆલાનો ફઝલ છે, તેના ખઝાનામાં કોઈ વસ્તુની કમી નથી. એટલે જ કેટલાક મહાન બુઝુર્ગોનું માનવું છે કે નેકીઓનો જે સવાબ મુર્દાઓને બખ્શવામાં આવે છે તે વહેંચાયને પહોંચતો નથી, બલકે દરેકને પૂરેપૂરો સવાબ અલ્લાહ તઆલા આપે છે. "શામી" માં છે કે અલ્લામહ ઈબ્ને હજર મક્કી (રહ.)ને પૂછવામાં આવ્યું કે "એક માણસ સૂરએ ફાતિહા પઢી મુર્દાઓને બખ્શી આપે છે તો તે સવાબ તેઓને વહેંચાઈને મળશે અથવા દરેકને પૂરી સૂરએ ફાતિહાનો સવાબ મળશે ? તેઓએ જવાબમાં ફરમાવ્યું કે : દરેકને પૂરે પૂરો સવાબ મળવા ઉપર એક જમાઅતે ફતવો આપ્યો છે અને આ કથન અલ્લાહ તઆલાના મહાન ફઝલથી સુસંગત છે." [શામી] અને એવી જ ઉમ્મીદ રાખવી જોઈએ કે અલ્લાહ તઆલા દરેકને પૂરે પૂરો સવાબ આપશે.

[ફતાવા રહીમિય્યહ : ભાગ-૧ પેજ નં. ૩૮૮, ૩૮૯]

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

:: સમાપ્ત ::

અલ્લાહ તઆલાના

ફઝલથી મહમૂદુલ્ફતાવાનો

પહેલો ભાગ પૂરો થયો.

બીજો ભાગ ઝકાતના

બયાનથી શરૂ થશે,

ઈન્શાઅલ્લાહ.